# પુરોવચન

મહાકવિએ ચતુર્થ અંકમાં સખીઓ પાસે પૂછાવ્યું છે— ‘अयं जनः कस्य हस्ते समर्पितः ।’ અને એનો કોઈ સીધો ઉત્તર ન આપતાં મહર્ષિ કહે છે ‘अलं रुदित्वा !’

વિશ્વભરમાં આ દેશને ગૌરવભેર ઊંચું મસ્તક રાખવાનો અવકાશ અપાવનાર સંસ્કૃત ભાષા અને સાહિત્ય આજે જાણે એવો જ પ્રશ્ન પૂછી રહેલા છે અને ઉત્તર પણ મેળવે છે લગભગ એવો જ ! અને તોય આ માટે કંઈક કરીએ, વિચારીએ, લખીએ એ ઉત્કંઠા દિલમાં રહે છે અને એ રીતે अभिज्ञानशाकुन्तलम्‌ની આ આવૃત્તિ આકાર લઈ રહી છે

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः । શાકુન્તલ આવી રમણીય કૃતિ છે એમ સહુ સહૃદયીઓએ સ્વીકાર્યું છે અને એટલે પ્રત્યેક જમાનાએ, પ્રત્યેક સહૃદયીએ શાકુન્તલમાં નવીનતાનાં દર્શન કર્યાં છે અમને પણ શાકુન્તલનો આસ્વાદ લેતાં જે દર્શન થયું તે અમે અર્ઘ્યરૂપે સમાજને ચરણે ધરીએ છીએ. આ આવૃત્તિને પ્રગટ કરવા માટે અમને પ્રેર્યા સરસ્વતી પુસ્તક ભંડારના સંચાલક શ્રી અશ્વિન શાહે સરસ્વતી પુસ્તક ભંડારના આદ્ય સ્થાપક પં. ભૂરાલાલ શાહે આજીવન સંસ્કૃત પુસ્તકો પ્રગટ કરીને સંસ્કૃત વાઙ્મયની ગંગાને સમાજમાં વહાવવાનું કાર્ય કર્યું છે તેમના અનુગામી ભાઈ શ્રી અશ્વિન શાહે પણ એ પરંપરા ચાલુ રાખી પંડિત ભૂરાલાલનું સમુચિત તર્પણ કરવાનું ભગીરથ કાર્ય ખૂબ ઉત્સાહપૂર્વક કરવા માંડ્યું છે તેનું એક સુફળ છે આ અભિજ્ઞાનશાકુન્તલનું આ પુસ્તક

વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમમાં તો આ મહાન કૃતિ નિયત થશે અને તેથી વિદ્યાર્થીઓ માટે ઉપયોગી બનશે જ, પણ આ વિશ્વરૂપી વિદ્યાલયમાં વિચરતા આદિ પ્રેમિકને પણ શાકુન્તલ કવિતા તરીકે ‘Love at first sight’ની અનુભૂતિ કરાવે છે તે સૌને પણ આ કૃતિ ગમશે

સંપાદનમાં પુરોગામી મનીષીઓનું સદાનું ઋણ સ્વીકારીએ છીએ અમને ગુરુજનો મિત્રો, મુરબ્બીઓ તથા વિદ્યાર્થીઓની પ્રેરણા અને ઉત્સાહ બળદાયક બન્યા છે—તે સૌનો હૃદયથી આભાર માનીએ છીએ. ભાઈશ્રી અશ્વિન શાહ આ પ્રવૃત્તિ સતત જીવંત રાખે તેવી ભાવના સાથે વિરમીએ

અમદાવાદ
મહાશિવરાત્રિ ૨૦૩૫
૨૨–૨–'૭૯

"Wouldst thou the young year's
blossoms and the fruits of its decline,
And all by which the soul is charmed,
Enraptured feasted, fed,
"Wouldst thou the earth and heaven itself in one
sole name combine ?
I name thee, O Sakuntala ! and all at once is said"

આ ઉપરાંત Alexcander von Humboldt, Sir Monier Williams Augustus, Willaimv on Schlegel, Dr. Ryder, Prof. Lassen, Dr. Sylvain Levi વગેરે બીજા પણ પશ્ચિમના વિદ્વાનોએ કાલિદાસની કૃતિઓનું અધ્યયન કરીને પોતપોતાની રીતે તેની વિશિષ્ટતાઓ બતાવી છે. શાકુન્તલનો યુરોપને પ્રથમ પરિચય કરાવનાર સર વિલિયમ જોન્સે જ કાલિદાસને માટે 'our illustrious poet, the Shakespeare of India' એવા શબ્દો પ્રયોજીને તેની મહત્તા યૂરોપ પાસે પ્રગટ કરી હતી.

## क જીવન

આવા ભારતના પ્રતિનિધિરૂપ કવિના જીવન અંગેની કોઈ જ માહિતી આપણી પાસે નથી તેના ભૌતિક જીવનની બધી જ વિગતો કાળના ગર્તમાં લુપ્ત થવા પામી છે. આપણી પાસે માત્ર છે તેના અક્ષરજીવનને મૂર્ત કરતી તેની કેટલીક સુવિખ્યાત કૃતિઓ અને શૂન્યતાના પટ ઉપર તેને વિષે અનેક જાતની કલ્પના આલેખવાનું બહોળું ક્ષેત્ર. પરંતુ કયા જીવનપ્રસંગોએ તેના અક્ષરસ્વરૂપના પુદ્ગલને ઘડ્યું હશે કે તેનો કયો શોક શ્લોકત્વમાં પરિણમ્યો હશે તે કંઈજ આપણે જાણતા નથી. આને કારણે જ લોકમાનસે પોતાના આ વહાલસોયા કવિ ઉપર અનેક કલ્પનાકુસુમો ચડાવ્યા છે, તેના નામની આજુબાજુ અનેક રોમાંચક દંતકથાઓ ઊભી કરી દીધી છે, અને વીર વિક્રમથી માંડીને દાનવીર ભોજરાજાના દરબારના અનેક પ્રસંગોનો તેને નેતા બનાવ્યો છે. એ સ્પષ્ટ છે કે આ બધી કલ્પનાઓનું કંઈજ ઐતિહાસિક મહત્ત્વ નથી.

રાજશેખરના મત પ્રમાણે તો કાલિદાસ નામના ત્રણ કવિઓ થઈ ગયા છે.[૫] પ્રો. બેન્દ્રે કાલિદાસ નામના બે કવિઓ થઈ ગયા હતા તેમ માને છે—એક રઘુવંશ વગેરે કાવ્યો લખનાર અને બીજો શાકુન્તલ વગેરે નાટકો લખનાર. ડૉ. એસ. કે.

૫ જુઓ : एकोऽपि जीयते हन्त कालिदासो न केनचित् ।
शृङ्गारे ललितोद्गारे कालिदासत्रयी किमु ॥

ગુપ્તા પણ બે કાલિદાસમા માને છે.[૬] શ્રી. એમ એ. સબનીસ પણ કાલિદાસ નામના બે કવિઓ થઈ ગયા છે તેમ માને છે[૭] જેને પ્રો. વિલ્સને ઈ. સ પૂ. બીજી સદીની મધ્યમા થઈ ગયેલો કલ્પ્યો તે એક કાલિદાસ જ્યારે બીજો ઈ સ.ની છઠ્ઠી સદીમા થઈ ગયેલો નાનાશબ્દાર્થયત્નનો કર્તા કાલિદાસ શ્રી સબનીસના મત પ્રમાણે આ બીજા કાલિદાસના નાનાશબ્દાર્થયત્ન ઉપર તેના મિત્ર નિચુલે તરલા નામની વ્યાખ્યા લખી છે. શ્રી સબનીસ કહે છે કે આ જ કાલિદાસે નલોદય, જ્યોતિર્વિદાભરણ વગેરે કેટલાક ગ્રથો લખેલા છે અને તે ગ્રથોને જ કેટલાક લોકો પહેલા કાલિદાસના નામે ચડાવે છે. જ્યારે કેટલાક વિદ્વાનો માતૃગુપ્તને જ કાલિદાસ માને છે

આ અનેક કાલિદાસની તથા તેના આશ્રયદાતા તરીકે કલ્પાયેલા વિક્રમાદિત્યના નામધારી પણ અનેક રાજાઓની કલ્પનાથી શાકુતલકાર કાલિદાસના જીવન અગેની કોઈપણ માહિતી વિશેષ ગુચવાડામા ગ્રસ્ત થઈ જાય છે.

**જન્મસ્થળ :** કાલિદાસના જન્મસ્થળ સબધમા પણ વિદ્વાનોમા એક વાક્યતા નથી કેટલાક વિદ્વાનો માને છે કે કાલિદાસ બગાળી હતો અને તે મુર્શીદાબાદમા જન્મ્યો હતો તે પ્રાન્તમા તેના વિશે કેટલીય દતકથાઓ પણ પ્રચલિત માને છે. પ્રો પડિત લક્ષ્મણ કલ્લા તેને કાશ્મીરી માને છે. ડૉ. ભાઉદાજી નોધે છે તેમ કાશ્મીરમા જ ઊગતા કેસરનુ સહુ પ્રથમ વર્ણન કાલિદાસે જ કર્યુ છે. કેટલાક વિદ્વાનો કાલિદાસને વિદિશામા થયેલો માને છે કેટલાક તેને લકાવાસી પણ ગણે છે જ્યારે બીજા ઘણા વિદ્વાનો તેને માળવામા ઉજ્જયિનીમા થયેલો માને છે. ખાસ કરીને મેઘદૂતમા તેણે ઉજ્જયિની ઉપર બતાવેલો પક્ષપાત જોતા અતરગ પ્રમાણની દૃષ્ટિએ કાલિદાસ ઉજ્જયિનીનો નિવાસી હતો તે અનુમાનને વિશેષ સમર્થન મળે છે આમ છતા તેની કૃતિઓ ઉપરથી–ખાસ કરીને મેઘદૂત અને રઘુવશમા આવતા ભૌગોલિક વર્ણનો ઉપરથી લાગે છે કે કાલિદાસ ભારતભરમા ખૂબ ફર્યો હશે.

### ख. કાલિદાસનો સમય

જેમ કાલિદાસના જન્મસ્થળની બાબતમા તેમ કાલિદાસના સમયની બાબતમા પણ વિદ્વાનોમા એકમત્ય નથી કેટલાક વિદ્વાનો તેને ઇ સ પૂ. બીજી સદીમા શુગવશના રાજાઓના સમયમા થયેલો ગણે છે, તો બીજા કેટલાક વિદ્વાનો

૬ જુઓ : A I O C 1965

૭ જુઓ : Kalidasa–His Style and his Time by S A. Sabnis

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

## ૧ કાલિદાસ

માત્ર ભારત જ નહિ પણ સમગ્ર જગતના સાહિત્યરસિકો કાલિદાસના નામથી ભાગ્યે જ અજાણ્યા હશે કાલિદાસ ભારતનો અને સંસ્કૃત સાહિત્યનો તો નિઃશંકપણે મહાન કવિ હતો તેની પછી થઈ ગયેલા અનેક જાણીતા તથા અજાણ્યા ભારતીય લેખકોએ ભાવપૂર્ણ અંજલિ આપીને તેનું સમુચિત સન્માન કર્યું છે બાણે તેની મધુરસાર્દ્ર સૂક્તિઓની પ્રશંસા કરી[1], તો પ્રસન્નરાઘવ ના કર્તા જયદેવે તેને 'કવિકુલગુરુ' 'સંસ્કૃતકવિતાકામિનીનો વિલાસ' કહ્યો કોઈએ તેના ઉપમાની તરીકે બિરદાવીને તેને સંસ્કૃતકવિતાકામિનીનો વિલાસ' કહ્યો કોઈ એક કવિએ એક પ્રશંસા કરી[2] તો કોઈએ તેની વૈદર્ભી શૈલીની સ્તુતિ કરી[3] કોઈ એક કવિએ એક શ્લોકમા કાલિદાસની અપ્રતિમતાને ભારે રોચક શબ્દોના વર્ણવી છે વિવેચકોએ તેને સંસ્કૃત સાહિત્યાકાશનો ઘણોજ તેજસ્વી તારક ગણ્યો છે.

ઈ સ ૧૭૮૯મા વિલિયમ જોન્સના શાકુન્તલના ભાષાન્તરથી પશ્ચિમના દેશોને કાલિદાસનો પરિચય થયો અને ત્યારથી માંડીને પશ્ચિમના પણ અનેક સહૃદયોએ કાલિદાસની મુક્તકંઠે પ્રશંસા કરી છે ઈ સ ૧૭૯૨ ના કાલિદાસના અભિજ્ઞાનશાકુન્તલમ્ નુ ભાષાન્તર વાંચીને પ્રખ્યાત જર્મન કવિ તથા સાહિત્યકાર Goethe નાચી ઊઠયો હતો એમ કહેવાય છે અને તેણે કાલિદાસને સુન્દર કાવ્યાંજલિ આપી F B Eastwick ના અંગ્રેજી ભાષાન્તર પ્રમાણે આ અંજલિ નીચે પ્રમાણે છે[4]

---

१ निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥— बाण—हर्षचरित

२ उपमा कालिदासस्य ।

३ वैदर्भीरीतिसंदर्भे कालिदासः प्रगल्भते । वैदर्भीरीतिना स्वर श्रीकालिदास वरम् ।

૪ આ ભવાંજલિના બીજા બે અનુવાદો આ રહ્યા

वासन्तं कुसुमं फलं च युगपत् ग्रीष्मस्य सर्वं च यद्
यच्चान्यन्मनसो रसायनमथो सन्तर्पणं मोहनम् ।
एकीभूतमभूतपूर्वमथवा स्वर्लोकभूलोकयो—
रैश्वर्यं यदि वाञ्छसि प्रियसखे शाकुन्तलं सेव्यताम् ॥—५ तारानाथ कवि तर्क

"Wouldst thou the young year's
blossoms and the fruits of its decline,
And all by which the soul is charmed,
Enraptured feasted, fed,
'Wouldst thou the earth and heaven itself in one
sole name combine ?
I name thee, O Sakuntala ! and all at once is said"

આ ઉપરાંત Alexander von Humboldt, Sir Monier Williams Augustus William von Schlegel, Dr. Ryder, Prof Lassen, Dr Sylvain Levi વગેરે બીજા પણ પશ્ચિમના વિદ્વાનોએ કાલિદાસની કૃતિઓનું અધ્યયન કરીને પોતપોતાની રીતે તેની વિશેષતાઓ બતાવી છે શાકુન્તલનો યુરોપને પ્રથમ પરિચય કરાવનાર સર વિલિયમ જોન્સે જ કાલિદાસને માટે 'our illustrious poet, the Shakespeare of India' એવા શબ્દો પ્રયોજીને તેની મહત્તા યુરોપ પાસે પ્રગટ કરી હતી

ક જીવન

આવા ભારતના પ્રતિનિધિરૂપ કવિના જીવન અંગેની કોઈ જ માહિતી આપણી પાસે નથી તેના ભૌતિક જીવનની બધી જ વિગતો કાળના ગર્તમાં લુપ્ત થવા પામી છે આપણી પાસે માત્ર છે તેના અક્ષરજીવનને મૂર્ત કરતી તેની કેટલીક સુવિખ્યાત કૃતિઓ અને કલ્પનાના પટ ઉપર તેને વિશે અનેક જાતની કલ્પના આલેખવાનું બહોળું ક્ષેત્ર પરંતુ કયા જીવનપ્રસંગોએ તેના અક્ષરસ્વરૂપના પુદ્ગલને ઘડ્યું હશે કે તેનો કયો લોકોત્તરત્વમાં પરિણમ્યો હશે તે કંઈ જ આપણે જાણતા નથી આને કારણે જ લોકમાનસે પોતાના આ વહાલસોયા કવિ ઉપર અનેક કલ્પનાકુસુમો ચડાવ્યાં છે, તેના નામની આજુબાજુ અનેક રોમાંચક દંતકથાઓ ઊભી કરી દીધી છે, અને શ્રી વિક્રમથી માંડીને દાનવીર ભોજરાજના દરબારના અનેક પ્રસંગોનો તેને નેતા બનાવ્યો છે એ સ્પષ્ટ છે. આ બધી કલ્પનાઓનું કંઈ જ ઐતિહાસિક મહત્ત્વ નથી

રાજશેખરના એક પ્રબંધ પ્રમાણે તો કાલિદાસ નામના ત્રણ કવિઓ થઈ ગયા છે[૫] આ ઉપરાંત અભિનવ કાલિદાસ નામના બે કવિઓ થઈ ગયા હતા તેમ મનાય છે—એક [illegible] લખનાર અને બીજો [illegible] વગેરે નાટકો લખનાર ડૉ. એસ. ...

---

૫ જુઓ एकोऽपि जीयते हन्त कालिदासो न केनचित् ।
शृङ्गारे ललितोद्गारे कालिदासत्रयी किमु ॥

ગુપ્તા પણ બે કાલિદાસમાં માને છે.[૬] શ્રી. એસ. એ. સબનીસ પણ કાલિદાસ નામના બે કવિઓ થઈ ગયા છે તેમ માને છે.[૭] જેને પ્રો. વિલ્સને ઈ. સ. પૂ. બીજી સદીની મધ્યમાં થઈ ગયેલો કલ્પ્યો તે એક કાલિદાસ જ્યારે બીજો ઈ.સ.ની છઠ્ઠી સદીમાં થઈ ગયેલો નાનાશબ્દાર્થરત્નનો કર્તા કાલિદાસ. શ્રી સબનીસના મત પ્રમાણે આ બીજા કાલિદાસના નાનાશબ્દાર્થરત્ન ઉપર તેના મિત્ર નિચુલે તરલા નામની વ્યાખ્યા લખી છે. શ્રી સબનીસ કહે છે કે આ જ કાલિદાસે નલોદય; જ્યોતિર્વિદાભરણ વગેરે કેટલાક ગ્રંથો લખેલા છે અને તે ગ્રંથોને જ કેટલાક લોકો પહેલા કાલિદાસના નામે ચડાવે છે. જ્યારે કેટલાક વિદ્વાનો માતૃગુપ્તને જ કાલિદાસ માને છે.

આ અનેક કાલિદાસની તથા તેના આશ્રયદાતા તરીકે પંકાયેલા વિક્રમાદિત્યના નામધારી પણ અનેક રાજાઓની કલ્પનાથી શાકુંતલકાર કાલિદાસના જીવન અંગેની કોઈપણ માહિતી વિશેષ ગુંચવાડામાં ગ્રસ્ત થઈ જાય છે.

**જન્મસ્થળ :** કાલિદાસના જન્મસ્થળ સંબંધમા પણ વિદ્વાનોમાં એકવાક્યતા નથી. કેટલાક વિદ્વાનો માને છે કે કાલિદાસ બંગાળી હતો અને તે મુર્શીદાબાદમાં જન્મ્યો હતો. તે પ્રાંતમાં તેના વિશે કેટલીય દંતકથાઓ પણ પ્રચલિત માને છે. પ્રો. પંડિત લક્ષ્મણ કલ્લા તેને કાશ્મીરી માને છે. ડૉ. ભાઉદાજી નોંધે છે તેમ કાશ્મીરમાં જ ઊગતા કેસરનું સહુ પ્રથમ વર્ણન કાલિદાસે જ કર્યું છે. કેટલાક વિદ્વાનો કાલિદાસને વિદિશામાં થયેલો માને છે. કેટલાક તેને લંકાવાસી પણ ગણે છે જ્યારે બીજા ઘણા વિદ્વાનો તેને માળવામાં ઉજ્જયિનીમાં થયેલો માને છે. ખાસ કરીને મેઘદૂતમાં તેણે ઉજ્જયિની ઉપર બતાવેલો પક્ષપાત જોતાં અંતરંગ પ્રમાણની દૃષ્ટિએ કાલિદાસ ઉજ્જયિનીનો નિવાસી હતો તે અનુમાનને વિશેષ સમર્થન મળે છે. આમ છતાં તેની કૃતિઓ ઉપરથી–ખાસ કરીને મેઘદૂત અને રઘુવંશમાં આવતાં ભૌગોલિક વર્ણનો ઉપરથી લાગે છે કે કાલિદાસ ભારતભરમાં ખૂબ ફર્યો હશે.

### ख. કાલિદાસનો સમય

જેમ કાલિદાસના જન્મસ્થળની બાબતમાં તેમ કાલિદાસના સમયની બાબતમાં પણ વિદ્વાનોમાં એકમત્ય નથી. કેટલાક વિદ્વાનો તેને ઇ. સ. પૂ. બીજી સદીમાં શુંગવંશના રાજાઓના સમયમાં થયેલો ગણે છે, તો બીજા કેટલાક વિદ્વાનો

---

૬ જુઓ : A I O C 1965

૭ જુઓ : Kalidasa–His Style and his Time by S. A. Sabnis

તેને ઇ સ. ની અગિયારમી સદીમા ભોજના સમયમા થયેલો માને છે. આમ બારસો વર્ષ જેટલા સમયના ગાળામા કાલિદાસના સમય વિષેની જુની જુદી કલ્પનાઓ અથડાયા કરે છે

કાલિદાસના સમય અગે મુખ્ય ૭ મતો તો પ્રસિદ્ધ છે.૭. તેમા તાજેતરમા મહામહોપાધ્યાય ડૉ વી વી મીરાશીએ નવો અભિપ્રાય બતાવીને એક ઉમેરો૮ કર્યો છે. ઈ. ૬૩૪મા લખાયેલા એહોળના શિલાલેખમા કાલિદાસનો એક ખ્યાતનામ કવિ તરીકે ઉલ્લેખ છે આ ઉપરાત પણ ઈ સ ૬૧૦મા થઈ ગયેલા બાણભટ્ટે તેમના 'હર્ષચરિત'મા પણ કાલિદાસની કવિતાના ગુણોની પ્રશસા કરી છે.૯ આમ ઇ સ. ૬૧૦ પછીની કાલિદાસના સમય અગેની કલ્પનાઓનુ આપોઆપ નિરસન થઈ જાય છે. પરતુ ઇ. સ પૂ. બીજી સદીથી ઇ. સ. ની છઠ્ઠી સદી સુધીમા પણ ઉપર નિર્દેશેલા ૭ મતો છે સક્ષેપમા તે મતો આ પ્રમાણે છે

(૧) ઈ. સ. પૂ. બીજી સદી :–मालविकाग्निमित्रम् ના भरतवाक्य ના આધારે પ્રો કુન્હન રાજાએ આ મત પ્રદર્શિત કર્યો છે આ મતને શ્રી સગનીસે સમર્થન આપ્યુ છે. (૨) ઇ. સ પૂ પહેલી સદી –વિક્રમસવતના પ્રવર્તક વિક્રમાદિત્યના સમયમા કાલિદાસ થઈ ગયો છે, એવો મત પ્રો શમ્ભવર્ણેકર, પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા અને બીજા કેટલાક વિદ્વાનો ધરાવે છે (૩) ઈ. સ. ની ત્રીજી સદી — ગ્વાલિયરના ખ્યાતનામ ખગોલશાસ્ત્રી સદ્ગત શ્રી ડી વી કેતકારે આ મત પ્રદર્શિત કર્યો છે. આ મત મુજબ દક્ષિણાયન અગસ્ત્યના તારાના લબમાર્ગ પાસે થતુ એવુ રઘુવશના ૧૬મા સર્ગના એક શ્લોકને આધારે કહી શકાય છે (૪) ઈ સ ૪૦૦– આ મત મુજબ કાલિદાસ ગુપ્ત સમયમા થઈ ગયો. તે વિક્રમાદિત્યનુ ઉપનામ ધારણ કરનાર ચદ્રગુપ્ત બીજાનો રાજ્યકવિ હતો. આ ચદ્રગુપ્ત બીજાએ માળવા અને સૌરાષ્ટ્રના ક્ષત્રપોને હરાવીને ઉજ્જયિની ઉપર રાજ્ય કર્યુ હતુ આ મતના પુરસ્કર્તાઓમા મુખ્યત્વે શ્રી કીથ મહામહોપાધ્યાય ડૉ. મીરાશી વગેરે વિદ્વાનો છે (૫) ઈ સ.ની પાચમી સદીનો મધ્યભાગ:–આ મતના મુખ્ય પુરસ્કર્તા શ્રી કે. બી.

૮ જુઓ M. M Dr. V. V. Mirashi's lecture, "The Rashtrakutas of Kuntala and the date of Kalidas" given under the auspices of Akhil Bharatiya Sanskrit Vidyapeeth Saradiya Jnana Mahotsava Oct, 1966

૯ જુઓ · निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ –हर्षचरितम्

પાઠક રઘુવંશના ચોથા સર્ગમાં વર્ણવાયેલા રઘુએ પરાજિત કરેલા હૂણોના વર્ણન ઉપરથી કાલિદાસનો સમય ઇ. સ. પાંચમી સદીનો માને છે. (૬) ઇ. સ.ની છઠ્ઠી સદી — આ મતના મૂળ પ્રવર્તક પ્રોફે મેક્સમૂલર માનતા હતા કે ઇ. સ. છઠ્ઠી સદીમાં કોરૂરના યુદ્ધમાં વિક્રમાદિત્યે શકો ઉપર વિજય મેળવ્યો હતો, ત્યારથી ભારતમાં સંસ્કૃત વિદ્યાનું પુનરુત્થાન થયું પ્રોફે પી. સી સેનગુપ્તા પણ ખગોળની દૃષ્ટિએ આ સમયને જ કાલિદાસનો સાચો સમય માને છે[૧૦]

ઉપરના મતોમાંથી બીજા અને ચોથા મતના અનુયાયીઓ ઘણા છે બાકીના મતોને બહુ સમર્થન મળ્યું નથી. કોરૂર યુદ્ધના વિજેતા વિક્રમાદિત્યે પોતાના નામ ઉપરથી એક સંવત શરૂ કર્યો અને તેને ૬૦૦ વર્ષ આગળથી પ્રવર્તાવ્યો ગણ્યો આ ફર્ગ્યુસનનો મત સ્વીકારાયો નથી આવું જ બીજા કેટલાક મતો વિષે બન્યું છે.

(अ) **ગુપ્તકાળનો મત** આ મતના અનુયાયીઓ નીચેની દલીલો કરીને કાલિદાસ ગુપ્તકાળના થઈ ગયા તેમ સૂચવે છે

૧ કાલિદાસ પોતાના ગ્રંથોમાં અનેકવાર गुप् ધાતુનો ઉપયોગ કર્યો છે ૨ રાજા ચંદ્રગુપ્તે શક લોકોને હરાવીને તથા તેમના હાથમાંથી પોતાના ભાઈની પત્ની ધ્રુવદેવીને બચાવીને તેની સાથે લગ્ન કર્યું હતું. એમ મનાય છે કે કાલિદાસે રઘુવંશમાં રઘુદિગ્વિજયનું વર્ણન કર્યું છે તેમાં આડકતરી રીતે ચંદ્રગુપ્તે શક-ક્ષત્રપો સામે કરેલા પરાક્રમોની જ પ્રશસ્તિ છે विक्रमोर्वशीयम्‌નું નામ તેણે પોતાના રાજા ચંદ્રગુપ્તે ધારણ કરેલા 'વિક્રમાદિત્ય' એ ઉપનામ ઉપરથી આપ્યું છે અને પુરૂરવાના પ્રણયનાટકમાં ચંદ્રગુપ્તનો ધ્રુવદેવી માટેનો પ્રેમ રજૂ થયો છે ૩. રઘુ દિગ્વિજયના વર્ણનમાં કાલિદાસે હૂણ લોકોનો ઉલ્લેખ કર્યો છે રામાયણમાં હૂણ લોકોનો ઉલ્લેખ આવતો નથી એટલે એમ અનુમાન થઈ શકે કે ઉપરના વર્ણનમાં ગુપ્ત સમયમાં પંજાબ અને કાશ્મીરમાં સત્તા ધારીને રહેલા હૂણ લોકોની વાત છે. ૪ ચંદ્રગુપ્તના પુત્ર કુમારગુપ્તના જન્મોત્સવના માનમાં કાલિદાસે कुमारसंभवम् રચ્યું છે ૫. ચંદ્રગુપ્તે ઉજ્જયિનીને પોતાની રાજધાની બનાવી હતી તેથી તેનું ખાસ પક્ષપાતભર્યું વર્ણન કાલિદાસની કૃતિઓમાં આવે છે ૬. ગુપ્ત રાજાઓ હિન્દુ ધર્મના પક્ષપાતી હતા તથા તેમનું શાસન સમૃદ્ધ હતું. તેમના સમયને સુવર્ણયુગ પણ કહેવામાં આવે છે આથી જ કાલિદાસની કૃતિઓમાં બ્રાહ્મણધર્મ પ્રત્યે પક્ષપાત તથા સમૃદ્ધિ અને વૈભવશાલિતા જોવામાં આવે છે ૭ मेघदूतના એક શ્લોકમાં કાલિદાસે શ્લેષથી નિચુલ અને દિઙ્નાગનો ઉલ્લેખ કર્યો છે મલ્લિનાથ કહે છે કે નિચુલ કવિ હતો તથા તે કાલિદાસનો મિત્ર હતો દિઙ્નાગ તેનો

૧૦ આ અંગે જુઓ સંસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ — ડૉ. ની. એન. શાસ્ત્રી

પ્રતિસ્પર્ધી હતો આ દિઙ્નાગ લગભગ ઈ. સ. ૪૫૦મા થઈ ગયો એમ મનાય છે. આથી કાલિદાસ પણ તેનો સમકાલીન જ બને છે. ૮ કાલિદાસે जामित्र (ગ્રીક diametron) તથા અન્ય રાશિઓનો ઉલ્લેખ કર્યો છે. આ શબ્દો ભારતમા ચોથા સૈકાના સમય પછી જ કાવ્યમા પ્રયોજાયેલા માલૂમ પડે છે ૯. કાલિદાસની કૃતિઓમા દેખાતા પૌરાણિક સદર્ભો બતાવી આપે છે કે કાલિદાસ ગુપ્ત સમયમા થઈ ગયો છે, કારણ કે આ સમયમા જ પૌરાણિક કથાઓ લોકમુખના સવિશેષ આદરને પામી હતી તથા તેમનો સાહિત્ય કૃતિઓમા વિશેષ ઉપયોગ થયો હતો.[११] આ જ પ્રમાણે હિન્દુ દેવદેવીઓની મૂર્તિના ઉલ્લેખો પણ બતાવી આપે છે કે કાલિદાસ ગુપ્ત કાળમા જ થઈ ગયો ગુપ્તકાળ પહેલા માત્ર બૌદ્ધ મૂર્તિઓ પ્રચલિત હતી.[१२] ૧૦ ડૉ. મીરાશી માને છે કે પ્રવરસેનના નામે ચડેલા પ્રાકૃત કાવ્ય सेतुबन्ध અથવા रावणवहो નો કર્તા ખરેખર તો કાલિદાસ હતો [१३] તે કાવ્ય ઉપરના ટીકાકાર રામદાસે લખ્યુ છે કે મહારાજાધિરાજ વિક્રમાદિત્યની આજ્ઞાથી નિખિલ-કવિચક્રચૂડામણિ કાલિદાસે મહારાજ પ્રવરસેન માટે આ કાવ્ય લખ્યુ અ. પ્રવરસેન તે ચદ્રગુપ્ત બીજાના જમાઈનો પુત્ર વાકાટરાજ પ્રવરસેન બીજો હોવો જોઈએ, અને તો વિક્રમાદિત્ય એ જ ચદ્રગુપ્ત. વાકાટક તામ્રપત્રોમા પણ પ્રવરસેન માટે 'મહારાજ' અને ચદ્રગુપ્ત માટે 'મહારાજાધિરાજ' એ ઉપનામો વપરાયેલા જોવા મળે છે તેઓ કહે છે કે વિદર્ભના રાજા રુદ્રસેન બીજાનુ અવસાન થયુ ત્યારે, તેની પત્ની જે ચદ્રગુપ્ત બીજાની પુત્રી હતી તે પ્રભાવતી ગુપ્તાએ પોતાના નાના બાળકો મોટા થયા ત્યા સુધી રાજ્યનો વહીવટ કર્યો હતો આ સમયે ચદ્રગુપ્તે પોતાની પુત્રીને મદદ કરવાને માટે કેટલાક માણસો મોકલ્યા હોય અને તેમા એક કાલિદાસ હોય તે સભવિત છે. આમ વિદર્ભમા કેટલોક સમય રહી ગયેલા કાલિદાસે પોતાના मेघदूत મા વિદર્ભમા આવેલા રામગિરિનુ વર્ણન કર્યુ છે ૧૧ ક્ષેમેન્દ્રના औचित्यविचारचर्चा માના એક ઉલ્લેખનો[१४] આધાર આપીને ડૉ. મીરાશી કહે છે કે कुन्तलेश्वरदौत्य નામનુ કાવ્ય પણ કાલિદાસે જ લખેલું છે એમ મનાય છે.

---

૧૧ "The Puranic traditions and details which find such frequent mention in the works of the poet came mostly to be compiled under the Gupta patronage and may yet have been in the melting pot during the first century B C"

—B C. Upadhyaya.

૧૨ જુઓ "India in Kalidasa" —B. C. Upadhyaya.

આ ઉપરાંત રાજશેખરના काव्यमीमांसा તથા ભોજના शृङ्गारप्रकाश અને सरस्वतीकण्ठाभरण માંથી એવી માહિતી મળે છે કે વિક્રમાદિત્યે કાલિદાસને કુન્તલના રાજાના દરબારમાં એલચી તરીકે મોકલ્યો હતો. ત્યાં પહેલાં તેનું બરાબર સ્વાગત થયું ન હતું, પણ ત્યાં તે કેટલોક સમય રહ્યો ત્યારપછી પોતાના રાજા વિક્રમાદિત્ય પાસે જતાં તેણે વિક્રમાદિત્યને ખબર આપી હતી કે[૧૪ અ] 'તમારા હાથમાં રાજ્યનો ભાર સોંપીને તે (કુન્તલરાજ) આનંદપ્રમોદમાં દિવસો વીતાવે છે.' ડૉ. મીરાશી માને છે કે કાલિદાસના कुन्तलेश्वरदौत्यમાંનો કુન્તલેશ તે જ દક્ષિણ મરાઠા પ્રદેશ ઉપર રાજ્ય કરતો માનપુરનો રાષ્ટ્રકૂટ રાજા છે ચંદ્રગુપ્તે જેમ વિદર્ભના વાકાટકોને મદદ આપી હતી તેજ પ્રમાણે માનપુરના રાષ્ટ્રકૂટોને પણ રક્ષણ આપ્યું હતું. ડૉ. મીરાશી ઉમેરે છે: "This is the oldest tradition about Kalidasa so far known. It can be satisfactorily explained only if he is placed about A D 400 and is regarded as the court-poet of Chandragupta II-Vikramaditya.

૧૨ એક બીજા મત પ્રમાણે બૌદ્ધ કવિ અશ્વઘોષની અને કાલિદાસની શૈલીમાં જોવા મળતું સામ્ય વિચારતાં કાલિદાસની શૈલી ઉપર અશ્વઘોષની અસર છે તેમ જણાય છે અશ્વઘોષની સાદી છટાઓમાં કાલિદાસે ભભક અને રંગ પૂર્યા છે. આ અનુમાનનનું તારણ એ આવે છે કે કાલિદાસ લગભગ ઈ સ ની ૧લી સદીમાં થઈ ગયો.

ઉપરની દલીલોને સ્વીકારવામાં કેટલીક મુશ્કેલીઓ ઉપસ્થિત થાય છે. (૧) ચંદ્રગુપ્તના પિતા સમુદ્રગુપ્તે ગુપ્ત સંવત્ શરૂ કર્યો હતો અને તેની પછી જ થયેલો ચંદ્રગુપ્ત પાછો નવો સંવત્ શરૂ કરે ખરો ? (૨) કાલિદાસ गुप् ધાતુનો ઉપયોગ કરે છે તે ઉપરથી તે ગુપ્ત સમયમાં થઈ ગયો એ દલીલ ચોકસાઈવાળો નિર્ણય માટે પૂરતી પ્રમાણભૂત નથી. (૩) રઘુની દિગ્વિજયયાત્રામાં આવતા પ્રદેશોના વર્ણનો માત્ર કાલિદાસનું ભૌગોલિક જ્ઞાન જ રજૂ કરે છે. (૪) શ્રી આપ્ટેના મત મુજબ ઈ પૂર્વે ત્રીજી શતાબ્દીના મધ્ય ભાગથી ઈ.સ.ની પહેલી અગર બીજી સદી સુધીમાં

૧૩ તેઓ લખે છે "See the following colophon of the cantos of that Kavya—
इति श्रीप्रवरसेनविरचिते कालिदासकृते दशमुखवधे महाकाव्ये आश्वास ।"

૧૪ 'अविरलोचित यथा कुन्तलेश्वरदौत्ये कालिदासस्य ।'

૧૪ અ "तत्र यथा कालिदास 'इह कुन्तलेश्वर करोति' इति विक्रमादित्येन पृष्ट तत्रत्यान् असदृशमितिग्राम..." भोज शृङ्गारप्रकाश

બેક્ટ્રિયાની પેલી બાજુએ હૂણ લોકોએ મજબૂત સામ્રાજ્ય જમાવ્યું હતું. (૫) ચોથી કે પાચમી સદીમાં થઈ ગયેલો દિઙ્નાગ બૌદ્ધ સાધુ હતો. તેની અને કવિ કાલિદાસની વચ્ચે વિદ્વેષનું કારણ જ શું હોઈ શકે ? (૬) जामित्र ને जामि શબ્દ ઋગ્વેદમા પણ આવે છે.[૧૫] આમ છતાં આ શબ્દ ગ્રીક ઉપરથી આવ્યો છે તેમ સ્વીકારીએ તોપણ ગ્રીકો કંઈ ઈ. સ.ની ચોથી પાચમી સદીમા જ ભારતના સંપર્કમાં આવ્યા ન હતા. તેમનો ભારત સાથેનો સંબંધ તો ઈ. સ. પૂ. ચોથી સદી જેટલો જૂનો છે. (૭) પુરાણકથા પ્રત્યેની પ્રીતિ તથા મૂર્તિપૂજાનો શોખ ભારતમા ઘણા જ પ્રાચીનકાળથી હતા. રામાયણ મહાભારતની કથામા આવા અનેક ઉલ્લેખો મળી આવશે. (૮) રાજશેખરે પોતે જ कालिदासत्रयी किमु કહીને એક કરતા વધારે કાલિદાસની કલ્પના કરી છે. એટલે શાકુન્તલકાર કાલિદાસ જ सेतुबन्ध અને कुन्तलेश्वरदौत्यनो કવિ હતો તેમ ચોક્કસપણે માની શકાય નહિ. બાકીના બધા તારણો અનુમાનથી આગળ જઈ શકે તેમ નથી. (૯) અશ્વઘોષ પહેલા થઈ ગયો કે કાલિદાસ પહેલા થઈ ગયો તે વિષે એકદમ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. સામાન્ય રીતે તો અનુકરણ કરનાર જ ઓછી પ્રતિભાવાળો દેખાય છે અર્થના લચહિલોલની સાથે સંપૂર્ણપણે સંપૃક્ત થયેલી કાલિદાસની શબ્દચ્છટાઓ તેની શૈલીનું સ્વાભાવિકપણું સિદ્ધ કરે છે. અશ્વઘોષની બાબતમાં આવું જ છે એમ કહી શકાશે શકાશે નહિ. (૧૦) શ્રી અભનીસ કહે છે કે શૈવધર્મી કાલિદાસ વૈષ્ણવધર્મી ગુપ્તોના સમયમા થઈ ગયો તેમ માની શકાય નહિ[૧૬]. વળી ગુપ્તરાજાઓનું પાટનગર પાટલિપુત્ર હતું પણ ક્યારેય ઉજ્જયિની તેમનુ પાટનગર ન હતું.

**ब. ઈ. સ. પૂર્વે પહેલી સદીનો મત :** આ મતના અનુયાયીઓની દલીલો સંક્ષેપમા નીચે પ્રમાણે છે : (૧) કથાસરિત્સાગર અને રજપૂત ક્રોનિકલ્સ

૧૫ आ घा ता गच्छानुत्तरा युगानि
यत्र जामयः कृणवन्नजामि ॥– ऋ. १०. १०. १०.

૧૬ આની સામે દલીલ કરતા શ્રી મીરાશી કહે છે : તો તો રઘુવંશમા વિષ્ણુના અવતાર રામની પરાક્રમગાથા આવતી હોઈ રઘુવંશનું કર્તૃત્વ પણ શંકાસ્પદ બને શ્રી ઉમાશંકર કહે છે : 'પણ વૈષ્ણવ–શિવનો કોઈ એવો અહિ–નકુલ સંબંધ જરૂર માનવાની નથી'. કાલિદાસને મન વિષ્ણુ–શિવ વચ્ચે ભેદ નહોતો તે સાચું, પણ તેમ છતા તે પરમ શૈવ હતો જ. શ્રદ્ધાના બાહ્ય પ્રતીકો તરીકે પણ રાજા અને તેના આશ્રિત કવિના ઇષ્ટ દેવ તદ્દન જુદા હોય તે સામાન્ય રીતે માની શકાય નહિ.

પ્રમાણે ઈ સ પહેલી સદીમા પરમારવંશનો વિક્રમાદિત્ય નામે રાજા થઈ ગયો હતો તેના પિતાનુ નામ મહેન્દ્રાદિત્ય હતુ પ્રો શેમ્ભુવણેકર કહે છે કે જ્યારે મહેન્દ્રાદિત્યે નિવૃત્તિ લીધી અને વિક્રમાદિત્ય ગાદીએ આવ્યા ત્યારે विक्रमोवर्शीयम् લખાયુ એ બાબત નાટકના પાચમા અકમા આયુસના અભિષકવિધિમા વિક્રમાદિત્યનો રાજ્યારોહણવિધિ પ્રતિબિમ્બિત થયો છે આ જ નાટકમા ઇન્દ્રને માટે મહેન્દ્ર અને પરાક્રમ માટે વિક્રમ શબ્દનો કવિએ રેલો પ્રયોગ આમ સાભિપ્રાય છે[17] (૨) मालविकाग्निमित्रम् મા અગ્નિમિત્ર વિષની ઝીણી ઝીણી વિગતો આવે છે આવી હકીકતો બીજા ગ્રથોમા નથી એટલે લાગે છે કે કવિ શુગવશના આ રાજાના રાજ્યકાળની સમીપના સમયમા થઈ ગયા છે અને એ રાજાના જીવનથી પરિચિત પ્રક્ષક સમક્ષ તેણે પોતાનુ (પ્રથમ) નાટક રજૂ કરવાનુ યોગ્ય માન્યુ હશે (૩) રઘુવશના છટ્ઠા સર્ગમા ઇન્દુમતીસ્વયવરના વર્ણનમા કાલિદાસ પાડય રાજાને ગણાવે છે ઈ સ પૂ પહેલા સૈકા પછી પાડય રાજાઓની રાજધાની ઉરગપુરમા હતી જ નહિ (૩) ઇ સની ૧લી સદીમા થઈ ગયલા અશ્વઘોષે જ પોતાની પહેલા થઈ ગયેલા સુપ્રસિદ્ધ કવિ કાલિદાસની શૈલીનુ અનુકરણ કર્યું હોય તેમ લાગે છે (૫) શાકુન્તલના છટ્ઠા અકમા વિધવા વારસદાર થઈ શકે નહિ તેવુ સૂચન આપે છે તે જ પ્રમાણે विक्रमोर्वशीयना પાચમા અકમા યોગ્યને મૃત્યુદડ આપવાનો ઉલેખ છે ઈ સ ની પહેલી સદીમા થયેલા સ્મૃતિકાર બૃહસ્પતિ વિધવાને પણ વારસદાર ગણાવે છે તથા યોગ્યને ગ્રજોગો પ્રમાણે સજા કરવાનુ સૂચવે છે આ બતાવે છે કે કાલિદાસ બૃહસ્પતિની પહેલા થઈ ગયો હશે શાકુન્તલ ૬ ૧ મા આવતો પશુહત્યાનો ઉલેખ બતાવે છે કાલિદાસના જમાનામા બ્રાહ્મણધર્મ ઘણો જ પ્રચલિત હશે અને પશુમેધ પણ થતા હશે આ બાબત પણ ઈ સ પૂર્વનો સમય દર્શાવે છે (૭) કેટલાક અશુદ્ધ અપાણિનીય વ્યાકરણ પ્રયોગો[18] પણ બતાવે છે કે કાલિદાસ એવા સમયમા થઈ ગયા હશે કે જ્યારે હજુ પાણિનિનુ વ્યાકરણ સર્વસ્વીકૃત બન્યુ નહિ હોય (૮) આ ઉપરાન્ત અન્તરગ પ્રમાણથી શ્રી વ્યાસનીસ કહે છે કે કાલિદાસ જેવા ભક્તીર કવિની કૃતિઓમા વિવાહ વખતે કરવામા આવતી સપ્તપદી વિધિનો ઉલેખ નથી તે નોધપાત્ર ગણાવુ જોઈએ ઈ સ પૂ ૮૦૦ થી ૨૦૦ સુધીના થઈ ગયેલા આશ્વલાયનના ગૃહ્યસૂત્રમા સપ્તપદીનુ વર્ણન આવે છે આ બતાવે છે કે કાલિદાસ એ સમયમા થયા હો

---

१७ જુઓ प्रिया महेन्द्रेपरामान्येन विक्रमनहम्ना वधने मरान । અને अनुसर राज विक्रमालंकार । વગેરે

१८ त पनदा प्रयम्नास प्रभ्रमायां दे नहुप चकार गच्छन्ते निन्दम વગેરે

જ્યારે સપ્તપદી વિધિ બહુ લોકપ્રિય બન્યો નહિ હોય. આ અને બીજી કેટલીક દલીલો આપીને કેટલાક વિદ્વાનો માને છે કાલિદાસ ઈ. સ. પૂ ૧લી સદીમાં વિક્રમાદિત્યના રાજ્યકાળમાં થયો હશે.

આ બધી દલીલો એક અથવા બીજા અનુમાન ઉપર જ દોરી શકે. કાલિદાસના સમયનો કાયમનો નિર્ણય થઈ જ ગયો છે તેમ કોઈના વડે પણ કહેવાનું શક્ય નથી. આમ છતાં ઉપર આપેલી દલીલો જોતાં કાલિદાસ ઈ. સ. પૂ ૧લી સદીમાં થયો હોય તે વધારે સંભવિત લાગે છે

### ग. કાલિદાસની કૃતિઓ :

**મેઘદૂત, કુમારસંભવ** અને **રઘુવંશ** એ કાવ્યોને તથા **માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય** અને **અભિજ્ઞાનશાકુન્તલ** એ નાટકોને કાલિદાસની કૃતિઓ તરીકે લગભગ સર્વસામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે. ઘણા વિદ્વાનો **ઋતુસંહારને** તથા કેટલાક **શૃંગારતિલકને** કાલિદાસના સર્જનો માને છે. આમ કાવ્યો અને નાટકો થઈને સાત કે આઠ કૃતિઓનું કર્તૃત્વ કાલિદાસનું છે એમ ઘણા વિદ્વાનો માને છે. કેટલીક વાર **શ્રુતબોધ, શૃંગારરસાષ્ટક, સેતુકાવ્ય, કર્પૂરમંજરી, પુષ્પબાણવિલાસ, શ્યામલાદંડક, પ્રશ્નોત્તરમાલા, જ્યોતિર્વિદાભરણ, કુન્તલેશ્વરદૌત્ય** જેવી કૃતિઓને પણ કાલિદાસના સર્જનો તરીકે ગણાવવામાં આવે છે. આમ છતાં એ માન્યતાને મોટાભાગના વિદ્વાનોએ સ્વીકારી નથી **ઋતુસંહારની** સાથે લગભગ નિશ્ચિતપણે કાલિદાસની મનાયેલી કુલ સાત કૃતિઓનો રચનાનુક્રમ નક્કી કરવો એ સહેલું નથી. પ્રિ રેના મત પ્રમાણે ऋतुसंहार, विक्रमोर्वशीय, मेघदूत, कुमारसंभव, मालविकाग्निमित्र, रघुवंश, शाकुन्तल એ ક્રમમાં કાલિદાસની કૃતિઓ રચાઈ હશે. એ ગમે તેમ હોય, છતાં એટલું તો લાગે જ કે ऋतुसंहार કાલિદાસની શરૂઆતની કૃતિ હશે અને अभिज्ञानशाकुन्तल તેની પરિણત વયની કૃતિ હશે. આ કૃતિઓનો ટૂંક પરિચય આ પ્રમાણે છે

(૧) ऋतुसंहार : ૭ સર્ગોના આ નાના કાવ્યમાં પ્રેમીએ પ્રેમિકા પાસે વર્ણવેલું ભારતની ગ્રીષ્મથી માંડીને વસંત સુધીની ઋતુઓનું વર્ણન છે

(૨) कुमारसंभवम् : કેટલાકના મત મુજબ આઠ સર્ગના તો કેટલાકના મત મુજબ સત્તર સર્ગના આ કાવ્યમાં તારકાસુરના નાશ માટે શંકરના પુત્રની જરૂર હતી. એટલે શંકરના પુત્ર કુમારના સંભવ–જન્મનું અહીં વર્ણન આવે છે. આના પુરોગામી વર્ણન તરીકે કામદેવે કરેલો શંકરના સમાધિભંગ માટેનો પ્રયત્ન, પાર્વતીનું તપ, શંકરનું લગ્ન ઇત્યાદિ પ્રસંગો આવે છે. હિમાલયના સુંદર વર્ણનથી આ કાવ્યની શરૂઆત થાય છે.

(૩) मेघदूतम्  આ નાનકડા ઊર્મિપ્રધાન ખંડકાવ્યના સ્વાધિકારમા પ્રમત્ત બનેલા કુબેરનો શાપ પામેલા યક્ષે અષાઢના પહેલા દિવસે રામગિરિ ઉપર દેખાયેલા મેઘને દૂત તરીકે પોતાનો સંદેશો આપીને પોતાની પ્રિયતમા પાસે મોકલ્યો છે તેનુ અને મેઘને ઉત્તર તરફ જવા માટેના પ્રવાસમાર્ગનું વર્ણન આવે છે

(૪) रघुवशम्  ઓગણીસ સર્ગના આ મહાકાવ્યમા સૂર્યવંશી રાજા રઘુ અને તેના વંશનુ વર્ણન આવે છે. આવા આ મહાકાવ્યમા રઘુના પિતા દિલીપથી માંડીને છેક અપુત્ર મરણ પામેલા અગ્નિવર્ણ સુધીના રાજાઓનું વર્ણન આવે છે

(૫) मालविकाग्निमित्रम् : ૭ અંકના આ નાટકમા શુંગવંશના રાજા અગ્નિમિત્ર અને માલવિકાનો પ્રણય નિરૂપાયો છે અગ્નિમિત્રને આ પહેલા ધારિણી અને ઇરાવતી નામની બે રાણીઓ તો હતી જ આમ આ બે રાણીઓ પ્રતિનાયિકાઓ બને છે. તેમના દ્વારા રાજાના પ્રણયકાર્યમા જે અંતરાયો પેદા થાય છે તેને આ નાટકનો બુદ્ધિશાળી વિદૂષક દૂર કરે છે. રાજા કદી પોતાની બીજી બે રાણીઓ પ્રત્યે દાક્ષિણ્ય છોડતો નથી છેલ્લે માલવિકા—અગ્નિમિત્રનુ કાયમી મિલન સિદ્ધ થાય છે,

(૬) विक्रमोर्वशीयम्  આ પંચાંકી નાટકનો નાયક છે પ્રતિષ્ઠાનપુરનો રાજા પુરૂરવા, અને નાયિકા છે અપ્સરા ઉર્વશી આ નાટકમા સ્વર્ગના સ્ત્રીરત્ન ઉર્વશીનું પુરૂરવા સાથે મિલન થાય છે અહી પણ રાજાની આગવી રાણી કાશીરાજપુત્રી પ્રતિનાયિકા છે રાજા તેના પ્રત્યે દાક્ષિણ્ય બતાવે છે, પરંતુ આ રાણી ખાસ વિઘ્નરૂપ બનતી નથી રાજાના પ્રણયજીવનને અંતરાય ઉવર્શીને ભરતમુનિએ આપેલા શાપથી અને કુમારવનને મળેના કુમારના શાપથી ઊભો થાય છે. મોટે ભાગે રાજાની પરાક્રમ શીલના અને પ્રણયનિષ્ઠાથી આ અંતરાયો દૂર થાય છે વિદૂષક આ નાટકમા છબરડા ઊભા કરવા સિવાય ખાસ કંઈ કામ કરતો નથી આ નાટકમા પહેલા નાટક કરતા એક પ્રતિનાયિકા ઓછી છે તથા વિદૂષક રાણીના પ્રણયકાર્યને મદદ કરતો નથી એટલે નાયક પુરૂરવાની પ્રતિભા અહી વિશેષે ખીલી ઊઠે છે એમ લાગે છે કે આ નાટકમા કાલિદાસની પ્રણયભાવનાએ આકાર પામવા માંડ્યો છે અહીં અનેક રીતે સ્વર્ગ અને પૃથ્વીનુ મિલન થયુ છે આને ત્રોટક કહેવામા આવે છે.

(૭) अभिज्ञानशाकुन्तलम्  કાલિદાસનુ આ ત્રીજુ નાટક સુપ્રસિદ્ધ છે તેના વિષે આપણે વિસ્તૃત અભ્યાસ કરવાના જ છીએ. મોટા ભાગના વિવેચકો *मालविकाग्निमित्रम्*ને કાલિદાસનુ પ્રથમ નાટક કહે છે, *विक्रमोर्वशीयम्*ને કાલિદાસનુ બીજું નાટક ગણે છે અને अभिज्ञानशाकुन्तलम् ને કાલિદાસનુ ત્રીજુ નાટક—તેની પરિણત પ્રતાનુ સર્જન ગણે છે. પરંતુ શ્રી આર. વી. જાગીરદાર[૧૮] *विक्रमोर्वशीयम्*ને કાલિદાસનું પહેલું मालविकाग्निमित्रम्ને બીજું અને अभिज्ञानशाकुन्तलम्ને તેનુ ત્રીજું નાટ્યસર્જન ગણે છે

---

૧૮ જુઓ Drama in Sanskrit Literature-R. V. Jagirdar.

## ૨. अभिज्ञानशाकुन्तलम्

છેક પ્રાચીન કાળથી માંડીને આપણા દેશના સાહિત્યરસિકોએ મહાકવિ કાલિદાસના આ નાટકને પોતાનું સહુજ પ્રિય નાટક ગણ્યું છે. આખા સંસ્કૃત-સાહિત્યમાં તેને અત્યંત રમ્ય ગણાવીને તેની નીચેના શબ્દોમાં તેમણે પ્રશસ્તિ કરી છે:

काव्येषु नाटकं रम्यं तत्र रम्या शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥

ભારતની ભાષાઓમાં તથા અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ડેનિશ, સ્વીડીશ, લેટિન અને બીજી ભાષાઓમાં તેના અનેકવાર અનુવાદો થયા છે, તેનો વિધવિધ દૃષ્ટિકોણથી અભ્યાસ થયો છે અને હજુ થતા જ કરે છે. માત્ર આપણા દેશમાં જ નહિ પણ વિદેશોમાંય આધુનિક સમય સુધી અનેકવાર તેને રંગભૂમિ ઉપર રજુ કરવાના પ્રયત્નો થતા છે આપણી ગુજરાતી ભાષામાં પણ શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક, કવિ શ્રી ન્હાનાલાલ, શ્રી બ. ક. ઠાકોર, શ્રી દલપતરામ, પ્રાણજીવન ખખ્ખર, શ્રી ચતુરભાઈ પટેલ, શ્રી મનસુખલાલ ઝવેરી, શ્રી કે. કા. શાસ્ત્રી, શ્રી ઉમાશંકર જોશી વગેરે એ તેના અનુવાદ કર્યા છે. આ ઉપરાંત તેના અનેક રૂપાન્તરો પણ થયા છે. શાકુન્તલ ઉપરની રાઘવભટ્ટની ટીકા સુપ્રસિદ્ધ છે.

કવિવર શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે આ નાટક ઉપર 'પ્રાચીનસાહિત્ય'માં મર્મસ્પર્શી લેખો લખ્યા છે અને Humboldt, શાકુન્તલ–પ્રશસ્તિ તરીકે જાણીતી Goetheની શ્લોકપંક્તિઓ વિશે જે શબ્દો પ્રયોજે છે તે જ શબ્દોમાં કહીએ તો "એક કવિના આત્મામાં બીજા કવિએ ડોકિયું કર્યું છે" આવો જ સ્તુત્ય અભ્યાસ સમશ્લોકી અનુવાદની તેમની પ્રસ્તાવનામાં શ્રી ઉમાશંકર જોશીએ કર્યો છે આમ अभिज्ञानशाकुन्तलम् નાટક કાળના અનેક વાગફેરો વચ્ચે પણ એકધારી રીતે લોકસમુદાયની પ્રીતિ પામ્યું છે. તેમાં નિરૂપાયેલું શકુન્તલા–દુષ્યંતનું પ્રણયજીવન લોકમાનસ માટે પ્રણયજીવનની કાયમી વિભાવના બન્યું છે ઘણું જ પ્રાચીન હોવા છતાં આ નાટક અદ્યતન છે અને આજે પણ મનુષ્યોની લાગણી અને કલ્પનાને એક નવું વાસંતી ચેતન પાય છે. સમગ્ર સૃષ્ટિની ચેતના જાણે નવનવ બનેલી ચિત્તતંત્રીમાંથી નિર્ઝરતી મહાન કવિની વાણીનું પાન કરવાનું મળે તે લહાવો છે. આવી મહાન કૃતિઓની પાસે બેસતાંજ આપણને પણ મહત્તાનો અનુભવ થાય છે.

આ નાટકના સાત અંક છે નાયક છે હસ્તિનાપુરનો રાજા દુષ્યંત અને નાયિકા છે વિશ્વામિત્ર અને મેનકાથી જન્મેલી કણ્વના તપોવનના ઋષિની તેમની પાલ્યપુત્રી શકુન્તલા. વસ્તુ છે દુષ્યંત–શકુન્તલાના પ્રણયનું. હવે દરેક અંકનો ક્રમશઃ અવલોકન કરીએ

## અ - પહેલો

પ્રારંભમા **નાન્દીશ્લોક** આવે છે તેમા કવિ કાલિદાસ પોતાના ઇષ્ટદેવ અષ્ટમૂર્તિ ભગવાન શિવના સ્વરૂપનુ વર્ણન કરે છે આ શ્લોકમા ઇષ્ટદેવને નમસ્કાર તથા પ્રેક્ષકોને આશીર્વાદ છે જ આ શ્લોકમા આ આખી સૃષ્ટિની વિધવિધ પ્રવૃત્તિની પાછળ રહેલા, તેને વ્યક્તિત્વ અને ગતિ આપતા એક ચૈતન્યમય તત્ત્વનુ ગાન કરવામા આવ્યુ છે તેના શબ્દો ભરેલા છે તેના કુશળ રીતે યોજાયેલા વર્ણવિન્યાસથી એક અદ્ભુત લય પેદા થાય છે અને નશ્વર ગતિથી આપણા અસ્તિત્વને આવરી લે છે

કાલિદાસના ત્રણેય નાટકોના નાન્દીશ્લોકોમા શિવની જ સ્તુતિ આવે છે એટલે લાગે છે કે કાલિદાસ સર્વસંપ્રદાય-સહિષ્ણુ હોવા છતા શૈવમાર્ગી છે તેના શિવ એ કોઈ મંદિરમા પૂરાયેલા દેવ નથી પરંતુ સમગ્ર જગતને વ્યાપીને રહેલુ ચૈતન્ય સ્થાણુ છે પહેલા બે નાટકોની નાન્દીમા કવિએ શિવને એક દેવ તરીકે એક પરમ તત્ત્વ તરીકે વર્ણવ્યા છે, જ્યારે અહી તો લાગે છે કે કવિએ જીવનની બધી જ અવસ્થાઓમા જગતના બધા જ તત્ત્વોના સૌન્દર્ય નિહાળ્યુ છે અને જે સૌન્દર્ય છે તે જ કવિના શિવ છે આમ કવિની દૃષ્ટિ અહી વ્યાપક બની છે ટૂંકમા આ એક શ્લોકમા જ આખીય સૃષ્ટિનુ મહાગાન ગોરંભે છે

**પ્રસ્તાવના** સંસ્કૃત નાટકોમા નાન્દી પૂરી થતા જ એક નાનુ દૃશ્ય આવે છે તેને પ્રસ્તાવના આમુખ સ્થાપના કહેવામા આવે છે આ દૃશ્યમા સૂત્રધાર કે સ્થાપક રંગભૂમિ ઉપર આવે છે આ ઘણીવાર નટી વિદૂષક કે પારિપાર્શ્વકને બોલાવીને તેની સાથે સંવાદ કરતા કરતા નાટકની પ્રસ્તાવના કરે છે પ્રસ્તાવનામા સામાન્ય રીતે નાટ્યકારનો પરિચય (પ્રરોચના) નાટકનો પરિચય અને કેટલીકવાર ઋતુસંબંધી ગીત પણ આવે છે

આપણા નાટકની પ્રસ્તાવનામા સૂત્રધાર અને નટીનો સંવાદ આવે છે સૂત્રધાર કહે છે कालिदास ग्रथितवस्तुना नवेन अभिज्ञानशाकुन्तलनामधेयेन नाटकेन उपस्थातव्य मस्माभि આ શબ્દોમા જ તેણે નાટક અને નાટ્યકારનો ઉલ્લેખ કરી નાખ્યા છે આ નાટકના નાટ્યકાર પોતાના વિશે કે પોતાની કલા વિશે લાંબી વાત કરી નથી એ હકીકતમા આપણે તેનો આત્મવિશ્વાસ જોઈ શકીએ છીએ અલબત્ત आ परितोषा द्विदुषा न साधु मन्ये प्रयोगविज्ञानम्। बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेत ॥ એ શ્લોકના કલાકારની વિનીત નમ્રતા જરૂર થાય છે આ પ્રસ્તાવનામા સૂત્રધાર ગ્રીષ્મ ઋતુનુ વર્ણન કરે છે અને નટી ગ્રીષ્મઋતુ ઉપર એક ગીત ગાય છે આમ સંસ્કૃત નાટકની પ્રસ્તાવનામા અપેક્ષિત બધી બાબતો અહી આવી જાય છે

પરંતુ આ નાટકની પ્રસ્તાવનામાં માત્ર વિગતોનું જ શુષ્ક નિરૂપણ થયું નથી નાટ્યકારે ભારે કલાત્મકતાથી તરત જ આવતા મુખ્ય દૃશ્યને અનુભવવા માટેની સુયોગ્ય ભૂમિકા પણ પ્રસ્તાવનામાં રચી દીધી છે.

સૂત્રધારની એક એક ઉક્તિમાં પ્રગટતા પુરુષસુલભ આત્મવિશ્વાસમા, નટીએ–એક સ્ત્રીએ आर्यस्य सुविहितप्रयोगतया કહીને કરેલી તેની કોમળ સ્ત્રીસુલભ પ્રશંસામ પુરુષ–સ્ત્રીનો આકર્ષક સંવાદ ઉત્પન્ન થાય છે. આથી વાતાવરણમા લાગણીના માર્દવનું બીજ વવાય છે, અને એ પછી આવતા વાતાવરણનું યથોચિત પુરોગામી બની રહે છે.

સૂત્રધારના ગ્રીષ્મવર્ણનમા ગ્રીષ્મઋતુના પુરુષને ગમે તેવા આનંદોનો નિર્દેશ થયો છે. જ્યારે નટીના ગાનમા ગ્રીષ્મઋતુના સ્ત્રીઓને પ્રિય અલંકારનું વર્ણન થયું છે. આ બન્ને વર્ણનો થઈને પ્રેક્ષકોના મનમા ગ્રીષ્મની સંપૂર્ણ આહ્લાદકતા ઊભી થઈ શકે તેમ છે. બન્નેના વર્ણનોમા વનપ્રદેશના ચિત્રો રજૂ થયા છે. વળી નટીના ગીતમાના શબ્દોની અમર શૃંગારોત્તેજક છે તેમ પણ કોઈને લાગે. આ બધાથી નાટકના મુખ્ય દૃશ્યની ગ્રીષ્મઋતુમા થયેલી શરૂઆત, વનભૂમિ વગેરેનું સૂચન થાય છે.

નટીના સંગીતની અસરથી પ્રેક્ષકો 'રાગબદ્ધ ચિત્તવૃત્તિ' થઈને કદાચ દૂર દૂરના કોઈ અગમ્ય નિતાંત રમણીય પ્રદેશના દ્વારે ખેંચાઈ ગયા હશે. તે જ સમયે રાજા દુષ્યંત પણ મૃગની પછવાડે દોડી આવતા આવતા અગમ્યના દ્વારે ખડો થઈ જાય છે કેટલાક વિવેચકોએ સારગોળ અતિરહસ્ય શબ્દોમા નટીના ગીતનો રાગ પણ વેગીલો સારંગ રાગ હતો તેવું સૂચન જોયું છે આ સૂચનને માન્ય કરીએ તો સારંગ રાગથી બપોરના કે બપોર પછીના સમયનું સૂચન થયું છે તેમ માની શકાય. ગમે તેમ હોય પણ નટીના ગીતે વાતાવરણમા મોહકતાનો ગુલાલ ઉડાડી દીધો છે અને તપોવન જેવી શાંત ભૂમિમા પણ છેક ત્રણ અંક સુધી જામતા જતા પ્રણયના દૃશ્યને આસ્વાદવા પ્રેક્ષકોને તૈયાર કર્યા છે.

સંગીતની અસરથી ખેંચાઈ ગયેલા સૂત્રધારને થયેલા સ્મૃતિલોપમાં ભવિષ્યમા રાજા દુષ્યંતને થયેલા સ્મૃતિલોપનું સૂચન પડેલું છે તેમ કહેવાય છે તે સાચું છે.

આમ આ નાટકની પ્રસ્તાવના શુષ્ક ન રહેતાં સૂચક અને રસિક બની છે. નાટ્યકાર ભારે કૌશલથી પ્રેક્ષકોના ચિત્તના તાણાવાણાને મુખ્ય દૃશ્ય સાથે વણી લીધા છે. આ પ્રસ્તાવનામાં સૂત્રધાર અને નટીના ચાલતા સંવાદપ્રયોગ ઉપર એકાએક દુષ્યંતના રથવેગનું દૃશ્ય ચડી જાય છે, આથી શાસ્ત્રીય પરિભાષામાં આ પ્રસ્તાવના 'પ્રયોગાતિશય' કહેવાય છે.[1]

---

૧ પ્રસ્તાવનાના લક્ષણ માટે જુઓ : निर्वेर्यथैव सक्लो मुखना प्रतिपद्यते । प्रधानस्य प्रबन्धस्य तथा प्रस्तावना मता ॥–સુધાકરે. અથવા सूत्रधारो नटीं ब्रूते मार्षं वापि विदूषकम् । स्वकार्यं प्रस्तुताक्षेपि चित्रोक्त्या यत्तदामुखम् ॥–દશરૂપરે. અને एषोऽयमित्युपक्षेपात्सूत्रधार प्रयोगतः । पात्रप्रवेशो यत्रैष प्रयोगातिशयो मतः ॥

**તપોવનમા કાશ્યપની અનુપસ્થિતિ :** સામાન્ય રીતે નાટકના પાત્રો રંગભૂમિ ઉપર ઉપસ્થિત થઈને નાટ્યકાર્યનો વિકાસ કરાવે, પરંતુ કાશ્યપ અથવા કણ્વ પહેલા તથુ અંક સુધી અનુપસ્થિત હોવાને કારણે જ નાટકમા કેટલીક ક્રિયાઓ જન્મી છે

માલિની તીરે કણ્વાશ્રમની પાસે રાજાનો રથ આવતા જ રાજાને આશ્રમમૃગને હણતો રોકીને સમિધ લેવા ઉપડેલા વૈખાનસો સમાચાર આપે છે કે "હમણા જ પોતાની પુત્રી શકુન્તલાને અતિથિસત્કારનુ કામ સોપીને એના પ્રતિકૂળ દૈવનુ શમન કરવા કુલપતિ કણ્વ સોમતીર્થ ગયા છે[૨]"

ઉપરનુ વાક્ય જણાવે છે કે કાશ્યપ હમણા જ ગયા છે એટલે સોમતીર્થ પહોચીને પાછા ફરે એટલો લાબો સમય તેઓ તપોવનમા હાજર નથી તેમણે પોતાનુ અતિથિસત્કારનુ કાર્ય પોતાની પુત્રી શકુન્તલાને સોપ્યુ છે. આમ સ્વાભાવિક રીતે જ કણ્વ પ્રત્યે આદર બતાવવા ઇચ્છતા રાજાએ શકુન્તલાને મળવુ જ રહ્યુ. જો કણ્વ આશ્રમના ઉપસ્થિત હોત તો રાજા તેમને જ વદીને પોતાના નગરમા પાછો ગયો હોત અને પ્રણયકાર્ય થયુ જ નહોત કણ્વની ગેરહાજરીને લીધે જ તપોવનના ઇષ્ટિકાર્યોમા વિઘ્નો પેદા થાય છે, અને રાજાને કેટલોક સમય આશ્રમમા રહેવા આવવુ પડે છે અને શકુન્તલા–દુષ્યન્તના પ્રણયસબધો આગળ વધે છે આ સમય દરમિયાન દુષ્યન્ત–શકુન્તલાના ગાન્ધર્વ લગ્ન થવા પામે છે આ વખતે પણ કણ્વ હાજર હોત તો કદાચ ગાન્ધર્વલગ્ન વિષે જાણીને શકુન્તલાને દુષ્યન્તની સાથે જ વળાવી દેત અને પાચમા અકથી જે કાઈ બન્યુ છે તે–શકુન્તલાનુ પ્રત્યાખ્યાન–વગેરે બન્યુ નહોત વળી કણ્વ ઉપસ્થિત હોત તો દુર્વાસાના આગમન વખતે અતિથિસત્કારનુ કામ પોતે જ કરી લેત, અને તોપણ દુર્વાસાનો શાપ અને તેનાથી જન્મેલી નાટ્યક્રિયાઓ થાત જ નહિ આમ કણ્વની અનુપસ્થિતિને લીધે જ આખુ નાટક બનવા પામ્યુ છે તેમની ગેરહાજરીમા તપોવનનુ આખુ વાતાવરણ વિશૃખલ થઈ ગયુ છે તેમની હાજરીમા તપોમય જીવન તથા અતિથિસત્કારનો જે મેળ વનજ્યોત્સ્ના–કેસરરક્ષકના લગ્ન સાથે કે શકુન્તલામા જાગેલા અજાણ્યા ભાવાવેશ સાથે રહી શકયો હોત તે તેમની ગેરહાજરીમા રહી શકયો નહિ અને શકુન્તલાના ચિત્ત ઉપર આવેલુ ભાવાક્રમણ તપોવનના સામાન્ય જીવનથી જુદુ પડી ગયુ

કણ્વની અનુપસ્થિતિને પણ નાટકની કથા સાથે સબધ છે તેઓએ શકુન્તલા ઉપર આવનાર પ્રતિકૂળ દૈવને ભાખી લીધુ હતુ અને તેના શમન માટે તેઓ

---

૨ इदानामेव दुहितर शकुन्तलामतिथिसत्काराय नियुज्य दैवमस्या प्रतिकूल शमयितु सोमतीर्थ गत ।–शाकुन्तलम्, अङ्क–१

તીર્થસ્થાને ગયા હતા. આમ તેમની અનુપસ્થિતિનું કારણ અને પરિણામ નાટકની અગત્યની ક્રિયાઓને સૂચવી દે છે

**કણ્વનો આશ્રમ :** કણ્વનો આશ્રમ માલિનીના તીરે આવેલો હતો. એમ લાગે છે કે આ માલિની નદી ગંગા નદીની એક શાખા હશે અને હસ્તિનાપુર પાસે વહેતી હશે. કાલિદાસે તેને 'રઘુવંશ'મા મંદાકિની પણ કહી છે. આ માલિનીના તીર ઉપર કણ્વનો આશ્રમ આવેલો હતો આ આશ્રમની અગ્રહદ છેક વૈખાનસો રાજા દુષ્યંતને મળ્યા ત્યાથી શરૂ થાય છે. આશ્રમમા બે ભાગ હોય તેમ લાગે છે. બહારના ભાગમા આશ્રમીય વાતાવરણ છે, પણ કદાચ તપસ્વીઓનો વસવાટ નથી. વસવાટ અંદરના ઝુંપડાઓમા છે. બહારના ભાગથી જ આશ્રમની વિશિષ્ટ શાંતિ વૃક્ષો અને પશુપક્ષીઓમા ફેલાયેલી છે બહાર વૃક્ષો ઊગેલા છે. તેમના ઉપર પોપટના માળા છે અને તેમાથી નીચે નીવારના દાણા પડેલા છે. તેમને પાણી પાવા માટે નહેરોની વ્યવસ્થા કરેલી લાગે છે કયાક કયાક ઇંગુદીના ફળને ભાગવા માટે વપરાયેલા ચીકણા પથ્થરો, વિશ્વાસથી આમતેમ ઘૂમતા હરણાઓ, ડાળીઓ ઉપર સૂકવેલા વલ્કલો– આ બધાથી તપોવનનું વ્યક્તિત્વ ઘડાય છે ઉપવનની ભૂમિ ઉપર ઊગેલુ દર્ભનું ઘાસ કદાચ હરણીઓએ કાપી નાખ્યું છે. ચારેય બાજુએ તપસ્વીઓએ કરેલા હોમનો ધુમાડો પ્રસરી રહ્યો હશે અને તેનાથી નવપલ્લવોનો રંગ ઝાંખો પડતો હશે. આશ્રમથી થોડે દૂર આવેલા જળાશયો તરફ સ્નાન વગેરે ક્રિયાઓ કરવા માટે ગયેલા તપસ્વીઓના વલ્કલોમાથી ટપકતી જલરેખાઓથી આ ભૂમિ અંકિત થયેલી છે.

આશ્રમના અંદરના ભાગમા પ્રવેશદ્વાર આવે છે. અહીં પણ આગળના ભાગમા એક ઉદ્યાન હોય તેમ લાગે છે. લતાઓથી છવાયેલા આ ઉદ્યાનમા સુંદર વૃક્ષો અને લતાઓ ઊગેલા છે તેમને તપોવનકન્યાઓ રોજ પાણી પાય છે. નિવાસ માટેની ઉટજો હજી અહેજ અંદરના ભાગમા છે. આમ નિતાન્ત રમણીય પ્રકૃતિના ખોળામાં બેઠેલી આશ્રમભૂમિ ઘણી સોહામણી હશે તેમ લાગે છે.

**દુષ્યંત–શકુન્તલાના પ્રણયની પૂર્વતૈયારી :** શકુંતલા દ્વારા કણ્વને પોતાની ભક્તિનો અર્ઘ્ય પહોચાડવા જ્યારે દુષ્યંત તપોવનમા પ્રવેશે છે ત્યારે તેને –તેના જાગ્રત મનને જરાય ખ્યાલ નથી કે એ જ શકુન્તલા તેની પ્રિયતમા બની જશે. પોતાના શરીરના પ્રમાણને અનુરૂપ નાના નાના સેચનઘટને લઈને વૃક્ષોને પાણી પાતી ત્રણ સખીઓનું દર્શન તેને મધુર લાગ્યું. તે તેનો અનુભવ એક જોતા તો તેની કશીજ માનસિક તૈયારી વગરનો આકસ્મિક હતો કણ્વદુહિતાને તેણે પહેલીવાર જોઈ- તે પહેલાં તેના સૌન્દર્યથી પોતે ઘાયલ થયો, તેની સંક્રામકશીલે તેનામા નહિ હોય એમ લાગે છે કે તેનો ચક્ષુરાગ એક રીતે તે. તદ્દન અકસ્માત્

સ્વયંભૂ હતો એમ છતાં જરા સૂક્ષ્મતાથી જોઈશું તો લાગશે કે
રાજા દુષ્યંતના ઉત્પન્ન થનારા ભવ માટે કાળજીપૂર્વક આયોજના કરી
પ્રથમ તો આશ્રમના દ્વારે આવતાં જ તેને વૈખાનસો મળે છે રાજાએ આશ્રમમૃ
ઉપર શરપ્રહાર કરવાનું બંધ રાખ્યું તેથી પ્રસન્ન થઈને તેઓ તેને આશીર્વાદ આપે
છે. पुत्रमेव गुणोपेत चक्रवर्तिनमाप्नुहि । 'તને આવા જ ગુણવાળો ચક્રવર્તી પુત્ર પ્રાપ્ત
થજો.' આશ્રમના દ્વારે અથવા નાટકના દ્વારે આપવામાં આવેલો આ આશીર્વાદ
નાટકમાં સાચો પડે છે અથવા નાટકના અંતનો નિર્દેશ કરે છે એ તો સ્પષ્ટ જ
છે પરંતુ આ આશીર્વાદ તે સમયે તો એક ચમકારથી રાજાના જીવનના એક શૂન્ય
રહી ગયેલા ખૂણાને પ્રગટ કરી નાખે છે જીવનના સંપૂર્ણ રસથી ઉભરાતા રહેતા આ
રાજાને પુત્ર નથી વૈખાનસોએ આપેલો આશીર્વાદ રાજાના મનમાં પુત્રપ્રાપ્તિની આશા
રોપી દે તે તદ્દન સ્વાભાવિક છે આ આશાનું બીજ તેના મનને નવા પરિણય
સંબંધ માટે અનુકૂળ બનાવી દઈ શકે પોતાનું ભાગ્ય કોઈ નવી દિશામાં ઊઘડી
રહ્યું છે તેની પ્રતીતિ પામેલો રાજા નવા સંબંધો માટે આંતરિક રીતે જ તૈયાર થવા
લાગે આ પછી આશ્રમભૂમિમાં પ્રવેશતાં જ તેનો જમણો હાથ ફરકે છે જમણા
હાથનું સ્પંદન સુંદર સ્ત્રીના લાભનું સૂચક છે એમ મનાય છે[3] ઉલ્લાસથી ઉભરાતા
રાજાના મનમાં એક ક્ષણવાર પણ 'આ શાંત આશ્રમમાં હાથ ફરકવાનું ફળ શી
રીતે મળી શકશે' તે વિચાર ટકતો નથી અને તે મનમાં બોલી ઊઠે છે अथवा
भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र। અને બરાબર આ ઉદ્ગારની સાથે જ શકુન્તલાનો
અવાજ સંભળાય છે इत इत सख्यौ । જમણા હાથના ફરકવાથી રાજાના મનમાં
સ્પષ્ટ રીતે જ સ્ત્રીની પ્રાપ્તિનું સૂચન ઊભું થાય છે અને તેની સાથે જ તેના
કાન અને મનને શકુન્તલાનું વાક્ય પકડી લે છે અને કદાચ રાજાના ઉદ્ગાર અને
શકુન્તલાના વાક્યનો સંબંધ જોડાઈ જાય છે આ રાજા સૌન્દર્યપ્રેમી હતો તે તો
કાલિદાસે આપણને પ્રથમથી જ બતાવ્યું છે છલાંગ મારતા મૃગની વળાંક લેતી
ડોકનું સૌન્દર્ય નીરખવાનું જ તો તે વેગે દોડતા રથમાંથી પણ ચૂક્યો ન હતો
વળી વેગે ચાલતા રથમાંથી ભૂમિના દોડતા જતા આકારો તરફ પણ આ
રાજાનું ધ્યાન ગયા વગર રહ્યું ન હતું એમ સૌન્દર્યપ્રેમી રાજાનું ધ્યાન સહેલાઈથી
આકૃતિ રચતી સખીત્રિપુટિ ઉપર જાય છે અને તે બોલી ઊઠે છે अहो मधुरमासां
दर्शनम् અને ધીમે ધીમે સખીઓનું પણ ઝાંખું બની રહેતી શકુન્તલા ઉપર તેની
દૃષ્ટિ અવિરોધ નોંધાય છે

---

3 वामेतरस्पन्द वरस्त्रीलाभसूचक ।

આ ભ્રમરબાધા પ્રસંગનું એક મુખ્ય કાર્ય તો દુષ્યંતને અપાવવાનું હતું. એ કાર્ય ઘણું જ નાટ્યાત્મક રીતે થઈ ગયું છે.

ભ્રમરને શકુન્તલાના મુખની આજુબાજુ ઘૂમતો જોઈને દુષ્યંતને ઈર્ષ્યા થાય છે. ભ્રમર શકુન્તલાના ચંચળ કંપતા નેત્રોને સ્પર્શ કરી લે છે, કાનમાં કંઈક કહેતો હોય તેમ કાન પાસે ગુંજારવ કરી લે છે અને ઓઠને પણ અડી લે છે.[૫] આ બધું દુષ્યંતમા ઈર્ષ્યા પ્રેરે છે. આ ઈર્ષ્યાથી દુષ્યંતમા ઉત્પન્ન થયેલી શકુન્તલા માટે સ્પૃહાની ઉત્કટતાનું માપ મળી જાય છે. રાજાનું મન શકુન્તલાની સાથે સંયોગ પામવા કેટલું અધીરું છે તેનો ખ્યાલ આપણને મળે છે. પોતાના પ્રતિસ્પર્ધીને હઠાવીને અંદર પ્રવેશનો રાજા જાણે શકુન્તલાને જીતી લે છે.

આ ભ્રમરબાધા પ્રસંગમાં રાજાએ ભ્રમરની સાથે સ્પર્ધા કરી છે તેમાં કેટલાકને રાજાની ભ્રમરવૃત્તિ દેખાય છે. રાજા કેવળ સૌંદર્યલુબ્ધ ભમરા જેવો હતો અને જેમ ભ્રમર કોઈ એક પુષ્પને વફાદાર હોતો નથી, પણ નવા નવા મધનો લોભી હોય છે તેમ રાજા પણ એક સ્ત્રીને વફાદાર નથી, પણ જ્યા જ્યા તેને સૌંદર્ય દેખાય ત્યા ત્યા તેને તેને પામવા તે ઇચ્છે છે અને પોતે રાજા હોવાથી તે પામી પણ શકે છે. અહી પણ રાજાએ શકુન્તલાના સૌંદર્યને જોયું અને તેના પ્રત્યે તે લુબ્ધ થયો. આ રીતે રાજાની શકુંતલા માટેની સ્પૃહા પણ માત્ર દૈહિક આકર્ષણ સિવાય બીજું કશું નથી આ વિચારને પચમા અંકમા હંસપદિકાએ દુષ્યંતને ઉદ્દેશીને પ્રયોજેલા अभिनवमधुलोलुपस्त्व શબ્દો પણ સમર્થન આપે છે.

अभिज्ञानशाकुन्तलम्‌ની મૂળ કથા મહાભારતમા આવે છે. અહીં દુષ્યંતમા શકુન્તલા પ્રત્યે કોઈ ખાસ નિષ્ઠા જોવામા આવતી નથી. એટલે તે દુષ્યત કેવળ સૌંદર્યલોભી હતો તેવું અનુમાન કરવું ત્યા પોસાય તેમ છે. પરંતુ આપણા નાટકમા દુષ્યંતને શકુન્તલાના રૂપની જે અનુભૂતિ થાય છે તે માત્ર દૈહિક છે તેમ માનવાને કોઈ કારણ નથી. ઊલટું બીજા અંકમા રાજા દુષ્યંત વિદૂષક પાસે શકુન્તલાનુ રૂપ વર્ણવતા જ્યારે તેના રૂપને अनाघ्रातं पुष्पं ના ફલમિર ગણાવે છે ત્યારે લાગે છે કે દુષ્યંતને શકુન્તલાની અનુભૂતિ કંઈક અલૌકિક, અદ્વિતીય હતી. શકુન્તલાના રૂપે દુષ્યંતના સમગ્ર અસ્તિત્વને જ જાણે કે ભરી દીધું છે. આવી દુષ્યંતે કરેલી શકુન્તલાના રૂપની અનુભૂતિ માત્ર પહેલા બીજા અંકોમા જ નહિ, પણ પાચમા, છઠ્ઠા અને સાતમા અંકોમા પણ અંદરથી ચાલુ રહી છે તેમ જણાશે. હંસપદિકા રાજા ઉપર ગુસ્સે થયેલી છે એટલે બહુપત્નીત્વના રિવાજ પ્રમાણે જે તદ્દન સ્વાભાવિક હતી તેની બાબત માટે રાજાને પોતાના અન્યોક્તિશ્લોકમા એ ભ્રમર કહે છે' ઉછાંછળી વ્યક્તિ-

---

૫. જુઓ : चलापाङ्गां दृष्टिं स्पृशसि……વગેરે.

આમ શકુન્તલા પ્રત્યેના રાજાના પ્રણયનું પ્રોત્સાહક બીજ તપસ્વીઓના પુત્ર-પ્રાપ્તિ માટેના આશીર્વાદમાં રહેલું હતું એ વાતનું યોગ્ય મૂલ્યાંકન કરીએ તો શકુન્તલા પ્રત્યેના રાજાના વલણમાં સ્થૂલ સૌંદર્યોપભોગની વૃત્તિ જ દેખાશે નહિ, બલકે તેના મૂળમાં પિતૃત્વની સ્વાભાવિક ઝંખના અને તપસ્વીઓના આશીર્વાદનું ગાંભીર્ય રહેતાં દેખી શકાય. આ શાંત આશ્રમભૂમિ છે. અહીં સત્ય પ્રતિષ્ઠિત થયેલું તત્ત્વ છે. અહીં મળેલો આશીર્વાદ અને અહીં થયેલો ભાવાનુભવ સાચાં બની જાય છે.

ઉદ્યાનમાં વૃક્ષોને પાણી પાતી કન્યાઓનું મનોહર દર્શન કરવાના અને તેમના સ્વાભાવિકપણે ચાલતા સંવાદનું માધુર્ય માણવાના લોભથી રાજા વૃક્ષઘટાના આશ્રયે છૂપો છૂપો તેમને નિહાળી રહ્યો છે. તે દરમિયાન સખીઓના વાર્તાલાપનું કેન્દ્ર શકુન્તલા અને તેનું યૌવન બન્યાં છે. આથી અને શકુન્તલાના અપ્રતિમ રૂપથી રાજાનું ધ્યાન માતૃત્વથી જળપાન કરાવી રહેલી શકુન્તલા તરફ ખેંચાય છે. તેનું મન તેના તરફ ઢળે છે અને તેના આર્ય મનમાં જાગેલી શકુન્તલાને મેળવવાની સ્પૃહાને કારણે તેને લાગે છે કે શકુન્તલા જરૂર ક્ષત્રિયને પરણવા યોગ્ય હશે.

આ ભ્રમરબાધા પ્રસંગનું એક મુખ્ય કાર્ય તો દુષ્યંતને શકુન્તલા પાસે પ્રવેશ અપાવવાનું હતું. એ કાર્ય ઘણું જ નાટ્યાત્મક રીતે થઈ ગયું છે.

ભ્રમરને શકુન્તલાના મુખની આજુબાજુ ઘૂમતો જોઈને દુષ્યંતને ઈર્ષ્યા થાય છે. ભ્રમર શકુન્તલાના ચંચળ કંપતાં નેત્રોને સ્પર્શ કરી લે છે, કાનમા કંઈક કહેતો હોય તેમ કાન પાસે ગુંજારવ કરી લે છે અને ઓઠને પણ અડી લે છે.[5] આ બધું દુષ્યંતમા ઈર્ષ્યા પ્રેરે છે. આ ઈર્ષ્યાથી દુષ્યંતમા ઉત્પન્ન થયેલી શકુન્તલા માટે સ્પૃહાની ઉત્કટતાનું માપ મળી જાય છે. રાજાનું મન શકુન્તલાની સાથે સંયોગ પામવા કેટલું અધીરું છે તેનો ખ્યાલ આપણને મળે છે. પોતાના પ્રતિસ્પર્ધીને હઠાવીને અંદર પ્રવેશનો રાજા જાણે શકુન્તલાને જીતી લે છે.

આ ભ્રમરબાધા પ્રસંગમાં રાજાએ ભ્રમરની સાથે સ્પર્ધા કરી છે તેમાં કેટલાકને રાજાની ભ્રમરવૃત્તિ દેખાય છે. રાજા કેવળ સૌંદર્યલુબ્ધ ભમરા જેવો હતો અને જેમ ભ્રમર કોઈ એક પુષ્પને વફાદાર હોતો નથી, પણ નવા નવા મધનો લોભી હોય છે તેમ રાજા પણ એક સ્ત્રીને વફાદાર નથી, પણ જ્યા જ્યા તેને સૌંદર્ય દેખાય ત્યા ત્યા તેને તેને પામવા તે ઇચ્છે છે અને પોતે રાજા હોવાથી તે પામી પણ શકે છે. અહીં પણ રાજાએ શકુન્તલાના સૌંદર્યને જોયું અને તેના પ્રત્યે તે લુબ્ધ થયો. આ રીતે રાજાની શકુંતલા માટેની સ્પૃહા પણ માત્ર દૈહિક આકર્ષણ સિવાય બીજું કશું નથી આ વિચારને પાંચમા અંકમા હંસપદિકાએ દુષ્યંતને ઉદ્દેશીને પ્રયોજેલા अभिनवमधुलोलुपस्त्वं શબ્દો પણ સમર્થન આપે છે.

अभिज्ञानशाकुन्तलम्‌ની મૂળ કથા મહાભારતમા આવે છે. અહીં દુષ્યંતમાં શકુન્તલા પ્રત્યે કોઈ ખાસ નિષ્ઠા જોવામા આવતી નથી. એટલે તે દુષ્યંત કેવળ સૌંદર્યલોભી હતો તેવું અનુમાન કરવું ત્યા પોસાય તેમ છે. પરંતુ આપણા નાટકમા દુષ્યંતને શકુન્તલાના રૂપની જે અનુભૂતિ થાય છે તે માત્ર દૈહિક છે તેમ માનવાને કોઈ કારણ નથી. ઊલટું બીજા અંકમા રાજા દુષ્યંત વિદૂષક પાસે શકુન્તલાનું રૂપ વર્ણવતા જ્યારે તેના રૂપને अखण्ड पुण्यानां फलमिव ગણાવે છે ત્યારે લાગે છે કે દુષ્યંતને શકુન્તલાની અનુભૂતિ કંઈક અલૌકિક, અદ્વિતીય હતી. શકુન્તલાના રૂપે દુષ્યંતના સમગ્ર અસ્તિત્વને જ જાણે કે ભરી દીધું છે. આવી દુષ્યંતે કરેલી શકુન્તલાના રૂપની અનુભૂતિ માત્ર પહેલા બીજા અંકોમાં જ નહિ, પણ પાંચમા, છઠ્ઠા અને સાતમા અંકોમા પણ અંદરથી ચાલુ રહી છે તેમ જણાશે. હંસપદિકા રાજા ઉપર ગુસ્સે થયેલી છે એટલે બહુપત્નીત્વના રિવાજ પ્રમાણે જે તદ્દન સ્વાભાવિક હતી તેવી બાબત માટે રાજાને પોતાના અન્યોક્તિ શ્લોકમા એ ભ્રમર કહે છે' છંછેડાયેલી વ્યક્તિ-

5. જુઓ : चलापाङ्गां दृष्टिं स्पृशसि.......વગેરે.

એના શબ્દપ્રયોગોમા વ્યક્તિત્વનું સમતુલાત્મક આલેખન હોય તેમ માની શકાય નહિ. વળી આપણે ઉપર જોયુ પણ ખરું કે આશ્રમભૂમિમા રાજાને થયેલા ભાવાનુભવમા નૈસર્ગિકતા અને સચ્ચાઈ હતા જ એટલે કાચ રાજાના પોતાના જીવનમા પણ આ અનુભવ અપૂર્વ હતો. આમ હંસપદિકાની સાથે આપણે પણ સમતુલામાથી ચોડા ખસી ન જઈએ તો વિના કારણ રાજાને ભ્રમરવૃત્તિવાળો કહેવાની જરૂર નથી.

આમ છતા આ ભ્રમરબાધા પ્રસંગે રાજાને શકુન્તલા પાસે પહોચાડવાનું બહાનું ઊભું કરવા ઉપરાંત રાજામા જાગેલી સ્પૃહાની ઉત્કટ માત્રાને આકૃતિ આપી તે અર્થમા આ સુંદર પ્રતીકાત્મક પ્રસંગ છે. આ પ્રસંગથી રાજાના પ્રણયાવેશનો સચોટ ભાવસ્પર્શ આપણને બધાને થાય છે.

स्वप्नवासवदत्तम्‌ના પ્રમદવનદૃશ્યમા રાજા ઉદયન અને વિદૂષકને લતામંડપમાં પ્રવેશતા રોકવા માટે ચેટીએ ભમરાઓને ઉડાડીને ભમરબાધા ઉત્પન્ન કરી હતી. સંભવ છે કે કાલિદાસના મનમા આ પ્રસંગનો ઉદ્ભવ स्वप्नवासवदत्तम्‌ ના એ પ્રસંગ ઉપરથી થયો હોય આમ છતા અહીં આ પ્રસંગની થયેલી માવજત અને તેનું સ્વારસ્ય તદ્દન આગવા જ છે તે સ્પષ્ટ છે

**દુષ્યંત–શકુન્તલાનો પ્રણય :** શકુન્તલા માટે ઘણો જ સસ્પૃહ બની ગયેલો દુષ્યંત વૃક્ષવાટિકામા પ્રવેશ કરે છે. તેની ચતુર ગંભીર આકૃતિ, તેનો પ્રભાવ અને તેનો મધુર વાર્તાલાપ સાંભળીને ત્રણેય સખીઓ અંજાઈ જાય છે અનસૂયા–પ્રિયંવદા ક્રમશ ધીમે ધીમે સ્વસ્થ થાય છે તથા તેની ઓળખાણ પૂછે છે પરંતુ શકુન્તલા પોતાના ભાવાક્રમણમાથી છૂટી શકતી નથી રાજાના મોહક વ્યક્તિત્વથી અંજાઈને તેમા કોઈક નવો, તે કહે છે તેમ તપોવનવિરોધી, ભાવ[૬] ઉત્પન્ન થાય છે. તે એકમ ઘણું જ અવશપણું અનુભવે છે અને તેની અસહાય મુગ્ધતાને પ્રિયંવદા–અનસૂયા પણ કળી જાય છે પ્રિયંવદાના ઉપહાસના ઉત્તરમા શકુન્તલાએ કરેલા ગુસ્સાના કાલ્પિત ભાર કુશળતાથી શકુન્તલાનો રાજા પ્રત્યેનો ઉત્કટ ભાવાવેશ વર્ણવી દીધો છે. રાજાને પણ શકુન્તલાને પોતાના પ્રત્યે ભાવાવેશ છે એવી શંકા જાગે છે.[૭] રાજા દુષ્યંતનો શકુન્તલા તરફ પક્ષપાત અછતો રહેતો નથી. તેનું શકુન્તલા અંગે જ પૂછેલી પ્રશ્નાવલિના, થોડી શકુન્તલા માટે બનાવેલી ભૂમિકાનુભૂતિમા, પ્રિયંવદાએ શકુંતલાને પાણી સીંચવાનુ દેણુ યાદ કરાવતા તેના મોક્ષ માટે પોતાની વીંટી આપીને તેને અનૃણ કરવામા અને તેના પ્રસ્થાનના અને છેક છેવટે જતી પોતાની નજરે ઓળખ

६. तुलये · किं नु खलु इमं प्रेक्ष्य तपोवनविरोधिनो विकारस्य गमनीयास्मि संवृत्ता।
७. किं नु खलु यथा वयमस्यामेवमियमप्यस्मान्प्रति स्यात्।

છુપાવવાના તેના પ્રયત્નમાં રાજાનો શકુન્તલાપ્રેમ યુક્તિપૂર્વક સૂચવાઈ ગયો છે સખીઓ પણ આ બન્ને જણના પારસ્પરિક આકર્ષણને પામી ગઈ લાગે છે આમ દુષ્યંત-શકુન્તલાના પ્રણયસ્ફુરણને કાલિદાસે તેના સંપૂર્ણ સુંદર સ્વરૂપમાં વ્યક્ત કર્યું છે

શકુન્તલાનો દુષ્યંત માટેનો ભાવ સ્વયંભૂ છે એમ સ્પષ્ટ રીતે લાગે છે આમ છતાં તેને જે તપોવનવિરોધી લાગે તેવા તેના ઉપર થનાર આવા કોઈ ભાવાક્રમણની આશા પહેલેથી જ સખીઓને તો હતી[૮] એટલું જ નહિ પણ જ્યારે દુષ્યંત સખીસમુદાયની પાસે આવે છે ત્યારે 'તાત કાશ્યપ હાજર હોય તો તે આજે પોતાના જીવિતસર્વસ્વરૂપ શકુન્તલાથી આ રાજાનું સ્વાગત કરત'[૯] એમ સૂચવીને દુષ્યંત-શકુન્તલાના સંબંધની યોગ્યતાનું પણ સૂચન સખીઓએ કરી દીધું છે આમ શકુન્તલા લગ્નને યોગ્ય બની હતી અને અનુરૂપ વર મળતાં તાત કાશ્યપ પણ તેને વળાવવા માગતા જ હતા એ જોતાં શકુન્તલાનો ભાવાવેશ અસ્વાભાવિક, અયોગ્ય કે અસ્થાને તો નહોતો જ

આ તપોવનકન્યાની સ્પૃહા કરવાની બાબતમાં આગળ વધતાં પહેલાં રાજા દુષ્યંતે સખીઓને પૂછેલા પ્રશ્નો ઉપરથી જાણી લીધું કે શકુન્તલા રાજર્ષિ અને અપ્સરાની પુત્રી છે અને તેથી ક્ષત્રપરિગ્રહક્ષમા (ક્ષત્રિયને વરવા યોગ્ય) છે, તથા તાત કાશ્યપ અનુરૂપ વર મળે તો તેને વળાવવા ઇચ્છે છે આમ ધર્મ દૃષ્ટિએ તે શકુન્તલાનો વિચાર કરી શકે તેમ હતો

**તપોવન ઉપર હાથીનું આક્રમણ** રાજા દુષ્યંત અને શકુન્તલા વચ્ચે પ્રણયનો ઉદય થઈ ગયો આ રીતે આ નાટકના પહેલા અંકનું કાર્ય પૂરું થઈ ગયું હવે અંકને પૂરો કરવાનો હતો પરંતુ પ્રણયવિવશ થઈ ગયેલા શકુન્તલા કે દુષ્યંત એકબીજાથી દૂર થવાનું નામ પણ લે તેવી સ્થિતિમાં ન હતાં તો પોતાના અતિથિને અનસૂયા-પ્રિયંવદા પણ હવે જાઓ કહેવાની તપોવનવિરોધી તોછડાઈ ન બતાવે અને આ બધાં પાત્રો જ્યાં સુધી રંગભૂમિ ઉપરથી જાય નહિ ત્યાં સુધી અંક પણ પૂરો થઈ શકે નહિ આથી અંકને સમાપ્ત કરવાના ઉદ્દેશથી કાલિદાસે તપોવન ઉપર હાથીના આક્રમણનો પ્રસંગ યોજ્યો છે

મૃગયા દરમ્યાન નાસભાગમાં દુષ્યંતની પાછળ આવતું તો આખું સૈન્ય હતું જ રાજા દુષ્યંત દોડતા મૃગની પાછળ થઈને ઘણો આગળ નીકળી જતાં સૈન્ય પાછળ રહી ગયું હતું પરંતુ

૮ જુઓ પ્રિયંવદાની પરિહાસોક્તિ यथा वनज्योत्स्नानुरूपेण पादपेन सगता, अपि नामैवमात्मनोऽनुरूपं वरं लभेयेति ।

૯ अद्य तातः संनिहितो भवेत् तदा जीवितसर्वस्वेनापि अतिथिविशेषं कृतार्थं करिष्यति ।

રાજા આગળનો સમય તપોવનમાં રોકાયો ત્યાં તો સૈન્ય આવી પણ પહોંચ્યું અને તેના ઘોડાની ખરીની રજ તપોવન ઉપર ઊડવા લાગી રથને જોઈને બીધેલો એક હાથી તો માર્ગમાંના વૃક્ષોને ઊખેડી નાખીને હરણના ટોળાંને વિખેરતો તપના મૂર્તિમાન વિઘ્નના જેવો ધર્મારણ્યમાં પ્રવેશવા લાગ્યો આ વાત સાંભળીને રાજાને લાગ્યું કે તેના અનુયાયી સૈનિકો તપોવનને અવરોધરૂપ બનતા હતા આથી તેણે પાછા ફરવાની ઇચ્છા કરી સખીસમુદાય પણ આ વાતથી આકુળવ્યાકુળ બની ગયો અને તેણે પણ અંદરના ઉટજમાં જવાની ઇચ્છા બતાવી આમ બધાને છૂટા પડવાનો પ્રસંગ ઉપસ્થિત થઈ શક્યો.

આ પ્રસંગનું નાટ્યગત મહત્ત્વ ઉપર જણાવ્યું તેમ આ અંકને પૂરો કરવા માટે રંગભૂમિ ઉપરના બધા પાત્રોને દૂર કરવાનું હતું. તે કાર્ય આ પ્રસંગથી ઘણી આસાનીથી થયું છે રાજાને પોતાની બીજી ફરજોનો સાદ મળ્યો એટલે સ્વાભાવિક રીતે જ તે પાછો ફરવા તૈયાર થયો રાજાના અનુયાયી સૈનિકોએ આશ્રમભૂમિના દ્વારે જેવડી મોટી ધમાલ મચાવી હોય તે વિદૂષકે બીજા અંકમાં આપેલા મૃગયાના શબ્દચિત્રથી સ્પષ્ટ બને છે

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે આ હાથીના પ્રસંગને પણ પ્રતીકાત્મક પ્રસંગ ગણ્યો છે તેઓ કહે છે,[૧૦] "દુષ્યંત જ્યારે કાવ્યમાં મહાવિક્ષોભનું કારણ બની મત્ત થઈ પ્રવેશ કરે છે ત્યારે કવિના અંતરમાં આ ધ્વનિ ઊઠયો છે ",

मूर्तो विघ्नस्तपस इव नो भिन्नसारङ्गयूथो ।
धर्मारण्यं प्रविशति गजः स्यन्दनालोकभीतः ॥

તપસ્યાના મૂર્તિમાન વિઘ્ન જેવો ગજરાજ ધર્મારણ્યમાં પ્રવેશ કરે છે તે જ વખતે એમ લાગે કે કાવ્યની શાંતિનો ભંગ થશે કવિએ તરત જ ધર્મારણ્યના, કાવ્યોદ્યાનના એ મૂર્તિમાન વિઘ્નને રોકી શાપના બંધનમાં બાંધી લીધું એને પોતાના પદ્મવનના પદ્મને ઉખેડી નાખવા ન દીધો" આ રીતે તેઓ હાથીના આક્રમણમાં દુષ્યન્તના શકુન્તલાના હૃદય ઉપરના અને તેથી આશ્રમના નમ્ર વાતાવરણ ઉપરના આક્રમણને જોતા લાગે છે

દુષ્યન્તના વેગીલા આગમનને મંદ પગલાં અને પ્રેમ-વાચનના હૃદયમાં એક વેગ પેદા કર્યો છે તે સાચું. આ ઉપરાંત પણ દુષ્યંતના અંતરને તપસ્યા માં ઠામ શોધીને તપોવનના જીવનના એક નવી જાતનો રંગ લાગી અને એ અર્થમાં તપોવનના વાતાવરણની શાંતિની શાંતિનો ભંગ થાય છે એમ પણ કહીએ પરંતુ આ હાથીના દુષ્યંતને તપના મૂર્તિમાન વિઘ્ન જેવો બતાવે છે કે [illegible] દુષ્યન્તનું આગમન સ્વાભાવિક

---

૧૦ જુઓ 'પ્રાચીન સાહિત્ય' પૃ. ૫૭-૬૧

હતુ તેનો ભાવાવેશ સહજ અને સ્વાભાવિક ઉપરાંત ધર્મ્ય પણ હતો તેની દાનત કાશ્યપની ગેરહાજરીમા લાભ ખાટી જવાની ન હતી શકુન્તલા સાથેના સબધને કાશ્યપની પણ અનુમતિ મળી છે[૧૧] બીજા અકના ચૌદમા શ્લોકમા કણ્વાશ્રમના શિષ્યોએ તેને માટે 'રાજમુનિ' શબ્દ પ્રયોજ્યો છે તેવુ સૂચન કર્યું છે[૧૨] એટલુ જ નહિ પણ ત્રીજા અકના પ્રારભમા શિષ્ય જણાવે છે કે તેના ધનુષના ટકાર માત્રથી વિઘ્નો ઊલટા દૂર થતા હતા આ રીતે દુષ્યન્ત મૂર્તિમાન વિઘ્ન નથી જ

આમ છતા હાથીના આગમનના વૃત્તાતથી વાતાવરણમા જે ભયભીતતા ઉત્પન્ન થાય છે અને દુષ્યન્તના રક્ષણની જે અપેક્ષા ઊભી થાય છે તેનાથી બીજા અકમા સૂચવાયેલા તપોવનના વિઘ્નોનુ જ નહિ પણ વ્યાપક રીતે જોઈએ તો દુર્વાસાના શાપનુ, તપોવનને થનારા શકુન્તલાવિરહનુ તથા શકુન્તલા ઉપર આવી પડનારી આપત્તિઓનુ પુરોગામી વાતાવરણ જરૂર સર્જાય છે

**ઉપસંહાર** આમ પ્રથમ અકમા નાટ્યકારે દુષ્યત–શકુન્તલા વચ્ચે પ્રણય સ્ફુરાવ્યો દુષ્યતના માનસમા શકુન્તલાને પામવાની પૂર્વતૈયારી હતી તો વૃક્ષો અને લતાઓ ઉપર છૂટથી દયાનો ભાવ ઢોળતી અને તેમને માતૃત્વથી જળપાન કરાવતી શકુન્તલા પણ માત્ર રૂપથી જ નહિ પણ યૌવનસુલભ લાગણીઓના વિકાસથી રાજા જેવા પ્રભાવશાળી પુરુષને પોતાનુ સ્ત્રીત્વ સમર્પિત કરવાને તૈયાર જ હતી આ બન્ને વચ્ચે પ્રણય સ્ફુર્યો કે તરત જ બન્નેના વ્યક્તિત્વ ગતિમાન બન્યા અને વિકાસની આગળની કોટિને પહોચવા તેમણે પ્રયાણ આદર્યુ

આ અકનો બધ ઘણો સુગ્રથિત છે નટીના રાગથી સર્જાયેલા વેગમા પ્રેક્ષકો ખેચાવા લાગે ત્યા તો રાજા તેમને તેના રથના વેગ સાથે જોડી દે છે અને જોત જોતામા તો વેગથી મૃગને અનુસરેલો રાજા શકુન્તલાના પ્રેમમા પડે છે એ દૃશ્યને પ્રેક્ષકો માણવા લાગે છે પ્રસગો એક પછી એક પ્રમાણ રીતે ગોઠવાયેલા છે અને ઘણી ત્વરાથી એક પછી એક શૌર્ય અને ભયના ભાવો ઉપસી આવીને પ્રેક્ષકોના દયમા ચિત્રિત થઈ જાય છે અહી કવિએ જેમ રાજાના રથવેગની સાથે રાજાના પ્રણયાવેગનો વાદ રચ્યો છે તે જ પ્રમાણે અચિરપ્રવૃત્ત ગ્રીષ્મઋતુ સાથે પણ પ્રણયનો વાદ રચ્યો છે જે ભૂમિમા થોડી વાર પહેલા જ 'વનજ્યોત્સ્ના' અનુરૂપ વરની સાથે જોડાય ત્યા શકુન્તલા પણ પોતાને યોગ્ય પુરુષ સાથ જોડાવા ઇચ્છે તેમા શુ આશ્ચર્ય! આમ અહી માનવ અને પ્રકૃતિનો પણ સવા

૧૧ જુઓ ...मना प्रीतिमिव सुरथ स्तुनानम् ।
૧૨ पुण्य शब्द मुनिरिति मुहु ...वल राजपूर्व ।

છે ત્રણેય સખીઓ એકબીજાની એવી પૂરક છે કે જાણે ત્રણેય મળીને એક વ્યક્તિ બને છે, અથવા બીજી રીતે અનસૂયા અને પ્રિયંવદા શકુન્તલાના જ સ્વરૂપના બે પાસા બની જાય છે

આ અંકના પ્રારંભમા વેગથી રંગભૂમિ ઉપર પ્રવેશેલો રાજા દુષ્યંત જ્યારે અંકને અંતે રંગભૂમિ ઉપરથી પાછો જાય છે ત્યારે તેના પગ પાછા પડવા લાગે છે અને તે બોલી ઊઠે છે 'गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्तुतं मनः ।' આ વાક્યમા આ અંકે રાજાના પાત્ર ઉપર કરેલી અસર સ્પષ્ટ થાય છે

## અંક બીજો

બીજા અંકના પ્રારંભમા વિદૂષકની એકોક્તિ આવે છે રાજાના મૃગયારોખને લીધે તેની જે અવદશા થઈ છે તે અંગે થોડા ગુસ્સા સાથે તે બળાપા કાઢે છે રાજાના શોખની પાછળ ઘૂમ્યા કરતા આ વિદૂષકને પોતાની શોખની વસ્તુઓ બરાબર મળતી નથી તેના ખાવાપીવાનુ ઠેકાણુ નથી, નથી તેને ઊંઘવા મળતુ અને તેના સાધા જકડાઈ ગયા છે આમ રાજાનો આ પ્રિયવયસ્ય રાજા જેટલો જ દુખી છે પણ બન્નેના દુખના પ્રકાર જુદા જુદા છે રાજાનુ શકુન્તલા માટેની ઉત્સુકતાનુ દુખ વધારે સૂક્ષ્મ છે એટલે સમદુખિયા–સમાનશીલ હોવા છતા તેમની મૈત્રી એક બાજુથી હાસ્યપ્રેરક છે તો બીજી બાજુથી રાજાના દુખની સૂક્ષ્મતાને વેધકતાથી બહાર લાવે છે

બન્ને એકબીજાને સહાય કરે છે રાજા મૃગયા બંધ રખાવે છે આમેય શકુન્તલાના જેવા નેત્રોવાળા હરણાઓ ઉપર બાણપ્રહાર કરવા હવે તે અશક્ત જ હતો વિદૂષક પણ રાજાની શકુન્તલાકથા સાભળવા ઇચ્છતો નથી, પણ છે તે ય ભળે છે રાજા પોતાના આશ્રમકન્યા સાથેના પ્રણયની વાત આ વિદૂષકને કહે છે એમ લાગે છે કે રાજાનો શકુન્તલાના રૂપનો અનુભવ માત્ર ઉપર ઉપરનો ન હતો, ખૂબ ઊંડો અને અલૌકિક હતો[૧૩] કેમેય કરીને શકુન્તલાને તે વિસારે પાડી શકતો નથી વિદૂષક સાથેની તેની વાતચીતમાથી ખબર પડે છે કે શકુન્તલા પોતાને ખપે તેવા રાજર્ષિના કુળની છે અને અપરિણીત છે એટલુ જ નહિ પરંતુ પોતાના પ્રત્યે પ્રેમભાવ પણ ધરાવે છે એમ રાજાએ ખાતરી કરી લીધી છે અને તેથી જ તે તેને મળવવા ઉત્સુક બન્યો છે પરંતુ ફરીથી તપોવનમા કયા બહાને જવુ તેની વિમાસણમા તે હતો એટલામા જ કણ્વના તપોવનમાથી બે શિષ્યો આવે છે અને

---

૧૩ નરખાવો –चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा० અને अनघ्रातं पुष्पं० તથા તદ્વૃત્તાનય૦ વગેરે

કણ્વની ગેરહાજરીમા રાક્ષસો ઇષ્ટિમા વિઘ્ન પહોચાડતા હતા તેથી દુષ્યંતને યજ્ઞનું રક્ષણ કરવા બોલાવી જાય છે રાજા હોંશે હોંશે જવા તૈયાર થાય છે. એવામા જ હસ્તિનાપુરથી રાજમાતાનો સંદેશો લઈને કરભક આવી પહોચે છે અને દેવીએ કરેલા પુત્રપિંડપાલનવ્રતના ઉપવાસના દિવસે પોતાના પુત્રને હાજર રહેવાનો સંદેશો રાજાને પાઠવે છે.

**કરભકનો પ્રસંગ :**—કરભકના સંદેશાથી રાજાનું મન દ્વિધામા મૂકાય છે, કારણ કે એક બાજુથી તેને તપસ્વીઓના કામ માટે જવાનું હતું અને બીજી બાજુથી માની આજ્ઞા હતી. બેમાથી એકેયનું ઉલ્લંઘન થઈ શકે તેમ ન હતું.[14] આ સમયે તેના મનમા એક માર્ગ નીકળે છે. રાજમાતા રાજા દુષ્યંતના પ્રિય-વયસ્ય વિદૂષકને પણ પુત્ર જ ગણતી હતી. એટલે રાજા તેને નગરમા મોકલીને પોતે પોતાની રાજા તરીકેની ફરજ બજાવવા તપોવનમા જવાનું પસંદ કરે છે. આમ વિદૂષકને તે પોતાના પ્રતિનિધિ તરીકે નગરમા પાછો મોકલે છે અને સાથે પોતાના લશ્કરને પણ પાછું મોકલી આપે છે. છૂટા પડતી વખતે રાજાને યાદ આવે છે કે પોતાની ગેરહાજરીમા વિદૂષક કદાચ પોતાના શકુન્તલાપ્રેમની વાત જાહેર કરી દે એટલે તે તેને વિશ્વાસમા લઈને સમજાવી દે છે કે અત્યાર સુધી તેણે કરેલી શકુન્તલા અંગેની વાત માત્ર પરિહાસવિજલ્પિત—હસવામા કરેલો બગડાટ—જ હતી; માટે તેને સાચી ન માનવી[15] વિદૂષક પણ રાજાની આ વાત માની જાય છે. કરભકના પ્રસંગનું નાટ્યગત મહત્ત્વ ઘણું છે

૧. આ પ્રસંગ મનમા બે ધર્મકાર્યો વચ્ચેની દ્વિધા ઉત્પન્ન કરે છે. આ દ્વિધા નાટ્યાનુકૂલ છે. ૨ રાજા તપોવનમા જ જવાનું છેલ્લે સ્વીકારે છે. એ વાતને સીધી રીતે જોઈએ તો કહી શકાય કે રાજાએ પોતાની બે ફરજોમાથી સામાજિક-સમાજોપયોગી ફરજને પ્રથમ સ્થાન આપ્યું તેણે એમ જ કરવું જોઈતું હતું તે સ્પષ્ટ છે કારણ કે યજ્ઞના વિઘ્નને દૂર કરવાની શક્તિ અન્ય કોઈમા ન હતી આમ છતા રાજાની તપોવનમા જવાની પસંદગીને તેના શકુન્તલાદર્શનની લાલસાને આભારી પણ ગણી શકાય તેમ છે. રાજાને શકુન્તલાના પણ રસ હોય તેમા શો વાંધો છે? પરંતુ ત્રીજા અંકમા આપણે જાણીએ છીએ કે યજ્ઞનું કાર્ય પૂરું થયું ત્યા સુધી તે શકુન્તલા પાસે ગયો નથી. શકુન્તલાની સ્મૃતિને વાગોળવામા તેને ઉજાગરા થતા હતા, તેને લીધે તે કૃશ પણ બન્યો હતો. આમ છતા તેણે પોતાનું

---

૧૪. इत. तपस्विकार्यम् इतो गुरुजनाज्ञा । द्वयमनतिक्रमणीयम् ।

૧૫ परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः ।

કાર્ય પહેલા જ આરોપ્યુ અને પછી જ શકુન્તલાને જોવાની ઇચ્છા કરી. ૩. રાજાએ વિદૂષકને નગરમા મોકલી આપ્યો, તેથી રાજાના શકુન્તલા સાથેના પ્રણય-પ્રસગનો એક માત્ર જાણકાર વિદૂષક પ્રણયક્રિયાનો પ્રત્યક્ષ સાક્ષી બની શકયો નથી રાજાએ તેને છેલ્લે કહ્યુ કે 'આ તો પરિહાસ હતો' એમ તેણે એ વાતને મનમાથી પણ કાઢી નાખી સ કલનાની દૃષ્ટિએ રાજાના परिहासविजल्पित વગેરે શબ્દો ઘણાજ અગત્યના છે, કારણ કે ત્યાર પછી કયારેય એટલે કે રાજાએ શકુન્તલાનુ પ્રત્યાખ્યાન કર્યું તે પહેલા કે તે પછી તેણે શકુન્તલાપ્રસ ગને ન યાદ કર્યો ન યાદ કરાવ્યો આથી જ શકુન્તલાપ્રત્યાખ્યાન શક્ય બન્યુ. ૪. અહીં રાજમાતાના પુત્ર પિ ડપાલન વ્રતનો ઉલ્લેખ થયો છે. આ ઉ લેખ ફરી એકવાર રાજાના અપુત્રપણાને ઉપસાવે છે રાજા અપુત્ર હતો એટલું જ નહિ, પણ તેના રાજ્યમા અને મહેલમા તેનુ અપુત્રપણ ભારે ચિ તાનો વિષય બન્યુ હતુ. આની રાજાના આતર મન ઉપરની અસર પણ કેવી મોટી હશે તે કલ્પી શકાય છે. રાજાએ રાજમાતા પાસે વ્રતસમાપ્તિ વખતે ભલે પુત્ર તરીકે વિદૂષક મોકલ્યો, પણ પોતે તો જાણે માતાના વ્રતને પૂર્ણ કરવા જ (—ભવિષ્યમા બનનાર પ્રસ ગની દૃષ્ટિએ, પુત્ર મેળવવા જ) તપોવનમા ગયો. તે તપોવનમાથી પાછો આવે છે ત્યારે તેના પુત્રનુ આધાન થઈ ચૂકયુ હતુ.

**पुत्रपिण्डपालन व्रत** ।—पुत्रस्य पिण्ड पाल्यते अनेन तद् । પુત્રને મળનારો પિ ડ આ વ્રતથી રક્ષાય છે. માણસના મૃત્યુ પછી તેની શ્રાદ્ધ ક્રિયા વખતે મરનારનો પુત્ર તેને પિ ડ આપે છે. હવે જો મરનારને પુત્ર ન હોય તો તેને પિ ડ મળી શકતો નથી તેને પિ ડ મળી શકે એટલે કે તેને ત્યા પુત્રજન્મ થાય તે હેતુથી અપુત્ર માણસની માતા આ 'પુત્રપિ ડપાલન' નામનુ વ્રત કરે છે એમ લાગે છે કે આ વ્રતમા કેટલાક દિવસ પછી ઉપવાસ કરવામા આવતો અને તે દિવસે વ્રત કરનાર માતા પોતાના પુત્રની હાજરીની અપેક્ષા રાખતી

આપણા નાટકમા, ઉપર નિર્દેશ કર્યો છે તે મુજબ આ વ્રતનુ ઘણું મહત્વ છે રાજા દુષ્યંત અપુત્ર હતો અને તેને ત્યા પુત્ર જન્મે એવી અપેક્ષા—તીવ્ર ઇચ્છા દુષ્યતની માતાને હતી કાલિ દાસે નાટકમા રાજાની અપુત્રતાને ખાસ લક્ષમા રાખી છે રાજાને પિતૃત્વ પામવાનુ બાકી હતુ અને આ નાટકના પ્રવાહના વળાંકોમા રાજાની એ અપુત્રતાને દૂર કરવા માટેની ગતિ છે, એ બરાબર સમજવુ જોઈએ અને તો જ 'દુષ્યતમા કેવળ સ્ત્રીલ પટ જ હતો' એ ભૂમિકા ઉપરથી નાટકનુ જે દર્શન થાય તેના કરતા કઈક જુદું દર્શન થઈ શકશે.

**બીજા અંકનું મહત્ત્વ :–** એક એવી માન્યતા છે કે, આ અંકમાં દુષ્યંત–શકુન્તલાના પ્રણયનું વસ્તુ જરા પણ આગળ વધતું નથી. માત્ર દુષ્યન્ત નગરમાં પાછો ન જતાં વિઘ્નો દૂર કરવાના બહાના હેઠળ તપોવનમા જાય છે. આટલી જ નવી બાબત આવે છે. એટલે આ વાત સાદા વિષ્કમ્ભક કે પ્રવેશકમા મૂકી શકાય એટલી જ મહત્ત્વની છે. તેને માટે આખો અંક પ્રયોજવાની જરૂર નથી. આમ કેટલાક માને છે કે બીજા અંકમા વસ્તુવિકાસ થતો નથી. આ માન્યતા બગબર નથી. આ અંકમા એકલો દુષ્યન્ત જ દેખાય છે એ સાચું. આમ છતા પહેલા અંક કરતા અહીં આપણે તેને વધારે સારી રીતે સમજી શકીએ છીએ.

એમ લાગે છે કે, દુષ્યન્તનો શકુન્તલા માટેનો પ્રણય સ્થિર છે. પહેલા અંકમાં તેના હૃદયે જે ભાવાવેગ અનુભવ્યો હતો તે માત્ર તત્કાલીન જ હોત તો તો શકુન્તલાથી દૂર જતા જ રાજા કદાચ ભૂલી જઈ શકે. પરંતુ રાજા શકુન્તલાના રૂપને સતત યાદ કરે છે. શકુન્તલાનો વિરહ તેને વેદનાકારક નીવડયો છે, તેને ઉજાગરા થાય છે. તે શકુન્તલાના જેવા નેત્રોવાળા મૃગો સામે ધનુષ્ય પણ વાળી શકે તેમ નથી. આમ લાગે છે કે દુષ્યન્તનો પ્રણય સ્થિર છે. એમ લાગે છે કે દુષ્યન્તના પૌરુષપૂર્ણ વ્યક્તિત્વની સાથે સ્ત્રીત્વનો જે યોગ અદ્યાપિ થયો ન હતો તે શકુન્તલાદર્શને થઈ ગયો છે. શકુન્તલામા રાજા પરિપૂર્ણતા અનુભવે છે. દુષ્યંતના માનસને શકુન્તલાથી છૂટું પાડીને જોવુ આપણા માટે જરૂરી હતું. બીજા અંકમા આ માટેનો મોકો આપણને મળી જાય છે.

અહીં દુષ્યંત પહેલા અંકના દુષ્યન્ત કરતા વધારે વિરહજન્ય ગમગીનીમા છે વિદૂષકની ઉક્તિઓથી અહીં હાસ્ય ઉત્પન્ન થાય છે તે, પહેલા અંકમા જામેલા શૃંગાર રસમા વૈવિધ્ય આણે છે આમ, રસવૈવિધ્યની દૃષ્ટિએ આ અંકના દૃશ્યો જરૂરી હતા આ ઉપરાંત परिहासविजल्पित કહીને રાજાએ વિદૂષકના મનમાથી શકુન્તલા અંગેની વાત કાઢી નાખી તથા વિદૂષકને પોતાની પાસેથી દૂર રાખ્યો તે હકીકતનું મહત્ત્વ તો આ નાટકમા ઘણું જ છે કામ્યપની ગેરહાજરીની જેમ જ વિદૂષકની ગેરહાજરી આ નાટકના વસ્તુનો વિકાસ કરાવવામા ઘણી સહાયભૂત નીવડે છે. આ બાબતમા આ નાટક નાટ્યકારના આગલા બે નાટકો કરતા ઘણું જ જુદું પડે છે मालविकाग्निमित्रम् અને विक्रमोर्वशीयम्મા વિદૂષકની હાજરીએ નાટકને ચલાવ્યું હતું અને નાટકોના નેતાઓએ વિદૂષકને પોતાના પ્રણયનો સક્રિય સાક્ષી બનાવ્યો હતો; જ્યારે અહીં પ્રણયપ્રસંગો વિદૂષકથી છૂપા રાખવાના પરિણામે નાટક નાટક બને છે

નાટકના પહેલેથી બીજા અને છેલ્લેથી બીજા અંકમાં શકુન્તલા આવતી નથી, એકલો દુષ્યંત જ આવે છે આમ અંકવિધાનની સપ્રમાણતાની દૃષ્ટિએ પણ આ અંક જરૂરી છે

### ત્રીજો અંક

ત્રીજા અંકના પ્રારંભે નાનો સરખો છતાં અગત્યનો વિષ્કમ્ભક આવે છે તેમાં શિષ્યનું એક જ પાત્ર આવે છે આથી કલાકાર કેટલો સંયમી–કરકસરવાળો છે તે જણાઈ આવે છે પ્રારંભના તેની એકોક્તિ આવે છે, પાછળથી તે 'આકાશે' પ્રિયંવદા સાથે સંવાદ કરે છે

શિષ્ય બે સમાચાર આપણને જણાવે છે એક તો દુષ્યંતના પ્રવેશ માત્રથી જ તપોવનના ઉપદ્રવો દૂર થઈ ગયા છે આ બતાવે છે કે દુષ્યંતનું વ્યક્તિત્વ કેવું ઓજપૂર્ણ, કેટલું અનગ્કારક છે બીજા સમાચાર એ મળે છે કે શકુન્તલા ઘણી અસ્વસ્થ થયેલી છે તેને માટે ઉશીરનો લેપ અને મૃણાલયુક્ત કમલપત્રો લઈ જવામાં આવે છે શિષ્ય પણ 'ગૌતમી સાથે યજ્ઞનું શાંતિજળ મોકલાવું છું' કહીને જાય છે

રાજાની અસ્વસ્થતા વિષે બીજા અંકમાં જાણ્યું હતું. હવે આપણે જાણ્યું કે શકુન્તલાની સ્થિતિ પણ એવી જ છે બન્નેની અસ્વસ્થતાનું કારણ એક જ છે એમ આપણું મન કળી જઈ શકે છે સંકલનાની દૃષ્ટિએ ગૌતમી શકુંતલાની ખબર કાઢવા આવવાની છે એ સમાચાર ઘણા જ અગત્યના છે અને અંકના અંતભાગમાં જ્યારે તે આવે છે ત્યારે તેનું આગમન એક તાલમેલિયો અકસ્માત બનતું નથી

મુખ્ય દૃશ્યમાં જણાય છે કે રાજાનો વિરહાગ્નિ વધારે તીવ્ર અને ખૂબ અસહ્ય બન્યો છે (આ નાટકના દરેક અંકમાં રાજા દુષ્યન્તનું વ્યક્તિત્વ જુદુ–જુદું રૂપથી બદલાતું જ–વિકસતું જ રહ્યું છે) અનુષ્ઠાન કર્મ પૂરું થઈ ગયું છે એટલે હવે રાજા કંઈક મુક્ત બન્યો છે અને નદીઓની અનુસ્રાથી આરામ કરવાનું સ્થળ શોધે છે હવે જ તે પોતાની પ્રિયાને જોવા માલિની તીરના લતામંડપ તરફ વળે છે ત્યાં તે શિલાના આસન ઉપર પુષ્પોની પથારીમાં સૂતેલી પ્રિયાને જુએ છે બન્ને સખીઓ શકુન્તલાની શુશ્રૂષા કરી રહી છે રાજા તેમની વિશ્રંભ વાતો સાંભળવા બહાર જ ઊભો રહે છે અને ડાળીઓની આડેથી તેમને જુએ છે

શકુન્તલાએ સખીઓની આગ્રહપૂર્વક પૃચ્છા પછી પોતાના હૃદયની વાત–પોતાને થયેલ દુષ્યન્ત માટેના અભિલાષની વાત જાહેર કરી અને પોતાને મૃત્યુ જ થાય એવી ભીતિ પણ વ્યક્ત કરી. સખીઓની સલાહથી છેવટે તેણે રાજાને 'મદનલેખ' લખી મોકલવાનું નક્કી કર્યું અને મદનલેખ લખીને તે સખીઓને

સંભળાવ્યો. આ મદનલેખમા નિર્દોષ તપોવનકન્યાનો અકૃત્રિમ મનોહર ભાવ એવા સરળ છતા વેધક શબ્દોમા વહી આવ્યો છે કે એ મદનલેખ એક સુદર કાવ્ય બની ગયો છે ફૂલના હૈયામાથી જે આસાનીથી ફોરમ ઊઠે અને વાતાવરણને મધુર મહેકથી ભરી દે, તેવી રીતે આ સરળ કન્યાની હૃદયપાખડીમાથી નિસરેલું નરવું ગીત તેના સુકોમળ લયથી આપણને મુગ્ધ કરી શકે છે. શાખાઓની આડશેથી આ બધું જોતા સાભળતા દુષ્યંતની તો વાત જ શી ? એક ક્ષણની યે રાહ જોયા વગર તે લતામડપની અંદર જઈ પહોચે છે અને પોતાની પણ અવસ્થા જણાવે છે બનેનું મિલન થતા જ પ્રિયંવદા રાજાને શકુન્તલા પ્રત્યે અનુગ્રહ કરવા માગણી કરે છે, અનસૂયા પોતાની પ્રિય સખીને માટે રાજાને ભલામણ કરે છે, અને છેલ્લે બન્ને સખીઓ મૃગબાળને તેની માતા સાથે મેળવવાનું બહાનું કાઢી બન્ને પ્રણયીજનોને એકલા મૂકી ચાલ્યા જાય છે રાજા શકુન્તલા પાસે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે, પણ શકુન્તલા સ્રીસહજ સંકોચથી ચાલી જવા ઇચ્છે છે. રાજા તેને પકડી રાખીને ગાધર્વલગ્ન માટે માગણી મૂકે છે અને તેનું મુખ ઊંચું કરવા પ્રયત્ન કરે છે, પણ ત્યા જ ગૌતમી આવી પહોચ્યાનો સંકેત મળે છે. એકદમ રાજા સંતાઈ જાય છે–શકુંતલા તેને લતાની આડશે છુપાવી દે છે. ગૌતમી શકુંતલા ઉપર દર્ભોદકનું સિંચન કરે છે અને શકુંતલાને લઈને ઉટજમા જવા નીકળે છે. જતા જતા શકુન્તના લતાવલયને–લતાની પાછળ રહેલા રાજાને–ફરીથી આવવાનું આમત્રણ આપે છે શકુન્તલા અને ગૌતમી ગયા પછી રાજા એકદમ એ પ્રિયાપરિભુક્ત સ્થાનને છોડી દઈ શકતો નથી. પ્રિયાની શિલા ઉપરની શૈયા, ચીમળાઈ ગયેલો મન્મથલેખ, હાથમાથી પડી ગયેલું બિસાભરણ વગેરેને જોતો ત્યા જ ઊભો રહે છે. ત્યા તો 'સાજ પડી છે, અને અગ્નિયુક્ત વેદીની આજુબાજુ રાક્ષસોના ઓળા દેખાવા લાગ્યા છે' એવી રાજાને બૂમ પડે છે અને રાજા ઝડપથી પોતાની ફરજ બજાવવા જાય છે

શકુન્તલા–દુષ્યંતના પ્રણયવસ્તુવાળા આ નાટકમા ત્રીજા અંકનું સ્થાન અગત્યનું છે અહી બન્ને પ્રણયી પાત્રોને પરસ્પરના પ્રેમની જાણ થાય છે અને તેમનું મિલન થાય છે શકુન્તલા અને દુષ્યત ગાધર્વવિવાહથી મલગ્ન થશે જ તેનું પૂરેપૂરું સૂચન આ અકના અતે આપણને મળે છે. આ રીતે આ નાટકની વસ્તુનો એક તબક્કો અહી પૂરો થાય છે "Truly in Shakuntala there is one Paradise Lost and another Paradise regained" એ પ્રસિદ્ધ વિવેચનોક્તિના સંદર્ભમા કહીએ તો આ અકના સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ નાટકના પહેલા અકના જે પ્રણયનુ કાર્ય વેગથી શરૂ થયેલું તે એકધારી રીતે ચાલતા ચાલતા અહી સમાપ્ત થાય છે.

થોડી ભયભીત છે. એકને લાગે છે, 'રાજા નગરમાં પહોચીને અંતઃપુરના સમાગમથી શકુન્તલાને ભૂલી તો નહિ જાય ને ?' તો બીજીને લાગે છે, 'પણ તાત કાશ્યપ આ સાભળીને શું કહેશે ?' બન્ને સખીઓ પરસ્પરનું સમાધાન યોગ્ય રીતે જ કરે છે, છતાં વાતાવરણમાંથી જાણે કશાક ભયનો ઓથાર ઘટતો નથી. શકુન્તલા હમણાં જ ગયેલા દુષ્યંતના ચિંતનમાં ખોવાઈ જઈને ઉટજના દ્વાર પાસે બેઠી છે. એવામાં વાતાવરણનો ભય જ જાણે વાણી પામતો હોય તેમ દુર્વાસાના શબ્દો સંભળાય છે : 'अयमहं भोः'. પરંતુ દ્વાર પાસે જ બેઠેલી અન્યમનસ્ક શકુન્તલા આ સાભળતી નથી. આથી ક્રુદ્ધ થયેલા દુર્વાસા શાપ આપે છે : 'તું અનન્ય મનથી જેનું ચિંતન કરતા. ઉપસ્થિત થયેલા એવા મને-તપોધનને પણ જોતી નથી, તે તને ભૂલી જશે અને યાદ કરાવવા છતા યાદ નહિ કરે.'[૧૬] આ શબ્દો ઉદ્યાનમા પુષ્પો વીણી રહેલી સખીઓ સાભળે છે. એકના હાથમાથી ભેગાં કરેલાં પુષ્પો નીચે પડી જાય છે, બીજી દોડી જઈને ગુસ્સામા ચાલ્યા જતા દુર્વાસાને પગે પડીને શકુંતલાને માફ કરવા વિનવે છે અને તેમનો એટલો અનુગ્રહ મેળવે છે કે દુષ્યંતે આપેલી નિશાની-અભિજ્ઞાન બતાવવાથી શાપ દૂર થશે અને પાછો દુષ્યન્ત શકુન્તલાને યાદ કરી શકશે.

આમ, ચતુર્થ અંકના વિષ્કમ્ભકમા આપણને જાણવા મળે છે કે નાટકનો પહેલા ત્રણ અંકો સુધી ચાલેલો આખો પ્રવાહ જ જાણે બદલાઈ ગયો છે. જે તપોવનમા અત્યાર સુવી મન્મથનો વાસંતી સ્વર જ સંભળાતો હતો, જ્યાં વિરહની વેદના અને તલસાટ તથા મિલનોની મધુરિમાઓ જ વાતાવરણનો મુખ્ય રંગ બની ગઈ હતી, ત્યાથી દુષ્યંત ચાલ્યો જતા હવે એ પ્રવૃત્તિઓ અટકી ગઈ છે અને તપોવનનું મૂળ શમપ્રધાન વ્યક્તિત્વ ઊપસવા લાગ્યું છે. આ ઘેરી શાંતિના સંદર્ભમાં વીતી ગયેલા પ્રસંગો ભયનો કશોક અકળ ઇશારો કરી નાખે છે. સખી ખેલડીનું હૃદય ભયના એ ભાર નીચે દબાયેલું લાગે છે. તેમના મનમાં તપોવનના શાત જીવન અને 'तपोवनविरोधी' વિકારો વચ્ચે સંવાદ ઉત્પન્ન થઈ શકતો નથી અને "જે ભૂમિમાં વિસંવાદથી જન્મેલા નીરવ ભય અને આશંકા વ્યાપી ગયાં છે, ત્યાં જ દુર્વાસાનો અવાજ સભળાય છે અને સખીઓના ચિત્તમા જુદા જુદા સ્વરૂપે રહેલી ચિન્તાનો આ અવાજમા એક જ જગાએ સ્ફોટ થાય છે."[૧૭]

---

૧૬ विचिन्तयन्ती यमनन्यमानसा तपोधन वेत्सि न मामुपस्थितम् ।
स्मरिष्यति त्वा न स बोधितोऽपि सन्कथा प्रमत्तः प्रथमा कृतामिव ॥

૧૭ જુઓ : "મહાકવિ કાલિદાસ"મા 'શાકુન્તલનું કલાવિધાન' એ લેખ, પૃ. ૪૪-૬૫.-પરમાનંદ દવે.

પિતાતુલ્ય દુર્વાસાને ક્રોધ કરવાનુ કારણ મળ્યુ અને દુષ્યન્તની શકુન્તલા–વિસ્મૃતિનો ભય ઉપસ્થિત થયો

**(ઘ) દુર્વાસાનો શાપ** દુર્વાસાનો શાપ આ નાટકનો ઘણો જ અગત્યનો પ્રસગ છે આ પ્રસગને નાટકની ધરી ગણવામા આવે છે, કારણ કે આખા નાટકનુ વસ્તુ આ પ્રસગની આજુબાજુ ગૂથાયેલુ છે કાલિદાસે શકુન્તલોપાખ્યાનની મૂળ કથામા જે નાટ્યોચિત ફેરફાર કર્યા છે, તેમા આ પ્રસગનો ઉમેરો વધારમા વધારે અગત્યનો છે પ્રસગના નાટ્યગત પરિણામો નીચે મુજબ છે

૧ આ પ્રસગથી નાટયવસ્તુમા નાટયોચિત સઘર્ષ પ્રવેશ પામ્યો છે દુર્વાસાના શાપને લીધે દુષ્યન્ત શકુન્તલાને ભૂલી જાય છે અને પાચમા અકમા શકુન્તલાને પ્રત્યક્ષ જોવા છતા તેને યાદ કરી શકતો નથી આથી શકુન્તલાનુ પ્રત્યાખ્યાન થાય છે અને બને પ્રણયીઓનો વિગ્રહ થાય છે તથા નાટકને નાટક બનાવવા માટે જરૂરી એવો સઘર્ષ ઉત્પન્ન થાય છે ૨ મૂળ કથામા આ પ્રસગ નથી, પરતુ ત્યા લોકોને શકા ન આવે માટે રાજા પહેલા 'તેને ઓળખતો નથી' એમ કહે છે[૧૮] અને પછી આકાશવાણીએ સાક્ષી આપ્યા પછી જ તેને સ્વીકારે છે અહી દુષ્યન્ત કેવળ કામલોલુપ અને પોતાના જ કૃત્ય પ્રત્યે શરમાતો હોય એમ લાગે છે, આથી પ્રણયનુ ગૌરવ ઘટે છે, જ્યારે શાકુન્તલમા દુર્વાસાના શાપને લીધે જ રાજા શકુન્તલાને ભૂલી ગયો હોય છે આથી તેમના પ્રણયનુ ગૌરવ હણાયુ પડયુ નથી, અને શકુન્તલાને ન સ્વીકારવામા રાજાનો કોઈ સ્વેચ્છાચાર હોય એમ દેખાતુ નથી ઊલટુ પાચમા અકમા દુર્વાસાના શાપથી થયેલો વિસ્મૃતિનો પડદો આડે હોવા છતા તેનુ દયા શકુન્તલા પ્રત્યે જે અજાણ્યુ સૌહાર્દ અનુભવે છે તેથી તેના પ્રણયની સચ્ચાઈ જોવા મળે છે આમ, આ પ્રસગે દુષ્યન્તના ચરિત્રને વધારે ઉદાત્ત બનાવ્યુ છે ૩ દુર્વાસાનો શાપ ન હોત અને મૂળ મહાભારતની કથાના બન્યુ હતુ તેમ દુષ્યન્તે આખરે શકુન્તલાને સ્વીકારી લીધી હોત તો પાચમા અકે જ નાટક પૂરુ થઈ જાત, એટલુ જ નહિ પણ એ રીતે સ્વીકૃતિ પામેલી શકુન્તલાનુ સ્થાન વસુમતીઓ અને હસપદિકાઓવાળા અત પુરમા દાસી એમનો વધારો કરત. તદ્દ ઉપરાંત શકુન્તલાએ મારીચ આશ્રમમા કરેલી મૂગી તિતિક્ષા કે દુષ્યન્તનાઘના વગર અને છઠ્ઠા અકમા દુષ્યન્તે કરેલી શકુન્તલાઆના કે વિ...

---

૧૮ જુઓ ... ક્ષ્વ ... तत्त्वतः तस्या राजा स्मरन्नपि । अब्रवीन्न स्मरामीति कस्य ... મદ્ સનાતનમ્ ॥ અને ... वचनात्स्या प्रतीवानि...नम् । भवति ... ... नैव ... भवत्वम् ॥ ૩૦ અ ૭૩, ૧૩, ૩૧, ૧૦૦

જન્ય તપશ્ચર્યા સિવાય બંને એકબીજાને પૂરેપૂરાં પામી શકત નહિ, તેમનું પ્રસન્ન દામ્પત્ય નીતરી આવત નહિ. આ અર્થમા દુર્વાસાનો શાપ બંને પ્રણયીપાત્રો માટે આશીર્વાદ રૂપ છે શ્રી ઉમાશંકર જોશી બીજી રીતે આ વાતને નિરૂપે છે. તેઓ માને છે કે, "શાકુન્તલમા શાપ આગંતુક નથી (જેમ યક્ષ કે દિલીપને અંગે પણ નથી). શકુંતલાના અપરાધમાથી એ જન્મે છે અને દુષ્યન્તના સ્વભાવમાં પડેલા દોષ ઉપર ફાલે ફૂલે છે.

દુર્વાસાના શાપથી બંનેને માટે આત્મશોધનની વિકટ પ્રક્રિયા શરૂ થાય છે અને મારીચ આશ્રમમા બંને મળે છે ત્યારે તે લગભગ પૂરી થઈ હોય છે.

આ રીતે, આત્મશોધનને માર્ગે મૂકનાર શાપ એ નિષ્ઠુર વેશમા છુપાયેલો આશીર્વાદ જ છે"[૧૯]

આપણે જોયું કે દુર્વાસાનો શાપ નાટકમા સંઘર્ષ ઉત્પન્ન કરે છે તેનાથી દુષ્યંત અને શકુંતલાને વિરહ થાય છે અને પ્રણય ગૂંચવાડામા પડે છે. આમ, આ શાપ બન્ને પાત્રોને સજા કરે છે. આ સંઘર્ષનું વાસ્તવિક કારણ ક્યું છે? અથવા બીજી રીતે કહીએ તો દુર્વાસાનો શાપ કયા સંઘર્ષજનક તત્ત્વોનું પ્રતીક છે?

શાપ એ દૈવી તત્ત્વ છે. એટલે તેને કેવળ માનુષી ઘટના તરીકે મૂલવી શકાય નહિ, તેને કોઈ ગુસ્સાખોર માણસના એકાએક ગુસ્સા સાથે સરખાવી શકાય નહિ. તેનું કશુંક અર્થઘટન કરવુ જ જોઈએ. સામાન્ય રીતે શાપ અપરાધના દંડ તરીકે અપાતો હોય છે. એટલે પ્રથમ નજરે જ શાપનું કે સંઘર્ષનું કારણ શકુન્તલાએ કરેલા અતિથિના અનાદરને ગણવામા આવે છે. શ્રી રવીન્દ્રનાથ ઠાકુર કહે છે : "શકુન્તલાને જ્યારે આતિથ્યધર્મ કંઈ નહીં, સઘળું દુષ્યંત જ, એમ થયું ત્યારે તેના એ પ્રેમમા કંઈ મંગલ રહ્યુ નહીં, જે ઉન્મત્ત પ્રેમ પ્રિયજન સિવાય બીજા સહુને ભૂલી જાય છે, તે સમસ્ત વિશ્વનીતિને પોતાથી પ્રતિકૂળ કરી નાખે છે. તેથી જ તે પ્રેમ થોડા દિવસમા જ અસહનીય થઈ પડે છે. સઘળાની સામે તે પોતે પછી પોતાનો ભાર ઉપાડી શકતો નથી." .. ... .. "જે પ્રેમ યતિના તપોવનમા તપોભંગ રૂપે, ગૃહસ્થને બારણે સંસારધર્મના પરાભવ રૂપે આવિર્ભૂત થાય છે તે ઝંઝાવાતની માફક અન્યનો તો નાશ કરે છે જ, પરંતુ સાથે પોતાના વિનાશને પણ તેડતો આવે છે."[૨૦] ... ... 'દુર્વાસાનો શાપ

૧૯ જુઓ 'શાકુન્તલ' અનુવાદક ઉમાશંકર જોશીની પ્રસ્તાવના પૃ. ૩૮
૨૦ જુઓ "પ્રાચીન સાહિત્ય" પૃ. ૨૧

એ તો માત્ર કવિનું રૂપક છે. દુષ્યંત–શકુંતલાનું બંધનહીન, ગુપ્ત મિલન સનાતન શાપથી શપાયેલું છે. ઉન્મત્તતાનો ઉજ્જ્વલ ઉન્મેષ ક્ષણવારનો જ હોય છે ત્યાર પછી અવસાદનો, અપમાનનો, વિસ્મૃતિનો અંધકાર આવીને તેને ઘેરી વળે છે. આ સનાતન નિયમ છે"[૨૧] શ્રી ઉમાશંકર જોશી કહે છે, "દુષ્યંત અને શકુંતલાને પરસ્પર ગાઢ પ્રીતિ છે પણ સમષ્ટિનું શું ? સમાજે જે આઠ પ્રકારના લગ્નવિધિ નક્કી કરેલા છે તેમાંના એક ગાંધર્વ–વિવાહથી બંને જોડાયા છે એ સાચું, તેમ છતાં એ વિધિ જ એ જાતનો છે કે સમાજ એથી અંધારામાં રહે."

"અને એમાં મોટું વિઘ્ન એ છે કે પાછળથી કોઈપણ કારણે એક જણ અન્યનો વેળાસર સ્વીકાર ન કરે અથવા તદ્દન અસ્વીકાર કરે તો લાગતી વળગતી વ્યક્તિ માટે—તેમજ, ખાસ કરીને એ લગ્નને પરિણામે સંતતિ થાય તો, સમાજ માટે પણ વિષમ પરિસ્થિતિ ઊભી થાય અને શકુંતલાની બાબતમાં ખરેખર એવું બન્યું પણ"[૨૨] તેઓ આગળ જતાં કહે છે. "શકુન્તલાના પ્રશ્નની પાગવાર નરી વ્યક્તિનિષ્ઠાએ જ આમ સમષ્ટિને દૂભવી અને પોતાની સામે પ્રેરી"[૨૩] તેમને લાગે છે કે દુષ્યંતમાં સમષ્ટિનિષ્ઠા છે, પણ શકુંતલા જેટલો દુષ્યન્તનો પ્રેમ નિર્ગમ–દોષરહિત નથી. પ્રણયિની શકુન્તલાનો વ્યવહાર સરળ છે, જ્યારે દુષ્યન્ત પ્રથમ મિલન વખતે જ પોતાને છુપાવવા દ્વિઅર્થી 'રાજ–પુરુષ' એવું ઓળખાણ આપે છે અને વિદૂષક આગળ અસત્ય બોલે છે દુષ્યંત સ્ત્રીઓના હૃદય જીતવામાં કાબેલ રીઢો કામી છે. એ પ્રણયશિકારીનું આવી ભગરુ આશ્રમહરિણીને વીંધવામાં કામવૃત્તિનું પ્રાબલ્ય છૂપું રહેતું નથી. લનામ ડપમાં એને લગ્ન પહેલાં વિનય સાચવવા શકુન્તલાને કહેવું પણ પડે છે" "બીજું, પોતે તો અનેકના નાથ તોળ્યા હશે, એને એ સૂઝવું જોઈતું હતું કે છૂપી રીતે પરણેલી અને સંભવત સગર્ભા સ્ત્રીને કોઈ પણ કારણે વર તેડે નહિ–સ્વીકારે નહિ એવું બને તો તેની શું દશા થાય ?" અને 'શકુન્તલા સાથેના એના વર્તનમાં, અનિવાર્ય હોય એટલું, ધર્મતત્ત્વ જળવાયું હોવા છતાં શકુન્તલા માટે એ લોકતત્ત્વવિદ્ પ્રેમી બધી જ દરકાર લઈ છૂટ્યો છે એવું લાગતું નથી. એના સ્નેહમાં પૂરી વ્યક્તિનિષ્ઠા પ્રગટતી જણાતી નથી" તેઓ કહે છે, "દુર્વાસાના શાપે દુષ્યંત ઉપર અસર કરીને તેની વ્યક્તિનિષ્ઠાની ઊણપ પૂરવા પ્રયત્ન કર્યો છે" આમ, એક મત પ્રમાણે દુર્વાસાના શાપનું મૂળ પ્રણયીપાત્રોના ચરિત્રમાં કે તેમની પ્રણયક્રિયાના સ્વરૂપમાં હતું

---

૨૧ જુઓ 'પ્રાચીન સાહિત્ય" પૃ ૨૨

૨૨ જુઓ તેમના શાકુન્તલ–સમશ્લોકી અનુવાદની પ્રસ્તાવના પૃ ૩૨

૨૩ એ જ પૃ ૩૩

આની સામે બીજો મત એવો છે કે નાટકમાં ઉત્પન્ન થયેલા શાપજન્ય સંઘર્ષનું કારણ ન દુષ્યન્તમાં હતું, ન શકુન્તલામાં. શ્રી તપસ્વી નાન્દી લખે છે, "પણ કાલિદાસે અગાઉ સૂચવ્યું હતું તેમ દૈવ પ્રતિકૂળ જ હતું અને આથી બનવાનું બની ગયું."[૨૪] આમ, તેઓ દુર્વાસાના શાપને પ્રતિકૂળ દૈવનો જ પડઘો માને છે. શ્રી ટાગોર અને શ્રી ઉમાશંકર જોશીની માન્યતાઓનું નિરસન કરતાં તેઓ વિગતો આપીને સમજાવે છે કે આ શાપ અંગેની બધી જ ઘટનાઓ કેવળ અકસ્માત રૂપે જ બની છે અને કાલિદાસે સ્પષ્ટ શબ્દોમાં દુષ્યન્ત–શકુન્તલા વિષે જે કંઈ કહ્યું છે તે જોતાં તેમના ઉપર આરોપવામાં આવેલા દોષોને પાત્ર તેઓ નથી.

એક વાત સ્પષ્ટ છે કે દુષ્યંત અને શકુંતલા પરસ્પરને માટે લાયક જ હતાં. કાશ્યપે દુષ્યંતને अर्हता प्राग्रसरः અને શકુન્તલાને मूर्तिमती सत्क्रिया કહીને બન્નેને તુલ્યગુણ કહ્યા છે. કાશ્યપના આ વચનો કેવળ પ્રાશસ્ત્યપર વાક્યો ન હતાં તે આપણે પણ જુદા જુદા પ્રસંગો ઉપરથી જાણીએ છીએ. અલબત્ત તેઓ સંપૂર્ણ તો નહોતા જ, પરંતુ તેમનામા જે માનવસહજ દોષો હતા તે તેમના ગુણ-સંનિપાતમા કદાચ દેખાય એવા ન હતા, કાલિદાસને પણ પોતાના નાયક–નાયિકાનું દોષદર્શન કરાવવાનું અભિપ્રેત ન હોય; કારણ કે સંસ્કૃત નાટકકારો પોતાના નાયકોના ચરિત્રની ઉજ્જ્વલતા ઉપર જ ઝોક આપતા હતા. એટલે તેમના ઉપર આવી પડેલા સંઘર્ષને અનુલક્ષીને તેનું કારણ તેમના થોડા શા દોષોમાં જોવા માડવું તે બરાબર નથી. દુષ્યંતનું બધું જ આચરણ એક પ્રણયીને અનુરૂપ જ હતું, અને તેમા રજૂ થતો હોય તો એક પ્રણયી રજૂ થાય છે. વળી તેમનું લગ્ન ગાંધર્વવિવાહવિધિ પ્રમાણે શાસ્ત્રસંમત રીતે થયું હતુ, અને પોતાના નગરમા જતી વખતે પોતે શકુન્તલાને થોડા દિવસોમા જ બોલાવી શકશે એવી તેની અંતઃકરણપ્રવૃત્તિ વિષેની શ્રદ્ધા ખોટી હતી જ નહિ. દુર્વાસાનો શાપ એક ભારે અસામાન્ય ઘટના છે. સામાન્ય પ્રકારનો–વ્યવહારવિદ્ માણસની કલ્પનામા આવી શકે તેવો–તે પ્રસંગ ન હતો. બીજી બાજુથી આ પ્રસંગ કેવળ વિધિનિર્મિત દુર્ઘટના હોય તો પણ તેનું કારણ કોઈ પુરાકૃત કર્મ તો હોય છે જ, એટલે એ રીતે આ પ્રસંગનું કોઈ કારણ તો રહે છે જ. વળી જે નાટકનો સંઘર્ષ વિધિ-નિર્મિત હોય–બાહ્ય હોય–તે બળવાન ગણાતો નથી, કારણ કે તે રીતે નાટ્યક્રિયા કેવળ અંધારામા જ ચાલે છે અને સંઘર્ષનિવારણ થયા પછી નાટકના પાત્રોએ કંઈ મેળવ્યુ હોતું નથી; કારણ કે તેમના કોઈ દોષોમાથી તેમને મુક્ત થવાપણું હોતું નથી.

૨૪ જુઓ: "મહાકવિ કાલિદાસ"માંનો તેમનો લેખ 'દુર્વાસાનો શાપ'–પૃ. ૧૬૧

ખરી વાત એ લાગે છે કે સંસ્કૃત નાટક મુખ્યત્વે કાવ્ય હોય છે. તેમાં નિરૂપવામાં આવેલી ક્રિયાઓમાં સંયોજનનાં વિધાયક તત્ત્વો જ બળવાન હોય છે. આ રીતે તો દુર્વાસાનો શાપ પણ મુખ્યત્વે તો એક નવા સંવાદ તરફ જ દોરે છે. અલબત્ત પ્રત્યેક ક્રિયાનો આઘાત વાતાવરણમાં સૂક્ષ્મ પ્રત્યાઘાત પણ પાડે છે જ અને તેને જ કાવ્યદેહ મળતાં દુર્વાસાના શાપ જેવા પ્રસંગો આકાર પામે છે. "પ્રણયનો અજાણ્યો આવેગ પામેલી શકુંતલાના તપોવનની રોજની ક્રિયાઓ સાથેના પહેલાંના સંવાદો તૂટે અને હજુ તેનું વ્યક્તિત્વ પૂરેપૂરી રીતે નવો સંવાદ પામ્યું ન હોય તે સ્થિતિમાં તે વિસંવાદ અનુભવે તે સ્વાભાવિક છે." ... "આમ દુર્વાસાનો શાપ આ નાટકનાં પાત્રોના અંતરમાં અને વાતાવરણમાં ઉત્પન્ન થયેલા વિસંવાદજન્ય ક્ષોભની કાવ્યમય અભિવ્યક્તિ બને છે. આ શાપ ચતુર્થ અંકમાં ઋષિઓની (શાંત) ધરતી ઉપરથી સંભળાય છે, તો પાંચમા અંકમાં નગરની ભૂમિ ઉપર તે પ્રત્યક્ષ બને છે."[૨૫] "ગાંધર્વલગ્ન પછી દુષ્યંત પોતાના હૃદયના ઊંડા કોતરમાં अखण्डं पुण्यानां फलमिव શકુન્તલા પ્રત્યેના પ્રણયનું નવું સત્ય સંગ્રહીને ફરી પાછો પોતાના કોલાહલભર્યા નગર તરફ અને અંતઃપુર–કાલકૂટ તરફ વળે છે. આ જગ્યાએ તેના હૃદયમાં પ્રતિષ્ઠા પામેલા તેના નવા ભાવાનુભવ અને તેના દૈનંદિન વિશ્રાંતિ વગરના જીવન વચ્ચે થયેલા સંઘર્ષનો મૂંગો ધ્વનિ કલ્પી શકાય તેવો છે."[૨૬] રાજાના સૂક્ષ્મ સંઘર્ષનો ધ્વનિ નગરના કોલાહલમાં ડૂબી ગયો હશે, પણ તપોવનના શાંત વાતાવરણમાં તો તે ધ્વનિ સ્પષ્ટ સંભળાય છે, અલબત્ત પ્રિયંવદા–અનસૂયાને.

જેમ પ્રત્યેક પ્રકાશને સિદ્ધ થવા માટે અંધકારનું અસ્તિત્વ અનિવાર્ય છે, તેમ પ્રણયકાવ્યમાં પ્રણયનાં બળને પ્રત્યક્ષ કરાવવા પણ આવા પ્રસંગો જરૂરી છે. આખોય પ્રસંગ ક્ષિતિજ ઉપર ગર્જી ગયેલા એક વાદળની જેમ અદૃશ્ય રહીને પણ સહૃદયના મનને થોડું ભારેખમ બનાવી દે છે.

**મુખ્ય દૃશ્ય :** મુખ્ય દૃશ્યના પ્રારંભમાં પડદો ફાટી રહ્યો છે. વેળા કેટલી થઈ છે, તે જાણવા નીકળેલો શિષ્ય પરોઢ સમયના પૂર્વે તેમજ પશ્ચિમના આકાશને જોઈને બે શ્લોકોમાં જણે કે કાળને જ ગાય છે. ઉદય, અસ્ત અને વળી ઉદય–આમ પરિવર્તન આ જગતનો મહાનિયમ છે. પરિવર્તન સમયે પ્રકૃતિમાં અનુભવાતી વેદના શિષ્યના अन्तर्हिते शशिनि सैव कुमुद्वती मे दृष्टिं न नन्दयति

૨૫ "મહાકવિ કાલિદાસ"–પૃ. ૪૪–૪૫
૨૬ એ જ પૃ. ૪૪

સ્મરણીયશોભા એ શબ્દોમા જાણે કે વાણી પામે છે અહી એક બાજુથી વિરહિણી શકુન્તલાનો જ જાણે ભાવ ગવાયો છે, બીજી બાજુથી શકુન્તલાના જીવનમા આવી રહેલા પલટાનુ સૂચન થયુ છે.

કાશ્યપ પ્રવાસેથી પાછા ફર્યા છે. બીજી બાજુથી ત્રણેય સખીઓ બહુ જ વ્યગ્ર છે, કારણકે દુષ્યન્ત ગયાને કેટકેટલા દિવસો વીતી ગયા, પણ હજી ન તે આવ્યો, ન તેના તરફથી કોઈ સમાચાર આવ્યા શકુન્તલા તો સગર્ભા છે અહી બની ગયેલુ કોઈ કશુ જ જાણતુ નથી આ બધાની અકળામણ અનસૂયાની પ્રસિદ્ધ નાટયપૂર્ણ સ્વગતોક્તિમા વ્યક્ત થાય છે. સ્વસ્થ અનસૂયાની પણ આ દશા હતી ! ત્યા તો પ્રિયવદા આવીને તેને શકુન્તલાવિદાયની તયારી માટે કાશ્યપે કરેલા આદેશની જાણ કરે છે અ કામપુનો બધો જ ભાર વેગથી આનદમા પલટાઈ જાય છે

કાશ્યપ આ અકની ઊર્મિમય એકતાના પ્રતીક રૂપ છે તેમના આગમનના સમાચાર સાભળતા જ જાણે ઉજ્જવળતાએ વાતાવરણના અધકારને ભેદી નાખ્યો. તેઓ માત્ર શકુન્તલાના જ નહિ, પણ તપોવનના બધા નિવાસીઓના—તપોવનના વૃક્ષો, લતાઓ, મૃગો અને પક્ષીઓના ઊર્મિમય જીવનના જનક, પાલક તેમજ વ્યવસ્થાપક છે તેઓ આવતા જ આ તપોવનભૂમિના બધા અગો સુસકલિત થઈ જઈને એકતા પામ્યા શકુન્તલાની પ્રણયપ્રવૃત્તિ, તાપસોની તપશ્ચર્યા અને શિષ્યોનો વિદ્યાભ્યાસ જે અત્યાર સુધી અસકલિત, વિરોધી લાગતા હતા, તે હવે કોઈ વિશાળ પ્રવૃત્તિના સુસકલિત ભાગો બની ગયા કાશ્યપના વિદ્વત્તા, તપશ્ચર્યા સયમ વગેરે તપસ્વીયોગ્ય ગુણો વિશાળ પ્રેમના રસાયનમા એકરસ બની ગયા હતા, તેથી તેમનુ વ્યક્તિત્વ તપોવનની વિશાળ પ્રકૃતિ અને સયમશીલ, પ્રેમાળ માણસો—એટલે કે આખા તપોવન જેટલુ મહાન ઉદાત્ત અને પ્રેરક બની ગયુ હતુ ચતુર્થ અકનુ કન્યાવિદાયનુ મગલ કારુણ્ય આ વિશાળ સુગ્રથિત વ્યક્તિત્વના પાત્રમાથી વહે છે

આ અકનુ મુખ્ય વસ્તુ શકુન્તલાવિદાયનુ છે આખા તપોવનના ચેતન-અચેતન તત્ત્વોના અણુએ અણુ સાથે ભળી ગયેલી, સમગ્ર તપોવન પાસેથી જ રૂપ અને રસ પામેલી શકુન્તલા જાણે કે તપોવનમાથી ઉતરડાય છે પરિવર્તનના સાર્વત્રિક નિયમને માન આપીને પણ તપોવનનુ સમસ્ત આ પ્રસગે જે વેદના અનુભવે છે તેને અહી સરસ આકૃતિ આપવામા આવી છે तत्रापि च चतुर्थोऽङ्क मा દેખાય છે તેમ ઘણા પ્રાચીનકાળથી આ અક સર્વમાન્ય ગણાયો છે આ અકની સર્વસ્પર્શિતાના કેટલાક કારણો નીચે પ્રમાણે છે

આ અંકમા સાર્વજનિક અનુભૂતિનુ વસ્તુ રજૂ થયુ છે વિદાયના વસમાપણાનો અનુભવ સર્વકાલીન અને સર્વસ્થલીન છે તેમાય જાણે કે હૃદય નિચોવીને પોતાના સમગ્ર અસ્તિત્વનો રસ સમાજને ચરણે ધરાતો હોય તેવો કન્યાવિદાયનો પ્રસંગ ભારતીયોમા તો વિશેષે કરીને વેદનાકારક છતા ગૌરવપૂર્વક છે આમ હોવાથી જ આ નાટકના ચતુર્થ અંકમા રેનાયેના કાશ્યપના ભાવો પિતાઓના સનાતન ભાવો છે સખીઓના ભાવો જગતની બધી જ સહૃદયી સખીઓના ભાવો છે તાપસીઓના આશીર્વાદો બધા જ આપ્તજનોના ભારતીય કન્યાઓને મળતા આશીર્વાદો છે

અહી ઊર્મિઓના ચિત્રો છે બુદ્ધિના કરતા ઊર્મિમા સ્પર્શક્ષમતા વિશેષ હોય છે, તેથી ચતુર્થ અંક પ્રત્યેક ભાવકને આકર્ષે છે

આ અંકમા પ્રકૃતિ એક પાત્ર જ બની ગઈ છે, એટલુ જ નહિ પણ શકુન્તલાની તો તે જ એકમાત્ર માતા છે વિશાળ પ્રકૃતિએ *शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः* કહીને શકુન્તલાને ભાવભીની વિદાય આપી, વનદેવતાએ તેને તેને વસ્ત્રાભૂષણોની ભેટ આપી વનજ્યોત્સ્નાએ વિદાય લેતી શકુન્તલાને હેતુ આલિંગન આપવા તલસી રહી, મૃગબાળ પોતાને છોડી જતી શકુન્તલાના વસ્ત્રને ખેચી રહ્યુ, અને સગર્ભા મૃગી પણ ઓશિયાળી બની ગઈ કોકિલરવ દ્વારા જાણે આખા તપોવને શકુન્તલાને શુભેચ્છા આપી સમગ્ર પ્રકૃતિએ એક વ્યક્તિ બનીને અનુભવેલી શકુન્તલાવિદાય ભારે રોમાંચક લાગે છે

આ અંકનુ સંવિધાન વાસ્તવિક છતા કાવ્યમય છે અહી દરેક પ્રસંગ ધ્વનિયુક્ત અને સપ્રમાણ છે અગ્નિશાળાની શાશ્વત બ્રહ્મચારી કાશ્યપનો નિર્વ્યાજ અપત્યસ્નેહ, પ્રિયંવદા—અનસૂયાની ચિંતાનુ એકાએક આનંદમા થતુ પરિવર્તન, આશ્રમવૃક્ષોની વિદાયઆશિષ લેવા ઉત્પન્ન થતેનુ દર્દ વિરાગમ મધુવર કાશ્યપનો ગર્જ પ્રયત્નો સંદેશો તથા તેમણે શકુન્તલાને યોગ્ય ગૃહિણી બનવા માટે આપેલી શીખ, સખીઓએ ભયના ઇશારા સાથે આપેલી વિદાય અને શકુન્તલા અદૃશ્ય થતા તપોવનમા ઊભી થયેલી ભરખી જાય તેવી શૂન્યતા—આ બધા ચિત્રોમા માનવહૃદયની ઊંડી સમજ અને લાગણીનુ ચૌતુમાર્ય વ્યક્ત થાય છે

કવિએ ભારે કૌશલ્યથી વિદાયના દુઃખને વેધક બનાવ્યુ છે આખા પ્રસંગની પાછળ દુર્વાસાના શાપનો ગર્ભ ગાજતો રહે છે, એટલે અહી આપેલી બધી શુભેચ્છાઓ મનુ નાગ્યા મય વિધિવક્રતાઓ બની ગઈ છે જેમની વિદાય લેવાના આવી ગઈ છે, તેવા મૃગબાળ અને મૃગીની અવસ્થા શકુન્તલાના જ જેવી હતી ને !

શકુન્તલાની જેમ જ પેલો મૃગબાળ પણ જન્મ પછી તરત જ નમાયો બન્યો હતો, શકુન્તલા તેની મા બનેલી અને હવે એ પણ તેને છોડી દે છે શકુન્તલાને પણ આ જ રીતે પોતાના કહેવાય તેવાઓએ એની નિર્જનતાને સહારે છોડી દીધેલી કાણ્યપે તેને સ્નેહથી ઉછેરી અને વળી પાછો તેમનો ખોળો પણ છોડી દેવાનો વખત આવ્યો ?

સગર્ભા મૃગીની ચિન્તા પણ વિદાય પામતી શકુન્તલાને વ્યગ્ર બનાવે છે, ત્યારે આપણને યાદ આવે છે કે સ્વજનોથી દૂર કોઈ અજાણ્યા વાતાવરણમા તેને પણ પહેલી પ્રસૂતિ કરવાની હતી આમ, કેવળ ઊર્મિના જ બનેલા આ અકમા પણ કવિએ સૂચક રેખાકનો દ્વારા વિદાયની આકૃતિને ઘેરી બનાવી છે આ ભર્યાભાદર્યા જગત વચ્ચે પણ માનવીની યાત્રાની આત્યતિક એકલતાનો સનાતન સ્વર આ આખા અકમા સ્ફુરણી ઊઠે છે

પેલા 'काव्येषु नाटक रम्य ' એ પ્રસિદ્ધ શ્લોકમા तत्र श्लोकचतुष्यम् કહીને કોઈ સહ્રદયીએ આ અકના ચાર શ્લોકોને પોતાની પ્રીતિનો વિશેષ અર્ઘ્ય આપ્યો છે પણ આ ચાર શ્લોકો કયા તે બાબતના વિદ્વાનોના અભિપ્રાય જુદા જુદા છે તેઓ આ અકના શ્લોક-૬ यास्यत्यद्य शकुन्तलेति० શ્લોક-૧૮ शुश्रूषस्व गुरून०, શ્લોક ૧૯ अभिजनवतो०, શ્લોક-૧૭ अस्मान्साधु विचिन्त्य०, શ્લોક-૨૦ भूत्वा चिराय० અને શ્લોક-૨૨ अर्थो हि कन्या० માથી કોઈ પણ ચાર શ્લોકોને પોતાની પસદગી આપે છે

રગભૂમિક્ષમતાની કસોટી ધ્યાનમા લેતા પ્રો આઠવળે સાહેબને નીચેના ચાર શ્લોકો ઉત્તમ લાગે છે १ यास्यत्यद्य शकुन्तलेति २ पातु न प्रथम ३ शममेष्यति मम शोक ४ रम्यान्तर कमलिनी ॥[२७]

આ અકમા અનસૂયાની એકોક્તિમા અને અન્ય સવાદોમા અભિનયક્ષમતા છે, શકુન્તલાની એક અવસ્થામાથી બીજી અવસ્થામા ગતિ છે આમ છતા આ અક સુખ્યત્વે કાવ્ય છે અહીં સમગ્ર તપોવનનો વિદાય સમયનો ભાવ ઘૂઘવાઈ ગયો છે

## પચમ અક

પાચમો અક 'શકુન્તલાપ્રત્યાખ્યાનના'' અક તરીકે સુપ્રસિદ્ધ છે અહીં પહેલી વાર જ નાટકની ભૂમિ બદલાય છે તપોવનના નિતાત સુન્દર તથા સ્વાભાવિક વાતાવરણમાથી નાટ્યક્રિયા હસ્તિનાપુરના અતપરમા આવે છે પ્રારભમા જ રાજા દુષ્યન્તને પોતાની એક રાણી હસપદિકાનુ ગીત સભળાય છે

---

૨૭ જુઓ ''મહાકવિ કાલિદાસ''મા 'કાલિદાસનુ પ્રયોગવિજ્ઞાન' એ લેખ

(અ) હંસપદિકાનુ ગીત  રાજાની એક રાણી હંસપદિકા સંગીત શાળામા ગીત ગાય છે 'હે મધુકર! તુ નવા નવા મધનો લોલુપ છે, આંબાની મંજરીને તે રીતે ચૂમીને, હવે કમળમા જ રહેવામા સંતોષ માની રહેલો તુ એને કેવી રીતે ભૂલી ગયો ?'' આ એક અન્યોક્તિ છે, અહીં ભ્રમર–મધુકર તરીકે રાજાને સંબોધીને આ રાણી તેને નિપુણતાથી ઉપાલંભ આપે છે તેનુ કહેવુ એમ છે કે 'હુ તારા અંતઃપુરમા આવી ત્યારે પહેલા તો તુ તારી બીજી સ્ત્રીઓને છોડીને મારી તરફ જ તારો પ્રેમ પ્રકટ કરતો, જ્યારે હવે તારી બીજી જૂની રાણી વસુમતીની પાસે રહીને સંતોષ માનવા લાગેલો તુ શુ મને ભૂલી જ ગયો કે ?'' દર્દીલા સ્વરમા ગવાયેના આ શ્લોકનો મર્મ રાજા પામી ગયો, અને પોતે હંસપદિકાના કથનનો ભાવાર્થ સમજી ગયો છે એ જણાવવા તેણે વિદૂષકને હંસપદિકા પાસે મોકલ્યો આ હંસપદિકાના ગીતનુ નાટ્યગત મહત્ત્વ ઘણુ છે

પ્રથમ તો આ ગીત એકદમ પ્રેક્ષકને રાજાના અંતઃપુરકાલકૂટનો પરિચય કરાવી દે છે અને હવે બ નાયેની ભૂમિના વ્યક્તિત્વનો ખ્યાલ આપે છે ચતુર્થ અંકના વાત્સલ્યભર્યા સ્વાભાવિક કરુણમગ્ન વાતાવરણ પછી તરત જ અહીંના દૃશ્યને અનુભવતા ભાવકને જરૂર એક સૂક્ષ્મ પ્રકારનો આઘાત લાગે

એમ લાગે છે કે અંતઃપુરમા ચાલતા આ કોલાહલમા કદાચ રાજાને હૃદય પ્રતિષ્ઠા મળી નથી તેનુ દામ્પત્યજીવન કઈક પાંગળુ લાગ છે બરાબર આ જ વખતે રાજા જેને હૃદયપ્રતિષ્ઠા ગણતો હતો તે શકુન્તના આવી રહી છે આ સંકેત પ્રેક્ષકોના ચિત્તમા એમ વિશિષ્ટ લાગણી ઊભી કર છે

આ નવેદનશીલ રાજા હંસપદિકાના તનમાટભર્યા શબ્દો અને હૃદ્યાવક સંગીતથી ઘાયલ થયા વગર રહેતો નથી, અને આરામના સમયે વિદૂષક સાથેનો હાસ્યવિનોદ ટાળીને પણ વિદૂષક દ્વારા હંસપદિકાને શમ્ય તેવો મધુર પ્રત્યુત્તર પહોચાડે છે તેમા રાજાનુ દાક્ષિણ્ય રજૂ થાય છે

સંગીતના સ્વરોએ રાજાને પ્રગાઢપણે ઉત્કંઠિત કરી નાખ્યો તે કહે છે, 'મને ઇષ્ટ જનનો તો વિરહ નથી તો આની પ્રબળ ઉત્કંઠા શાને?'[२८] તેના इष्टजनविरहात् ऋतेऽपि—એ શબ્દો નાખળીને પ્રેક્ષકોને પહેલી જ વાર પ્રાસંગ પડે અને દુર્વાસાનો શાપ નાચો પડતો લાગે

હંસપદિકાની ગીતિના સ્વરોએ રાજાના અન્તઃપ્રજ્ઞાત મનને તીવ્રતાથી વીંધી નાખ્યુ અને પોતે પાતાની તનક્ષ જ ન સમજાય તે રીતે જૂ થયો તેનો શકુન્તના

२८ इष्टजनविरहात् ऋतेऽपि बलवदुत्कण्ठितोऽस्मि ।

ઉપરનો ઉત્કટ પ્રેમ જાણે કે અદૃશ્યપણે ઊભો થઈને તેના આંતર મનના બારણે ટકોરા મારવા લાગ્યો અને રાજા અસહાય બની ગયો.[૨૯] આમ હંસપદિકાના ગીતે ઉપજાવેલી મનોવૈજ્ઞાનિક અસરોથી આખા અંક દરમિયાન રાજા મુક્ત થઈ શકયો નહિ અને શકુન્તલા સાથેના સંબંધો તેને વિસ્મૃત થઈ ગયા હોવા છતાં તેના મનની અકળ મૂંઝવણને લઈને તે શકુન્તલાને એકદમ નકારી શકયો નહિ.[૩૦] આમ મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ આ ગીતે મહત્ત્વનું કામ કર્યું છે.

સંકલનાની દૃષ્ટિએ પણ આ ગીતનું ઘણું જ મહત્ત્વ છે. હંસપદિકાને ઉત્તર આપવા રાજા વિદૂષકને મોકલે છે. વિદૂષક કહે છે તેમ પછી તો રાજા ઉપરની દાઝ વિદૂષક ઉપર ઊતરવાની, એટલે તેનો જલદી છૂટકારો ન થાય (नास्तीदानीं मे मोक्षः). આમ શકુન્તલા આગમન અને પ્રત્યાખ્યાનના પ્રસંગે વિદૂષક હાજર નહિ હોય. રાજાએ પોતાના શકુન્તલાપ્રણયની વાત બીજા અંકમાં માત્ર વિદૂષકને જ કહેલી પણ નગરમાં પાછા ફરતા વિદૂષકથી છૂટા પડતા રાજાએ परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः કહીને એ વાત વિદૂષકના મગજમાંથી ભૂંસી પણ નાખેલી એથી તો રાજાના નગરમાં પાછા આવ્યા પછી વિદૂષકે કયારેય આ પ્રસંગ છેડયો નહિ આમ છતાં પાંચમા અંકના શકુન્તલા-આગમન પ્રસંગે જો વિદૂષક રાજાની પાસે હાજર હોત તો કદાચ તેણે આગળની રાજાએ પોતાને કરેલી વાતનો ઉલ્લેખ કર્યો હોત અને તો વિસ્મૃતિમૂઢ બનેલા રાજાની સ્થિતિ કફોડી થાત. રાજાનો શકુન્તલાપ્રેમ વિદૂષકને યાદ આવે અને રાજાને યાદ ન આવે એ કેવું લાગે ? આ સ્થિતિ ટાળવા માટે કાલિદાસે હંસપદિકાના ગીતના પ્રસંગથી વિદૂષકને ખાસ દૂર મોકલી દીધો છે; આપણે આગળ જોયું છે તેમ આ નાટકમાં વિદૂષકની ગેરહાજરીથી નાટ્યક્રિયા આગળ ચાલે છે.

હંસપદિકાએ 'મધુકર' એ સંબોધન દ્વારા આ ગીતિમાં દુષ્યંતને સંબોધ્યો છે, એ હકીકત ઉપરથી એમ માનવામાં આવે છે કે ખુદ હંસપદિકાએ દુષ્યન્તને ભ્રમર કહ્યો. એ જ બતાવે છે કે દુષ્યન્તમાં ભ્રમરવૃત્તિ હતી. પરંતુ એકંદરે જોતાં આવું તારણ કાઢવું તે ઉતાવળિયું છે હંસપદિકાની ગીતિ એક અન્યોક્તિ છે અને અન્યોક્તિમાં પ્રકૃતિના કોઈ પાત્ર દ્વારા નિપુણતાથી ઉપાલંભ આપવામાં આવ્યો હોય છે. વળી ઉપાલંભ આપવા ઈચ્છતી વ્યક્તિ જે શબ્દો પ્રયોજે તેને આલંબનના ચરિત્રનું નિદર્શન કરાવવા જેટલા પ્રમાણભૂત ભાગ્યે જ માની શકાય.

૨૯ જુઓ : रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् વગેરે.
૩૦ જુઓ તે પુરોહિતને કહે છે मूढः स्यामहमेषा वा वदेन्मिथ्या, વગેરે...

ડૉ. જી. કે. ભટને આ ગીતના 'આમ્રમંજરી' શબ્દો નવી નવી સ્ત્રીઓના રૂપના વાચક અને कमलवसतिमात्रनिर्वृत्त દુષ્યન્તની પ્રૌઢ રાણી વસુમતીના વાચક લાગે છે તેમને લાગે છે કે આ ગીતિ દ્વારા તો ઊલટું એમ સૂચવાય છે કે દુષ્યન્તે નવા નવા રૂપો પાછળ ભટકવાનું છોડી દીધું છે અને હવે માત્ર જૂના સ્થિર પ્રેમની જ ઉપાસના કરવા માંડી છે

પ્રા વસંત જી પંડ્યા લખે છે, "આમ હંસપદિકા એ કવિની પ્રતિભાએ નિર્મેલ શકુન્તલા માટેની કલ્પનામૂર્તિ જ ભાસે છે, અને હંસપદિકાનું ગીત એ શકુન્તલા જેમ જેમ દુષ્યંતના દરબારની વધુ નજીક આવતી જાય છે તેમ તેમ વધુ ઉપર આવતી અને એના અંતરમાં જાગતી 'कथं विस्मृतासि' એ જાતની આશંકાના ઉદ્‌ગાર જેવું છે. ગીત દ્વારા કવિ આપણને શકુન્તલાના અંતરમાં ડોકિયું કરાવે છે."[31]

**(आ) પાંચમા અંકનું રસદર્શન** — મહાભારતની શકુન્તલોપાખ્યાનની મૂળ કથામાં કવિ કાલિદાસે આ અંકથી મહત્ત્વનો ફેરફાર બનાવ્યો છે અહીં દુર્વાસાના શાપના પરિણામે રાજા સાચે જ શકુન્તલાને વીસરી ગયો છે તેના અસંપ્રજ્ઞાત મનની અકળ વેદના અને શકુન્તલાની અદ્વૈત લાગણી હકીકતો છતાં તે વિસ્મૃતિના પડદાને ઊંચકી શકતો નથી, અને પરિણામે શકુન્તલાને અંતઃપુરમાં સ્થાન પણ આપી શકતો નથી આમ મૂળ કથામાં કરેલા ફેરફારે વાર્તાને નાટ્યાનુકૂળ આકૃતિ આપી, અને દુષ્યંતના પાત્રને પણ ઉજ્જ્વળ સ્વરૂપ મળ્યું.

અહીં અત્યાર સુધી સ્વસ્થતાથી વહી આવેલી વાર્તાને પ્રથમ પ્રત્યક્ષ આઘાત મળ્યો છે માણસની ઊર્મિઓ અને કલ્પનાઓને વાસ્તવિકતાનો સ્પર્શ થાય છે ત્યારે જ જીવનનું સાચું સ્વરૂપ પ્રગટે છે આવા ભાવના અને વાસ્તવિકતાના સંગરમાંથી જ નવા જીવનનું સર્જન થાય છે એ રીતે આ અંકમાં જીવનવિકાસનું એક મહત્ત્વનું સોપાન રજૂ થયું છે અહીં નાટકના નિર્વહણમાં ગૂંચવાડો ઉત્પન્ન થાય છે. આથી નાટકનું ઉત્કટ શિરોબિંદુ પણ આ અંકમાં જ આવે છે

---

૩૧ "હંસપદિકાના ગીત"ના અર્થઘટનો જાણવા માટે વિવિધ લેખોના આ

(i) "Sakuntala—its inner meaning"—Tagore

(ii) "Hansapadika's song"-Dr G K Bhat, Journal of the Oriental Institute, Sept -Dec. 1957

(iii) 'હંસપદિકાનું ગીત'–'મહાકવિ કાલિદાસ' એ પુસ્તકમાંનો શ્રી વસંત પંડ્યાનો લેખ

આ અંકમાં સ્વર્ગચ્યુતિ થઈ છે (Paradise is lost), પણ અહીં પરિસમાપ્તિ થઈ નથી. દુષ્યન્તે શકુન્તલાને ન સ્વીકારી, ત્યાં જ યુરોપીય નાટ્યકાર, ટાગોર કહે છે તેમ, 'વાસ્તવિક સત્યની નકલ કરીને સંસારના જેવું બને તેવું જ નાટક લખત' પરંતુ કાલિદાસે તેમ કર્યું નથી કાલિદાસે રાજાના વ્યક્તિત્વના સંશોને સારી રીતે સ્ફુટ કર્યા છે. અંકના અંતે શકુન્તલાને અપ્સરસ્તીર્થની નીરવતામાં મોકલીને અને રાજાના અંતરને વલ્ગત્ દૂયમાન બતાવીને તેણે કુતૂહલના છેડાઓને લંબાવ્યા છે.

આ અંકમાં એક વિશિષ્ટ પ્રકારનો સંઘર્ષ ઉત્પન્ન થાય છે શ્રી બ. ક. ઠાકોર કહે છે તેમ 'બે અસમાન અસત્ય બળ વચ્ચે, અથવા બે અસમાન સત્યના બળ વચ્ચે ઘર્ષણ બતાવવું તે નાટકનો અને નવલકથાનો સાધારણ વિષય છે પણ અહીં તો બે સરખા સાચા બળો વચ્ચે જ અથડામણ છે સામી વ્યક્તિ સાચી હોઈ શકે એમ શાર્ઙ્ગરવ અને દુષ્યંત ઊંડે ઊંડે દલીલ ખાતર પણ માનવા તૈયાર હોય એવું લાગે છે" આમ છતાં આ સંઘર્ષ ઘણો જ સૂક્ષ્મ હોવાને લીધે તેની તીવ્રતા જરાય ઓછી થતી નથી, ઊલટું વિષયને વધુ દુસ્સ—નાટ્યક્ષમ બનાવે છે.

આ અંકમાં બધાં પાત્રો કોઈકને કોઈક પ્રકારનો સંઘર્ષ અનુભવી રહ્યાં છે હંસપદિકાની રાગપરિવાહિણી ગીતિએ દુષ્યંતમાં ઇષ્ટજનવિરહનો ભાવ ઉત્પન્ન કર્યો છે, છતાં વિસ્મૃતિને લીધે રાજા બાહ્ય રીતે કોઈ ભાવ પ્રગટ કરી શકતો નથી. આમ રાજાના મનની દ્વિધાવસ્થા અકળ રહીને રાજાને વલોવી નાખે છે જે રૂપ ગૂઢપણે તેના હૃદયનાં બારણાંને ખખડાવતું હતું તે જ अक्लिष्टकान्ति रूपम् સામે આવે છે, હાની ઊડાય તેવા સુકુમાર, પ્રેમાળ શબ્દોથી તેની સ્મૃતિને ઢંઢોળે છે, અફેનવ લાગે તેવો ક્રોધ કરે છે, દીનતાથી રાજાની સામે જોઈને તરડિયાં મારે છે અને છેવટે ભાગી પડે છે આ બધાં ચિત્રો રાજાના સંઘર્ષની માત્રામાં ઊમેરો કરે છે આમ રાજાના અસંપ્રજ્ઞાત મન અને જાગ્રત મન વચ્ચેનો તીવ્ર સંઘર્ષ અહીં નિરૂપાયો છે વ્યક્ત સ્વરૂપમાં શાર્ઙ્ગરવ અને શકુન્તલાની સાથે તેને ઝઝૂમવું પડે છે

શકુન્તલાને પણ પોતાની દૃગધિરોહિણી આશા અને રાજાના पाऌ वचनोन्यास વચ્ચેનો સંઘર્ષ ભોગવવો પડે છે પ્રેમના બદલામાં પ્રેમ સિવાય બીજું કશું મળે જ નહિ તેવી કલ્પનામાં રાચતી સરળ સ્નેહા શકુન્તલાને થતો આઘાત કંપાવી મૂકે તેવો છે

આ ઉપરાંત નાટકના ચાર પડદાના શાંત, સરળ તપોવનના વાતાવરણ અને નગરના हुतवहपरीत गृहमिव વાતાવરણ વચ્ચેનો વિરોધ પણ અકળ વેદના

જગાડે છે. આ વેદનામાંથી જન્મેલો સંઘર્ષ શાર્ઙ્ગરવ શારદ્વતના આરંભમાં જ બોલાયેલા શ્લોકોમાં વ્યક્ત થઈ જાય છે.[32] પોતાના વાતાવરણમાંથી ઊખડી પડેલી અને સખીબેલડી વગરની શકુન્તલા જાણે શકુન્તલાનો એક તૃતીયાંશ જ હતી. રાજા તેને કેવી રીતે ઓળખી શકે ?

આ અંકનો કરુણરસ ચતુર્થ અંકની મંગળ વિદાયના અનુસંધાનમાં ઘણો વેધક લાગે છે.

આ અંકનું બંધારણ સુગ્રથિત છે. હંસપદિકાના ગીતથી જ ઊભું થયેલું પ્રેક્ષકોનું કુતૂહલ એક પછી એક આવતા પ્રસંગોમાં વધતું ગયું છે. પ્રસંગોની સુયોજિત વ્યવસ્થાથી નાટ્યમયતા અને સ્વાભાવિકતા વધ્યાં છે. ઉત્કટ સંઘર્ષને લીધે જન્મતી અભિનયક્ષમતા આ અંકને વધારેમા વધારે દશ્ય બનાવે છે; આ અંકના સંવાદો તેજસ્વી, પ્રાણવાન અને અભિનયયોગ્ય છે અપૂર્વ રંગભૂમિક્ષમતાને કારણે તથા વસ્તુવિકાસમા સ્પષ્ટ રીતે જ ગતિ આવતી હોવાને લીધે કેટલાકને મન આ અંક જ સર્વશ્રેષ્ઠ છે. કહેવાયું છે કે:

> शाकुन्तलचतुर्थोऽङ्कः सर्वोत्कृष्ट इति प्रथा ।
> न सर्त्रे समता यस्मात् पञ्चमोऽस्ति ततोऽधिकः ॥

## છઠ્ઠો અંક

(અ) **પ્રવેશક** :– પાચમા અંકના અંત ભાગમા દુષ્યંતે ન સ્વીકારેલી શકુન્તલાને એક જ્યોતિ આવીને અપ્સરસ્તીર્થ તરફ લઈ ગયું, જ્યારે વિસ્મતિમૂઢ રાજા આ બધું આશ્ચર્ય વાગોળતો હસ્તિનાપુરમા બેસી રહ્યો. દુર્વાસાના શાપની પ્રવૃત્તિને લીધે રાજાની સ્મૃતિ સતેજ થાય તેમ હતું જ નહિ અને તો, રાજા અને શકુન્તલાનું પણ મિલન થાય તેમ ન હતું. આશા હતી એક માત્ર રાજાએ શકુન્તલાને આપેલી વીંટી ઉપર. એ વીંટી રાજાને દેખાય તો દુર્વાસાનો શાપ વળે અને રાજાને શકુન્તલા સાથેની પ્રણયપ્રવૃત્તિની યાદ આવે. પરંતુ એ વીંટી તો શક્રાવતારમા શચીતીર્થના જળમા પડી ગયેલી. એક નિર્જીવ શી વીંટી ઉપર કેવડો મોટો ભાર હતો !

છઠ્ઠા અંકના પ્રવેશકમા તદ્દન જુદી જ જાતનાં પાત્રો હસ્તિનાપુરના માર્ગ ઉપરના દશ્યમા દેખાય છે. બે રક્ષકો, એક નગરનો કોટવાળ શ્યાલ અને એક બાંધેલો માછીમાર, પ્રેક્ષકો આ નીચલા થરનાં પાત્રોને જોઈને જરાક આશ્ચર્ય અનુભવે ત્યાં તો સંભળાય છે: कथय कुत्र त्वया...राजकीयमङ्गुलीयकं समासादितम्

32. જુઓ: પાંચમો અંક: શ્લોક-૧૦-૧૧.

અને अह शक्रावताराभ्यन्तरवासी धीवरः 'વીંટી' અને 'શક્રાવતાર' શબ્દો સાંભળીને તરતજ આપણા કાન ચમકે છે. આપણને ખબર પડે છે કે માછીમારે પકડેલી રોહિત માછલીના પેટમાંથી તેને રાજાના નામવાળી વીંટી મળે છે. રક્ષકો તેને ગુનેગાર ઠરાવીને રાજા પાસે લઈ જાય છે. રાજાને વીંટી મળતાં જ રાજાને એકદમ બધો શકુન્તલાપ્રસંગ સાંભરી આવે છે. માછીમારને શિક્ષા કરવાને બદલે તે ભેટ આપે છે.

આ આખો પ્રસંગ આપણને સમાજજીવનના નીચલા થરમાં લઈ જાય છે. તે જમાનાની પોલિસ પણ આજની જ રીતે કામ કરતી હશે તેમ જણાય છે. કદાચ આ કાર્ય સમાજના નીચલા થરના ઓછા કેળવાયેલા લોકો પણ કરતા હોય. ગમે તેવી ભાષા પ્રયોજવી (જેમકે–पाटच्चर, ग्रन्थिभेदक, कुम्भीरक વગેરે) સામાની લાગણી સામે જોવું જ નહિ, માર મારીને ગુન્હો કબૂલ કરાવવો–આ બધા રિવાજોને લીધે પોલિસથાણું યમસદન જેવું લાગતું હશે. પોલિસો પૈસાના રુશ્વતથી–લાંચથી મિત્રો પણ બની શકતા હશે. દારૂ પીવાની લત પણ તેમનામાં ઘણીજ પ્રચલિત હશે.

આ પ્રસંગ ઉપરથી એમ પણ લાગે છે કે રાજા ચોરી જેવા નાના ગુન્હાઓમાં પણ રસ લેતો હશે અને નાના પોલિસ અધિકારીઓને પણ જાતે મળી શકતો હશે. ચોરી જેવા ગુન્હાઓ માટે ગુન્હેગારને ગીધનો બલિ બનાવાતો હશે અથવા કૂતરાના મુખ આગળ મૂકીને તેને દેહાન્ત દંડની કડક સજા કરવામાં આવતી હશે. લોકો વંશપરંપરાગત મળેલું–सहजम्–કામ જ સ્વીકારતા હશે, અને કદાચ હલકું કે દોષપૂર્ણ લાગતું હોય, તો પણ તેને વળગી રહેતા હશે. યજ્ઞમાં પશુમેધ ચાલતો હશે અને બ્રાહ્મણો યજ્ઞ પુરતા દારુણ થતા હશે. આમ છતાં પશુહિંસા દારુણ કર્મ છે એવી અસર ફેલાવા લાગી છે, તેથી કહી શકાય કે બૌદ્ધ વિચારણાની છાપ લોકો ઉપર પડવા લાગી છે, અલબત્ત તે હજી બહુ ઊંડે ગઈ નથી. ચોરી કે તેવા ગુન્હાઓ પકડાતાં રાજા પકડનાર પોલિસોને બક્ષીસ આપતો હશે. દેહાન્ત કરતાં પહેલાં સજા પામેલ માણસને ફૂલની માળા પહેરાવવામાં આવતી હશે. સમાજના નીચલા વર્ગના માણસોમાં અસંસ્કારિતા, ઈર્ષ્યા, લાંચીઆપણું વગેરે હશે. છતાં સરળ આજીવિકાવાળા ધીવરના જેવા કેટલાક માણસોમાં સંસ્કારિતા સચવાઈ પણ હશે.

આ પ્રસંગના આવતા પાત્રોની ભાષા પણ તેમને અનુરૂપ જ છે. ધીવરને માટે ગોધાદી, मत्स्यगन्धी જેવા બરછટ શબ્દો અને विशुद्ध इदानीमाजीव જેવા કટાક્ષો પ્રયોજવામાં આવે છે.

આ પ્રવેશક રસિક લાગે છે તેમા પાત્રોનુ વૈવિધ્ય પણ ઓછુ કામ કરતુ નથી દુષ્ટ પોલિસોના હાથમા માછલીની માફક પકડાઈ ગયેલો બિચારો માછીમાર તરફડિયા માર છે અને છે લે સગળતાથી પોતાની બક્ષીસમાથી અર્ધો ભાગ આપી દે છે જાનુક જરા ઈર્ષાખોર અને લાચિયો લાગે છે નાગરિક સ્યાલ ઉપરી છે, છતા મૂળ ભાવનામા તો બીજા પોલિસોથી જુદો પડતો નથી

આ પ્રવેશક તેના વિવિધ કક્ષાના પાત્રો અને આકર્ષક સવાદથી ઘણો જ નાટ્યક્ષમ છે મૂળ કથાથી તદ્દન જુદુ જ વાતાવરણ સર્જીને કાલિદાસે આ વવિધ્યપૂર્ણ સપ્રમાણ દશ્યમા આકર્ષક રીતે મુખ્ય વાત કહી છે હીન પાત્રો અને પ્રાકૃત ભાષાવાળા આ પ્રવેશકે ટૂકમા આપણને જણાવી દીધુ કે હવે રાજાને વીટી મળી છે અને નાટક પુનર્મિલન તરફ વળ્યુ છે

**(आ) મુખ્ય દશ્ય** વીટીના દર્શનથી રાજાનો વિસ્મૃતિનો પડદો હઠી ગયો અને પોતાનો શકુન્તલા સાથેનો વૃત્તાન્ત રાજાને યાદ આવ્યો પોતાના મનની આરાધ્ય દેવીના અસહ્ય વિરહથી એકદમ તે ઝૂરવા લાગ્યો, પાતે એમ કરતા શકુન્તલાને ભૂલી જઈ શકયો હશે, તેનુ તો માત્ર આશ્ચર્ય જ તેને સતાવવા લાગ્યુ રાજા દુષ્યત પણ અન્યાય કરી શકે છે એક નિર્દોષ વ્યક્તિનો અનાદર કરીને તથા તેણે તેમના પ્રમાળપણાની હાસી કરીને ઘોર કામ કરી શકે છે તે યાદ કરતા જ રાજાની પોતાના ઉપરની જ શ્રદ્ધા તૂટી ગઈ પહેલા અકમા જે આત્મવિશ્વાસથી તે सता हि सदेहपदेषु वस्तुषु प्रमाणमन्त करणप्रवृत्तय એમ બોલ્યો હતો તે તેનો આત્મવિશ્વાસ ડગી જાય છે પોતાની સામેથી પોતાનુ સ્વરૂપ જ તૂટી પડતા તે રાજા અસહાય બનીને ઢગલો થઈ જાય છે આમ એક બાજુથી પ્રિયતમાવિરહ અને બીજી બાજુથી આત્મતિરસ્કાર આ અકમા રાજાની પરિસ્થિતિને કરુણ બનાવી દે છે

**(इ) સાનુમતીનો પ્રસગ** રાજાની સ્મૃતિ તો તાજી થઈ, અને તે શકુન્તલા માટે ઉત્સુક બન્યો, પરતુ આ વાતની અપ્સરસ્તીર્થમા બેઠેલી શકુન્તલાને શી રીતે જાણ થાય ? વળી શકુન્તલાના જે આર્યપુત્ર એમ્વાર તેને 'આત્મકાર્ય નિવર્તિની' કહીને તરછોડવા જેટલા 'અનાર્ય' બની ગયા હતા, તેમનુ મન ખરેખર તો 'આર્ય' હતુ તેની પણ પ્રતીતિ શકુન્તલાને આપવી જોઈએ ને ? તો જ પુનર્મિલન માત્ર ઉપર ઉપરનુ નહિ પણ પરિપૂર્ણ બને શકુન્તલા તરફથી પણ મેનકા વગેરેને પોતાની પુત્રીની ચિંતા થતી હોય એટલે અપ્સરસ્તીર્થમાથી રાજાની સ્થિતિની તપાસ કરવા સાનુમતી નામની અપ્સરા આવી પહોચે છે

આ અપ્સરા અદશ્યપણે રાજા વિષે જાણવા પ્રયત્ન કરે છે ઉદ્યાનમા આવતા જ તેને ખબર પડે છે કે રાજાએ વસતોત્સવ બધ કરાવ્યો છે શકુન્તલાના

વિરહમા વિવશ બનેલા તેને કઈ પણ રમ્ય ગમતુ નથી આ સાભળીને સાનુમતીને ઘણોજ આનદ થાય છે તે કહે છે, 'प्रिय मे' આવુ ખરેખર હોય તો હવે તેની સખી શકુન્તલાના ભાવિમા ઉજ્જવળ પલટો આવી શકશે

પશ્ચાત્તાપના વેષમા રાજા ઉદ્યાનમા આવે છે, શકુન્તલાને યાદ કરીને ઘણો જ વિલાપ કરે છે વિદૂષક સાથેની રાજાની વાતચીત દરમિયાન તેને ખબર પડી કે વીટી મળતા રાજાને શકુન્તલાની યાદ તાજી થઈ છે રાજા વિલાપ કરે છે તેની નજર સમક્ષ તરછોડાતી દીન શકુન્તલાનુ હૃદયભેદક ચિત્ર ઊભુ થાય છે આ સાભળીને સાનુમતીને રાજા માટે માન થાય છે તે કહે છે अहो ईदृशी स्वकार्यपरता। अस्य सतापेनाह रमे ।

રાજાએ શકુન્તલાનુ આબેહૂબ ચિત્ર દોર્યુ છે ચિત્રને વાસ્તવ માનીને ઉન્માદી બનેલા રાજાએ શકુન્તલા ઉપર આક્રમણ કરતા પોતે જ દોરેલા ભ્રમરને દૂર કરવા પ્રયત્ન કર્યો પણ તેને ખબર પડી કે એ તો ચિત્ર હતુ તેનુ સ્વપ્ન સરી પડયુ તેની આખમાથી આસુની ધાર વહેવા લાગી રાજાની આવી દશા જોતા સાનુમતીનુ હૃદય પણ દ્રવી ગયુ તે બોલે છે सर्वथा प्रमार्जितमनेन प्रत्यादेशदुःख शकुन्तलाया । સ્વાભાવિક રીતે જ શકુન્તલા પ્રત્યે પક્ષપાત ધરાવતી સાનુમતીના આવા શબ્દોમા દુષ્યતની સુજનતા માટેની ઊડી પ્રતીતિ પડેલી છે

એવામા જ અપુત્ર મરણ પામેલા ધનમિત્રની મિલકતની વ્યવસ્થા બાબતની વાત રાજાની પાસે આવે છે રાજાને પોતાનુ અપુત્રપણુ યાદ આવે છે શકુન્તલાને તિરસ્કારીને રાજાએ આ જગતમા પોતાનુ જ ખરાબ નથી કર્યું, પણ પિતૃઓનુ પણ ખરાબ કર્યું છે, કારણ કે દુષ્યત પછી તેમને કોઈ પિંડ આપનાર મળશે નહિ. આ વિચારથી તેને જબરો આઘાત લાગે છે અને તે મૂર્છા પામે છે રાજાની સાથે ખૂબ સહાનુભૂતિ ધરાવતી સાનુમતીથી આ જોવાતુ નથી તે રાજાને શકુન્તલા અને તેની બધી હકીકત જણાવી દઈને તેને સાન્ત્વન આપવા પણ તૈયાર થઈ જાય છે તેને થાય છે—सति खलु दीपे व्यवधानदोषेण एष अन्धकारदोषमनुभवति, પણ તે મનને કાબૂમા રાખીને શકુન્તલા પાસે ચાલી જાય છે

આવો પ્રસગ નાટકના આ ભાગમા જરૂરી હતો રાજાની શકુન્તલાનિષ્ઠા માટે પ્રતીતિ પામેલી સાનુમતી દ્વારા શકુન્તલાના મનનુ સપૂર્ણ સમાધાન થાય છે શકુન્તલા તરફથી કોઈ તેની સખી આવી તપાસ કરવા આવે આવી સખી અપ્સરા હોય, જેથી અદૃશ્ય રહીને રાજાને નિહાળી શકે અને સ્ત્રી હોઈને રાજાની સાથે જલદીથી સહાનુભૂતિ ધરાવવા લાગી શકે એટલુ જ નહિ પણ એક સ્ત્રીને થયેલા અન્યાય અગેની તપાસ કરીને દુષ્યતને નિર્દોષ ઠરાવનાર સ્ત્રીનુ પ્રમાણ જ

રાજાના ચારિત્રની પ્રોજ્જ્વલતાને વધારે સારી રીતે રજૂ કરી શકે—આ બધું ગોઠવવામાં કાલિદાસનું ઔચિત્ય છે. સાતમા અંકના મિલન વખતે શકુન્તલાને દુષ્યન્ત વિષે કોઈ ખાતરીઓ મેળવવાની બાકી રહી હોત તો મિલનની મધુરતામાં મીઠાનો ગાંગડો પડી જાત.

**(ર) ધનમિત્રનો પ્રસંગ :** રાજા પોતે શકુન્તલાને કરેલા અન્યાય બદલ પશ્ચાત્તાપ અનુભવતો હોય છે, ત્યાં જ તેના રાજ્યમાં બનેલો એક પ્રસંગ તેને જણાવવામાં આવે છે. ધનમિત્ર નામનો એક સમુદ્રનો વેપારી વહાણ ભાંગી જતાં નાશ પામ્યો છે. તે સંતતિ વિનાનો હોવાથી તે સમયના કાયદા પ્રમાણે તેની સંપત્તિ રાજાને મળે. આ પ્રસંગે રાજા એકદમ સંપત્તિ લઈ લેવાનો નિર્ણય આપતો નથી, પણ તેની પત્નીઓમાંની કોઈ સગર્ભા હોય તો તપાસ કરાવે છે અને તેની એક પત્ની સગર્ભા છે તેમ જાણીને ગર્ભને પિતાની મિલકતનો વારસ ઠરાવે છે.

આ પ્રસંગ તત્કાલીન સમાજના વારસાહક્કના કાયદા ઉપર પ્રકાશ ફેંકે છે. તે સમયે પિતાની મિલકતનો વારસદાર તેનો પુત્ર ગણાતો હશે. પરંતુ જો મરનાર અપુત્ર હોય તો મરનારની વિધવાને તે મિલકતની વારસદાર ગણવામાં આવતી નહિ હોય. અપુત્રની મિલકત રાજાના ખજાનામાં જતી હશે. ગર્ભાવસ્થામાં પણ જો પુત્ર હોય તો તેવા પુત્રને પિતાની મિલકત મળતી હશે.

આ પ્રસંગથી દુષ્યન્તના મનમાં પોતાના અપુત્રપણા વિષેનું દુઃખ જોરશોરથી ઊભરાઈ આવે છે અને શકુન્તલાને તિરસ્કારીને પોતે પોતાના પિતૃઓને પણ નિસાસા નાખતા કર્યા છે એ વિચારથી તેને એટલી નામોશી આવે છે કે તે મૂર્છિત થઈ જાય છે.

અપુત્ર ધનમિત્ર માટે તેના મનમાં સમભાવ જાગે છે, એટલું જ નહિ પણ આ તેનો સમભાવ આખા વિશાળ જનસમુદાય માટે વિસ્તરે છે અને તે બધાંનો અપુત્ર પિતાઓનો પુત્ર બને છે, તથા તે માટે જાહેર ઘોષણા કરાવે છે. આમ રાજાના વ્યક્તિત્વનો વિસ્તાર થતો છે એમ દેખાય છે.

**(ઈ) સામાન્ય અવલોકન** : છઠ્ઠો અંક કદમાં તો આ નાટકનો મોટામાં મોટો અંક છે જ, પણ તેમાં આવતી વસ્તુની દૃષ્ટિએ પણ આ અંકનો વ્યાપ વધારે છે. નાટ્યકારે આખા નાટકમાં ઠેર ઠેર પ્રયોજેલી નાટ્યકલાના તંતુઓના છેડાને આ અંકમાં વાળી લીધા છે. આ અંકમાં જ દુર્વાસાના શાપના ઉ:શાપની, નિવારણની પ્રક્રિયા જોવા મળે છે, કારણ કે વીંટી જોતાં જ દુર્વાસાનો શાપ

વળી જાય છે. વિદૂષકે પોતે કેમ રાજાને શકુન્તલા યાદ ન કરાવી, તેની સમજૂતી આપે છે અને એથી વિદૂષકને परिहासविजल्पितं सखे કહીને ઉડાવી દીધો હતો તેની નાટ્યક્રિયા ઉપરની અસર જાણવા મળે છે આ અંકમા નાટકની પ્રતિનાયિકા કહી શકાય તેની વસુમતી પ્રત્યે રાજાના દાક્ષિણ્યનું સૂચન થાય છે રંગભૂમિ ઉપર વસુમતીને ન આવવા દઈને કાલિદાસે પોતાના જ આગલા બે નાટકો ઉપર કરેલો સુધારો પણ જાણવા મળે છે. સાનુમતીના પ્રસંગથી શકુન્તલાને આખી પરિસ્થિતિની સ્પષ્ટતા અને રાજાની દયાજનક સ્થિતિની વાત મોકલાવીને કવિએ બન્ને પ્રણયી પાત્રોના હૈયા નિર્મળ બનાવી દીધા છે પશ્ચાત્તાપપૂત બનેલા પૃથ્વીના આ રાજામા દિવ્ય તેજોમય તેજનો ઉદ્રેક થતા જ અંકને અંતે સૂચન થાય છે તેમ કાલિદાસ તેને સ્વર્ગમા મોકલે છે અને એ રીતે સાતમા અંકમા નાટ્યભૂમિ પાછી બદલાય છે. આ અંકના પ્રવેશકમા ઘણા નીચલા થરના પાત્રો બતાવીને નાટ્યકારે આપણને તત્કાલીન સમાજનું દર્શન કરાવ્યું છે તો ત્યારબાદ મુખ્ય દૃશ્યમા જીવનની ઉદાત્ત ભાવનાઓની ચરમસિદ્ધિ પામવા મથતી ઘોર તપશ્ચર્યાને પણ મૂકી છે અંકના અંતભાગમા જ્યારે રાજા અતિશય ઉદ્વિગ્ન બની ગયો હતો ત્યારે ઇન્દ્રના સારથિ માતલિએ વિદૂષકને ડરાવીને રાજાના પરાક્રમને મનોવૈજ્ઞાનિક પદ્ધતિએ જગાડ્યુ છે.

આ અંકમા આવતા ગૌણ પાત્રોમા પરભૃતિકા–મધુકરિકાનો ટૂંકો છતા રમ્ય સંવાદ જાણે વસંત ઋતુની જ ભાષા હોય એટલો મધુર લાગે છે આમ અહીં એકંદર પ્રસંગો સપ્રમાણ છે, કરુણરસની નિષ્પત્તિ ચોટદાર છે, સંવાદો અભિનયક્ષમ અને આકર્ષક છે. અહીં ઘણુ બધું સમાવવામા આવ્યુ છે, એટલું બધું કે એ જ આ અંકની મર્યાદા બનવા તરફ ઢળે.

## સપ્તમ અંક

આ નાટકના છેલ્લા સાતમા અંકમા પહેલા ઇન્દ્રના રથમા બેસીને આકાશમાર્ગે પૃથ્વી ઉપર પાછો ફરતો દુષ્યંત આવે છે. દુષ્યંત અને માતલિની વાતોમાથી રાજાના દેવોના શત્રુ ઉપરના વિજયના સમાચાર મળે છે તથા રાજાના વિનયના દર્શન થાય છે. માર્ગમા મારીચ–અદિતિના તપોવનમા રાજા રોકાય છે ત્યા જ તે આ અવિનયની ભૂમિમા સર્વદમન નામના બાળકને સિંહબચ્ચાને રંજાડતો જુએ છે આ બાળક પ્રત્યે રાજાને નૈસર્ગિક રીતે પોતાનો ઔરસ પુત્ર જ હોય તેવો સ્નેહ થાય છે, તેના હાથમા ચક્રવર્તીનું લક્ષણ દેખાય છે આ દર્શનની સાથે રાજાના ‘મનનો આ પોતાનો જ બાળક હોય તો !’ એવી સ્પૃહા રોપાય છે પરંતુ હવે પોતાની અંતઃકરણપ્રવૃત્તિ ઉપર વિશ્વાસ ન કરતો રાજા મનોનિગ્રહ

થવાની બીકથી આ એક પણ વિચારને મનમા ન ટકવા દેવા પ્રયત્ન કરે છે. આમ છતાય રાજાને એ તોફાની છોકરો ખૂબ ગમી તો જાય છે જ. તે કહે છે स्पृहयामि खलु दुर्ललितायास्मै અને अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति। ત્યા તો વળી પાછા રાજાની ચિત્તવૃત્તિને અનુકૂળ એવા પુરાવાઓ મળતા જાય છે રાજા તેને महर्षिपुत्र કહીને સબોધે છે ત્યા જ તેને તાપસી પાસેથી ખબર પડે છે કે એ 'ઋષિકુમાર' નથી, તાપસીને રાજા અને બાળકની આકૃતિ મળતી આવતી લાગે છે, અપરિચિત હોવા છતા રાજાની પાસે તે બાળક કહ્યાગરો બની જાય છે, વળી તેને તાપસી સાથેની વાતચીત દરમિયાન જાણ થાય છે કે તે પુરુવશનો જ છે, અને તે અપ્સરાસબધને લીધે તેની માતાએ તેને દેવગુરુના તપોવનમા જન્મ આપ્યો છે રાજા ઉતાવળે પૂછવા લાગે છે अथ सा तत्रभवती किमाख्यस्य राजर्षेः पत्नी। પણ બાળકના પિતા રાજાનુ નામ જાણવા મળતુ નથી, પણ બાળકની માતાનો પતિ धर्मदारपरित्यागी હતો એ જાણવા મળે છે આ 'આર્ય' રાજા પારકી સ્ત્રીનુ નામ પૂછી શકતો નથી ત્યા તો મોર લઈને આવેલી તાપસીના शकुन्तलावण्यं પ્રશસ્ત શબ્દોમા 'શકુન્તલા' શબ્દથી છેતરાયેલો 'માતૃવત્સલ' બાળક બોલી ઊઠે છે 'कुत्र वा मम माता'? અને રાજાને આડકતરી રીતે બાળકની માતાના નામની ખબર પડી જાય છે એવામા તાપસીનુ ધ્યાન બાળકના હાથમા રક્ષાકરણ્ડક નહોતુ તેના ઉપર જાય છે રાજા એકદમ નીચે પડી ગયેલા રક્ષાકરણ્ડકને ઉપાડીને બતાવે છે આ રક્ષાકરણ્ડકને માતાપિતા સિવાય કોઈ અડી શકે તેમ ન હતુ એટલે રાજાને હવે પાકી ખાતરી થઈ જાય છે કે "આ મારો જ પુત્ર છે" અને તે પોતાના સૌભાગ્યને અભિનદે છે તાપસીઓ દ્વારા ખબર પામેલી શકુન્તલા રાજાને જોતા પહેલા તો રાજાને ઓળખી શકતી નથી. પણ રાજા તેને હવે તરત જ ઓળખી જાય છે તે પોતાના અપરાધની ક્ષમા માગે છે પરતુ શકુન્તલાને પોતાના 'પરિત્યક્તમત્સર' દૈવથી આનદના સિવાય બીજુ શુ કરવાનુ હતુ ? પોતાની લાગણીની સચ્ચાઈમા અને રાજાના સ્નેહના ઊડાણની તેણે કરેલી અનુભૂતિમા તેના અતરે ક્યારે અવિશ્વાસ કર્યો હતો ? તે પોતાના सुचरितप्रतिबन्धक પુરાકૃત ને જ દોષ આપે છે દેવોના આદર્શ માતાપિતા અદિતિ–મારીચ જ્યારે દામ્પત્યની વાતો કરતા હોય છે ત્યારે આ સધાયેલ દમ્પતિનુ મિલન થાય છે માત્ર પતિ–પત્નીનુ જ નહિ પણ તેમની સાથે તેમના એક માત્રના બાળકનુ પણ

આ અકમા પિતા પોતાના અજાણ્યા પુત્રને જોતા સ્વાભાવિક રીતે જ લાગણીઓના જે સ્પદનો અનુભવે છે તે સુદર રીતે ચિત્રિત કરવામા આવ્યા છે આવા પ્રસગો જગતના ઘણા સાહિત્યોમા આવે છે પહેલા અકમા જન્મેલા

હાથના સ્પંદન વખતે રાજા અથવા भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र કહે છે, તે જ રાજા છેલ્લા અંકમા આવતા मनोरथाय नाशंसे કહીને મનોરથ બાંધવા તૈયાર જ થતો નથી તે સ્વાભાવિક છે, અને તેમા નાટ્ય કરેલી પરિક્રમાનો સાર જોવા મળી જાય છે. તોફાની સર્વદમનના ચિત્રમા એક આકર્ષક બાળક દોરાયો છે. અહીં એકવારની તિરસ્કૃત માતા દ્વારા બાળકનો પુત્ર તરીકે પરિચય થતો નથી પણ બીજાં બાહ્ય અને શ્રદ્ધેય અશંકનીય બળો દ્વારા 'આ મારો જ પુત્ર છે' એવી રાજાને ખાતરી થાય છે, અને તેવી ખાતરી તેના હૃદય અને બાહ્ય હકીકતોએ કરાવ્યા પછી જ તેના દ્વારા તે શકુન્તલાને મેળવે છે પાચમા અંકમા રાજા શકુન્તલાને ઓળખી શકયો ન હતો. અહીં વિરહમા દુબળા પડી ગયેલા રાજાને એક ક્ષણવાર શકુન્તલા ઓળખી શકતી નથી. એ હકીકતમા કાલિદાસે વિરહી રાજાની અવર્ણનીય દશાનું શકુન્તલાને ભાન કરાવવા ઉપરાત કેવી સમતુલા જાળવી છે! પણ હવે પ્રતિક્ષણ શકુન્તલાનુ જ ચિંતન કરતા રાજાને શકુન્તલાને ઓળખતા વાર થતી નથી. દેવોના માતાપિતાના આદર્શ દામ્પત્યની છાયામા દામ્પત્યના પ્રત્યક્ષ પાઠ પામેલી શકુન્તલા પોતાના પતિને મેળવે છે અને વાતાવરણ મંગળ બની જાય છે.

## શાકુન્તલની આધારરૂપ સામગ્રી

પ્રાચીન ગ્રીક નાટયકારો તથા અંગ્રેજ નાટયકાર શેકસપીઅરની જેમ સંસ્કૃત નાટયકારો પણ પોતાના નાટકનુ વસ્તુ ઉપજાવતા નહિ. તેમના નાટકો ખ્યાતવૃત્ત હતા એટલે તેઓ નાટકની વાર્તા મહાભારત–રામાયણ–પુરાણો કે લોકવાર્તા ઉપરથી લેતા. મૂળકથામા પોતાનું જીવનદર્શન ઢાલવીને તેમને નાટ્યાનુકૂળ કલાઘાટ આપતા. આમ મૂળકથાને મળેલા નવમવિધાનમા નાટ્યકારોની કલા દેખાતી.

શાકુન્તલનું મૂળ વસ્તુ તો ઋગ્વેદજૂનુ છે, પણ તેની સુરેખ આકૃતિ મહાભારતના આદિપર્વમા તથા પદ્મપુરાણના સ્વર્ગખંડ, હરિવંશ, ભાગવત વગેરેમા પણ દેખાય છે. 'કટ્ઠહારિજાતક' નામના બૌદ્ધ જાતકમા પણ શાકુન્તલમા આવતા અભિજ્ઞાનને મળતી વાત આવે છે.

**શાકુન્તલ અને મહાભારત :** કાલિદાસના अभिज्ञानशाकुन्तलम्‌નો મુખ્ય આધાર મહાભારતનું શકુન્તલોપાખ્યાન હોય એમ લાગે છે. આમ છતા કાલિદાસે મહાભારતની સીધી સાદી વાતને નાટયસ્વરૂપ આપતાં તેમાં અનેક ફેરફારો કરી નાખ્યા છે. કથાવસ્તુમા ~~કરવામા~~ આવેલા કેટલાક ફેરફારો નીચે મુજબ છે.

(૧) મહાભારત પ્રમાણે હસ્તિનાપુરનો રાજા દુષ્યન્ત મૃગયા કરતા થાકીને કણ્વના આશ્રમમા પ્રવેશે છે. ત્યા કણ્વ ફળ લેવા ગયા હોઈ તેમની ગેરહાજરીમા તેમની કન્યા શકુન્તલાને મળે છે. શકુન્તલા જાતે જ પોતાનો જન્મવૃત્તાત રાજાને કહી સભળાવે છે. શાકુન્તલમા મૃગની પાછળ જતા રાજા તપોવનના સીમાડે આવી પહોચે છે. નાટકની લજ્જાશીલ શકુન્તલા દુષ્યન્તની સાથે કઈ પણ બોલી શકતી નથી. શકુન્તલાનો જન્મવૃત્તાત શકુન્તલાની સખી રાજાને કહે છે કણ્વ સોમતીર્થ ગયા છે. કાલિદાસના નાટકની વાર્તા સ્વાભાવિક છે તેમા નારીની સ્વભાવસહજ લજ્જાશીલતા તથા મુગ્ધાનો સકોચ દેખાય છે (૨) દુષ્યન્ત લગ્નનો પ્રસ્તાવ મૂકે છે, શકુન્તલા ફળ લેવા વનમા ગયેલા કાશ્યપના આગમનની રાહ જોવા કહે છે, પરંતુ દુષ્યન્ત ગાધર્વ વિધિથી લગ્ન કરી લેવા શકુન્તલાને આગ્રહ કરે છે, ત્યારે શકુન્તલા શરત કરે છે કે પોતાનો પુત્ર જ દુષ્યન્તની ગાદીનો વારસ થાય તો જ તે રાજા સાથે લગ્ન કરે. આ શરત સ્વીકારતા દુષ્યન્ત[33] તથા શકુન્તલા ગાધર્વ વિધિથી લગ્ન કરે છે નાટકમા શકુન્તલા સ્ત્રીસહજ સંકોચ બતાવે છે. ત્યા શરતની વાત આવતી નથી. આમ નાટકમા કેવળ સ્ત્રી–પુરુષનો પ્રણય જ બન્નેને ભેગા કરી દે છે. કાશ્યપ આશ્રમથી દૂર સોમતીર્થ ગયા હોવાથી મહિનાઓ સુધી પાછા આવતા નથી. એટલે નાટકમા દુષ્યન્ત–શકુન્તલાએ કરેલા ગાધર્વવિવાહ વધારે યોગ્ય લાગે છે. કાશ્યપની ગેરહાજરી દરમિયાન તેમના પ્રણયનો ક્રમિક વિકાસ થાય છે. (૩) મહાભારતમા "હું તને લેવા માટે મારી ચતુરંગ સેના" મોકલીશ એમ કહીને મનમા ને મનમા કણ્વથી ડરતો ડરતો રાજા નગરમા જાય છે અને જાણી જોઈને કાશ્યપના ભયથી તે લશ્કર મોકલતો નથી. શકુન્તલા તપોવનમા જ પુત્રને જન્મ આપે છે તપોવનના બધા પ્રાણીઓને તે દમે છે માટે તેનુ નામ સર્વદમન પાડવામા આવ્યું છે. એ ૭ વરસનો થયો ત્યારે नाराणा चिरजातो हि वान्ववेषु न रोचते –સ્ત્રીઓ પિયરમા લાબો વખત રહે તે બરાબર નથી–એમ સમજીને શકુન્તલાને સાસરે વળાવવામા આવે છે. નાટકમા તો શકુન્તલા હજી સગર્ભા હતી ત્યા જ કાશ્યપ પ્રવાસમાથી પાછા ફરે છે અને તે જ દિવસે શકુન્તલાને સાસરે વળાવે છે. શકુન્તલાના પુત્રનો જન્મ મારીચના આશ્રમમા થાય છે. નાટકની હકીકતો વિનેપ સ્વાભાવિક લાગે છે. (૪) મહાભારતમા કણ્વના શિષ્યો સાથે શકુન્તલા હસ્તિનાપુરમા આવે છે. ત્યા નગરજનો વલ્કલધારી શિષ્યોની હાસી કરે છે, એટલે તેઓ ગુસ્સે

33 मम जायेत यः पुत्रः स भवेत्त्वदनन्तरम् ।
युवराजो महाराज सत्यमेतद् ब्रवीमि ते ॥
यद्येतदेवं दुष्यन्त अस्तु मे संगमस्त्वया ॥

થઈને ચાલ્યા જાય છે. ભરત અને શકુન્તલા એકલાં દુષ્યન્તની સભામાં જાય છે. નાટકમાં શિષ્યો નગરના વાતાવરણથી અકળાયેલા છે, પણ તેઓ પાછા જતા નથી કે નગરજનો તેમની હાંસી કરતા નથી. શકુન્તલાની સાથે રહીને શિષ્યો છેક સુધી રાજાની સાથે દલીલ કરે છે. (૫) મહાભારતમાં રાજા દુષ્યંત શકુન્તલાને ઓળખી જાય છે, છતાં તે કહે છે, "મને કંઈ યાદ આવતું નથી".[૩૪] આ સાંભળીને શકુન્તલા દુઃખી થાય છે. ક્રોધથી તે રાજાને સમજીવે છે તથા ઠપકો પણ આપે છે. આમ છતાં દુષ્યન્ત શકુન્તલાને સ્વીકારતો નથી. એટલે છેલ્લે લોકો સાંભળે તેમ અશરીરિણી વાણી સંભળાય છેઃ "હે દુષ્યંત તું પુત્રનું પાલન કર, શકુન્તલાની અવગણના ન કર". પછી દુષ્યંત શકુન્તલા તથા પુત્રને સ્વીકારી લે છે અને કહે છે કે લોકો વિશ્વાસ ન કરે માટે તે શકુન્તલાને સ્વીકારતો ન હતો. નાટકમાં તો દુર્વાસાના શાપને લીધે દુષ્યંત શકુન્તલાને ખરેખર ભૂલી ગયો છે, એટલે તે શકુન્તલાને યાદ કરી શકતો નથી. છેલ્લે આકાશમાંથી આવેલું એક જ્યોતિ શકુન્તલાને અપ્સરસ્તીર્થમાં લઈ જાય છે.

આપણે જાણીએ છીએ કે નાટકમાં વીંટી પાછી મળતાં રાજાને શકુન્તલા યાદ આવે છે. તેણે શકુન્તલાને કરેલો અન્યાય અને અપુત્રતાથી તેને ઘણું જ દુઃખ થાય છે. તે પશ્ચાત્તાપ કરતાં કરતાં શકુન્તલા માટે ઝુરે છે. છેલ્લે મારીચના તપોવનમાં બન્ને વિરહી પાત્રો અને તેમના પુત્રનું મંગલ મિલન થાય છે.

આમ આપણે જોઈશું કે કથાવસ્તુમાં કાલિદાસે કરેલા ફેરફારોથી કથાવસ્તુએ ગૌરવ અને નાટ્યાત્મકતા ધારણ કર્યાં છે. વાર્તાના તંતુને પાંચમા અંક પછી પણ લંબાવીને તથા પાંચમા અંકમાં અપૂર્વ સંઘર્ષ અને ઉત્કર્ષબિંદુ મૂકીને મૂળ વાર્તાને નાટ્યક્ષમ બનાવવામાં આવી છે. મૂળ કથામા માત્ર સ્ત્રી–પુરુષનું બાહ્ય આકર્ષણ લાગતું હતું, તેને બદલે અહીં એકબીજાને પામવા મથતા સ્ત્રી–પુરુષના ઉદાત્ત પ્રણયનું સુંદર ચિત્ર ઉપસાવવામાં આવ્યું છે. નાટકના પાત્રો એક ઉમદા સ્ત્રી અને પુરુષ તરીકે સ્વાભાવિક રીતે જ પ્રવર્તે છે. એટલે કયાંય તેમનામાં કૃત્રિમતા દેખાતી નથી.

નાટકમાં નાટ્યકારે કેટલાક નવા કલાત્મક પ્રસંગોને ગૂંથ્યા છે. આમાં ભ્રમરનો પ્રસંગ, હાથીના આક્રમણનો પ્રસંગ, દુર્વાસાનો શાપ, વીંટીનો પ્રસંગ, હંસપદિકાનું ગીત, જ્યોતિનું અપ્સરસ્તીર્થમાથી આગમન અને છઠ્ઠા–સાતમા અંકના બધા જ પ્રસંગો સાદી વાર્તામાં ચારુતા અને કલાત્મકતા પૂરે છે તથા પ્રતીકાત્મક હોવાથી

---

૩૪ ब्रवीन्न स्मरामीति कस्य त्वं दुष्टतापसि ॥
भरस्व पुत्रं दुष्यन्त मावमंस्थाः शकुन्तलाम् ॥

વાચક–પ્રેક્ષકના મનમા અનેક ભાવવર્તુળો આંદોલિત કરે છે. અંકોમા બીજા, ચોથા, પાચમા અને છઠ્ઠા અંકની રચના તદ્દન મૌલિક છે. બાકીના અંકોમા પણ પ્રસંગો અને પરિસ્થિતિઓનું સંવિધાન નવેસરથી કરવામા આવ્યું છે.

અહીં બધા જ પાત્રો સુરેખ આકૃતિવાળા છે. ચતુર ગંભીર આકૃતિવાળો દીપ્તિમાન છતા વિશ્વસનીય દુષ્યન્ત અહી ધીરોદાત્ત નાયક બન્યો છે, શકુન્તલા લજ્જાશીલ અને શીલવતી ભારતીય કન્યા તથા યુવતી છે, અપૂર્વ સંયમવાળા હોવા છતા કાશ્યપનુ અંતર પિતૃત્વની ઊર્મિઓથી છલકાય છે. આ ઉપરાંત પોતાની સખીના વ્યક્તિત્વને સ્ફુટ કરતા પ્રિયંવદા તથા અનસૂયાના પાત્રો, પોતાના સત્ત્વ બળ અને તાકાતથી સત્ય અને ન્યાય માટે દલીલો કરતા ગુરુભક્ત શાર્ઙ્ગરવ–શારદ્વત, વિનોદવૃત્તિથી નાટ્યક્રિયાને વિકસાવતો રાજાનો 'મૃત્પિંડબુદ્ધિ' વયસ્ય વિદૂષક તથા ગૌતમી, કંચુકી, પુરોહિત, સેવકો, ચેટીઓ વગેરે પાત્રો તદ્દન નવા છે.

આ નાટકની વિશિષ્ટતા એ છે કે તેમા પાત્રો તથા વાતાવરણ એકમેકમા ઓતપ્રોત છે. પાત્રોનો, પ્રસંગોનો તથા વાતાવરણનો વિકાસ એક સાથે જ થાય છે અને નાટકમા એક ચિત્ત આલેખનું નિર્માણ થાય છે

**શાકુન્તલ અને કટ્ટહારિજાતક** —'શાકુન્તલ' અને 'કટ્ટહારિજાતક'મા વીંટીનો એક સમાન પ્રકારનો પ્રસગ આવે છે જાતકમા બ્રહ્મદત્ત રાજાએ પોતે જેના સમાગમમા આવ્યા હતા તેવી એક સુદર સ્ત્રીને વીંટી આપી છે અને તેને પુત્ર અવતરે તો તે વીંટીની નિશાની સાથે તેને પોતાની સમક્ષ હાજર થવા કહ્યુ છે આ રીતે પુત્ર પ્રસવ્યા પછી જ્યારે પેલી સ્ત્રી પુત્ર સાથે બ્રહ્મદત્ત પાસે હાજર થાય છે, ત્યારે રાજા બ્રહ્મદત્ત પ્રથમ શરમથી તેને સ્વીકારતો નથી એટલે પેલી સ્ત્રી પોતે રાજાની પત્ની છે અને બાળક રાજાનો જ બાળક છે એ સાબિત કરવા કહે છે કે "જો આ પુત્ર રાજાનો જ હશે તો તે હવામા અદ્ધર રહેશે નહિ તો તે પૃથ્વી ઉપર પડી જશે" પુત્ર હવામા અદ્ધર રહે છે અને આ રીતે તે રાજાનો જ પુત્ર છે એમ સિદ્ધ થયા પછી રાજા માતાપુત્રને સ્વીકારે છે

આમ થોડે અંશે–ખાસ કરીને વીંટીના પ્રસગ પૂરતુ 'શાકુન્તલ' અને 'જાતક'ની કથામા થોડુ સામ્ય છે પરતુ લગ્નપ્રસગે સ્નેહની નિશાની તરીકે પણ વીંટીનો ઉપયોગ કરવાનુ તો ઘણા સમયથી પ્રચલિત છે જ કાલિદાસે વીંટી પાસેથી જે નાટ્યોપકારક કામ લીધુ છે તેવુ કામ જાતકકથામા લેવામા આવ્યુ નથી સમયના પૌર્વાપર્યની દૃષ્ટિએ પણ જાતકકથા કાલિદાસની પહેલા જ રચાઈ હશે તેમ નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી

### अभिज्ञानशाकुन्तलम् શીર્ષક

આ નાટકના શીર્ષકની સમજૂતી નીચે મુજબ આપવામા આવી છે

१ अभिज्ञायते अनेन इति अभिज्ञानम् ।
शकुन्तलाम् अधिकृत्य कृत नाटक शाकुन्तलम् ।
પાણિનિના 'अधिकृत्य कृते ग्रन्थे' એ નિયમ અનુસાર શકુન્તલાને અ પ્રત્યય લાગતા પહેલા સ્વર અની વૃદ્ધિ આ થઈ
છેવટે अभिज्ञानप्रधान शाकुन्तलम् अभिज्ञानशाकुन्तलम् ।

૨ બીજી રીતે अभिज्ञानेन स्मृता शकुन्तला अभिज्ञान–शकुन्तला । तामधिकृत्य कृत नाटकम् अभिज्ञानशाकुन्तलम् ।

૩ ત્રીજી રીતે अभिज्ञानेन स्मृता शकुन्तला यस्मिन् तत् नाटकम् ।

ઉપરની કોઈ પણ પ્રકારની સમજૂતી જોતા જણાઈ આવશે કે શીર્ષકમા સમાવવામા આવેલા બે શબ્દો अभिज्ञान અને शकुन्तलाને મહત્ત્વ આપવામા આવ્યુ છે કવિએ [illegible] સુસગતતા નાટ્યના દોષ [illegible] 'શકુન્તલા'ની કથા તે પ્રસિદ્ધ છે પણ મારી શકુન્તલા [illegible] જુદી છે. તે તો [illegible] નથી [illegible]

શાકુન્તલા.' એ સ્પષ્ટ છે કે કાલિદાસે નિરૂપેલી કથા મૂળ મહાભારતની કથાથી અભિજ્ઞાનના પ્રસંગમા સ્પષ્ટ રીતે જુદી પડે છે શકુન્તલાએ પોતાને યાદ કરાવવા માટે અભિજ્ઞાન-વીંટી ઉપર આધાર રાખવાનો ન હોત તો પાચમા અંકમાં રાજાએ તેને છેવટે સ્વીકારી લઈને અંતઃપુરમા મોકલી આપી હોત. પરંતુ આ નાટકમા તો દુર્વાસાના શાપ પછી નાટયનું સૂત્રસંચાલન આ નિર્જીવ વીંટીના હાથમા જ હતું. એ ન હોત તો દુષ્યન્ત અને શકુન્તલા કદી ફરીથી મળ્યા ન હોત. આ વીંટી નાટકમા પ્રારંભથી જોડાયેલી છે. પહેલા અંકમા આ વીંટી ઉપરથી રાજાનું પ્રત્યભિજ્ઞાન થતુ હતું ત્યારે રાજાએ સત્યને છુપાવવા પ્રયત્ન કર્યો છે. આમ છતા એ વીંટી દ્વારા સખીઓ તો કદાચ રાજાનું અભિજ્ઞાન પામી ગઈ છે જ. આમ, એક બાજુથી આ વીંટી માત્ર શકુન્તલાનું જ નહિ, રાજાનું પણ અભિજ્ઞાન કરાવે છે તો બીજી બાજુથી રાજાએ જે વીંટી દ્વારા થઈ જતું પોતાનું અભિજ્ઞાન રોકવા પ્રયાસ કરેલો તે વીંટી પાચમા અંકમા શકુન્તલાના અભિજ્ઞાનનું કારણ પણ બની શકતી નથી. છેવટે સાતમા અંકમા રાજા જ્યારે તે વીંટી ફરીથી શકુન્તલાને આપવા પ્રયત્ન કરે છે, ત્યારે શકુન્તલા તેને સ્વીકારતી નથી અને કહે છે नास्य विश्वसिमि. કદાચ હવે શકુન્તલાને જણાઈ ગયું છે કે પોતાની ઓળખાણ માટે બાહ્ય અભિજ્ઞાન ઉપર આધાર રાખવો વ્યર્થ છે.

શીર્ષકમા નાયિકા શકુન્તલાને મહત્ત્વ આપવામા આવ્યું લાગે છે. "સ્વપ્ન-વાસવદત્ત" જેવા ઘણા સંસ્કૃત નાટકોમા શીર્ષકમા નાયિકાઓના નામનો સમાવેશ કરવામા આવ્યો છે. આમ છતા નાટક લખતી વખતે કવિના મનમા શકુન્તલાના ચરિત્રને રમ્ય બનાવવાનો હેતુ હોય તેમા કઈ આશ્ચર્ય નથી. શકુન્તલાનું પ્રણય-જીવન જરૂર કાવ્યક્ષમ વિષય છે.

### अभिज्ञानशाकुन्तलम् : મૂલ્યાંકન

**જુદી જુદી પ્રશસ્તિઓ :** એક પ્રાચીન સમયથી આપણી આ ભૂમિમા अभिज्ञानशाकुन्तलम्‌નું સ્થાન અદ્વિતીય ગણાતું આવ્યું છે.

काव्येषु नाटकं रम्यं तत्र रम्या शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥

એ પ્રસિદ્ધ શ્લોકમાં શાકુન્તલને સંસ્કૃત સાહિત્યની સર્વશ્રેષ્ઠ કૃતિ ગણાવવામાં આવી છે. પરંતુ માત્ર પૌરસ્ત્ય જ નહિ પાશ્ચાત્ય જગતે પણ આ નાટકમા અપૂર્વ સૌન્દર્ય જોયું છે. ભાષાના અવરોધ અને વિદેશી વાતાવરણના અંતરાયને ભેદીને આ નાટકે અનેક સહૃદયોના આત્માને એક સરખો આહ્લાદ આપ્યો છે. સર્વકાલીન કૃતિઓના સંબંધમા બને છે તે મુજબ વાચકને પોતપોતાની રીતે આ નાટકનાં

અનંતવિધ પાસાં સ્પર્શી ગયાં છે. જર્મનીના સુપ્રસિદ્ધ કવિ ગેટેનો આહ્લાદોદ્ગાર
તો આપણે ઉપર નોધ્યો છે. Augustus William von Schlegel કહે છે:
The only specimen of their plays hitherto known to
us is the delightful Shakuntala, which notwithstanding
the colouring of a foreign climate bears in its general
structure a striking resemblance to our romatic drama.
આ ઉપરાત પણ ડૉ. રાઇડર, કવિવર રવીન્દ્રનાથ ટાગોર તથા બીજા અનેક
રસિકોએ આ નાટકની સ્તુતિ કરી છે. આ નાટકના મૂલ્યનું કારણ કવિએ કરેલી
વસ્તુની પસંદગી અને તેને આપેલા વિશિષ્ટ કલાઘાટમા રહેલું છે.

**વસ્તુ–પ્રણયભાવના :** આ નાટકનું વસ્તુ પ્રણયનું છે. અહીં દુષ્યન્ત–
શકુન્તલાના પ્રણયનું સુદર ચિત્ર આલેખવામા આવ્યું છે. આમ તો કાલિદાસનાં
ત્રણેય નાટકોનું વસ્તુ પ્રણયનું છે. તેના માલવિકાગ્નિમિત્રમૂમા માલવિકા–અગ્નિમિત્રનો
અને તેના વિક્રમોર્વશીયમૂમા ઉર્વશી–પુરુરવાનો પ્રેમ નિરૂપવામા આવ્યો છે. આથી
કેટલાકને એમ પણ લાગ્યુ છે કે કાલિદાસમા વિષયવૈવિધ્ય નથી. જીવનના બીજા
ઘણા કાવ્યક્ષમ વિષયોને છોડીને કાલિદાસે માત્ર પ્રણયને જ ગાયો છે એ હકીકત
ઉપરથી ઘણીવાર તેને શેક્સપીઅરથી ઊતરતી પ્રતિભાવાળો પણ ગણવામા આવે છે.
પરંતુ ડૉ. રાઈડરના વચનો નોધીએ તો તે કહે છે: "No other poet in
any land has sung of happy love between man and
woman as Kalidasa sang. Every one of his works is a
love-peom, however much more it may be. Yet the
theme is so infinitely varied that the readar never
wearies ૩૫ આગળ ચાલતા તેઓ લખે છે કે કાલિદાસના પ્રણયકાવ્યોની શ્રી એ
છે કે આજથી ૧૫૦૦ વર્ષ પહેલા તેના દેશવાસીઓને તે સમયે જેવા સાચા લાગતા
હતે તેવા જ આજે પણ લાગે છે. શ્રી જમાનદાર એક બીજી રીતે કાલિદાસના
પ્રણયનિરૂપણને બિરદાવતા કહે છે : The story of Dushyanta and
Shakuntala, as told from the epic days was a love–
story of a gallant prince and an innocent beauty; but
with Kalidasa it is a story of love."

---

૩૫ See : Shakuntala and the writings, A. W. Ryder,
p. xviii

આ બધા ઉપરથી એક વાત સ્પષ્ટ છે કે ભલે કાલિદાસે માત્ર પ્રણયના એક જ વિષયને મુખ્ય વે છેડચો હોય છતા તેના નિરૂપણમા કાલિદાસનુ વિશેષ પ્રકારનુ દર્શન વ્યક્ત થાય છે અલબત્ત કાલિદાસ સ્ત્રી અને પુરુષને પરસ્પરના આકર્ષણમાથી જન્મતા પ્રેમનો કવિ છે લગ્ન પહેલા કાલિદાસના પાત્રો વચ્ચે પ્રેમ જન્મે છે બન્ને પાત્રો પરસ્પર પ્રેમ અનુભવતા ન હોય તો કાલિદાસને તેમના સમાગમમા રસ નથી માલવિકાગ્નિમિત્રમૂમા તેઓ કહે છે[36] એક પાત્ર 'અનાતુર' હોય અને બીજુ ભલે ઉત્કંઠિત' હોય પણ તેનના સમાગમમા કઈ રસ નથી કાલિદાસ સ્ત્રી અને પુરુષ વચ્ચે પ્રગટતા ઉમત્ત પ્રેમને જગાય સ કોચ રાખ્યા વગર વ્યક્ત કરે છે, પરંતુ માત્ર આકર્ષણથી એકબીજાને પામેના પાત્રોના નિરૂપણમા કાલિદાસની પ્રણયભાવના પરિસમાપ્ત થતી નથી ટાગોર કહે છે 'કાલિદાસના સૌન્દર્ય—ચાચલ્યની અંદર ભોગવૈરાગ્ય સ્થિર રહેલો છે મહાભારતને જેમ એકી સાથે પ્રવૃત્તિ તથા વરાગ્યનુ કાવ્ય કહી શકાય તેમ જ કાલિદાસને પણ એકી વખતે સૌન્દર્ય—ભોગના તેમ જ ભોગવિરતિના કવિ કહી શકાય તેમના કાવ્યો સૌન્દર્ય અને વિલાસમા સમાપ્ત થતા નથી તેમાથી પસાર થઈ તેનાથી પર ભૂમિકા ઉપર જાય છે ત્યારે કવિ વિરમે છે'[37] શાકુન્તલ વિષે તેઓ લખે છે જે અધ પ્રેમસભોગ માણસને પોતાન કર્તવ્ય વિષ પ્રમત્ત બનાવે છે તે ભર્તાના શાપથી ખડિત થાય છે, ઋષિના શાપથી અતરાય પામે છે અને દૈવરોષથી ભસ્મસાત્ થઈ જાય છે શકુન્તલાને જ્યારે આતિથ્યધર્મ કઈ નહી સઘળુ દુષ્યત જ, એમ થયુ ત્યારે તેના એ પ્રેમમા કઈ ગુ નહી જે ઉન્મત્ત પ્રેમ પ્રિયજન સિવાય બીજા સહુને ભૂલી જાય છે તે સમસ્ત વિશ્વનીતિને પોતાથી પ્રતિકૂળ કરી નાખે છે"[38] આગળ ચાલતા ટાગોર કહે છે 'ભારતવર્ષના પુરાતન કવિએ પ્રેમને જ પ્રેમના અન્તિમ ગૌરવ તરીકે સ્વીકાર્યો નથી કલ્યાણ જ પ્રેમનુ પરમ લક્ષ્ય છે એ પુકારીને કહ્યુ છે'[3] શ્રી ઉમાશકર જોશી આ નાટકના વસ્તુ વિષે લખતા કહે છે 'વિશ્વમગલના એક અનિવાર્ય અશરૂપે સ્ફુરતા સવાત્મક દામ્પત્ય—મગલનુ દર્શન શાકુન્તલમાથી થાય તો પણ ઓછુ નથી'[40] આમ તેમની રીતે વિચારીએ

---

૩૬ જુઓ अनातुरोत्कण्ठितया प्रसिद्धयता समागमेनापि रतिर्न मा प्रति ।
परस्परप्राप्तिनिराशयोर्वरं शरीरनाशोऽपि समानुरागया ॥३ १५॥

૩૭ પ્રાચીન સાહિત્ય પૃ ૧૬

૩૮ 'પ્રાચીન સાહિત્ય પૃ ૨૧

૩૯ એજ પૃ ૨૯

૪૦ જુઓ તેમના શાકુન્તલની પ્રસ્તાવના પૃ ૪૬

તો લાગશે કે શાકુન્તલમા સ્ત્રી અને પુરુષના આકર્ષણમાથી વિધિનિયમને સુમ વાદી રહે તેવા દામ્પત્યને ઉપાસાવવામા આવ્યુ છે.

એક બીજી રીતે જોઈશુ તો લાગશે કે ખાસ કરીને વિક્રમોવર્શીયમથી માંડીને કાલિદાસે પોતાના પ્રણયીપાત્રો બે તદ્દન જુદા જુદા જ વાતાવરણમાથી લીધા છે. ઉર્વશી સ્વર્ગીય અપ્સરા તો પુરૂરવા પૃથ્વીનો રાજા શાકુન્તલ નાટકમા પણ રાજા સપૂર્ણ નાગરિક ઢગવાળો, તો તપોવનકન્યા શકુન્તલા તદ્દન સીધી અને સરળ. દેખીતી રીતે જેમની વચ્ચે સવાદનો એક મુદ્દો પણ શોધવો મુસ્કેલ તેમનામા પ્રણયનુ એક સમાન રસાયણ નિપજાવીને કાલિદાસે બાકીની વિસવાદિતાઓને સવાદમા ફેરવી નાખી છે શકુન્તલા અને દુષ્યતના મિલનમા કાલિદાસે માત્ર બે વ્યક્તિઓનુ સ્થૂલ મિલન જ નથી કરાવ્યુ પણ તપોવન અને નગર એ બન્ને કઈક વિરોધી લાગે તેવા વાતાવરણનો પણ સૂર મેળવી આપ્યો છે કાલિદાસની દૃષ્ટિમા માનવને વાતાવરણથી જુદો પાડી શકાતો નથી, એટલે તેની કૃતિઓમા માનવોએ સાધેલો સવાદ છેવટે તો વાતાવરણનો જ સવાદ બની જાય છે માનવ અને વાતાવરણનો પણ ભેદ ન રહેતા છેવટે એક પરમ સવાદની સ્થાપના થાય છે આમ, કાલિદાસે નિરૂપેલા પ્રણયનુ લક્ષ્ય માત્ર પ્રણય કે આગળ ચાલીને કહીએ તો માત્ર પુત્રપ્રાપ્તિ પણ નથી. સ્ત્રી સાચા અર્થમા પુરુષને પામીને કે પુરુષ સ્ત્રીને પામીને કોઈ અદ્વિતીય એકતાનો સાક્ષાત્કાર કરે છે કાલિદાસમા ભગવાન અષ્ટમૂર્તિમાથી વિસ્તરેલુ આ જગત એક શિવતત્ત્વમા પરિસમાપ્ત થાય છે શાકુન્તલનો પ્રણય આવો વિશિષ્ટ હોવાથી શાકુન્તલ લોકોના અપૂર્વ આદરને પામ્યુ છે

કેટલાક વિદ્વાનો પાચમા અકના अत्र परीहार कर्त्र निशेपात्सगत रह એ વાક્ય ઉપરથી ગાન્ધર્વલગ્નની નિન્દાતાને કાવ્યવિષય ગણે છે, તો કેટલાક સત્યપાલનમા દઢતા રાખવી જોઈએ એવા સદેશને કાવ્યનો મધ્યવર્તી વિષય ગણે છે, કારણ કે દુષ્યન્તે परिहासविजल्पित કહીને 'જે અસત્ય કથન કરેલુ તેના પરિણામે જ વિદૂષક બધી વાત ભૂલી ગયેલો અને તેણે રાજા પાસે ક્યારેય શકુન્તલા બાબતની કોઈ વાત કાઢી ન હતી' કેટલાક વિદ્વાનો માત્ર દૈવને જ નાટકનો વિષય ગણે છે નાટકમા દૈવયોગે જ રાજાનો રથ તપોવનના દ્વારે પહોચે છે. તે સમયે દૈવયોગે જ કાશ્યપ નથી ચતુર્થ અકમા દૈવયોગે જ જ્યારે શકુન્તલા દુષ્યતમનસ્ક હતી ત્યારે દુર્વાસા આવી પહોચે છે વીટી પણ દૈવયોગે જ પાણીમા પડી જાય છે અને પાછી મળે છે. આ અને બીજા ઘણા પ્રસગો ઉપરાત अथवा भवितव्यताना द्वाराणि भवन्ति सर्वत्र, भवितव्यता खलु बलवती જેવા વાક્યો પણ સૂચવે છે કે આ નાટક માત્ર દૈવયોગનુ જ મહત્ત્વ બતાવે છે. કેટલાક વિદ્વાનો બતાવે છે કે જો વિધિ કે ઈશ્વર

ક્રૂર હોય છે તો તે કૃપાશીલ પણ હોય છે, એનું નિદર્શન આ નાટક પૂરું પાડે છે. શકુન્તલાને તેના માતાપિતાએ નિરાધારપણે જંગલમાં ત્યજી દીધી તો તેનું પાલન કરનાર કાશ્યપ મળી આવ્યા પણ ખરા. આ જ પ્રમાણે શાક્તમતના કેટલાક અનુયાયીઓ આ નાટકની ક્રિયાઓ પાછળ કેવળ શક્તિની પ્રેરણા પણ જુએ ગેટેને આ નાટકમાં વસંતનું પુષ્પ અને ગ્રીષ્મનું ફળ, તેમ જ પૃથ્વી અને સ્વર્ગનું સહદર્શન લાધ્યું હતું તો ટાગોરને પુષ્પમાંથી ફળ તરફ કે પૃથ્વીમાંથી સ્વર્ગ તરફની પરિણતિ અહીં દેખાઈ હતી અથવા એક બીજી રીતે ટાગોરને લાગ્યું હતું કે "Truely in Shakuntala there is one paradise lost and another paradise regained." આ નાટકની ખૂબી જ એવી છે કે તેમાં આ બધું તેમ જ આ ઉપરાંત પણ ઘણું બધું જોઈ શકાય. દુષ્યંત–શકુંતલાના પ્રણયની કથામાંથી જો આટલા બધા વિવિધ વિષયોનું સૂચન મળી શકતું હોય તો કાલિદાસનું પ્રણય નિરૂપણ કેટલું અદ્ભુત ગણાય ? સાચે જ આ નાટકમાં પ્રણયનું નિરૂપણ જીવનના એક ખૂણામાં પડેલા ભાવ તરીકે કરવામાં આવ્યું નથી શાકુન્તલના પ્રણયનિરૂપણમાં જીવનની બધી જ ભંગીઓ પ્રસ્ફુટ થઈ છે.

## વસ્તુસંકલના અને કલાવિધાન

દુર્વાસાના શાપને આ નાટકની ધરી ગણવામાં આવે છે. કેટલાક વિદ્વાનો શાપના કારણ રૂપે દુષ્યંત–શકુંતલાના પ્રેમમાં રહેલી સ્થૂલતા, કેવળ શરીરપરાયણતાને ગણે છે. તેઓ કહે છે સમષ્ટિ પ્રત્યેના માણસના ધર્મને અવરોધ રૂપ બનનાર પ્રણય શાપિત હતો જ. શ્રી ઉમાશંકર જોશી દુર્વાસાના શાપના કારણ તરીકે શકુંતલામાં રહેલા સમષ્ટિનિષ્ઠાના અભાવને અને દુષ્યંતમાં રહેલા વ્યક્તિનિષ્ઠાના અભાવને ગણે છે દુર્વાસાના શાપને લીધે પાંચમા અંકમાં રાજા વિસ્મૃતિમૂઢ બન્યો અને શકુંતલાને તેણે ન સ્વીકારી. પરિત્યક્ત દશામાં મારીચના તપોવનમાં રહેલી શકુંતલાએ પોતાના ભાવને જીવનના સંદર્ભમાં સુસંકલિત કર્યો હશે, જ્યારે બીજી બાજુએ વીંટી મળ્યા પછી રાજાને થયેલા પશ્ચાત્તાપે રાજાની લાગણીઓને પણ વિશુદ્ધ બનાવી. આમ બન્ને પાત્રોની બહારની રૂપસંપત્તિ વિરહદુઃખે ઉપાર્જેલ તપશ્ચર્યાને લીધે ઘણી ઓછી થઈ ગઈ ત્યારે તેમની આત્મશોભા ચળકવા લાગી અને બન્ને પાત્રોનું સર્વદમનના માતાપિતા તરીકે સાતમા અંકમાં મિલન થયું.

**૩ સંયોજકબળ :**

પણ જરા જુદી રીતે જોઈશું તો જણાશે કે આ નાટકકારનું લક્ષ્ય નાટકમાં સંઘર્ષનું નિર્માણ કરવાનું નથી, પણ એક સુંદર સૃષ્ટિ સર્જવાનું છે. "અરવિન્દ આ નાટકની પિતૃભૂમિ છે." વિશ્વામિત્ર, કાશ્યપ, દુર્વાસા અને મારીચ માત્ર

શકુંતલાનું જ નહિ, પણ આખા નાટકનું પિતૃકાર્ય–પાલન કરવાનું કાર્ય કરે
છે. જન્મથી અને સંસ્કારથી ઋષિત્વનો વારસો પામેલી શકુંતલાએ દુઃખને પણ
તપશ્ચર્યા બનાવી દીધું છે, પોતાના મનની લાગણીઓને કલુષિત થવા દીધી નથી.
તો ઉપલક દૃષ્ટિએ રસિક અને લહેરી લાગતો રાજા દુષ્યંત પોતાના ધર્મપાલનમાં
એટલો નિષ્ઠાવાન છે કે તેને 'રાજમુનિ' કહ્યો છે તે યથાર્થ છે. દુષ્યંત–શકુંતલામાં
જન્મ અને ઘડતરથી જુદું તો ઘણું હોવા છતાં બન્નેનું સંયોજક સમાનતત્ત્વ
બન્નેની ધર્મનિષ્ઠા બન્નેનું આંતરિક ઋષિત્વ છે. એટલે દુર્વાસા સુદ્ધાં શાપ આપીને
પણ બંનેના આ સમાન તત્ત્વને જ ક્રિયાશીલ બનાવે છે. છેલ્લે રાજા અને શકુંતલાનું
પુનર્મિલન થાય છે.

### આ સપ્રમાણતા–સંવાદિતા :

આ નાટકમા બધા જ પરિબળો મૂળ કથાની સાથે સંવાદમા રહીને તેની
સાથે સાથે જ સયુક્ત થતા લાગે છે. નાટકના પ્રત્યેક અંકનુ વાતાવરણ અને
પ્રકૃતિ નિરૂપણ તેમા ચાલતી કથા સાથે સંવાદમા રહીને વિકસે છે. નાટકના
બધા જ પ્રસંગો પણ સુસંકલિત રીતે નિરૂપાયા છે કેટલાક પ્રસંગો પ્રતીકાત્મક
હોવાથી કલાત્મક રીતે મૂળકથાનો ભાવસ્પર્શ કરાવે છે. દુષ્યંતના રથવેગની સાથે
ઊપડેલા નાટકનો વેગ પાછળની શાંતિ સાથે સંવાદિત થઈ જાય છે. આમ,
પ્રસંગોએ તથા પાત્રોએ જગાડેલા ભાવવર્તુળો અને કથાએ ધારણ કરેલી લયછટાઓને
એક સાથે અનુભવતા પણ છેલ્લે આપણને કોઈ અપૂર્વ એકતાનો અનુભવ થાય
છે. આ જ કદાચ કાલિદાસના ભગવાન નીલલોહિત ન હોય ?

### ૬ આકૃતિ સૌષ્ઠવ :

આ નાટકની આકૃતિનું સૌષ્ઠવ પણ નોંધપાત્ર છે. "આ નાટક સાત અંકોમાં
વહેંચાયેલુ છે. નાટકની અંકરચનામા એક સુંદર ભાત ઊપની આવી છે. પહેલા,
ત્રીજા, પાચમા અને સાતમા અંકોમા નાયક–નાયિકા બંને આવે છે, જ્યારે
વચ્ચેના બીજા, ચોથા અને છઠ્ઠા અંકોમા તેમાથી એક જ પાત્ર આવે છે. તેમાયે
બીજા અને છઠ્ઠા અંકોમા માત્ર નાયક જ છે, જ્યારે વચ્ચેના ચતુર્થ અંકમા
માત્ર નાયિકા જ છે. આમા અંકોની સુંદર બુટ્ટાવાળા હાર જેવી સમતુલાવાળી
આકૃતિ ઊભી થઈ છે. નાટકના ત્રીજાથી પાચમા અંકમા પ્રણયકથા વિશેષપણે ઉત્કટ
સ્વરૂપ ધારણ કરે છે, જ્યારે પહેલા બે અંકો અને છેલ્લા બે અંકો મૂળ પ્રસંગની
આગળ પાછળની છાયાઓ જેવા છે. આ પહેલા–બીજા અને છઠ્ઠા–સાતમા અંકોમાં
પણ સમાનતા દેખાય છે. છઠ્ઠો અંક બીજા અંકની જ વિશિષ્ટ પ્રતિકૃતિ જેવો

લાગે છે. બન્નેમા મુખ્ય પાત્રોમાથી નાયક જ હાજર છે, તેની સાથે વિદૂષક છે અને તે રાજાનો પ્રણયાલાપ સાભળે છે, બન્નેમા રાજા વિરહી છે, બન્ને અંકને અતે રાજાને રથમા બેસી ધનુષ્યબાણ લઈને વિઘ્નો દૂર કરવા જવાનું છે અને બન્ને અંકને અંતે રાજા સજ્જ થઈને જયા જાય ત્યા તેનું કાર્ય પૂરું થતા જ તેને શકુન્તલા મળે છે. આવી જ સમાનતા પહેલા અને સાતમા અંક વચ્ચે પણ છે. બન્ને અકોની શરૂઆત રથના વેગમા થાય છે, બન્નેના પ્રારંભમા રાજા અને સારથિ રથમા વાતો કરી રહ્યા હોય છે, બન્નેમા વેગે દોડતા રથમાથી બહારની ભૂમિનું વર્ણન કરાયું છે, બન્નેમા તપોવનના સીમાડે રથ અટકે છે અને સારથિથી છૂટા પડતા જ રાજાનો હાથ ફરકે છે, બન્નેમા આગળ વધતા શકુન્તલા મળે છે અને બન્ને અંકોમા આ મધુર દર્શનથી રાજા પ્રસન્ન થાય છે. આટલા બધા સામ્યને લીધે છેલ્લા અકમા પહોચતા જ એવો ભાવ ઉત્પન્ન થાય છે કે પોતાના પ્રદેશમાથી વેગે ઉપડેલો નાટયરથ પોતાના ઇષ્ટજીવન ક્રમનો પ્રવાસ કરી તે જ સ્થાને પાછો ફરી રહ્યો છે. એક જીવનચક્ર પૂરું થયું

અકોના ઉપર્યુક્ત સામ્ય'ની સાથે ગોઠવાયેલ તે અકોની અણસરખી બાબતો પણ પેલા સામ્યને લીધે જ વિશેષ ઊપસી આવે છે અને નાટકની પરિક્રમા પૂરી થતા જ તેમાથી પ્રાપ્ત થયેલા જીવનદ્રવ્યને સ્પષ્ટ કરે છે પહેલા અંકમા ધરતી ઉપર ચાલતો રાજાનો રથ છે, જ્યારે છેલ્લા અંકમા આકાશમાર્ગમા ચાલતો ઇન્દ્રનો રથ છે; પહેલા અંકમા 'सूत पश्यैनं व्यापाद्यमानम्' શબ્દો સાથેની આક્રમક ગતિ છે, છેલ્લા અંકમા 'सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः सम्भावनागुणमवेहि तमीश्वराणाम्'ના વિનમ્ર વાક્યો સાથેની સ્વસ્થ ગતિ છે, પહેલા અંકમા હાથના ફરકવા સાથે જ દુષ્યન્તની આત્મશ્રદ્ધા બોલી ઊઠે છે: अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र, છેલ્લા અંકમા શ્રેયની અવધીરણાનું ફળ પામેલો તે કહે છે: 'पूर्वावधीरितं यो दुःखं श्रेयो हि परिवर्तते,' પ્રથમ અંકમા હાથ ફરકયા પછી આગળ વધતા જ રાજાને બે સખીઓ સાથે શકુન્તલા જોવા મળે છે, છેલ્લા અંકમા હાથ ફરકયા પછી તરત જ બે તાપસીઓ સાથે તેને સર્વદમન જોવા મળે છે; પ્રથમ અંકમા તપોવનના મૃગને બાણથી મારી નાખતા રાજાને અટકાવતા વૈખાનસોના 'न खलु न खलु' એવા શબ્દો સંભળાય છે, જ્યારે છેલ્લા અંકમા સિંહના બચ્ચાને રંજાડતા સર્વદમનને અટકાવતી તાપસીઓ 'मा खलु मा खलु' એવા શબ્દો બોલીને જાણે પહેલા અંકનો જ પડઘો પાડે છે. પહેલા અંકમાં શકુન્તલા પ્રાપ્ય છે કે નહિ તે વિષેની પોતાની શંકાઓનું સમાધાન તેનું અંતઃકરણ सता हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः કહીને કરી નાખે છે, જ્યારે છેલ્લા અંકમા સર્વદમનને જોઈને પ્રતીતિ પામવા છતા તેનું

અંતઃકરણ અવિશ્વાસ કર્યા કરે છે. આવી જ થોડી અસમાનતાઓ બીજા અને છઠ્ઠા અંક વચ્ચે પણ છે. ત્રીજો અને પાંચમો અંક મિલન અને પ્રત્યાદેશના અંકો બની એક બીજાથી જાણે મુખ ફેરવીને ઊભા છે. અને તેમની વચ્ચે બન્ને બાજુ દૃષ્ટિ નાખતો મંગલ–કરુણ ચતુર્થ અંક છે."

**૬. નાટ્યાત્મક વક્રોક્તિઓ :** જીવનમા પણ ઘણા પ્રસંગો એવા સૂચક બને છે. અને ભવિષ્યમા બનનાર પ્રસંગોના પ્રકાશમા તેનો એવો અર્થ બેસી જતો હોય છે કે ઘણીવાર જીવન પણ નાટક જેવું લાગે છે. ઘણાય પ્રસંગો માણસના બહુવિધ અજ્ઞાનને હસતા કે તેથી તેથી તેને દયાપાત્ર બનાવતા હોય છે. નાટકમા જ્યારે પાત્રોની આશાઓ અને ઉક્તિઓ ભવિષ્યમા બનનાર પ્રસંગોથી તદ્દન વિરોધી હોય છે, ત્યારે નાટ્યાત્મક વિધિવક્રતાઓ બને છે. આવી નાટ્યાત્મક વિધિવક્રતાઓ પ્રેક્ષકોને ભારે આહ્લાદ આપે છે અને તેમના કુતૂહલને પકડી રાખે છે. "શાકુન્તલ"માં આવા પ્રસંગો વારંવાર પ્રયોજાય છે.

૧. પ્રથમ અંકમા પ્રિયંવદા શકુન્તલાની અનુરૂપ વર વિષેની અભિલાષાનો ઉલ્લેખ કરે છે, તે વખતે જ તેનો ભાવી વર છુપાઈને તેને જોઈ રહ્યો છે. ૨. ત્રીજા અંકમા શકુન્તલા પોતાના મદનલેખમા દુષ્યન્ત માટે निर्घृण શબ્દ યોજે છે, જ્યારે તે તો ક્યારનોય શકુન્તલાની કૃપા માટે ઉત્સુક થઈને ઊભો છે. ૩. ત્રીજા અંકમા રાજા શકુન્તલાને પોતાની કુલપ્રતિષ્ઠા કહે છે, જ્યારે પાચમા અંકમા તેને જ आत्मकार्यनिर्वर्तिनी ગણાવે છે. ૪. ચતુર્થ અંકમા जाते भर्तुर्बहुमता भव વગેરે વાક્યો દુર્વાસાના શાપના પ્રકાશમા નાટ્યાત્મક વક્રોક્તિઓ બની જાય છે. ૫. પાંચમા અંકમા જેને आर्यपुत्र અને आर्य કહીને સંબોધવો છે તેને જ શકુન્તલાને पौरव અને अनार्य કહેવો પડે છે. ૬. સાતમા અંકમા રાજા मनोरथाय नाशंसे એ વાક્ય હજી પૂરું યે કરે ત્યા તો તેને સર્વદમન–તેનો મનોરથ જ સામે દેખાય છે. ૭. છેલ્લા અંકમા જ સર્વદમનને પુત્ર તરીકે ઓળખીને જ્યારે રાજા તેના ઉપર વાત્સલ્ય બતાવતા જાય છે ત્યાં તો मम खलु तातः दुष्यन्तः न त्वम् એમ કહીને તેના રાજને પિતા તરીકે નકારીને દુષ્યન્તને પિતા તરીકે સ્વીકારે છે. ૮. પાચમાં અંકમાં રાજા શકુન્તલાને ઓળખી શકતો નથી, પણ તે જ રાજાને સાતમા અંકમાં સર્વદમન પાસે પોતાની ઓળખાણ કરાવવા માટે શકુન્તલા ઉપર આધાર રાખવો પડે છે. તે કહે છે : क्रौर्यमपि मे त्वयि प्रयुक्तमनुकूलपरिणामं संवृत्तम् यदहं प्रत्यभिज्ञातमात्मानं पश्यामि । આવી અનેક વક્રોક્તિઓ દ્વારા કાલિદાસે આ નાટકમાં નાટ્યાત્મકતા ઉત્પન્ન કરી છે.

**૩. શાકુન્તલમાં અતિપ્રાકૃત તત્ત્વો :** કાલિદાસ માનવજીવનને સમગ્રતાથી જુએ છે. માનવસ્વભાવ અને રીતભાતથી આરપાર નીકળતી તેની દૃષ્ટિ માનવ-જીવન ઉપર જાણ્યે અજાણ્યે અસર કરતા પ્રકૃતિના તથા અતિપ્રાકૃત બળો સુધી પણ પહોંચે છે. શ્રી. ઉમાશંકર જોષી કહે છે તેમ, "એક બાજુ પ્રકૃતિ સાથે તો બીજી બાજુ સ્વર્ગ સાથે માનવજીવનને કાલિદાસ સાંકળી લે છે." આ રીતે મોટા વ્યાપમાં જોવાયેલું હોવાથી જ તેણે નિરૂપેલું માનવજીવન સર્વકાલીન અને સંપૂર્ણ લાગે છે

શાકુન્તલમાં નીચે મુજબના કેટલા અદ્ભુત પ્રસંગો આવે છે : કાશ્યપનું શકુન્તલાના પ્રતિકૂલ દૈવ વિષેનું જ્ઞાન, દુર્વાસાનો શાપ, શકુન્તલાના દુષ્યંત સાથેના લગ્ન વિષે અશરીરિણી વાણી દ્વારા કાશ્યપને થયેલું જ્ઞાન, પાંચમા અંકમાં જ્યોતિનું આકાશમાંથી આવીને શકુન્તલાને અપ્સરસ્તીર્થમાં લઈ જવું, સાનુમતીનું આગમન, રાજાનું રથમાં બેસીને સ્વર્ગમાં જવું વગેરે.

પ્રાચીન ગ્રીક અને ભારતીય જમાને અતિપ્રાકૃત બળોનો સ્વીકાર કર્યો હોવાથી તત્કાલીન સાહિત્યકૃતિઓમાં અતિપ્રાકૃત તત્ત્વોનો ઉપયોગ થતો. કાલિદાસે શાકુન્તલમાં કરેલો અતિપ્રાકૃત તત્ત્વોનો પ્રયોગ નાટકના મૂળ પ્રવાહને અંતરાય-રૂપ નીવડતો નથી બલ્કે તેના આસ્વાદમાં ઉપકારક નીવડે છે. માનવ ઉપર માનવ ન સમજી શકે તેવા તત્ત્વોનો કાબૂ હોય છે ઘણીવાર તેનું પોતાનું જ અસંપ્રજ્ઞાત મન અતિપ્રાકૃત આકાર લેતું હોય છે, આવી તેની કલ્પનાઓનું જ અહીં પ્રતીકાત્મક આલેખન થયું છે. તેથી આવા પ્રસંગો મનમાં તરત બેસી જાય છે. ઘણીવાર કાવ્યન્યાયની દૃષ્ટિએ તો ઘણીવાર ઔચિત્યની દૃષ્ટિએ આવા પ્રસંગો આવશ્યક લાગે છે આ નાટકનું વાતાવરણ મુખ્યત્વે તપોવનનું છે. જ્યારે તપોમય જીવન જીવનાર માણસનું મન રજોગુણમુક્ત થાય ત્યારે આપોઆપ તેની દૃષ્ટિ પારદર્શક બને છે.

**ઊ ઔચિત્ય :**

આ નાટકમાં નાટ્યકારની ઔચિત્યબુદ્ધિ તરત જ ધ્યાન ખેંચે છે. કાશ્યપની ગેરહાજરી અને શકુન્તલાના મિલન વખતે ગેરહાજરી, પ્રત્યભિજ્ઞા પ્રસંગ વખતે કે શકુન્તલાની ગેરહાજરીના વિદૂષકની ગેરહાજરી, દુષ્યન્તની બીજી રાણીઓની નાટકના રંગભૂમિ ઉપર મંતર અનુપસ્થિતિ વગેરે અનેક બાબતોમાં કાલિદાસની ઔચિત્યબુદ્ધિ દેખાય છે.

**ૠ. પાંચ સંધિઓ ·**

ગધવભટ્ટને અનુસરીને શ્રી કાળે બતાવે છે તેમ પ્રથમ અંકમાં દુષ્યન્તના પ્રવેશથી મુખસન્ધિ શરૂ થાય છે અને બીજા અંકના 'उभौ परिक्रम्योपविष्टौ' સુધી

ચાલે છે. આમા નાયક–નાયિકામા પ્રણય સ્ફુરે છે અને દૃઢ થાય છે. બીજા અંકમા માઢવ્ય, अनवाप्तचक्षुःफलोऽसि એ રાજાના વાકયથી प्रतिमुखसन्धि શરૂ થાય છે જે છેક ત્રીજો અંક પૂરો થતા સુધી ચાલે છે. આખા ચોથા અંકમા અને પાચમા અંકના इति यथोक्तं करोति વાકય સુધી गर्भसन्धि ચાલે છે આ સંધિમા દુર્વાસાનો શાપ આવી જાય છે. બાકીના પાચમા અંક અને છઠ્ઠા અંકમાં अवमर्शसन्धि છે. અહીં દુર્વાસાના શાપને લીધે ઇચ્છિતની પ્રાપ્તિમા અંતરાય આવે છે. છેલ્લા અંકમા निर्वहणसन्धि આવે છે. તેમા જુદા જુદા પ્રસંગો એક પરિણામ–દુષ્યન્ત–શકુન્તલાના પુનર્મિલન તરફ વળે છે

## કાલિદાસની નાટયકલા

કાલિદાસની પ્રતિભા કાવ્ય અને નાટક–એ બન્ને પ્રદેશોમા વિહરી છે, એ કાલિદાસની વિશિષ્ટતા છે. કાલિદાસના નાટકોનો मालविकाग्निमित्रम्, विक्रमोर्वशीयम् અને अभिज्ञानशाकुन्तलम् એ રચનાક્રમ સામાન્ય રીતે સ્વીકારાયો છે. કાલિદાસની નાટયકલા ઉત્તરોત્તર વિકાસ પામતી પામતી તેના अभिज्ञानशाकुन्तलम्मा પૂર્ણ વિકાસ પામી છે.

**વસ્તુ** :– કાલિદાસ પોતાના નાટકોની કથા સર્જતા નથી, પણ ઇતિહાસ–પુરાણ કે પ્રાચીન લોકકથાઓ ઉપરથી લે છે તે આપણે જોયું. આ કથામાથી તેની નજર પ્રણયની વસ્તુને તરત જ ઝડપી લે છે. નાટયપરંપરા પ્રમાણે પણ શૃંગાર અને વીરરસને નાટકના પોષક રસો ગણવામા આવ્યા છે, એ મુજબ કાલિદાસ શૃંગારનું નિરૂપણ કરે છે. આમ, કાલિદાસના ત્રણેય નાટકોમા પ્રણયનું જ આલેખન કરવામા આવ્યું છે. આમ છતાં તેનાં ત્રણેય નાટકોમાં ઉત્તરોત્તર તેની દૃષ્ટિ પ્રણયને કેવળ પ્રણયના જ લક્ષ્ય તરીકે ન સ્વીકારતા કંઈક ઊંડી બનતી જાય છે અને તે એ સુંદર જીવનના સર્વ જ ઘટક પરિબળનો તેમા સમાવેશ થઈ જાય છે. તેના मालविकाग्निमित्रम्मा એક નાયક છે, એક મુખ્ય નાયિકા છે, જ્યારે બે પ્રતિનાયિકાઓ છે. આ બન્ને પ્રતિનાયિકાઓ નાટકના નિર્વહણમા અંતરાય ઊભો કરે છે અને વિદૂષકની સહાય મેળવીને જ નાયક તે વિઘ્નો દૂર કરે છે. અહીં એમ લાગે કે કાલિદાસ હજી પ્રાચીન પરિપાટીને જ અનુસરે છે. આ નાટકનું સંવિધાન કૌશલ્યયુક્ત હોવા છતા કાલિદાસની વિશેષતા આમા પ્રતિ-બિંબિત થઈ છે, તેમ કહી શકાય તેમ નથી. તેના બીજા નાટક विक्रमोर्वशीयम्मा નાયક પુરુરવા છે. અહીં નાયિકાઓની સંખ્યા ઘટી જાય છે, કારણ કે પ્રતિ-

નાયિકા એક જ છે આ પ્રતિનાયિકા પ્રણયકાર્યમા કોઈ મોટો વિક્ષેપ પહોચાડતી નથી તે જાતે જ ઉર્વશી–પુરૂરવાના પ્રણયના માર્ગમાથી ખસી જાય છે, નાટકનુ વિઘ્ન ભરતનો અને કુમારનો શાપ છે. વિદૂષક અહી પ્રણયકાર્યને મદદ તો કરતો જ નથી ઊલટુ તેમા વિક્ષેપો પહોચાડે છે નાયકનો પ્રભાવ અહી વિશેષ ઉપસાવ્યો છે સવિધાનકલાની દૃષ્ટિએ બહુ પરિપક્વ ન હોવા છતા આ નાટકથી કાલિદાસની નાટ્યાગત વિશેષતાઓ પ્રગટવી શરૂ થઈ છે, अभिज्ञानशाकुन्तलम्‌મા વસુમતી અને હસપદિકા નામની બે પ્રતિનાયિકાઓનુ વર્ણન કર્યુ હોવા છતા એક પણ પ્રતિનાયિકાને આપણે રાજા સાથે રગભૂમિ ઉપર જોતા નથી જ્યારે શકુન્તલા હોય છે ત્યારે તો માત્ર પ્રતિનાયિકાઓ જ નહિ, વિદૂષક પણ હોતો નથી આમ નાટ્યકાર્યનુ વિઘ્ન પ્રતિનાયિકા દ્વારા કે વિદૂષકની બેદરકારી કે બેવકૂફી દ્વારા નિપજતુ નથી સસ્કૃત નાટકોમા પ્રતિનાયિકા મૂકવાનો રિવાજ નાયકનુ દાક્ષિણ્ય બતાવવા માટે હોય છે અહી હસપદિકા અને વસુમતી માટેનો રાજાનો આદર બતાવાયો છે, એટલે રાજાના દાક્ષિણ્યગુણોનો ખ્યાલ આવી જાય છે પરતુ પ્રતિનાયિકાઓની પ્રત્યક્ષ હાજરી આવતી ન હોવાથી અહી રાજાની કે તેના પ્રણયની હાસી થતી નથી પહેલા બેઉ નાટકોમા આગળની રાણીઓના ક્રોધથી રાજાને આપણે દબાઈ ગયેલો જોઈએ છીએ અહી તે બનતુ નથી અહી પાચમા અકમા રાજાને નાયિકાના તેમજ શાર્ઙ્ગરવના ગુસ્સાનો સામનો કરવો પડે છે પરતુ આમેય રાજા શકુન્તલાને સાચોસાચ યાદ કરી શકતો ન હોવાથી તેનુ વ્યક્તિત્વ ઝાખુ પડતુ નથી વિદૂષક તો આ નાટકમા પોતાની ગેરહાજરીથી જ નાટક ચલાવે છે

ઉપર નિર્દેશેલો વિકાસક્રમ જોતા આપણને તરત જ સમજાશે કે કાલિદાસના હાથમા નાટકનો ખ્યાલ જ બદલાઈ ગયો છે કાલિદાસને માટે નાટક સ્પષ્ટરૂપે જ કલા બની ગયુ છે કાલિદાસે પોતે કહ્યુ છે કે नाट्य भिन्नरुचेर्जनस्य बहुधाऽप्येक समाराधनम् આમ નાટક લોકોનુ સમારાધક છે, તેમા त्रैगुण्योद्भव નાનાવિધરસ વાળુ લોકચરિત વર્ણવાયુ છે પરતુ એ લોકચરિત જેમનુ તેમ અહી મૂકાયુ નથી. તેને આકૃતિ આપવામા આવી છે કવિ કાલિદાસે આ જગતમા જે એક સુદર તત્ત્વદર્શન કર્યુ છે તેને પ્રણયના અને લોકચરિતના માધ્યમ દ્વારા નિરૂપવામા આવ્યુ છે એટલે કાલિદાસનુ નાટક માત્ર જીવનનો અભ્યાસ નથી, એ તો છે જીવન-દૃષ્ટિનો અભ્યાસ, કાલિદાસનુ લક્ષ્ય નાટક દ્વારા સૌન્દર્યને જન્મ આપવાનુ હ્યુ છે

ઉપર પ્રમાણે જોતા લાગશે કે કાલિદાસ મુખ્યત્વે કલાકાર છે, કવિ છે આ ઉપરાત નાટકના રચનામા માત્ર શબ્દની જ નહિ પણ રગરેખાની અને સૂરની

કળાનો સમાવેશ પણ કાલિદાસે કર્યો છે શાકુન્તલમા નટીના અને હંસપદિકાના ગીતની અસર ઘણી જ પ્રવર્તક છે. માલવિકાગ્નિમિત્રમ્મા કવિએ નૃત્યનો પણ ઉપયોગ કર્યો છે તો શાકુન્તલના છઠ્ઠા અંકમાં ચિત્રકળાનો પણ નાટ્યોપયોગી પ્રયોગ થયેલો દેખાય છે. અભિનયની દૃષ્ટિએ પણ કાલિદાસના નાટકો સફળ નીવડ્યા છે. કાલિદાસની દશ્યરચનાઓ એક પ્રયોગનિપુણ કલાકારની છે. એમ જણાયા વગર ન રહે. તેના સંવાદો ભાવોનું બધુ જ વૈવિધ્ય ખમી શકે છે અને તેથી મોટે ભાગે ટૂંકા અને અભિનયક્ષમ છે શાકુન્તલના પાચમા અકમા શાર્ઙ્ગરવના તીખા વ્યક્તિત્વશાલી વાક્યો પ્રેક્ષકોના ચિત્તમા કાયમને માટે અંકિત થઈ જાય છે. તે જ પ્રમાણે ચતુર્થ અકમા એકલી પડેલી અનસૂયાનો ધીમે ધીમે ઊભરાતો અને છેલ્લે તૂટી પડતો લાગણીનો આવેગ નાટ્યાત્મક રીતે રજૂ થયો છે. કાલિદાસના પાત્રો સંપૂર્ણ રીતે વ્યક્તિવાચી નથી છતા સ્પષ્ટ આકાર ધારણ કરે છે જ. દશ્યરચનામા રંગભૂમિની સૂઝ કાલિદાસમા સ્પષ્ટ રીતે જ દેખાય છે. તેના ક્લિષ્ટ દશ્યો સુરેખ આકૃતિવાળા હોય છે. ક્યાય દશ્યોની કે પાત્રોની બિનજરૂરી ભીડ આપણને દેખાતી નથી શાકુન્તલનો જ દાખલો લઈએ. ચતુર્થ અંકમા જ્યારે કાશ્યપ દુષ્યન્તને આપવા માટે સુયોગ્ય સંદેશાનો વિચાર કરવા બેસે છે, તેટલા ગાળામા કવિ સાસરે જતી શકુન્તલાનો મનોભાવ બતાવી દે છે અને રંગભૂમિ ઉપરના તે વખતના ત્રણેય સખીઓના પાત્રોને બીજા કાર્યમા રોકી રાખે છે.

આમ રંગભૂમિ માટે પણ યોગ્ય હોવાથી કાલિદાસનું શાકુન્તલ આપણા દેશમા જ નહિ, પણ પરદેશોમા પણ અનેકવાર ભજવાયુ છે અને પ્રશંસા પામ્યું છે.

## કાલિદાસની શૈલી

કવિ જગતના અનેકવિધ પદાર્થો અને પ્રવૃત્તિઓમા છુપાયેલા સૌન્દર્યને નીરખી લેતો હોય છે અને તેને પોતાના શબ્દોમા પકડીને તે આપણી પાસે રજૂ કર છે. પરંતુ દરેક કવિની અનુભૂતિ અને અભિવ્યક્તિની શૈલી વિશિષ્ટ હોય છે. આ વિશિષ્ટ શૈલીના અંગ દ્વારા જ કવિનું દર્શન આપણને પહોચતું હોઈને તેના દર્શનને પામવા માટે કે કવિને ઓળખવા માટે તેની શલીને સમજવી જોઈએ. આખરે તો શૈલી જ માણસ છે Style is the man. કાલિદાસની અનુભૂતિ અને અભિવ્યક્તિની વિશેષતાઓ આ પ્રમાણે છે. જીવનમા પથરાયેલા ઘણા કાવ્યક્ષમ વિષયોમાથી કાલિદાસના સવેદનતંત્રને પ્રેમના વિષયે આકર્ષ્યું છે. સ્ત્રી–પુરુષના ઉન્મત્ત પ્રમથી માડીને વિશુદ્ધ દામ્પત્યના મંગલમા પરિણમતો પ્રેમ તેને સમગ્ર જીવનની બધી જ પ્રવૃત્તિઓનુ કેન્દ્ર લાગ્યો છે. એટલે પ્રેમનું નિરૂપણ કરતા કરતા જ કવિએ નગરો–વન–તપોવનોની ભૂમિમા અગ્નિપણે જીવનની ઉત્તાનતા કરતા

માનવ-જગતને નિરૂપી દીધું છે આમ આડકતરી રીતે વિવિધ વિષયોને તેની પ્રતિભા સ્પર્શી ગઈ છે. ગોલ્ડસ્મિથને માટે જ્હોનસને કહ્યું છે તે કાલિદાસને લાગુ પાડીએ તો કહી શકાય કે He scarcely left anything untouched and touched nothing that he did not adorn–જે જે વિષયોને તેની પ્રતિભા સ્પર્શી છે, તેને તેને તેણે અલંકૃત પણ કર્યા છે. તેના સ્ત્રીઓ અને પુરુષોની બધી પ્રવૃત્તિઓનું લક્ષ્ય કોઈક પરમ સત્ય, કોઈક પરમ શિવની ઉપાસના છે. તેના માનવો હોય કે પ્રકૃતિ હોય, તેના પુરુષો હોય કે સ્ત્રીઓ હોય–પણ આ બધી વિવિધતામા તેણે પરમ સંવાદને જોયો છે અને નિરૂપ્યો છે. તેની સાહિત્યસૃષ્ટિમા ફર્યા પછી સહૃદય ભાવકને કોઈ પરમ એકતાનો પરમ સંવાદનો અનુભવ થતો હોય છે

કાલિદાસની કૃતિઓમા વાણી અને અર્થ સંપૃક્ત હોય છે. તેના શબ્દો અર્થને એટલી ચોક્કસ અને સંપૂર્ણ રીતે રજૂ કરી દે છે કે તેની કૃતિઓમા એક પણ શબ્દને ખસેડીને તેનો પર્યાય પણ મૂકતા અર્થની બધી જ છટા ચાલી જાય છે. શ્રી બ. ક. ઠાકોરે યોગ્ય રીતે જ તેના શબ્દોને 'ઘૂંટેલી રોનક' કહ્યા છે. શબ્દોને શોધવા માટે જાણે તેને જરાય થોભવું પડતું નથી, તેનો અર્થ જ શબ્દ બનીને જન્મે છે.

વાક્સરિતા પ્રસન્નતાથી વહેવા માંડે છે ત્યારે ચિત્ત તેમા સંપૂર્ણ રીતે ડૂબી જાય છે કાલિદાસનો કોઈ પણ શ્લોક આ શૈલીનુ ઉદાહરણ બની શકે તેના અન્તર્ગત प्रार्थनमन्तिकस्थ जयन्तमद्रीक्ष्य कृतस्मितेन કે शान्तानुकूलपवनश्च शिवश्च पन्था જેવા શ્લોકોમા દેખાય છે તેમ તેના શ્લોકો ભાવાનુરૂપ લય અને સંગીત ધારણ કરે છે તેની ભાષા વર્ણન કલ્પનાચિત્રો, સ્તુતિ વિનતી, આશીર્વાદ વગેરે બધા ભાવોમા અનુરૂપ બની પકડી શકે છે આમ यदर्थो कविता स्वयं वृतवती श्रीकालिदास वरम् એ કથન સાવ સાચુ છે

કાલિદાસ તેની સ્વાભાવિક ઊર્મિ અને ઉત્તમ કલ્પનાશક્તિથી વૈભવશાળી વર્ણનો કરે છે તેનુ વિવિધ શાસ્ત્રોનુ જ્ઞાન તેનુ ઇતિહાસ–પુરાણોનુ જ્ઞાન અને તેનુ ઊર્મિમત્ દર્શન તેની કલ્પનાથી મંડિત થઈને સુંદર શબ્દચિત્રો ઊભા કરે છે વર્ણનોમા માનવ–પ્રકૃતિની એકતા, મનોરમ કલ્પનાઓ, ચિત્રાત્મકતા અને વૈવિધ્ય હોય છે વસ્તુઓના માત્ર આખથી પકડી શકાય એવા જ નહિ પણ બીજી ઇન્દ્રિયોથી પ્રમાણી શકાય તેવા સ્વરૂપોને પણ કાલિદાસ વર્ણવે છે આથી તેના વર્ણનો અભિનાઈવાળા હોય છે

કાલિદાસે અનેક વિષયોને વર્ણવ્યા છે કુમારસંભવમાનુ તેનુ હિમાલયનુ કે વસંતનુ વર્ણન જુઓ તેનુ પાર્વતી કે ધ્યાનસ્થ શિવનુ વર્ણન જુઓ, કે મેઘદૂતમાના પર્વતો, નદીઓ અને નગરોના રઘુવંશના રાજાઓના વર્ણનો જુઓ કે ચેતનનો શ્વાસોચ્છ્વાસ વર્ણન જુઓ તો આપણને જણાશે કે કાલિદાસ તેના ધ્વનિથી એમ હૃદયને ઝીલી છે ઊર્મિની નાજુક ભંગીઓને ભાવિકના ધ્વનિથી એમ હૃદયને અગની નાખે છે કાલિદાસના 'शाकुन्तलनो यास्यत्यद्य शकुन्तलेति मनः ॥' એ શ્લોક વાંચો અને તરત જ પુત્રીવિદાય પછી શૂન્ય બનેલુ પિતાનુ હૃદય એક લમરમા બહાર પડેલુ જણાશે

અલંકારોમા તેની ઉપમા રૂપકથી સર્વોત્કૃષ્ટ મનાઈ છે उपमा कालिदासस्य કહીને રસિકોએ આ તદ્દન સામાન્ય જણાતા અલંકારમા કાલિદાસે નામની સર્વોત્કૃષ્ટતા નિર્દેશી છે તેની ઉપમા સર્વાંગસંપૂર્ણ અને મનોહર હોય છે ઉપમાન અને ઉપમેય માત્ર અમુક બાબતમા જ નહિ પણ મોટે ભાગે બાહ્ય સ્વરૂપોમા પણ વિસદૃશતા ધરાવતા નથી તેની ઉપમાઓ ધ્વનિપૂર્ણ હોય છે તેમા કહેલા ધર્મ સિવાય ઘણી અકથિત બાબતો પણ સૂચવાઈ હોય છે તેની ઉપમાઓ પાત્રોના માનસિક વાતાવરણને કે બાહ્ય વાતાવરણને અનુરૂપ હોઈ ઘણી જ ઔચિત્યપૂર્ણ હોય છે તેનુ सञ्चारिणी दीपशिखेव रात्रौ यं यं व्यतीयाय पतिंवरा सा જેમ સ્વયંવરને અનુરૂપ છે તેમ अनन्यसाधारण નરેન્દ્રમાર્ગાટ્ટ ઇવ પ્રપેદે વિવર્ણભાવં સ તેમ અનુરૂપ

करोति એ વાક્ય વિદૂષકના ખાઉધરા છતાં ભીરુ વ્યક્તિત્વને અનુરૂપ છે. આ જ પ્રમાણે भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारं એ શ્લોક પંક્તિ રાજાના મનમાં જાગેલી સ્પૃહાને બરાબર અનુકૂળ છે. આ ઉપરાંત તેની ઉપમાઓ મનોવૈજ્ઞાનિક હેતુ સિદ્ધ કરે છે. એક ચમત્કારમાં વર્ણ્ય વિષયને કાલિદાસ ઉપમા દ્વારા વિશાળ અને ઉન્નત વ્યક્તિત્વ અર્પી શકે છે. તેની ઉપમા પણ કાવ્યને પરમ સંવાદ તરફ દોરી જવામાં સાહાય્ય કરે છે.

કેટલાક રસિકો ઉપમા કરતાં પણ કાલિદાસના અર્થાન્તરન્યાસોને વિશેષ સુંદર ગણે છે. કાલિદાસને યાદ કરતાં જ તેના સહૃદય વાચકોની સ્મૃતિએ बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः, याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा, गुर्वपि विरहदुःखमाशाबन्धः साहयति વગેરે અનેક સુવાક્યો ચડી જાય છે તેનું કારણ એ છે કે તેમાં કાલિદાસના જીવનનું ઊંડું અવગાહન અને સૂક્ષ્મ અવલોકન નજરે પડે છે. આવાં સુંદર વાક્યો સર્વકાલીન અને સર્વસ્થલીન હોય છે. વિશેષને સામાન્ય સાથે જોડીને પણ કાલિદાસ પોતાના વિષયને બૃહદ્ સાથે સાંકળી આપે છે. આ ઉપરાંત પણ દૃષ્ટાંત, ઉત્પ્રેક્ષા, અન્યોક્તિ, અતિશયોક્તિ વગેરે અનેક અલંકારો કાલિદાસ સુંદર રીતે પ્રયોજે છે. તેના શબ્દાનુપ્રાસો, યમકો વગેરે તેના શબ્દાલંકારો પણ સ્વાભાવિક હોય છે. તેના અલંકારવિનિયોગની વિશેષતા એ છે કે તે ક્યારેય બિનજરૂરી અલંકારોને પ્રયોજતો નથી. તેના વિષયના સૌન્દર્યનો ઉન્મેષ જ અલંકારનું રૂપ ધારણ કરીને દેખાય છે.

રસનિરૂપણની બાબતમાં કાલિદાસને શૃંગાર રસનો સમર્થ કલાકાર ગણવામાં આવે છે. આ વાત સાચી છે. તેણે તેનાં કાવ્યોમાં સંયોગ તેમ જ વિપ્રલંભ બન્ને પ્રકારના શૃંગાર નિરૂપ્યા છે. આમ છતાં કરુણ, અદ્‌ભુત, હાસ્ય વગેરેના નિરૂપણમાં પણ તેની કલમ એટલી જ શક્તિશાળી છે. છઠ્ઠા અંકના इतः प्रत्यादेशात् स्वजनमनुगन्तुं व्यवसिता શ્લોકમાં કરુણ પરિસ્થિતિનું હૃદયદ્રાવક વર્ણન આપણને મળે છે. તેના વિદૂષકની ઉક્તિઓમાં સ્થૂળ હાસ્ય દેખાય છે તો તેની પ્રિયંવદાની ઉક્તિઓમાં માર્મિક હાસ્ય પણ દેખાય છે.

આમ કાલિદાસની શૈલી ઘણી જ મનોરમ હોવાથી યોગ્ય રીતે જ તેને કવિતાકામિનીનો વિલાસ કહેવામાં આવ્યો છે. કવિ તરીકે વસ્તુસ્પર્શ અનુભવવામાં તેનું હૃદય ઘણું જ સંવેદનપટુ છે. તથા ઊંડામાં ઊંડા અનુભવોમાંથી તેના દર્શનોને આકાર આપવામાં તેનો હાથ કસબીનો છે. કવિની પ્રતિભા, રસિકતા, વિદગ્ધતા અને કલા સર્વત્ર દેખાય છે. કવિ પણ જ મુક્ત, સ્વાભાવિક, પ્રવાહી અને કલ્પનાશીલ છે. આ કવિને યોગ્ય રીતે જ સોફોક્લિસ, વર્જિલ અને મિલ્ટનની સાથે સરખાવવામાં આવે છે.

કવિની શૈલીના કેટલાક દોષો તરફ પણ ધ્યાન ખેંચવામાં આવે છે. ત્રિયમ્બક, ત પાતયા પ્રથમમાસ, કે પ્રશ્નંશયા યો નહુષ ચકાર જેવામાં કવિએ વ્યાકરણશુદ્ધિ જાળવી નથી, તો બીજી બાજુથી હસ્તિનાપુરના સ્થાપક હસ્તિન્ રાજાના પૂર્વજ દુષ્યન્તના નગરને હસ્તિનાપુર કહીને કવિએ કાલવ્યુત્ક્રમનો દોષ પણ વહોર્યો છે એમ કહેવામાં આવે છે. આમ છતા કવિની કાવ્યશક્તિની અદ્વિતીયતા વિશે ભાગ્યે જ બે મત છે.

## કાલિદાસનું પ્રકૃતિનિરૂપણ

માનવમાત્રને પ્રકૃતિ પ્રિય હોય છે. કવિનું ચિત્ત તો વધારે સ્પર્શક્ષમ હોવાથી પ્રકૃતિનું સૌન્દર્ય સ્વાભાવિક રીતે જ તેને જલદીથી સ્પર્શે છે અને તેથી જ પવન, પાણી, સંધ્યા, સૂર્યોદય, આકાશના તેજસ્વી તારકો કે પૃથ્વી ઉપરના પર્વતો, સમુદ્રો, નદીઓ, વૃક્ષો, લતાઓ, પુષ્પો, પશુઓ અને પક્ષીઓ કાવ્યના સનાતન વિષયો બન્યા છે.

મહાકવિ કાલિદાસ પણ પ્રકૃતિકવિ હતો. તેના ઋતુસહારમ્, મેઘદૂતમ્, કુમારસભવમ્ એ કાવ્યોમા તેમજ તેના નાટકોમા નવા નવા વેશ સજતી ઋતુઓની સૌન્દર્યશ્રીનું, આકાશની અને ધરતીની અભિનવ શોભાઓનું, હિમાલયના વૈભવપૂર્ણ સૌન્દર્યનું તેમ જ કોકિલના કૂજનો અને આમથી તેમ દોડતા ચપલનેત્ર મૃગોનું વર્ણન ઠેર ઠેર આવે છે. તેના નાયક–નાયિકા પ્રકૃતિના મુક્ત અને સુંદર વાતાવરણમાં જ પ્રણયના સાચા સ્પંદનો અનુભવે છે

આમ કાલિદાસ પ્રકૃતિ–કવિ હતો તો સાથે સાથે તે માનવજીવનનો પણ કવિ હતો. તેણે બાલ્યાવસ્થાથી માંડીને વૃદ્ધાવસ્થા સુધી જીવનના ઝંઝાવાતો સામે અણનમ રહીને જગતની ધુરાને ધારણ કરતા તથા કોઈક સત્ય, શિવ કે સુંદરને સિદ્ધ કરવાનો સતત પુરુષાર્થ કરનાર પુરુષોનું, તેમજ સત્ય, શીલ અને સંયમથી ઓપતી ભારતીય નારીનું આલેખન કર્યું છે. જીવનમા વસંતાવતાર સમા પ્રથમ પ્રણયસ્પંદનો, મિલનની ઝંખના, વિરહનું કારુણ્ય, નિરાશા, પરિતાપ, તપશ્ચર્યા, આનંદ આદિ માનવભાવોને પણ તેણે આલેખ્યા છે. આમ છતા માનવજીવનનું આવું સુંદર આલેખન કરવા માટે તે પોતાના માનવપાત્રોને ઘણું ખરું પ્રકૃતિની જ ભૂમિકામા મૂકી આપે છે અને ત્યા જ તેમના સ્વરૂપોનો વિકાસ સાધે છે. પ્રકૃતિની ભૂમિકામા તેણે દોરેલું માનવજીવન માત્ર સુંદર જ બનતું નથી, પણ ત્યાં જ માનવહૃદય પોતાની સાચી સ્વરૂપગત સ્વાભાવિક પ્રવૃત્તિ કરે છે. શાકુન્તલમા અચિરપ્રવૃત્ત ગ્રીષ્મઋતુના વાતાવરણમા–જ્યા દમણા ને વનજ્યોત્સ્નાના અનુરૂપ વૃક્ષ

સાથે જોડાઈ હતી અને જ્યાં ભમરાઓ સુંદર પુષ્પોનો મધુર રસ પીવા ઊડતા હતા તેવા સન્નિવેશમાં દુષ્યન્ત–શકુન્તલાનો પ્રણય પાંગરે છે.

પરંતુ કાલિદાસની કૃતિઓમાં પ્રકૃતિ માત્ર ભૂમિકા જ લાગતી નથી, પરંતુ માનવના વ્યક્તિત્વને આગવું જ સૌન્દર્ય આપનાર જીવંત તત્ત્વ છે.[૧] તપોવનના શાંત સ્વાભાવિક વાતાવરણમાં વૃક્ષો અને લતાઓની આડશેથી વૃક્ષો અને લતાઓને જલપાન કરાવતી ન દેખાઈ હોત તો શકુન્તલા શકુન્તલા જ ન લાગત. જ્યાં સત્ય વાતાવરણનું પ્રતિષ્ઠિત તત્ત્વ છે તેવા તપોવનમાં ન થયો હોત તો દુષ્યંત–શકુન્તલાનો પ્રણય કેવળ દેહલોલુપતા જ લાગત. પ્રકૃતિના વાતાવરણમાં પ્રસંગો સ્વાભાવિકતા, વિશાળતા અને સર્વસ્પર્શિતા ધારણ કરે છે.

કાલિદાસનું પ્રકૃતિચિત્રણ અને તેમાં નિરૂપાયેલું માનવજીવન પરસ્પરને સુસંવાદી હોય છે. એટલે પ્રકૃતિચિત્રોમાં કાલિદાસ સૂક્ષ્મ માનવભાવો મૂકે છે, જ્યારે માનવજીવનમાં પ્રકૃતિની સાહજિકતા અને સરલતા હોય છે. આટલું જ નહિ પણ માનવકથાનો વિકાસ જેમ જેમ સધાતો જતો હોય છે, તે જ પ્રમાણે પ્રકૃતિના વાતાવરણનાં રેખાંકનો પણ બદલાય છે. શાકુન્તલમાં પહેલા અંકમાં શકુન્તલાની કલ્પના આપણા મનમાં એક લતા જેવી જ ઊભી થાય છે. દુષ્યંતે તો अधरः किसलयरागः कोमलविटपानुकारिणौ बाहू...એ શ્લોકમાં દેખાય છે તેમ શકુન્તલાનું દર્શન કેવળ લતા તરીકે જ કર્યું છે. ચતુર્થ અંકમાં શકુન્તલા–વિદાયના પ્રસંગે આખું તપોવન વિરહનો ભાવ અનુભવે છે.[૨] વનદેવતા શકુન્તલાને ભેટો આપે છે. તપોવનતરુઓ શકુન્તલાને શુભેચ્છા અર્પે છે અને મૃગ પણ શકુન્તલાનું વસ્ત્ર ખેંચીને જાણે કે તેને જતાં રોકે છે. અહીં પ્રકૃતિ માનવભાવ અનુભવે છે. આ ઉપરાંત અચિરપ્રવૃત્ત ગ્રીષ્મ ઋતુથી શરૂ થઈને વસંતાગમન થતાં સુધીમાં જેમ કાળનું એક પૂર્ણ આવર્તન દોરાયું દેખાય છે તો માનવજીવને પણ ત્યાં સુધીમાં તેની સાથે સાથે જ અનુભવનું એક આવર્તન પૂરું કર્યું છે. વાર્તાના વહેવા સાથે પ્રકૃતિ બદલાતી જાય છે.

આમ આપણને જણાશે કે શાકુન્તલમાં માનવ અને પ્રકૃતિનું સંપૂર્ણ ઐક્ય દોરાયું છે. વેદાન્તી કવિને પ્રકૃતિ અને માનવ વચ્ચે ઉંડે અભેદ દેખાય તે ઘણું

૧. સરખાવો : "Nature in the Sakuntala is not mere back-ground, it has entered into the warp and woof of the drama." —Prof. G. C. Jhala.

૨. જુઓ : उद्गलितदर्भकवला मृग्यः परित्यक्तनर्तना मयूराः ।
अपसृतपाण्डुपत्रा मुञ्चन्त्यश्रूणीव लताः ॥ ४:१२

જ સ્વાભાવિક છે. આ હકીકતને અનુલક્ષીને ડૉ. રાઈડરે કહ્યું છે કે[3] પુનર્જન્મની
સહજ માન્યતા ધરાવતા હિન્દુ માટે વનસ્પતિથી ઈશ્વર સુધીની બધી સૃષ્ટિ એક
જ છે એમ માનવું સહેલુ છે, તેમ છતા હિન્દુ કવિઓમાથી કોઈએ કાલિદાસ
જેટલી પ્રતીતિકારક સુંદરતા સાથે આવો ભાવ નિરૂપ્યો નથી. એમ પણ કહેવાયું
છે કે કાલિદાસમા માનવ અને પ્રકૃતિનું લગભગ રાસાયણિક સંમિશ્રણ થયું છે.

કાલિદાસમા માનવકથાને માટે જેમ પ્રકૃતિનુ સુદર અને મુક્ત પાત્ર નિરૂપ્યુ
છે, તે જ પ્રમાણે ઋતુસહાર કે વસતવર્ણન જેવામા પ્રકૃતિનું માનવભાવથી અંકિત
ચિત્ર દોર્યું છે. ઉપમા વગેરે સાદશ્યમૂલક અલકારોમા પ્રકૃતિતત્ત્વોનાં ઉપમાનો
પ્રયોજીને પણ કાલિદાસે માનવ–પ્રકૃતિનો અભેદ સિદ્ધ કર્યો છે.

કાલિદાસના પ્રકૃતિનિરૂપણમા નોધપાત્ર ચોકસાઈ જોવા મળે છે. જે પ્રદેશ
અને જે ઋતુમા વર્ણન થયુ હોય, તે પ્રદેશ અને તે ઋતુની વનસ્પતિને જ
કાલિદાસ નિરૂપે છે. ચોકસાઈ તેમ જ વવિધ્યને કારણે તેના વિષે એમ કહેવાયું
છે કે કાલિદાસનુ પ્રકૃતિનિરૂપણ બરાબર સમજવા માટે ભારતના ખૂણે ખૂણે
પ્રકૃતિનુ સૂક્ષ્મ અવલોકન કરવાની જરૂર પડે.

કાલિદાસના પ્રકૃતિનિરૂપણ અગે એક ધ્યાનમા રાખવા જેવી હકીકત એ
છે કે કાલિદાસને માત્ર પ્રકૃતિના રમ્ય અને કોમળ તત્ત્વોએ જ આકર્ષ્યો છે, સમુદ્રના
પ્રલયકર તોફાનો કે ઝઝાવાતો જેવા રુદ્ર દશ્યોએ નહિ આ બાબતમા તે ભવભૂતિથી
જુદો પડે છે આના કારણ તરીકે કવિની સ્વભાવગત વિશેષતા સિવાય બીજું
કંઈ ગણી શકાય નહિ એમ કહેવાય છે કે કાલિદાસે પ્રયોજેલા પ્રકૃતિપાત્રો પણ
મૃગ, ભ્રમર, અશોક, બિબ, કોકિલ, ચક્રવાક જેવા પરપરાગત જ છે. આમ છતા
આ પરંપરાગત પાત્રોના ઉપયોગમા મૌલિકતા છે જ.

જીવનનું સમગ્રતાથી આકલન કરનાર આવો કવિ વર્ડ્ઝવર્થની માફક 'The
world is too much with us,' એમ કહેવાને બદલે એક જ વિશ્વવ્યાપી
સૌન્દર્યતત્ત્વનું ગાન ગાય એ સ્વાભાવિક છે

---

૩. "No doubt it is easier for a Hindu, with his almost instinctive belief in reincarnation, to feel that all life, from plant to god, is truly one; yet none, even among the Hindus, has expressed this feeling with such convincing beauty as has Kalidasa"
From The Introduction of 'Shakuntal And other writings'–P. xix —Dr. Ryder.

## પાત્રાલેખન

### દુષ્યન્ત

આ નાટકના નાયક દુષ્યન્તનું પાત્ર ઘણું જ આહ્‌લાદક છે. આ નાટકમાં મુખ્યત્વે દુષ્યન્ત પ્રણયી તરીકે આવે છે, છતાં કાલિદાસે તો તેના વ્યક્તિત્વની બધી જ પાંખડીઓને એકસાથે વિકસાવી છે. હસ્તિનાપુરનો આ રાજા રસિક હોવા સાથે સાથે ઘણો જ પ્રભાવશાળી હતો. તે તો સખીઓને પહેલા જ પરિચયે દેખાઈ આવે છે. દુષ્યન્ત મધુર અને પ્રિય બોલતો હતો છતાં પ્રભાવવાન હતો. બીજા અંકમાં તપોવનમાંથી તેને મળવા આવેલા તપોવનના શિષ્યોને તેની દીપ્તિમત્તા આંજી દે છે. આમ છતાં તેઓને પણ તેનામાં વિશ્વસનીયતા દેખાય છે. તપોવનના નિવાસીઓને પણ રાજાનો પ્રભાવ અસર કરે તે નાનીસૂની બાબત નથી. પરંતુ તેથીય વધારે મોટી બાબત તો એ છે કે દુષ્યંતના વ્યક્તિત્વની છેલ્લી છાપ તો મધુર જ રહે છે.

આપણો નાયક કલારસિક છે. જાતે તો ચિત્રકાર છે જ અને આકૃતિઓનું સૌન્દર્ય પિછાણી શકે છે.[1] સ્વર અને શબ્દના સૌન્દર્યને પ્રમાણવાની પણ સંવેદનપટુતા તેનામાં છે. આ રાજા સુંદરતાને આમ અનેક સ્વરૂપે પ્રીછી શકે છે એ હકીકત આ રાજાની આંતરિક ગુણસંપત્તિ તથા સૌન્દર્યને મૂલવવાની સૂક્ષ્મ શક્તિ પ્રત્યે આપણું ધ્યાન ખેંચી શકે તેમ છે.

પોતાના રાજા તરીકેના કાર્યમાં દુષ્યંત ઘણો જ એકનિષ્ઠ છે. શાર્ઙ્ગરવ પણ તેને અભિન્નસ્થિતિઃ કહે છે. વર્ણાશ્રમપાલનના પોતાના કાર્યમાં તેણે કદી પ્રમાદ કર્યો નથી. તેથી તો શકુન્તલાને ત્યજવામાં તેનાથી થઈ ગયેલો અન્યાય તેને અત્યંત સાલે છે. શિષ્યોએ તેને 'રાજમુનિ' કહીને તેનું સમુચિત સન્માન કર્યું છે.

નાટક ઊઘડતાં જ આ રાજાનો જીવનરસ આપણા ઉપર જબરો પ્રભાવ પાડે છે. મૃગયા ખેલવા નીકળેલા અને દોડી જતા મૃગની પાછળ પૂરપાટ રથ દોડાવતા રાજાની શક્તિ અને ખેલદિલી આકર્ષક છે. જીવનના ઉંબરમાં ઊભેલા આ રાજાને "પૃથ્વી સમસ્ત પુરુષાર્થની રંગભોમ"[2] લાગતી હોય તેમ લાગે છે. 'દુનિયામાં બધું શક્ય છે' તેની તેને શ્રદ્ધા છે. સંદેહપાત્ર બાબતોમાં તેનું અંતઃકરણ પ્રમાણ બની શકે તેવો તેને આત્મવિશ્વાસ છે.

---

૧. જુઓ *श्रीरामज्ञाभिरामं*... ૨.

૨. જુઓ : મનસુખલાલ ઝવેરીના "ગિરનાર"માં.

દુષ્યંત પરંપરાથી બહુપત્નીત્વના રિવાજને પામેલો છે, છતા અપુત્ર છે. સંભવ
છે કે તેની આ ઉણપ તેની ચિત્તવૃત્તિને અભાનપણે દોરતી હોય. વૃક્ષોનું માતૃકાર્ય
કરતી શકુન્તલાના સૌન્દર્યને આવો રાજા પ્રમાણી ન શકે તો બીજું કોણ પ્રમાણી શકે?

આમ છતાં એવી માન્યતા પણ છે કે આ નાટકના પ્રારંભમાં રાજામાં
ભ્રમરવૃત્તિ હતી. નવાં સૌન્દર્યોને જોઈને તેને માણવાની વૃત્તિ તેને થતી અને રાજા
હોઈને એવી શક્તિ તો તેનામાં હતી જ. આ માન્યતા પ્રમાણે ભ્રમરવૃત્તિવાળો રાજા
શકુન્તલાના રૂપ ઉપર મોહી પડે છે. આમ છતા નાટકની પરિક્રમા દરમિયાન રાજાને
થયેલા શકુન્તલાવિરહના ગાળામા તેનો હૃદયભાવ તવાય છે અને અંતે તેનો પ્રેમ
સૂક્ષ્મ બને છે. આમ, આ માન્યતા પ્રમાણે રાજાનો પ્રેમ સ્થૂલતામાથી વિકસીને
સૂક્ષ્મ–આત્મિક બને છે.

ઉપર મુજબની માન્યતા મહાભારતના દુષ્યન્ત માટે બરાબર ગણીએ, પણ
કાલિદાસના દુષ્યન્ત માટે પણ આમ જ ગણવું હોય તો દુષ્યન્તની ઉપર નિર્દેશેલી
ગુણસંપત્તિની ઉપેક્ષા જ કરવી પડે. સાચો કલારસિક હોવાથી આ રાજાની સંવેદન-
શક્તિ સૂક્ષ્મ છે અને ઘણો જ જાગ્રત તથા ધર્મપરાયણ હોવાથી તેની અંતઃકરણ-
પ્રવૃત્તિ વિશુદ્ધ છે. રાજાનો દાક્ષિણ્યગુણ અક્ષત હોવા છતા હંસપદિકાઓના ઠપકા-
ઓથી ભરેલા તેના અંતઃપુરમા તેને ભાગ્યે જ સાચું દામ્પત્યસુખ લાધ્યું લાગે છે.
શકુન્તલામા તેને સાચી સ્ત્રી મળી લાગે છે. તેના રૂપનો અનુભવ તેને પુણ્યોના
અખંડ ફળ જેવો લાગે છે. પૃથ્વીના સંતાનો–વૃક્ષોવેલાઓનું જ્યારે શકુન્તલા માતૃત્વ
કરી રહી હતી ત્યારે જ પૃથ્વીનું શરણ એવો આ રાજા તેને જુએ છે, અને તે
આકર્ષાય છે. આ રૂપને પામીને દુષ્યન્ત જેવો પાછો નગરના 'અંતઃપુર–કાલકૂટ'
તરફ વળ્યો હશે, ત્યારે તેના આતરમાનસે ગૂઢ છતા તીવ્ર સંઘર્ષ અનુભવ્યો હશે.
પરંતુ આ સંઘર્ષ તેને સ્પષ્ટ પણ બને તે પહેલા તો નગરના કોલાહલમા તે કચાય
ડૂબી ગયો હશે. પાચમા અંકમા તેના હૃદયના બારણે પડતા કોમળ, હૃદયવિદારક
ટકોરા અને દૈની વિસ્મૃતિ વચ્ચે જે તુમુલ સંઘર્ષ જામે છે તેમા આ પાત્ર
અત્યંત દમ્ય બને છે. जननान्तरसौहृदानि ને યાદ કરવાના તેના પ્રયત્નમા તેની સન્નિષ્ઠા
દેખાઈ આવે છે. છઠ્ઠા અંકમા ધનમિત્રના પ્રસંગ વખતે તે જાહેર કરાવે છે:
येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना । स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥
અહીં આપણે તેને સમગ્ર જગત સાથે સમભાવ પામેલે. જોઈએ છીએ. તેનો આ
ચેતોવિસ્તાર કેવળ અકસ્માત નથી, તેના વ્યક્તિત્વમા પહેલેથી જ પડેલા બીજનો
વિકાસ છે. ઇન્દ્રને પણ અસુરો સામે સહાય કરી શકે અને સત્-તત્ત્વોનું રક્ષણ
કરી શકે તેવા આ રાજાને દેવગુરુના તપોવનમા શકુન્તલા મળે છે ત્યારે આપણે
તેને તેના પૂર્ણ દામ્પત્ય યજ્ઞનો સાચા અર્થમાં જ વિધિ બનેલે. જોઈએ છીએ.

રસ્કિને શેક્સપીઅર માટે કહેલું કે, 'He has no heroes; he has only heroines'. આ કથનને કાલિદાસ માટે લાગુ પડવામાં આવે છે. ડૉ. રાઇડર કહે છે. 'Kalidasa's women appeal more strongly to a modern reader than his men.' પરંતુ દુષ્યન્તના પાત્રને બરાબર સમજીએ તો વિવેચકોનું આ વિધાન યોગ્ય લાગશે નહિ.

**શકુન્તલા**

તપસ્વી વિશ્વામિત્ર અને અપ્સરા મેનકાથી જન્મેલી અને જન્મ પામતાં જ માતા–પિતાથી ત્યજાયેલી આ તપોવનકન્યાનું સ્થૂલ વર્ણન શાકુન્તલમાં ભાગ્યે જ મળે છે. શ્રી રાય લખે છે: "પણ કાલિદાસના રૂપવર્ણનમાં એક પ્રકારની નિપુણતા એ જોઇ શકાય છે કે એણે પોતાના નાટકમા સર્વત્ર શકુન્તલાના રૂપનું વર્ણન નાટકત્વના હિસાબે જ કર્યું છે. દુષ્યન્તના મનની અવસ્થા અને એનું કાર્યકારણ સમજવા માટે જ આવાં વર્ણનોનું વિશેષ પ્રયોજન હતું. એમણે માત્ર કવિત્વના હિસાબથી ક્યાંય પણ શકુન્તલાના રૂપનું વર્ણન નથા કર્યું." આ રીતે શકુન્તલાના અંગપ્રત્યંગનું વર્ણન જવલ્લે જ મળતું હોવાથી શકુન્તલાની સ્થૂળ આકૃતિને આપણા મન ઉપર ઊપસાવવી સહેલી નથી. આમ છતાં નાટ્યકારે શકુન્તલાના રૂપનો અને વ્યક્તિત્વનો પરિચય આપણને આપ્યો છે. દુષ્યન્તે चित्र निवेश्य परिकल्पितसत्त्वयोगा અને अनाघ्रातं पुष्पं०...એ શ્લોકમાં પોતાને થયેલી શકુન્તલાના રૂપની અનુભૂતિ વ્યક્ત કરવા પ્રયત્ન કર્યો છે. કાશ્યપે શકુન્તલા માટે शकुन्तला मूर्तिमती च सत्क्रिया કહીને શકુન્તલાના આંતરવ્યક્તિત્વની પૂર્ણ ઓળખ આપી છે.

પહેલા અંકમાં જ્યારે આપણે તેને પહેલવહેલાં જોઈએ છીએ ત્યારે સ્વપ્રમાણાનુરૂપ સેચનઘટથી તપોવનતરુઓને જલપાન કરાવતી તેને હૃદય ભરીને ઊર્મિનો અર્ઘ્ય જાણે ઠેર ઠેર આપી રહેલી જોઈએ છીએ. સખીઓએ ન સૂચવ્યું હોત તો પણ આપણને તેની વિવાહાનુરૂપ વયનું ભાન થઈ જાય છે. આ સમયે આપણા મનમાં તેની છબી એક લતા તરીકે જ અંકિત થાય છે. પહેલા અંકમાં આપણને જાણે તે કેવળ હૃદયની જ બનેલી લાગે છે. પહેલા અંકથી આપણા મનઃપટ ઉપર અંકિત થયેલી શકુન્તલાની આ મુગ્ધતા છેક પાંચમા અંક સુધી ચાલુ રહે છે. આ દરમિયાન ઘણી જ સ્વાભાવિકતાથી તેણે પોતાનો હૃદયકળશ રાજા દુષ્યંત ઉપર ઢોળ્યો. કેટલીકવાર આ હકીકતને ટીકાપાત્ર ગણવામાં આવે છે. દુષ્યન્ત વિષે કશુંય જાણ્યા–વિચાર્યા વગર, પિતાને કે વડિલોને પૂછ્યા–ગાછ્યા વગર એકદમ તેને પોતાની જાત સોંપી દેવામાં શકુન્તલાના લોહીના ગુણે કામ કર્યું માનવામાં આવે છે. દુષ્યન્ત નગરમાં જવા નીકળ્યો ત્યારે પોતાને સોંપાયેલા આતિથ્યધર્મનો પણ અનાદર

દર કરવાનો મહાદોષ તેને શિરે ઓઢાડવાના આવે છે આનું માનવાનું કારણ તદ્દન સ્વાભાવિક હકીકતને તદ્દન અકુ રતી રીતે અને વધુ પડતી ગભીરતાથી જોવામા રહેલુ છે. કવિવર ટાગોરે યોગ્ય જ લખ્યુ છે[3] "આ સઘળામા શકુન્તલાની સરળતા સિદ્ધ થાય છે અનુકૂળ અવસરે ભાવના આવેશમા આકસ્મિક ઊભરા માટે તે પહેલેથી તૈયાર ન હતી પોતાની જાતને અંકુશમા રાખવાની, પોતાના ભાવને ગુપ્ત રાખવાની કશી કળાચાતુરી તેને આવડતી ન હતી" વળી તેઓ લખે છે "ઘરમા કૃત્રિમ ફૂલ શોભા માટે રાખ્યુ હોય તેના ઉપરથી દરરોજ ધૂળ ઝાપટવી પડે છે પરંતુ અરણ્યના ફૂલ ઉપરથી ધૂળ ઝાપટવા કોઈ માણસ રાખવામા આવતા નથી, તે ઉઘાડુ પડી રહે છે, તેને ધૂળ પણ લાગે છે, છતા તે પોતાની સુન્દર નિર્મળતા સહજ રીતે જ સાચવી રહે છે ! શકુન્તલાને પણ ધૂળ લાગી હતી, પરંતુ પોતે તે જાણી શકી નહોતી સરળ અરણ્યમૃગીની, ઝરણાની જલધારાની મલિનતાના સંપર્કમા પણ તે અનાયાસે જ નિર્મલ હતી" કાલિદાસે ઉપદેશક બનવાની ઉતાવળ કરી નથી, અને એટલે સ્વાભાવિક રીતે જે થતુ હોય તેને છુપાવવાનો પ્રયત્ન સરખો કર્યો નથી પ્રણયના પ્રથમ અંકુરો ફૂટતા કોઈપણ વ્યક્તિને સહજ એવો ભાવોદ્રેક કાલિદાસે બતાવ્યો છે, પણ એટલાથી શકુન્તલાને અસયત કહી શકાય તેમ નથી. પોતાનુ સ્વપ્ન તૂટી પડયુ અને પ્રિયજનનો વિરહ થયો એવા કપરા સમયે શકુન્તલાએ અદ્ભુત સહિષ્ણુતા બતાવી છે. વિધિને સવળો બનવાની રાહ જોતા તેણે નથી પોતાના પ્રિયજનને વિસારે પાડયો, નથી પોતાના પ્રેમને વિસારે પાડયો. દુ ખને તેણે તપશ્ચર્યા બનાવી દીધુ છે તેથી જ અંતે જ્યારે દુષ્યન્ત સાથે તેનું પુનર્મિલન થાય છે ત્યારે તેણે શાતિ અને સ્વસ્થતા બતાવ્યા છે, કડવાશ જરાપણ ધારણ કરી નથી.

પાચમા અંકમા શકુન્તલાનુ પાત્ર પણ ઘણુ જ દૃશ્ય બન્યુ છે ભર્તા પ્રત્યાદેશપુરુષ ...ના અને તેના ...ની હામી થતા તેની સ્વ...ના તૂટી પડે છે અને ઊર્મિઓ તેના સ્વરૂપમાથી જે કોઈક આકાર જોવા આપણે પહેલા અંકથી આતુર હતા, તેવો આકાર દેખાઈ આવે છે. દુષ્યન્ત પ્રત્યે તે ...મ થઈ બોલી ઊઠે છે અનાર્ય, આત્મન હૃદયાનુમાનેન પશ્યસિ ત્યારે પહેલીવાર તેના ...જ્વિની પડખે રહેલી કઠ્ય ભાવનો આપણને પરિચય થાય છે

આ તરીકે શકુન્તલા ... તે એક ... ની દૈનદિની હતી તે કોઈક વૃક્ષ ઉપર તેને 'સ ...' હતે પ્રકૃતિ જ તેનુ ... હતી. ...ની

3 જુએ પ્રાચીન સાહિત્ય—પૃ ૩૨–૩૩.

રાજાની જનની બનવા માટેનું માતૃત્વ તેનામા જન્મજાત હતું. દુઃખજન્ય કઠોરતા અડતા જ वसने परिधूसरे वसाना नियमक्षाममुखी धृतैकवेणि. અને शुद्धशीला એવી તેનામા આદર્શ ભારતીય સન્નારી ઊપસી આવી છે.

## ઋષિઓ

આગળ ઉપર આપણે જણાવ્યું છે તેમ ઋષિઓ આ નાટકનું પિતૃકાર્ય કરે છે. નાટક ક્રમશઃ આગળ વધતા તેની સાથે જુદા જુદા ઋષિઓ જોડાય છે. વિશ્વામિત્રે શકુન્તલાને જન્મ આપ્યો, પણ કાશ્યપના અને તેમના તપોવનના ખોળામા તો તે ઉછરી. કાશ્યપ બ્રહ્મચારી હતા, એટલે આમ તો તેમનું પોતાનું કહેવાય તેવું કાઈ જ ન હતુ. પરંતુ આ વ્યક્તિમા જ કાલિદાસે આપણને વિરલ પિતૃત્વના દર્શન કરાવ્યા છે. આપણે જોયું કે તપોવન અને તેની વિવિધ ક્રિયાઓ અને વ્યક્તિઓ આ અદ્ભુત વ્યક્તિના જાણે અંગો છે એટલે જ તપોવનની બધી પ્રવૃત્તિઓ તેમના વ્યક્તિત્વના રસાયણમા એકરસ બની જાય છે. અહીં શકુન્તલાએ કરેલો પ્રેમ, શાર્ઙ્ગરવ વગેરે શિષ્યોના વિદ્યાભ્યાસ અને તપ, એક જ વાતાવરણના સંતાન બને છે તે આ વ્યક્તિને કારણે જ. પહેલા ત્રણ અંકમા તેઓ પ્રત્યક્ષ આવતા નથી, પણ નાટ્યક્રિયા તેમની ગેરહાજરીથી ચાલે છે, અને છતાય તપોવનને સ્થળે સ્થળે તેમના વ્યક્તિત્વનો પ્રભાવ તો પડ્યો છે જ. શકુન્તલા સાસરે જવા નીકળે છે, ત્યારે આ નિઃસ્પૃહી અને સ્વસ્થ લાગતા ઋષિને પણ ગળે ડૂમો બાઝે છે. તેમના ઉદ્ગારોમા કન્યાઓના તમામ પિતાઓના હૃદયનો ઉદ્ઘોષ પડેલો છે. આ નિઃસ્પૃહ ઋષિ દ્વારા કાલિદાસે વિશુદ્ધ પિતૃપ્રેમના આપણને દર્શન કરાવ્યા છે. આ ઋષિ માત્ર ચોથા અંકમા જ આવે છે.

દુર્વાસા પણ નિયમનો અનાદર કરતી શકુન્તલા પ્રત્યે કઠોર બનીને પિતૃકાર્ય કરે છે. કાલિદાસે રઘુવંશમા જણાવ્યું છે તેમ પ્રજામાં વિનયાધાન કરવું તે પણ પિતાની એક ફરજ જ છે. આ ઋષિના શાપને લીધે તો શકુન્તલાનું સ્થાન અંતઃપુરની એક સામાન્ય સ્ત્રીનું સ્થાન ન રહેતાં તેને ગૌરવ મળ્યું. વાર્તાને વળાંક મળતા તેનું સુકાન આ ઋષિએ જ જાણે લીધું છે. છેલ્લે આપણે દેવોનાં માતા-પિતા અદિતિ–મારીચને જોઈએ છીએ. આ આદર્શ દમ્પતીની મૂક છાયામાં શકુન્તલાનું તૂટેલું વ્યક્તિત્વ સંધાય છે. અનાયાસે જ તેનામા આદર્શ, મહિષી ગૃહિણીના ગુણો પ્રતિબિમ્બિત થાય છે. તેઓ જ્યારે દામ્પત્યધર્મની વાતો કરતા હતા ત્યારે જ દમ્પતી તરીકે દુષ્યન્ત–શકુન્તલા મળે છે. આમ શકુન્તલાના જીવનના બદલાતા જતાં રેખાંકનો સાથે નાટકમાં ઋષિઓ બદલાય છે, જ્યાં તે ત્રણેય ઋષિઓમાની એકરૂપતા અછતી રહેતી નથી.

## કેટલાંક ગૌણપાત્રો

આ નાટકના વિદૂષક, કંચુકી, યવની, સેનાપતિ, પુરોહિત, સિપાઈઓ વગેરે પાત્રો રાજાના રસાલાના આવશ્યક માણસો છે. આમ છતા તેમના વ્યક્તિત્વની આકૃતિઓ વિશિષ્ટ છે. આપણે આગળ જોયું છે તેમ વિદૂષક અહીં પોતાની ગેરહાજરીથી તથા સામાન્ય સમજના અભાવથી નાટ્યકાર્યમાં વહેણો સર્જે છે. બીજા અંકનો સેનાપતિ રાજાની ચિત્તવૃત્તિને અનુકૂળ બનતો દેખાતો હોવા છતા અંદરથી જુદો છે. સિપાઈઓમા લાચ અને ધનલોલુપતા વગેરે પ્રાકૃત દુર્ગુણો છે. પુરોહિતની વાણીમા ડોકાતું તેનું પાંડિત્ય ધ્યાન ખેંચે છે. કંચુકી પરંપરા મુજબ અંતઃપુરનો વૃદ્ધ અધિકારી છે. વાર્ધક્યસુલભ વિવેક તેનામા દેખાય છે. છઠ્ઠા અંકનો માછીમાર પણ તેની સ્વભાવહીનતા છતા નીતિમત્તાથી ધ્યાનપાત્ર છે.

તપોવન સાથે અને શકુન્તલા સાથે જોડાયેલી વ્યક્તિઓમા પ્રિયંવદા, અનસૂયા, ગૌતમી તથા શાર્ઙ્ગરવ–શારદ્વત ઝટ આપણા ધ્યાન ઉપર ચડી જાય છે. આમા ગૌતમી જેવી વૃદ્ધ તાપસી તો હસ્તિનાપુર તરફ વિદાય વખતે શકુન્તલાની સાથે રહેવા માટે ઘણી જ આવશ્યક વ્યક્તિ છે. અમુક રીતે તે શકુન્તલાની માતાનું કામ કરે છે.

પ્રિયંવદા–અનસૂયા તથા શાર્ઙ્ગરવ–શારદ્વતના વ્યક્તિત્વોના આલેખનો સૂક્ષ્મ રીતે કરવામા આવ્યા છે. પ્રિયંવદા અને અનસૂયા બન્ને તપોવનનિવાસિની કન્યાઓ હતી, બન્ને શકુન્તલાની સહિયરો હતી, બન્ને તેને ઘણી જ ચાહતી હતી. આમ બન્ને એક જ પ્રકારની લાગે છે. આમ છતા તે બન્નેના વ્યક્તિત્વમાં સૂક્ષ્મ તફાવત પણ જોવા મળે છે. પ્રથમ અંકમા બન્ને સખીઓ શકુન્તલાનો એક જ રીતે ઉપહાસ કરતી હોવા છતા અનસૂયા કંઈક વધુ ગંભીર, વધુ સ્વસ્થ છે તે દેખાયા વગર રહેતું નથી. કદાચ એ ઉંમરમા પણ સહુથી મોટી હોવા સંભવ છે. પહેલા અંકમા રાજાના પ્રવેશ વખતે જ્યારે ત્રણેય સખીઓ અંજાઈ જાય છે ત્યારે અનસૂયા પહેલા સ્વસ્થ બને છે. રાજાની સાથે પણ તે જ વાર્તાલાપ કરે છે અને ત્રણેયનું મુખ બને છે; પણ આ દરમિયાન પ્રિયંવદા સૂક્ષ્મતાથી રાજા અને શકુન્તલાનો ભાવ કળી જાય છે અને પછી શકુન્તલા પ્રત્યે મર્મોક્તિઓ કહે છે. દેખાય છે તે રીતે જોતા અનસૂયા પ્રિયંવદાના પ્રમાણમા ગંભીર લાગે, પ્રિયંવદા અનસૂયાની સરખામણીમા વધારે વિનોદી લાગે માટે જ કહેવાયું છે—"Anasuya was sensible and serious. Priyamvada was garrulous and gay." પણ આ તેમના ગુણો એકબીજાના ગુણોના નિષેધરૂપે તેમનામા ન હતા. વિશેષે તો આ સંદર્ભમાં તેમના વિશિષ્ટ સ્થાનોને પ્રભાવે તેમના ઉપર

નિર્દેશેલા ગુણો પ્રગલ્ભ હતા શકુન્તલાની આજુબાજુ રહેતા આ પાત્રત્રય શકુન્તલાના સ્વરૂપને પ્રગટ કરે છે શકુન્તલાના જ વ્યક્તિત્વના બે પાસા જાણે આ બન્ને સખીઓમા વ્યક્ત થયા છે

પ્રિયવદા–અનસૂયા ચતુર્થ અંક પછી નાટકમાથી અદશ્ય થઈ જાય છે આથી ટાગોરે તેમને કાવ્યની ઉપેક્ષિતાઓ તરીકે ઓળખાવી છે પરંતુ છઠ્ઠા અંકના પ્રારંભમા આવતા પરભૃતિકા અને મધુકરિકાના પાત્રોમા તેમનો અણસાર આવે છે જાણે કે પ્રિયવદા–અનસૂયામા જ અવસ્થાતરજન્ય લાવણ્ય અને મુગ્ધતા ન ઊમેરાયા હોય । સાતમા અંકમા વળી બે તાપસીઓ સર્વદમનના હાથમાથી સિંહબાલને છોડાવતી નજરે પડે છે આ બધા જ પાત્રોમા ક્રમશ સ્ત્રીના જુદા જુદા તબક્કે વિકસેલા વિવિધ સ્વરૂપો જોવા મળે છે કાલિદાસ આવા બબ્બે પાત્રો સર્જીને જાણે કે વાતાવરણના સ્વરૂપના બન્ને પાસા ચિત્રિત કરે છે

શાર્ઙ્ગરવ અને શારદ્વત કાશ્યપના શિષ્યો છે અને શકુન્તલાને શ્વશુરગૃહે મૂકવા જાય છે નગરમા પ્રવેશતા જ એ બન્નેનુ રુચિભેદ જણાઈ આવે છે એકને નગરનુ વાતાવરણ हुतवहपरीत गृहमिव લાગે છે તો બીજાને નગરજનો સ્નાન કરેલાને તેલમર્દન કરેલો જેવો લાગે તેવા લાગે છે પરંતુ બન્નેના આ ઉદ્ગારોમા જ બન્નેના વ્યક્તિત્વના ભિન્ન સ્વરૂપો પણ દેખાઈ આવે છે જ

બન્ને યૌવનસુલભ આવેશવાળા હોવાથી લાગણીની પોચટતાથી મુક્ત છે ચતુર્થ અંકમા જ્યારે કન્યાવિદાય પ્રસગે સહુ લાગણીના વાતાવરણમા ડૂબેલા હતા, ત્યારે શાર્ઙ્ગરવ સમયની યાદ અપાવીને નાટ્યક્રિયાને આગળ ચલાવે છે, તો પાચમા અંકમા શાર્ઙ્ગરવ અને રાજા વચ્ચે તીખી જીભાજોડી ચાલતી હતી ત્યારે શારદ્વત સ્વસ્થતાથી કોઈક છતા એક માત્ર અનિવાર્ય માર્ગ બતાવે છે બન્ને સરખા ગુરુભક્તો છે અને બન્નેમા ગૂચવાડાઓમાથી પણ મંથનુ દર્શન કરવાની ગજા છે

આમ શાકુન્તલના ગૌણ પાત્રો માત્ર કથાના ગૌણ અંગો જ નથી, પણ
મુખ્ય કથાના સ્વરૂપને પ્રગટ કરતા અને કથાના વિકાસ સાથે બદલાતા જતા
અનિવાર્ય તત્વો છે. બબ્બેની જોડમા ગૌણ પાત્રોનું સર્જન કરવું તે કાલિદાસની
લાક્ષણિકતા છે અને એમ કરીને કાલિદાસ સપ્રમાણતા જાળવે છે.

## તત્કાલીન સમાજ

કોઈપણ સાહિત્યકૃતિ તત્કાલીન સમાજનું પ્રતિબિમ્બ પાડતી હોય છે
શાકુન્તલમા પણ તે સમયની સમાજવ્યવસ્થા પ્રતિબિંબત થયેલી જણાય છે.
છઠ્ઠા અંકમા માછીમારે શ્રોત્રિય બ્રાહ્મણને 'પશુમારણકર્મદારુણ' ગણાવ્યો છે.
તેના ઉપરથી લાગે છે કે યજ્ઞમા થતી પશુહિંસા પ્રત્યે પ્રશ્ન ઉઠાવતું બૌદ્ધ ધર્મનું
વાતાવરણ નિર્માણ થઈ ચૂક્યું હતું અને વળી પાછો બ્રાહ્મણવર્ગનો પુનરુદય થયો
હતો. તે જ માછીમારે બ્રાહ્મણને 'અનુકમ્પામૃદુ' પણ કહ્યો છે ચાર વર્ણ અને
ચાર આશ્રમોમા સમાજ વહેંચાયેલો. રાજા વર્ણાશ્રમનું પાલન કરાવવાનું કાર્ય
કરતો અને પ્રજા પોતપોતાના વર્ણ અને આશ્રમો પ્રમાણે ધર્મોનું પાલન કરે છે
અને કરી શકે છે તેનુ ધ્યાન રાખતો. ધર્મનો ભંગ કરનારનો તે દંડ કરતો.

રાજા સમાજનો નેતા હતો અને રાજશાસન વંશપરંપરાગત મળતુ. રાજાને
રાજશાસનમા સહાય કરનાર અમાત્યો હતા ધર્મની બાબતમા જ્યારે ગૂંચ પડે
ત્યારે શાસ્ત્રજ્ઞાનસંપન્ન પુરોહિત માર્ગદર્શન આપતો. તે જમાનામા રાજાઓ અથવા
ધનિકો અનેક સ્ત્રીઓને પરણી શકતા. બહુપત્નીત્વને સંપત્તિની નિશાની ગણવામા
આવતું સેનાપતિ, વિદૂષક વગેરે રાજાના જુદા જુદા કાર્યોના સાથીદારો હતા.

રાજા સમાજજીવનનો રક્ષક જ નહિ, પરંતુ આદર્શ પણ હતો, તેથી રાજા
થનાર બાળકને યોગ્ય શિક્ષણ આપવામા આવતું. અસ્ત્રશસ્ત્રની વિદ્યાઓ તેમ જ
બીજી કલાઓ ઉપરાંત પ્રાતિસવાન—બીજાને છેતરવા માટેની વિદ્યાઓ પણ તેને
શિખવવામા આવતી. રાજા વ્યક્તિ તરીકે મજા કરતો હોવા છતા રાજના મુખ્ય
અને ઘણા સમયે તે નમાજકાર્યને આપતો સ્મૃતિવિહિત ધર્મો મુજબ અમુક
સમયે પ્રજાને તે જાતે મળતો ૪ નાના અધિકારીઓને પણ તે જાતે મળતો.
રાજા પ્રજાને પોતાની પ્રજા જેવી ગણતો, પોતાની ફરજ કર્યા વગર લોના
દુઃખોની ચિન્તા કરતો, તેને વિશ્રાંતિ હતી જ નહિ.[૫] રાજ્ય સુખ આપનારને
બન્ને તેને ભગ આપતું રાજા પ્રજાજીવનની પગરીની હતો. પ્રજાના ચાન ચાર
માટે તેનુ આચરણ જવાબદાર લેખાતુ.

---

૪. જુઓ . आसत्रोनर्मरंगीत राजन ।

૫. જુઓ : अपरा अभिज्ञानोऽस्र हे स्तनपविशार. ।

તપસ્વીઓને તે ખૂબ માન આપતો. ગમે તે સમયે ધર્મકાર્ય માટે તે તૈયાર રહેતો. તપોવનમાં અને તપસ્વીઓ પાસે તે વિનીત રહેતો. સામાન્ય પ્રજા પાસેથી તે ઉપજનો છઠ્ઠો ભાગ લેતો, જ્યારે તપસ્વીઓ તેને પોતાના ધર્મનો છઠ્ઠો ભાગ આપતા. ગૃહસ્થાશ્રમ દરમિયાન જ રાજા નગરમાં મહેલોમાં રહેતો. છેલ્લે તો વનમાં જઈને તે સાદાઈથી જીવતો અને વૃક્ષના મૂળે નિવાસ કરતો.

ગૃહિણી પણ કુટુમ્બજીવનનું અને તે રીતે સમાજજીવનનું મહત્ત્વનું અંગ છે. કાલિદાસ આથી જ કુટુમ્બજીવન અને ગૃહિણીને સમાજના શ્રેય માટે ઘણું જ મહત્ત્વ આપે છે. આમ જોઈએ તો તે સમયે સમાજજીવનમાં નારીનું સ્થાન નીચું હોય તેમ લાગે છે. રાજાઓ અને ધનિકો ઘણી સ્ત્રીઓને પરણી શકતા એટલે એકમેકમાં ગૂંથાઈને સંસારનો ભાર ઉપાડવા જેટલો સહધર્માચાર સ્ત્રીઓને ભાગ્યે જ મળી શકતો હશે. તે પતિની ઇચ્છા અને ઘણીવાર મનસ્વીપણાને પરાધીન હતી. આમ છતાં સમાજે ગૃહિણી તરીકે 'નારીના પ્રતિષ્ઠાનું મૂલ્ય સ્વીકાર્યું છે' તેમ પણ લાગે છે. સ્ત્રી પોતાના પતિને બહુમત હોય તથા પુત્રવતી હોય તે તેનું સૌભાગ્ય ગણાતું. ગૃહિણી તરીકે તેની ફરજો ઘણી અને ભારે હતી. કોઈ પણ સંયોગોમાં પતિને અનુકૂળ અને વફાદાર રહેવું, પતિનાં બધાં જ કાર્યોમાં સ્વચ્છાપચ્ચા રહેવું, પતિના વડીલોને પોતાના વડીલ માની તેમની સેવા કરવી, સપત્નીઓ સાથે સમભાવથી રહેવું, પરિજનો પ્રત્યે દાક્ષિણ્ય રાખવું અને સમૃદ્ધિથી છકી ન જતાં નમ્રતાથી ઘરનું કામકાજ કર્યા કરવું અને એ રીતે કુટુમ્બજીવનને ઉપકારક બનવું તે તેની ફરજો હતી. સ્ત્રી પતિને પ્રિય હોય કે ન હોય, પણ લગ્ન પછી તેનું સ્થાન પતિને ત્યાં જ રહેતું. પતિના ઘરનું દાસ્ય પણ ગૃહિણી માટે યોગ્ય લેખાતું. કાલિદાસની કલ્પનામાં આદર્શ ગૃહિણી તેમનાં સંતાનો અને તેમના પતિનો સંયોગ શ્રદ્ધા, વિત્ત, અને વિધિના સંયોગવાળા યજ્ઞ સમો હતો. આમ એકંદરે ગૃહિણીનો આદર્શ ભવ્ય હતો.

अथ

महाकविकालिदासविरचितम्

# अभिज्ञानशाकुन्तलम्

## प्रथमोऽङ्कः

या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री
ये द्वे कालं विधत्तः श्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वम्।
यामाहुः सर्वबीजप्रकृतिरिति यया प्राणिनः प्राणवन्तः
प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः ॥१॥

(नान्द्यन्ते)

सूत्रधारः—(नेपथ्याभिमुखमवलोक्य) आर्ये, यदि नेपथ्यविधानमवसितम्, इतस्तावदागम्यताम्।

(प्रविश्य)

नटी—आर्यपुत्र, इयमस्मि। आज्ञापयत्वार्यः को नियोगोऽनुष्ठीयतामिति।

सूत्रधारः—आर्ये, अभिरूपभूयिष्ठा परिषदियम्। अद्य खलु कालिदासग्रथितवस्तुना नवेनाभिज्ञानशाकुन्तलाख्येन नाटकेनोपस्थातव्यमस्माभिः। तत्प्रतिपात्रमाधीयतां यत्नः।

नटी—सुविहितप्रयोगतयार्यस्य न किमपि परिहास्यते।

सूत्रधारः—आर्ये, कथयामि ते भूतार्थम्।

आ परितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम्।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥२॥

नटी—आर्य, एवं नु इदम्। अनन्तरकरणीयं तावदार्य आज्ञापयतु।

सूत्रधारः—किमन्यदस्याः परिषदः श्रुतिप्रसादनतः। तदिममेव तावदचिरप्रवृत्तमुपभोगक्षमं ग्रीष्मसमयमधिकृत्य गीयताम्। सम्प्रति हि।

सुभगसलिलावगाहाः पाटलसंसर्गसुरभिवनवाताः।
प्रच्छायसुलभनिद्रा दिवसाः परिणामरमणीयाः ॥३॥

नटी—तथा। (इति गायति।)

ईषदीषच्चुम्बितानि भ्रमरैः सुकुमारकेसरशिखानि।
अवतंसयन्ति दयमानाः प्रमदाः शिरीषकुसुमानि ॥४॥

મહાકવિ કાલિદાસરચિત

# અભિજ્ઞાનશાકુન્તલ

## પ્રથમ અંક

બ્રહ્માની સૌથી પહેલી જે સૃષ્ટિ છે (પાણી), જે વિધિપૂર્વક આપેલી આહુતિ ધારણ કરે છે (અગ્નિ), જે હવન કરનાર છે (એટલે યજમાન સ્વરૂપ), જે (દિવસ અને રાત્રિસ્વરૂપ) બે કાલ નિર્માણ કરે છે (સૂર્ય અને ચંદ્ર), જેનો ગુણ કર્ણેન્દ્રિયનો વિષય હોઈ, જે વિશ્વને વ્યાપીને રહેલ છે (આકાશ), જેને સર્વ પદાર્થોનું મૂળ કારણ કહે છે (પૃથ્વી), અને જેને લીધે પ્રાણીઓ પ્રાણવાળા બને છે (વાયુ), તે બધી પ્રત્યક્ષ દેખાતી આઠ મૂર્તિઓથી યુક્ત ભગવાન (શિવ) તમારું રક્ષણ કરો. (૧)

(નાન્દીને અંતે)

**સૂત્રધાર**—(નેપથ્ય તરફ જોઈને) આર્યા ! જો વેષભૂષા પૂરી થઈ હોય તો આમ આવજે.

**નટી**—આર્યપુત્ર, આ આવી. શું કામ કરવાનું છે તે આપ ફરમાવો.

**સૂત્રધાર**—આર્યા ! મોટા ભાગે સુશિક્ષિત લોકોની આ સભા છે. આજે, જેની કથા કાલિદાસે રચી છે તે 'અભિજ્ઞાનશાકુન્તલ' નામનું નવું નાટક આપણે તેમની સમક્ષ ભજવવાના છીએ, તો દરેક પાત્ર પ્રત્યે બરાબર કાળજી રાખજો.

(પ્રવેશ કરીને)

**નટી**—આપે પ્રયોગની સારી તૈયારી કરી છે, તેથી કશી ઊણપ રહેશે નહિ.

**સૂત્રધાર**—આર્યા ! હું તને સાચી વાત કહું.

વિદ્વાનોને સંતોષ ન થાય ત્યાં સુધી હું, પ્રયોગમાં મારું નૈપુણ્ય યોગ્ય છે એમ માનતો નથી ભારે શિક્ષિતોનું મન પણ પોતાનામાં વિશ્વાસ રાખી શકતું નથી (૨)

**નટી**—આર્ય, એમ જ હોય તો હવે તરત શું કરીએ તે આપ આજ્ઞા આપો.

**સૂત્રધાર**—આ પરિષદના કાનને પ્રસન્ન કરવા સિવાય બીજું શું કરવાનું હોય ? તો હવે આ હમણાં જ શરૂ થયેલા અને ઉપભોગને યોગ્ય એવા ગ્રીષ્મ સમયને લાગતું કંઈક ગા. અત્યારે

જલસ્નાન કરવામાં આનંદ આવે છે પાટલપુષ્પોના સંસર્ગથી વનવાયુ સુગંધિત હોય છે, ગાઢ છાયડામાં સુખેથી ઊંઘ આવે છે, અને સાંજે રમણીય એવા દિવસો છે (૩)

**નટી**—ભલે (ગાય છે.)

ભ્રમરોએ જેના કેસરોના રમ્ય અગ્રભાગ જરીક ચૂમ્યા છે એવા શિરીષના પુષ્પોને પ્રમદાઓ દયાથી કાનના ઘરેણાં પહેરે છે (૪)

**सूत्रधारः**—आर्ये, साधु गीतम् । अहो रागबद्धचित्तवृत्तिरालिखित इव सर्वतो रङ्गः । तदिदानीं कतमत्प्रकरणमाश्रित्यैनमाराधयामः ।

**नटी**—नन्वार्यमिश्रैः प्रथममेवाज्ञप्तमभिज्ञानशाकुन्तलं नामापूर्वं नाटकं प्रयोगेणाधिक्रियतामिति ।

**सूत्रधारः**—आर्ये, सम्यगनुबोधितोऽस्मि । अस्मिन्क्षणे विस्मृतं खलु मया । कुतः ।

**तवास्मि गीतरागेण हारिणा प्रसभं हृतः ।**
**एष राजेव दुष्यन्तः सारङ्गेणातिरंहसा ॥५॥**

(निष्क्रान्तौ ।)

**इति प्रस्तावना ।**

(ततः प्रविशति मृगानुसारी सशरचापहस्तो राजा रथेन सूतश्च ।)

**सूतः**—(राजानं मृगं चावलोक्य) आयुष्मन्,

**कृष्णसारे ददच्चक्षुस्त्वयि चाधिज्यकार्मुके ।**
**मृगानुसारिणं साक्षात्पश्यामीव पिनाकिनम् ॥६॥**

**राजा**—सूत, दूरममुना सारङ्गेण वयमाकृष्टाः । अयं पुनरिदानीमपि—

**ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतति स्यन्दने बद्धदृष्टिः**
**पश्चार्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम् ।**
**दर्भैरर्धावलीढैः श्रमविवृतमुखभ्रंशिभिः कीर्णवर्त्मा**
**पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति ॥७॥**

(सविस्मयम् ) कथमनुपतत एव मे प्रयत्नप्रेक्षणीयः संवृत्तः ।

**सूतः**—आयुष्मन्, उद्घातिनी भूमिरिति मया रश्मिसंयमनाद्रथस्य मन्दीकृतो वेगः । तेन मृग एष विप्रकृष्टान्तरः संवृत्तः । संप्रति समदेशवर्तिनस्ते न दुरासदो भविष्यति ।

**राजा**—तेन हि मुच्यन्तामभीषवः ।

**सूतः**—यदाज्ञापयत्यायुष्मान् । (रथवेगं निरूप्य) आयुष्मन् पश्य पश्य ।

**मुक्तेषु रश्मिषु निरायतपूर्वकाया**
**निष्कम्पचामरशिखा निभृतोर्ध्वकर्णाः ।**
**आत्मोद्धतैरपि रजोभिरलङ्घनीया**
**धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः ॥८॥**

**સૂત્રધાર**—આર્યા ! સરસ ગાયું અહો મધુર સ્વરોથી તલ્લીન થયેલું નાટયગૃહ ચોમેર જાણે ચીતરેલું હોય એમ લાગે છે તો હવે કયા પ્રકરણથી આપણે એનું આરાધન કરીએ ?

**નટી**—આપે પહેલેથી જ ફરમાવ્યું છે ને કે 'અભિજ્ઞાનશાકુન્તલ' નામનું નાટક ભજવી બતાવવાનું છે

**સૂત્રધાર**—આર્યા ! તે મને ઠીક સભારી આપ્યું . આ ક્ષણે સાચે જ ભૂલી ગયો હતો કારણ કે

જેમ અત્યંત વેગવાળા હરણથી આ રાજા દુષ્યંત ખેચાયો તેમ તારા મનોહર ગીતના રાગથી હું ખૂબ ખેચાઈ ગયો (૫)

(બન્ને જાય છે)

## પ્રસ્તાવના પૂર્ણ

(પછી હાથમા ધનુષ્ય બાણવાળો મૃગ પાછળ પડેલો, રથમા બેઠેલો રાજા દુષ્યંત તેમ જ તેનો સારથિ પ્રવેશે છે)

**સારથિ**—(રાજાને તેમ જ હરણને જોઈને) આયુષ્યમાન

આ કાળિયાર તરફ તેમ જ સજ્જ ધનુષ્યવાળા આપની તરફ નજર નાખતો હુ મૃગ(યજ્ઞરૂપી)ની પૂઠ પકડનાર જાણે સાક્ષાત્ પિનાકીને (શકરને) જોઈ રહ્યો છુ (૬)

**રાજા**—સારથિ, આ હરણે મને દૂર સુધી ખેચ્યો આ તો હજુ પણ

પાછળ આવતા રથ તરફ ગરદન વાળવાથી સુદર દેખાય એ રીતે વારવાર નજર નાખે છે શર પડવાની બીકથી, શરીરના આગળના ભાગમા ઘણોખરો પાછળનો ભાગ સમેટી લે છે શ્રમથી ઉઘડેલા મોઢામાથી ખરી પડતા અર્ધા ચાવેલા દર્ભ તેણે રસ્તા પર વેર્યા છે, જો જો પોતાની ઊંચી છલગથી તે માગ ભાગે આકાશમા અને જમીન ઉપર તો અલ્પ જ ચાલે છે (૭)

(આશ્ચર્યથી) હુ તેની પાછળ પડેલો છુ છતા (તે) મહામહેનતે જોઈ શકાય એવો કેવી રીતે થઈ ગયો ?

**સારથિ**—આયુષ્યમાન આ જમીન ખરબચડી છે તેથી લગામ ખેચીને મે રથનો વેગ ધીમો કર્યો હતો તેથી આ હરણ વધુ દૂર ગયું છે હવે સમતલ જમીન ઉપર આવ્યા છો તેથી તેને પકડવું મુશ્કેલ નહી થાય.

**રાજા**—ત્યારે લગામ ઢીલી મૂકો

**સારથિ**—જેવી આપની આજ્ઞા (રથનો વેગ જોઈને) આયુષ્માન જુઓ જુઓ, લગામ છોડતા જ જેમના શરીરનો આગળનો ભાગ લબાતા છે જેમના ચામરની શિખા હાલતી નથી તેમ જ જેમના કાન સ્થિર તથા ટટાર થયા છે

**राजा**—सत्यम् । अतीत्य हरितो हरींश्च वर्तन्ते वाजिनः । तथा हि,

यदालोके सूक्ष्मं व्रजति सहसा तद्विपुलतां
यदर्धे विच्छिन्नं भवति कृतसंधानमिव तत् ।
प्रकृत्या यद्वक्रं तदपि समरेखं नयनयो-
र्न मे दूरे किंचित्क्षणमपि न पार्श्वे रथजवात् ॥९॥

**सूतः**—पश्यैनं व्यापाद्यमानम् । (इति शरसंधानं नाटयति ।)
(नेपथ्ये) भो भो राजन्, आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ।

**सूतः**—(आकर्ण्यावलोक्य च) आयुष्मन्, अस्य खलु ते बाणपथवर्तिनः कृष्णसारस्यान्तरे तपस्विन उपस्थिताः ।

**राजा**—(ससंभ्रमम्) तेन हि प्रगृह्यन्तां वाजिनः ।

**सूतः**—तथा । (इति रथं स्थापयति ।)

(ततः प्रविशत्यात्मना तृतीयो वैखानसः ।)

**वैखानसः**—(हस्तमुद्यम्य) राजन्, आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ।

न खलु न खलु बाणः सन्निपात्योऽयमस्मिन्
मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः ।
क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाताः वज्रसाराः शरास्ते ॥१०॥

तत्साधुकृतसंधानं प्रतिसंहर सायकम् ।
आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि ॥११॥

**राजा**—एष प्रतिसंहृतः । (इति यथोक्तं करोति ।)

**वैखानसः**—सदृशमेतत्पुरुवंशप्रदीपस्य भवतः ।

जन्म यस्य पुरोर्वंशे युक्तरूपमिदं तव ।
पुत्रमेवं गुणोपेतं चक्रवर्तिनमाप्नुहि ॥१२॥

**इतरौ**—(बाहू उद्यम्य) सर्वथा चक्रवर्तिनं पुत्रमाप्नुहि ।

**राजा**—(सप्रणामम्) प्रतिगृहीतम् ।

**वैखानसः**—राजन्, समिदाहरणाय प्रस्थिता वयम् । एष खलु कण्वस्य कुलपतेरनुमालिनीतीरमाश्रमो दृश्यते । न चेदन्यकार्यातिपातः, तत्प्रविश्य प्रतिगृह्यतामातिथेयः सत्कारः । अपि च ।

પોતે ઉડાડેલી ધૂળ પણ જેમની આગળ જઈ શકતી નથી એવા આ ઘોડાઓ હરણનો વેગ સહન ન થવાથી જાણે દોડે છે (૮)

**રાજા**—ખરે જ આ ઘોડાઓ સૂર્યના તથા ઇંદ્રના ઘોડાઓને પણ ટપી ગયા છે કારણ કે

દૂરથી જોતા જે ઝીણુ લાગે છે તે એકદમ મોટુ બની જાય છે જે ખરે જ તૂટી ગયેલુ છે તે જાણે કે સંધાયુ હોય તેવુ લાગે છે (એકદમ સંધાય છે), કુદરતી રીતે જે વક્ર હોય તે આંખને સીધુ લાગે છે રથના વેગથી મારે માટે કોઈપણ વસ્તુ દૂર નથી કે ક્ષણભર પાસે પણ નથી (૯)

સારથિ આ એને હણાતો જો (બાણ ચઢાવવાનો અભિનય કરે છે)

(નેપથ્યમા)

અરે અરે રાજન્ આ આશ્રમનુ હરણ છે એ મારી ન નખાય મારી ન નખાય

**સારથિ**—(સાભળીને અને જોઈને) આયુષ્માન્ આપના બાણની મર્યાદામા આવેલા આ કાળિયારની આડે તપસ્વીઓ આવી ઊભા છે

**રાજા**—(ઉતાવળમા) ત્યારે તો ખેંચો ઘોડાઓને

**સારથિ**—ભલે (રથને રોકે છે)

(પછી બે શિષ્યો સાથે તાપસ પ્રવેશ કરે છે)

**વૈખાનસ**—(હાથ ઊંચા કરીને) રાજા આ આશ્રમનુ મૃગ છે, એને ન મરાય ન મરાય

પુષ્પોના ઢગલા ઉપર અગ્નિની જેમ આ મૃગના કોમળ શરીર ઉપર આ બાણ મારશો નહીં ક્યા આ બિચારા મૃગના અનંત ચંચળ પ્રાણ અને ક્યા તીક્ષ્ણ પ્રહારવાળા વજ્ર જેવા તારા કઠોર બાણ ? (૧૦)

તો સારી રીતે તાકેલુ તારુ બાણ પાછુ ખેંચી લે તમારુ શસ્ત્ર પીડિતોના રક્ષણ માટે છે નિર્દોષ ઉપર પ્રહાર કરવાને માટે નહિ (૧૧)

**રાજા**—આ પાછુ ખેંચ્યુ (કહ્યા પ્રમાણે કરે છે)

**વૈખાનસ**—પુરુવંશના દીપક આપને આ શોભે છે

પુરુવંશમા જન્મેલ એવા તમને આ ખૂબ જ યોગ્ય છે એવા જ ગુણોવાળા ચક્રવર્તી પુત્રને પ્રાપ્ત કરજો (૧૨)

**બીજા બે**—બે હાથ ઊંચા કરીને) ચોક્કસ ચક્રવર્તી પુત્રને પ્રાપ્ત કરજો.

**રાજા**—(પ્રણામ કરીને) સ્વીકારુ છુ (બ્રાહ્મણવચનને)

**વૈખાનસ**—રાજા સમિધ લેવા માટે અમે નીકળ્યા છીએ આ માલિની

रम्यास्तपोधनानां प्रतिहतविघ्नाः क्रियाः समवलोक्य ।
ज्ञास्यसि कियद्भुजो मे रक्षति मौर्वीकिणाङ्क इति ॥१३॥

**राजा**—अपि संनिहितोऽत्र कुलपतिः ।

**वैखानसः**—इदानीमेव दुहितरं शकुन्तलामतिथिसत्काराय नियुज्य दैवमस्याः प्रतिकूलं शमयितुं सोमतीर्थं गतः ।

**राजा**—भवतु । तामेव द्रक्ष्यामि । सा खलु विदितभक्तिं मां महर्षेः कथयिष्यति ।

**वैखानसः**—साधयामस्तावत् । (इति सशिष्यो निष्क्रान्तः ।)

**राजा**—सूत, चोदयाश्वान् । पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे ।

**सूतः**—यदाज्ञापयत्यायुष्मान् । (इति भूयो रथवेगं निरूपयति ।)

**राजा**—(समन्तादवलोक्य) सूत, अकथितोऽपि ज्ञायत एव यथायमाभोगस्तपोवनस्येति ।

**सूतः**—कथमिव ।

**राजा**—किं न पश्यति भवान् । इह हि

नीवाराः शुकगर्भकोटरमुखभ्रष्टास्तरूणामधः
प्रस्निग्धाः क्वचिदिङ्गुदीफलभिदः सूच्यन्त एवोपलाः ।
विश्वासोपगमादभिन्नगतयः शब्दं सहन्ते मृगा-
स्तोयाधारपथाश्च वल्कलशिखानिष्यन्दरेखाङ्किताः ॥१४॥

अपि च ।

कुल्याम्भोभिः पवनचपलैः शाखिनो धौतमूला
भिन्नो रागः किसलयरुचामाज्यधूमोद्गमेन ।
एते चार्वागुपवनभुवि च्छिन्नदर्भाङ्कुरायां
नष्टाशङ्का हरिणशिशवो मन्दमन्दं चरन्ति ॥१५॥

**सूतः**—सर्वमुपपन्नम् ।

**राजा**—(स्तोकमन्तरं गत्वा) तपोवननिवासिनामुपरोधो मा भूत् । अत्रैव रथं स्थापय । यावदवतरामि ।

**सूतः**—धृताः प्रग्रहाः । अवतरत्वायुष्मान् ।

**राजा**—(अवतीर्यात्मानम् अवलोक्य च) सूत, विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि

નદીના તીરે કુલપતિ કણ્વનો આશ્રમ દેખાય છે. જો બીજું કાર્ય ન બગડે તો અંદર પધારી અતિથિ સત્કારનો સ્વીકાર કરો. વળી,

તપસ્વીઓની રમણીય ક્રિયાઓ નિર્વિઘ્ન ચાલતી જોઈને, 'ધનુષ્યની દોરીના આટણવાળી મારી ભુજા કેટલું રક્ષણ કરે છે' તેનો ખ્યાલ આવશે (૧૩)

**રાજા**—કુલપતિ તો અહીં જ છે ને ?

**વૈખાનસ**— હમણા જ પોતાની પુત્રી શકુંતલાને મહેમાનોનો સત્કાર કરવાનું કાર્ય સોંપીને, તેના પ્રતિકૂલ દૈવને શાંત કરવા સોમતીર્થે ગયા છે.

**રાજા**—ભલે, તો તેને જ મળીશ. તે જરૂર મારી ભક્તિ જાણીને મહર્ષિને તે વિશે વાત કરશે.

**વૈખાનસ**—તો અમે જઈએ. (શિષ્યો સાથે જાય છે.)

**રાજા**—સારથિ, અશ્વોને હાંક પવિત્ર આશ્રમના દર્શનથી પોતાની જાતને પવિત્ર કરીએ.

**સારથિ**—જેવી આયુષ્માનની આજ્ઞા (ફરી રથવેગ દર્શાવે છે.)

**રાજા**—(ચારેબાજુ જોઈને) સારથિ, કોઈએ કહ્યું નથી તો પણ જણાય છે કે, આ તપોવનનો વિસ્તાર છે.

**સારથિ**—શી રીતે વારૂ ?

**રાજા**—કેમ, તું જોતો નથી ? ખરેખર, અહીં,

વૃક્ષોની નીચે, પોપટવાળી બખોલમાંથી દેવડાંગર ખરી પડી છે. કેટલાક ઠેકાણે પથ્થરો ચીકણા હોવાથી તે ઇંગુદીના ફળ ભાંગવા માટેના છે, એવું સૂચવાય છે વિશ્વાસ પેદા થવાથી સ્વચ્છંદે ફરતા હરણો અવાજથી ગભરાતા નથી અને તળાવના માર્ગો વલ્કલના કિનારામાંથી ટપકતા બિંદુઓની લીટીથી અંકિત થયા છે. (૧૪)

અને વળી,

વાયુથી હાલતા નીકના પાણીથી વૃક્ષોના મૂળ ધોવાઈ ગયા છે. કોમળ પાંદડાનો રંગ ઘીના ધુમાડાથી ઝાંખો થયો છે અહીંયા, દર્ભના અંકુરો જેમાં કપાઈ ગયા છે તેવી બગીચાની ભૂમિ ઉપર, ભયહીન થયેલા હરણના બચ્ચા ધીમે ધીમે ફરે છે. (૧૫)

**સારથિ**—(તમે કહો છો તેમ) બધુ દેખાય છે

**રાજા**—(થોડુંક અંતર જઈને) તપોવનમાં રહેનારા લોકોને પીડા ન થવી જોઈએ, અહીંયા રથ ઊભો રાખ જેથી હું ઊતરી જાઉં.

**સારથિ**—લગામ ખેંચી નાખી છે. આયુષ્માન ઊતરો

**રાજા**—(ઊતરીને) સારથિ, ખરેખર તપોવનમાં તો નમ્ર વેશે પ્રવેશ કરવો

नाम । इदं तावद् गृह्यताम् । (इति सूतस्याभरणानि धनुश्चोपनीय ) सूत, यावदाश्रमवासिनः प्रत्यवेक्ष्याहमुपावर्ते तावदार्द्रपृष्ठाः क्रियन्तां वाजिनः ।

सूतः—तथा । (इति निष्क्रान्तः ।)

राजा—(परिक्रम्यावलोक्य च) इदमाश्रमद्वारम् । यावत्प्रविशामि । (प्रविश्य निमित्तं सूचयन् ।)

**शान्तमिदमाश्रमपदं स्फुरति च बाहुः कुतः फलमिहास्य ।**
**अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ॥१६॥**

( नेपथ्ये) इत इतः सख्यौ ।

राजा—(कर्णं दत्वा ) अये, दक्षिणेन वृक्षवाटिकायामालाप इव श्रूयते । यावदत्र गच्छामि । (परिक्रम्यावलोक्य च ) अये एतास्तपस्विकन्यकाः स्वप्रमाणानुरूपैः सेचनघटैर्बालपादपेभ्यः पयो दातुमित एवाभिवर्तन्ते । (निपुणं निरूप्य ) अहो, मधुरमासां दर्शनम् ।

**शुद्धान्तदुर्लभमिदं वपुराश्रमवासिनो यदि जनस्य ।**
**दूरीकृताः खलु गुणैरुद्यानलता वनलताभिः ॥१७॥**

यावदिमां छायामाश्रित्य प्रतिपालयामि । (इति विलोकयन् स्थितः ।)

(ततः प्रविशति यथोक्तव्यापारा सह सखीभ्यां शकुन्तला ।)

शकुन्तला—इत इतः सख्यौ ।

अनसूया—हला शकुन्तले, त्वत्तोऽपि तातकाश्यपस्याश्रमवृक्षकाः प्रियतरा इति तर्कयामि । येन नवमालिकाकुसुमपेलवा त्वमप्येतेषामालवालपूरणे नियुक्ता ।

शकुन्तला—न केवलं तातनियोग एव । अस्ति मे सोदरस्नेहोऽप्येतेषु । (इति वृक्षसेचनं रूपयति ।)

राजा—कथमियं सा कण्वदुहिता । असाधुदर्शी खलु तत्रभवान्काश्यपः, य इमामाश्रमधर्मे नियुङ्क्ते ।

**इदं किलाव्याजमनोहरं वपु-**
**स्तपःक्षमं साधयितुं य इच्छति ।**
**ध्रुवं स नीलोत्पलपत्रधारया**
**शमीलतां छेत्तुमृषिर्व्यवस्यति ॥१८॥**

भवतु । पादपान्तर्हित एव विश्वस्तां तावदेनां पश्यामि । (इति तथा करोति ।)

शकुन्तला—सखि अनसूये, अतिपिनद्धेन वल्कलेन प्रियंवदया नियन्त्रितास्मि । शिथिलय तावदेनत् ।

ઘટે, તેથી આ લે (સારથિને અલંકારો તથા ધનુષ્ય ઉતારીને આપે છે.) સારથિ, આશ્રમના લોકોને મળીને હું પાછો આવું એટલામા ઘોડાઓની પીઠ પખાળી લે.

**સારથિ**—ભલે. (જાય છે)

**રાજા**—(આમતેમ ફરી તથા જોઈને) આ આશ્રમનું પ્રવેશદ્વાર તો અંદર જાઉ. (અંદર જઈને, શુકન સૂચવતા)

આ આશ્રમનું સ્થાન શાંત છે, છતાં બાહુ સ્ફુરે છે. એનું ફળ અહીંયા ક્યાંથી મળે ? તો પણ, બનનાર વસ્તુના દ્વાર બધે (ખુલ્લા) હોય છે. (૧૬)

(પડદામા) સખીઓ, આ બાજુ, આ બાજુ.

**રાજા**—(કાન દઈને) અરે, વૃક્ષોની વાડીની જમણી બાજુએ વાતચીત જેવુ કઈક સંભળાય છે. તો ત્યા જાઉં. (ચાલીને તથા જોઈને) અરે, આ તાપસકન્યાઓ પોતાના ગજાને યોગ્ય એવા સીંચવાના ઘડાથી નાના વૃક્ષોને પાણી પાવા આમ જ આવી રહી છે. (ધારીને જોઈને) અહો, સુંદર છે એમનું દર્શન.

આશ્રમમા રહેતા લોકોનુ સૌંદર્ય અંતઃપુરમા પણ ન મળે એવુ જો હોય, તો ખરે જ ગુણોથી વનવેલીઓ બગીચાની લતાઓને ટપી ગઈ (એમ કહી શકાય.) (૧૭)

તો આ છાયાનો આશ્રય લઈ, રાહ જોઉ (નીહાળતો ઊભો રહે છે.)

(પછી કહ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરતી બે સખીઓ સાથે શકુન્તલા પ્રવેશ કરે છે)

**શકુંતલા**—સખીઓ, આ બાજુ, આ બાજુ

**અનસૂયા**—સખિ શકુંતલા, તાત કાશ્યપને, તારા કરતા પણ આશ્રમના વૃક્ષો વધારે વહાલા છે એમ મને લાગે છે કારણ કે, નવમાલિકાના પુષ્પ જેવી સુકુમાર એવી તને પણ આ વૃક્ષોના ક્યારા ભરવાનું કામ તેમણે સોંપ્યુ છે.

**શકુંતલા**—કેવળ તાતની આ આજ્ઞા છે એટલા માટે નહીં, પણ આ વૃક્ષો પ્રત્યે મારો (પણ) સગા ભાઈ જેવો સ્નેહ છે. (વૃક્ષસિંચનનો અભિનય કરે છે)

**રાજા**—(સ્વગત) શું કણ્વની પુત્રી આ જ ? પૂજ્ય કાશ્યપ આશ્રમનું કામ એના ઉપર સોંપે છે તેથી તે ખરેખર સમ્યક્ દષ્ટિ વગરના છે

જે ઋષિ આ સ્વાભાવિક રીતે જ સુંદર શરીરને તપને યોગ્ય બનાવવા ઇચ્છે છે તે, ખરેખર, નીલ કમળની પલ્લવધાર વડે શમીલતાને કાપવાનો પ્રયત્ન કરે છે. (૧૮)

ભલે, વૃક્ષોની ઓથે છુપાઈને જ હું વિશ્વસ્ત એવી એને જોઉ. (તે પ્રમાણે કરે છે)

**શકુંતલા**—સખી અનસૂયા, અતિશય કસીને બાંધેલા વલ્કલથી આ પ્રિયંવદાએ મને જકડી નાખી છે એને ઢીલું તો કર જરા.

अनसूया—तथा । (इति शिथिलयति ।)

प्रियंवदा—(सहासम्) अत्र पयोधरविस्तारयितृ आत्मनो यौवनमुपालभस्व । मां किमुपालभसे ।

राजा—सम्यगियमाह ।

इदमुपहितसूक्ष्मग्रन्थिना स्कन्धदेशे
स्तनयुगपरिणाहाच्छादिना वल्कलेन ।
वपुरभिनवमस्याः पुष्यति स्वां न शोभां
कुसुममिव पिनद्धं पाण्डुपत्रोदरेण ॥१९॥

अथवा काममननुरूपमस्या वयसो वल्कलं न पुनरलंकारश्रियं न पुष्यति । कुतः ।

सरसिजमनुविद्धं शैवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥२०॥

शकुन्तला—(अग्रतोऽवलोक्य) एष वातेरितपल्लवाङ्गुलीभिस्त्वरयतीव मां केसर-वृक्षकः । यावदेनं संभावयामि । (इति परिक्रामति ।)

प्रियंवदा—हला शकुन्तले, अत्रैव तावन्मुहूर्तं तिष्ठ ।

शकुन्तला—किं निमित्तम् ।

प्रियंवदा—यावत्त्वयोपगतया लतासनाथ इवायं केसरवृक्षकः प्रतिभाति ।

शकुन्तला—अतः खलु प्रियंवदासि त्वम् ।

राजा—प्रियमपि तथ्यमाह शकुन्तलां प्रियंवदा । अस्याः खलु,

अधरः किसलयरागः कोमलविटपानुकारिणौ बाहू ।
कुसुममिव लोभनीयं यौवनमङ्गेषु संनद्धम् ॥२१॥

अनसूया—हला शकुन्तले, इयं स्वयंवरवधूः सहकारस्य त्वया कृतनामधेया वनज्योत्स्नेति नवमालिका । एनां विस्मृतासि ।

शकुन्तला—तदात्मानमपि विस्मरिष्यामि । (लतामुपेत्यावलोक्य च) हला, रमणीये खलु काल एतस्य लतापादपमिथुनस्य व्यतिकरः संवृत्तः । नवकुसुमयौवना वन-ज्योत्स्ना, स्निग्धपल्लवतयोपभोगक्षमः सहकारः । (इति पश्यन्ती तिष्ठति ।)

प्रियंवदा—(सस्मितम्) अनसूये, जानासि किं शकुन्तला वनज्योत्स्ना-मतिमात्रं पश्यति ।

**અનસૂયા**—(શિથિલ કરે છે.)

**પ્રિયંવદા**—(હસતાં) એ તો તું સ્તનનો વિસ્તાર કરનાર પોતાના યૌવનનો દોષ કાઢ, મને શા માટે દોષ દે છે?

**રાજા**—આ યોગ્ય જ કહે છે.

ખભા ઉપર સૂક્ષ્મ ગાંઠ વાળીને બાંધેલા તથા સ્તન-વિસ્તારને ઢાંકતા આ વલ્કલથી પીળા પાંદડાંથી ઢંકાયેલા પુષ્પની માફક એનું યૌવનવાળું શરીર પોતાની શોભાને વધારતું નથી (૧૯)

અથવા, ભલે ને વલ્કલ એની ઉંમરને અનુરૂપ નથી, તો પણ એ અલંકારની શોભા આપતું નથી એમ તો ન કહેવાય કારણ,

શેવાળથી વીંટળાયેલું હોય તો પણ કમળ રમ્ય લાગે છે, ચંદ્રનું મલિન કલંક પણ તેની શોભા વધારે છે, આ સુંદરી વલ્કલથી પણ વધુ મનોહર લાગે છે, મધુર આકૃતિવાળાને કઈ વસ્તુ અલંકારરૂપ થતી નથી? (૨૦)

**શકુંતલા**—(આગળ જોઈને) વાયુથી હલાવેલ કુમળા પાંદડાંરૂપી આંગળીઓ વડે આ બકુલવૃક્ષ જાણે મને ઉતાવળ કરવા કહે છે, તો એને સત્કારું

(તે તરફ જાય છે)

**પ્રિયંવદા**—સખી શકુંતલા, તું અહીં જ ઘડીભર થોભ તો.

**શકુંતલા**—કેમ?

**પ્રિયંવદા**—તું પાસે ઊભી હોય ત્યારે આ બકુલવૃક્ષ જાણે લતાયુક્ત હોય એમ લાગે છે

**શકુંતલા**—માટે જ તો તું પ્રિયંવદા છે.

**રાજા**—પ્રિયંવદાએ શકુંતલાને પ્રિય પણ સત્ય જ કહ્યું. ખરેખર એનો અધરોષ્ઠ કૂંપળના રંગનો છે, એના હાથ કુમળી ડાળી સમા છે (અને) કુસુમ-સમ લોભાવનાર યૌવન એના અંગેઅંગમાં ખીલ્યું છે (૨૧)

**અનસૂયા**—સખી શકુન્તલા, આમ્રવૃક્ષને સ્વયં વરનાર વધૂ આ નવમાલિકા, જેનું તેં 'વનજ્યોત્સ્ના' એવું નામ પાડ્યું છે, તે આ રહી. તેને તું ભૂલી ગઈ?

**શકુંતલા**—તો તો હું મારી જાતને પણ ભૂલી જઈશ (લતા પાસે જઈ અને જોઈને) સખી, આ લતા અને વૃક્ષનો સંયોગ ખરેખર રમણીય કાળે જ થયો છે. આ વનજ્યોત્સ્ના નૂતન પુષ્પરૂપી યૌવનવાળી છે, જ્યારે કૂંપળો ફૂટવાને લીધે આ આંબો પણ ઉપભોગક્ષમ બન્યો છે (જોતી ઊભી રહે છે.)

**પ્રિયંવદા**—અનસૂયા, શકુંતલા વનજ્યોત્સ્નાને કેમ અતિશય નિહાળી નિહાળી જુએ છે તેની તને ખબર છે?

**अनसूया**—न खलु विभावयामि । कथय ।

**प्रियंवदा**—यथा वनज्योत्स्नानुरूपेण पादपेन संगता अपि नामैवमहमप्यात्मनोऽनुरूप वरं लभेयेति ।

**शकुन्तला**—एष नूनं तवात्मगतो मनोरथः । (इति कलशमावर्जयति ।)

**राजा**—अपि नाम कुलपतेरियमसवर्णक्षेत्रसंभवा स्यात् । अथवा कृतं संदेहेन ।

**असंशयं क्षत्रपरिग्रहक्षमा**
**यदार्यमस्यामभिलाषि मे मनः ।**
**सतां हि संदेहपदेषु वस्तुषु**
**प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥२२॥**

तथापि तत्त्वत एनामुपलप्स्ये ।

**शकुन्तला**—(ससंभ्रमम्) अम्मो । सलिलसेकसंभ्रमोद्गतो नवमालिकामुज्झित्वा वदनं मे मधुकरोऽभिवर्तते । (इति भ्रमरबाधां रूपयति ।)

**राजा**—(सस्पृहं विलोक्य)

**यतो यतः षट्चरणोऽभिवर्तते**
**ततस्ततः प्रेरितलोललोचना ।**
**विवर्तितभ्रूरियमद्य शिक्षते**
**भयादकामापि हि दृष्टिविभ्रमम् ॥२३॥**

अपि च । (सासूयमिव)

**चलापाङ्गां दृष्टिं स्पृशसि बहुशो वेपथुमतीं**
**रहस्याख्यायीव स्वनसि मृदु कर्णान्तिकचरः ।**
**करौ व्याधुन्वत्याः पिबसि रतिसर्वस्वमधरं**
**वयं तत्त्वान्वेषान्मधुकर हतास्त्वं खलु कृती ॥२४॥**

**शकुन्तला**—न एष धृष्टो विरमति । अन्यतो गमिष्यामि । (पदान्तरे स्थित्वा सदृष्टिक्षेपम्) कथमितोऽप्यागच्छति । हला, परित्रायेथां मामनेन दुर्विनीतेन दुष्टमधुकरेणाभिभूयमानाम् ।

**उभे**—(सस्मितम्) के आवां परित्रातुम् । दुष्यन्तमाक्रन्द । राजरक्षितव्यानि तपोवनानि नाम ।

**राजा**—अवसरोऽयमात्मानं प्रकाशयितुम् । न भेतव्यं न भेतव्यम् (इत्यर्धोक्ते स्वगतम्) राजभावस्त्वभिज्ञातो भवेत् । भवतु । एवं तावदभिधास्ये ।

**शकुन्तला**—(पदान्तरे स्थित्वा, सदृष्टिक्षेपम्) कथमितोऽपि मामनुसरति ।

**અનસૂયા**—હુ કઈ જ ક પી શકતી નથી તુ કહે ને

**પ્રિયંવદા**—એના માટે કે, વનજ્યોત્સ્ના જેમ પાતાને અનુરૂપ એવા વૃક્ષની સાથે જોડાઈ તેમ હુ પણ પોતાને યોગ્ય પતિને પામુ

**શકુન્તલા**—ચોક્કસ આ તારો પોતાનો મનોરથ છે (કળશ ઢોળે છે)

**રાજા**—કુળપતિની પરવર્ણની પત્નીથી આ જન્મી હોય એવુ બને ખરૂ ? અથવા સ દેહની જરૂર નથી

નિ શક આ ક્ષત્રિયપત્ની થવાને યોગ્ય છે કારણ કે મારુ આર્ય મન એની અભિલાષા રાખે છે સ દેહાસ્પ વસ્તુઓમા સજ્જનોના અ ત કરણની વૃત્તિ એ જ પ્રમાણ છે (૨૨)

છતા એના વિષે વાસ્તવિક માહિતી મેળવુ

**શકુ તલા**-(ગભરાટથી) અરે ! પાણીના સિ ચનથી ગભ રાઈને ઊડેલો ભમરો નવમાલિકાને તજી મારા મુખની આસપાસ ફરે છે (ભમરના ત્રાસનો અભિનય કરે છે)

**રાજા** (સ્પૃહાથી જોઈને)

જ્યા જ્યા ભમરો જાય છે ત્યા ત્યા પોતાની ચ ચળ આંખો પ્રેરીને ભવા ફેરવતી આ, ઇચ્છા ન હોવા છતા ભયને લીધે આજે (જાણે) દૃષ્ટિવિલાસ શીખી રહી છે (૨૩)

(અને વળી જાણે ઈર્ષાથી)

ચ ચળ છેડાવાળી (એવી) કાપની આખને તુ વારવાર સ્પર્શે છે ગુપ્ત ગોષ્ઠિ કરતો હોય એમ તુ એના કાન પાસે કોમળ રીતે ગણગણે છે, બ ને હાથ હલાવતી એના પ્રેમ–આગરૂપ અધરોષ્ઠને તુ પી લે છે, અમે તો સ ત શોધવામા મર્યા જ્યારે હે મધુકર ! તુ ખરેખર કૃતાર્થ થયો છે (૨૪)

**શકુ તલા**—આ નફ્ફટ અટકતો નથી, હુ બીજે જાઉ (ડગલુ આગળ ભરીને નજર નાખતા) શુ આ આજુ પણ આવે છે ? અરે, આ અવિનયી અને દુષ્ટ ભમ થી પી ડી મને બચાવો ને !

**બન્ને**-(સસ્મિત) અમે વળી બચાવનાર કોણ ? દુષ્યતને પોકાર તપોવનો તો ર ક્ષક રાજા હોય છે

**રાજા** ત ની જાતને પ્રગટ ક વાનો આ (યોગ્ય) અવસર છે બીચો મા (અાગળ અર્ધુ બોલીને સ્વગત) હુ રાજા છુ તે જણાઈ જ વશે ભલે તો આમ બોલુ

**શકુ તલા**-(થોડે દૂર જઈ નજર નાખીને) શુ આ તરફ પણ મને અનુસરે છે ?

**राजा**—(सत्वरमुपसृत्य) आः।

**कः पौरवे वसुमतीं शासति शासितरि दुर्विनीतानाम्।**
**अयमाचरत्यविनयं मुग्धासु तपस्विकन्यासु ॥२५॥**

(सर्वा राजानं दृष्ट्वा किंचिदिव संभ्रान्ताः।)

**अनसूया**—आर्य, न खलु किमप्यत्याहितम्। इयं नः प्रियसखी मधुकरेणाभिभूयमाना कातरीभूता। (इति शकुन्तलां दर्शयति।)

**राजा**—(शकुन्तलाभिमुखो भूत्वा) अपि तपो वर्धते।

(शकुन्तला साध्वसादवचना तिष्ठति।)

**अनसूया**—इदानीमतिथिविशेषलाभेन। हला शकुन्तले, गच्छोटजम्। फलमिश्रमर्घमुपहर। इदं पादोदकं भविष्यति।

**राजा**—भवतीनां सूनृतयैव गिरा कृतमातिथ्यम्।

**प्रियंवदा**—तेन ह्यस्यां प्रच्छायशीतलायां सप्तपर्णवेदिकायां मुहूर्तमुपविश्य परिश्रमविनोदं करोत्वार्यः।

**राजा**—नूनं यूयमप्यनेन कर्मणा परिश्रान्ताः।

**अनसूया**—हला शकुन्तले, उचितं नः पर्युपासनमतिथीनाम्। अत्रोपविशामः। (इति सर्वा उपविशन्ति।)

**शकुन्तला**—(आत्मगतम्) किं नु खल्विमं प्रेक्ष्य तपोवनविरोधिनो विकारस्य गमनीयास्मि संवृत्ता।

**राजा**—(सर्वा विलोक्य) अहो समवयोरूपरमणीयं भवतीनां सौहार्दम्।

**प्रियंवदा**—(जनान्तिकम्) अनसूये, को नु खल्वेष चतुरगम्भीराकृतिर्मधुरमालपन्प्रभाववानिव लक्ष्यते।

**अनसूया**—सखि, ममाप्यस्ति कौतूहलम्। पृच्छामि तावदेनम्। (प्रकाशम्) आर्यस्य मधुरालापजनितो विस्रम्भो मां मन्त्रयते। कतम आर्येण राजर्षिवंशोऽलंक्रियते, कतमो वा विरहपर्युत्सुकजनः कृतो देशः, किंनिमित्तं वा सुकुमारतरोऽपि तपोवनगमनपरिश्रमस्यात्मा पदमुपनीतः।

**शकुन्तला**—(आत्मगतम्) हृदय, मोत्ताम्य। एषा त्वया चिन्तितान्यनसूया मन्त्रयते।

**राजा**—(आत्मगतम्) कथमिदानीमात्मानं निवेदयामि, कथं वात्मापहारं करोमि। भवतु। एवं तावदेनां वक्ष्ये। (प्रकाशम्) भवति, यः पौरवेण राज्ञा धर्माधिकारे नियुक्तः सोऽहमविघ्नक्रियोपलम्भाय धर्मारण्यमिदमायातः।

**રાજા**—(જલદી પાસે જઈને) ઓ !
દુષ્ટોને શિક્ષા કરનાર પૌરવ પૃથ્વીનું શાસન કરતો હોય ત્યારે મુગ્ધ તાપસ
કન્યાઓ પ્રત્યે આ કોણ અવિનય આચરે છે ? (૨૫)
(બધી રાજાને જોઈને જાણે સહેજ ગભરાટ અનુભવે છે)

**અનસૂયા**—આર્ય, ખરે જ કંઈ ભયંકર બન્યું નથી (ફક્ત) આ અમારી પ્રિય સખીને ભમરાએ પરેશાન કરી તેથી ભય પામી છે (આમ શકુન્તલાને બતાવે છે)

**રાજા**—(શકુન્તલા તરફ ફરીને) તપ તો કુશળપણે વધે છે ને ? (શકુન્તલા ભયથી મૂંગી રહે છે.)

**અનસૂયા**—હાલ તો અતિથિશ્રેષ્ઠ પધાર્યા છે તેથી વિશેષ સખી શકુન્તલા, પર્ણકુટીમાં જા ફળમિશ્રિત અર્ઘ્ય લઈ આવ આ જળ ચરણોદક તરીકે ચાલશે

**રાજા**—આપના સત્ય મધુર વચનોથી જ આતિથ્ય થઈ ચૂક્યું છે

**પ્રિયંવદા**—તો ગાઢ છાયાથી શીતળ બનેલ આ સપ્તપર્ણ વૃક્ષના ચોતરે ઘડીક બેસીને આર્ય થાક દૂર કરો

**રાજા**—ચોક્કસ તમે પણ આ [illegible]થી થાકયાં જ હશો

**અનસૂયા**—સખી શકુન્તલા, આપણે અતિથિસેવા કરીએ તે જ ઉચિત છે તો અહીં બેસીએ

(સર્વે બેસે છે)

**શકુન્તલા**—(સ્વગત) આમને જોઈને [illegible] તપોવન વિરોધી વિકારને વશ કેમ થઈ [illegible] છું ?

**રાજા**—(બધાને જોઈને) અહો ! સરખી વય અને સમાન રૂપને લીધે તમારી મૈત્રી રમણીય લાગે છે !

**પ્રિયંવદા**—(જનાન્તિક) અનસૂયા, ચતુર તથા ગંભીર આકૃતિવાળા, મધુર બોલનાર તથા પ્રભાવશાળી જેવા દેખાતા, એવા આ કોણ હશે ?

**અનસૂયા**—સખી, મને પણ કુતૂહલ છે, તો એમને પૂછું (મોટેથી) આપની મધુર વાતચીતથી ઉત્પન્ન થયેલો વિશ્વાસ મને પૂછવા પ્રેરે છે કે આપે કયા રાજર્ષિનો વંશ વિભૂષિત કર્યો છે ! કયા દેશની જનતાને આપે વિરહવ્યાકુળ કરી છે ? અત્યંત સુકુમાર એવા આપના દેહને તપોવનમાં લાવવા જેટલી તકલીફ કેમ ઉઠાવી છે ?

**શકુન્તલા**—(સ્વગત) હે હૃદય, અધીરું થઈશ મા તારા મનની વાત જ અનસૂયા પૂછે છે

**રાજા**—(સ્વગત) હવે હું મારી ઓળખાણ શી રીતે આપું ? અથવા મારી જાતને છુપાવું પણ શી રીતે ? ભલે આમ કહીશ. (મોટેથી) બહેન, જે પૌરવરાજા વડે ધર્માધિકારી તરીકે નીમાયેલો તે હું ધર્મક્રિયા નિર્વિઘ્ન રીતે ચાલે છે કે નહીં તે જોવા માટે આ ધર્મારણ્યમાં આવ્યો છું

**अनसूया**—सनाथा इदानीं धर्मचारिणः ।

(शकुन्तला शृङ्गारलज्जां रूपयति ।)

**सख्यौ**—(उभयोराकारं विदित्वा जनान्तिकम्) हला शकुन्तले, यद्यत्राद्य तातः संनिहितो भवेत् ।

**शकुन्तला**—ततः किं भवेत् ।

**सख्यौ**—इमं जीवितसर्वस्वेनाप्यतिथिविशेषं कृतार्थं करिष्यति ।

**शकुन्तला**—युवामपेतम् । किमपि हृदये कृत्वा मन्त्रयेथे । न युवयोर्वचनं श्रोष्यामि ।

**राजा**—वयमपि तावद्भवत्योः सखीगतं किमपि पृच्छामः ।

**सख्यौ**—आर्य, अनुग्रह इवेयमभ्यर्थना ।

**राजा**—भगवान्काश्यपः शाश्वते ब्रह्मणि स्थित इति प्रकाशम् । इयं च वः सखी तदात्मजेति कथमेतत् ।

**अनसूया**—शृणोत्वार्यः । अस्ति कोऽपि कौशिक इति गोत्रनामधेयो महाप्रभावो राजर्षिः ।

**राजा**—अस्ति । श्रूयते ।

**अनसूया**—तमावयोः प्रियसख्याः प्रभवमवगच्छ । उज्झितायाः शरीरसंवर्धनादिभिस्तातकाश्यपोऽस्याः पिता ।

**राजा**—उज्झितशब्देन जनितं मे कौतूहलम् । आ मूलाच्छ्रोतुमिच्छामि ।

**अनसूया**—शृणोत्वार्यः । गौतमीतीरे पुरा किल तस्य राजर्षेरुग्रे तपसि वर्तमानस्य किमपि जातशङ्कैर्देवैर्मेनका नामाप्सराः प्रेषिता नियमविघ्नकारिणी ।

**राजा**—अस्त्येतदन्यसमाधिभीरुत्वं देवानाम् ।

**अनसूया**—ततो वसन्तावतारसमये तस्या उन्मादयितृ रूपं प्रेक्ष्य- (इत्यर्धोक्ते लज्जया विरमति ।)

**राजा**—परस्तादवगम्यत एव । सर्वथाप्सरःसंभवैषा ।

**अनसूया**—अथ किम् ।

**राजा**—उपपद्यते ।

मानुषीषु कथं वा स्यादस्य रूपस्य संभवः ।
न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ॥२६॥

**અનસૂયા**—હવે ધર્માચરણ કરનાર લોકો સનાથ બન્યા. (શકુંતલા શૃંગાર લજ્જાનો અભિનય કરે છે)

**બંને સખીઓ**—(બંનેના હાવભાવ ઓળખીને, આપસમાં) શકુંતલા, જો આજે પિતાજી અહીં હોત તો ?

**શકુંતલા**—તો શું થાત ?

**બંને સખીઓ**—તો જીવનસર્વસ્વથી પણ આ અતિથિવિશેષને કૃતાર્થ કરી દેત

**શકુંતલા**—જતી રહો તમે ! કંઈક મનમાં ધારીને તમે બોલો છો તમારી વાત મારે સાંભળવી નથી

**રાજા**—અમે પણ આપની સખી વિષે કંઈક પૂછીએ

**બંને સખીઓ**—આ વિનતી તો ખરે (અમારા પર) કૃપા છે

**રાજા**—ભગવાન કાશ્યપ નૈષ્ઠિક બ્રહ્મચારી છે એ વાત પ્રસિદ્ધ છે અને આ તમારી સખી તેમની પુત્રી છે એ કેમ બને ?

**અનસૂયા**—આર્ય સાંભળો કૌશિક નામના ગોત્રવાળા મહાપ્રભાવશાળી કોઈ એક રાજર્ષિ છે

**રાજા**—છે એવું (અમે) સાંભળ્યું છે

**અનસૂયા**—તેમને અમારી પ્રિય સખીના જનક જાણો ત્યજાયેલી બાળકીના ઉછેર વગેરેને લીધે તાત કાશ્યપ એના પિતા છે

**રાજા**—ત્યજાયેલી એ શબ્દથી મને કુતૂહલ ઉપજે છે મૂળથી સાંભળવા ઇચ્છું છું

**અનસૂયા**—આર્ય સાંભળો પૂર્વે ગૌતમીને તીરે તે રાજર્ષિ ઘોર તપ કરી રહ્યા હતા ત્યારે સહેજ ભય પામેલા દેવોએ મેનકા નામની અપ્સરાને તેમના નિયમમાં વિઘ્ન કરવા માટે મોકલી

**રાજા**—બીજાની સમાધિથી દેવોને એવો ભય થતો હોય છે

**અનસૂયા**—પછી વસંતના પ્રારંભે તેનું ઉન્માદકારી રૂપ જોઈને – (એમ અર્ધવચને લજ્જાથી થંભી જાય છે)

**રાજા**—પછીનું તો સમજાય એવું છે સર્વથા આ તો અપ્સરાથી ઉત્પન્ન થયેલી છે

**અનસૂયા**—હા જી

**રાજા**—યોગ્ય જ છે

આવું રૂપ માનવી સ્ત્રીમાં કેવી રીતે સંભવે ? પ્રભાથી ઝળહળતી જ્યોતિ પૃથ્વીમાંથી ઉત્પન્ન થતી નથી

(शकुन्तलाधोमुखी तिष्ठति ।)

**राजा**—(आत्मगतम्) लब्धावकाशो मे मनोरथः । किंतु सख्याः परिहासोदाहृतां वरप्रार्थनां श्रुत्वा धृतद्वैधीभावकातरं मे मनः ।

**प्रियंवदा**—(सस्मितं शकुन्तलां विलोक्य नायकाभिमुखी भूत्वा) पुनरपि वक्तुकाम इवार्यः ।

(शकुन्तला सखीमङ्गुल्या तर्जयति ।)

**राजा**—सम्यगुपलक्षितं भवत्या । अस्ति नः सच्चरितश्रवणलोभादन्यदपि प्रष्टव्यम् ।

**प्रियंवदा**—अलं विचार्य । अनियन्त्रणानुयोगस्तपस्विजनो नाम ।

**राजा**—इति सखीं ते ज्ञातुमिच्छामि ।

**वैखानसं किमनया व्रतमाप्रदानाद्-**
**व्यापाररोधि मदनस्य निषेवितव्यम् ।**
**अत्यन्तमात्मसदृशेक्षणवल्लभाभि-**
**राहो निवत्स्यति समं हरिणाङ्गनाभिः ॥२७॥**

**प्रियंवदा**—आर्य, धर्मचरणेऽपि परवशोऽयं जनः । गुरोः पुनरस्या अनुरूपवरप्रदाने सङ्कल्पः ।

**राजा**—(आत्मगतम्) न दुरवापेयं खलु प्रार्थना ।

**भव हृदय साभिलाषं सम्प्रति सन्देहनिर्णयो जातः ।**
**आशङ्कसे यदग्निं तदिदं स्पर्शक्षमं रत्नम् ॥२८॥**

**शकुन्तला**—(सरोषमिव) अनसूये, गमिष्याम्यहम् ।

**अनसूया**—किंनिमित्तम् ।

**शकुन्तला**—इमामसम्बद्धप्रलापिनीं प्रियंवदामार्यायै गौतम्यै निवेदयिष्यामि ।

**अनसूया**—सखि, न युक्तमकृतसत्कारमतिथिविशेषं विसृज्य स्वच्छन्दतो गमनम् ।

(शकुन्तला न किंचिदुक्त्वा प्रस्थितैव ।)

**राजा**—(ग्रहीतुमिच्छन्निगृह्यात्मानम् । आत्मगतम्) अहो चेष्टाप्रतिरूपिका कामिजनमनोवृत्तिः । अहं हि—

**अनुयास्यन्मुनितनयां सहसा विनयेन वारितप्रसरः ।**
**स्थानादनुच्चलन्नपि गत्वेव पुनः प्रतिनिवृत्तः ॥२९॥**

**प्रियंवदा**—(शकुन्तलां निरुध्य) हला न ते युक्तं गन्तुम् ।

**शकुन्तला**—(सभ्रूभङ्गम्) किंनिमित्तम् ।

(શકુંતલા નીચા મુખે ઊભી રહે છે)

**રાજા**—(સ્વગત) મારા મનોરથને અવકાશ છે પણ સખીઓએ વર સંબંધી તેના કોડ વિષે નસ્કરીના કહેલ સાંભળીને દ્વિધામાં પડેલું મારું મન કાતર બન્યું છે

**પ્રિયંવદા**—(શકુંતલાને સસ્મિત જોઈ રાજા તરફ અભિમુખ થઈને) આર્ય જાણે ફરી કંઈક બોલવા માગો છો એમ લાગે છે

(શકુંતલા સખીને આંગળીથી ધમકી આપે છે)

**રાજા**—તમે ઠીક સમજી ગયા સચ્ચરિત્રનું શ્રવણ કરવાની લાલસાથી અમારે બીજું પણ પૂછવું છે.

**પ્રિયંવદા**—તો પછી વિચારવાનું રહેવા દો. તપસ્વીજનોને તો નિયંત્રણ વગર પ્રશ્ન પૂછી શકાય છે

**રાજા**—તમારી સખીને વિષે આટલું જાણવા માગું છું કે

કામની પ્રવૃત્તિને રોકે એવું તાપસવ્રત એ વિવાહ સુધી જ પાળશે કે, પોતાના જેવી આંખોને લીધે પ્રિય એવી હરિણીઓ સાથે તેને કાયમ રહેવાનું છે? (૨૭)

**પ્રિયંવદા**—આર્ય, ધર્માચરણની બાબતમાં પણ આ વ્યક્તિ પરતંત્ર છે, તો પણ એને અનુરૂપ વરને આપી દેવાનો (એના) પિતાનો સંકલ્પ છે

**રાજા**—(સ્વગત) આ ઇચ્છા દુર્લભ તો નથી જ.

હે હૃદય! તું અભિલાષા રાખજે હવે સંદેહ દૂર થયો છે. જેને તું અગ્નિ માનતું હતું તે તો આ સ્પર્શયોગ્ય રત્ન છે (૨૮)

**શકુંતલા**—(રોષે ભરાઈ હોય તેમ) અનસૂયા, હું જાઉં છું.

**અનસૂયા**—કેમ?

**શકુંતલા**—આ અસંબદ્ધ બકનાર પ્રિયંવદાની ફરિયાદ આર્યા ગૌતમીને કરી દઈશ

**અનસૂયા**—સખી, અતિથિવિશેષનો સત્કાર કર્યા વગર તેને છોડીને સ્વચ્છંદે ચાલ્યા જવું યોગ્ય નથી

(શકુંતલા કંઈ પણ બોલ્યા વગર ચાલવા જ માંડે છે)

**રાજા**—(પકડવા ઇચ્છતો પણ પોતાને રોકીને) (સ્વગત) અહો, કામીજનોની મનોવૃત્તિ શરીરચેષ્ટા જેવી જ હોય એ ખરેખર છું—

મુનિકન્યાની પાછળ જવા ઇચ્છતો પણ શિષ્ટતાને લીધે એકદમ મારો આવેગ રોકાયો ખરો, પણ સ્થાન પરથી ઊઠયા વગર પણ જાણે હું તેની પાસે જઈને પાછો ફર્યો (૨૯)

**પ્રિયંવદા**—(શકુંતલાને અટકાવીને) સખી, તું જાય એ બરાબર નથી.

**શકુંતલા**—(ભવાં ચઢાવીને) કેમ?

**प्रियंवदा**—वृक्षसेचने द्वे धारयसि मे । एहि तावत् । आत्मानं मोचयित्वा ततो गमिष्यसि । (बलादेना निवर्तयति ।)

**राजा**—भद्र, वृक्षसेचनादेव परिश्रान्तामत्रभवतीं लक्षये । तथा ह्यस्याः—

**स्रस्तांसावतिमात्रलोहिततलौ बाहू घटोत्क्षेपणा-**
**दद्यापि स्तनवेपथुं जनयति श्वासः प्रमाणाधिकः ।**
**बद्धं कर्णशिरीषरोधि वदने घर्माम्भसां जालकं**
**बन्धे स्रंसिनि चैकहस्तयमिताः पर्याकुला मूर्धजाः ॥३०॥**

तदहमेनामनृणां करोमि । (इत्यङ्गुलीयकं दातुमिच्छति ।)

(उभे नाममुद्राक्षराण्यनुवाच्य परस्परमवलोकयतः ।)

**राजा**—अलमस्मानन्यथा सम्भाव्य । राज्ञः परिग्रहोऽयमिति राजपुरुषं मामवगच्छथ ।

**प्रियंवदा**—तेन हि नार्हत्येतदङ्गुलीयकमङ्गुलीवियोगम् । आर्यस्य वचनेनानृणेदानीमेषा । (किंचिद्विहस्य) हला शकुन्तले, मोचितास्यनुकम्पिनार्येण, अथवा महाराजेन । गच्छेदानीम् ।

**शकुन्तला**—(आत्मगतम्) यद्यात्मनः प्रभविष्यामि । (प्रकाशम्) का त्वं विसर्जितव्यस्य रोद्धव्यस्य वा ।

**राजा**—(शकुन्तलां विलोक्य आत्मगतम्) किं नु खलु यथा वयमस्यामेवमियमप्यस्मान्प्रति स्यात् । अथवा लब्धावकाशा मे प्रार्थना । कुतः ।

**वाचं न मिश्रयति यद्यपि मद्वचोभिः**
**कर्णं ददात्यभिमुखं मयि भाषमाणे ।**
**कामं न तिष्ठति मदाननसंमुखीयं**
**भूयिष्ठमन्यविषया न तु दृष्टिरस्याः ॥३१॥**

(नेपथ्ये)

भो भोस्तपस्विनः, सन्निहितास्तपोवनसत्त्वरक्षायै भवत । प्रत्यासन्नः किल मृगयाविहारी पार्थिवो दुष्यन्तः ।

**तुरगखुरहतस्तथा हि रेणु-**
**र्विटपविषक्तजलार्द्रवल्कलेषु ।**
**पतति परिणतारुणप्रकाशः**
**शलभसमूह इवाश्रमद्रुमेषु ॥३२॥**

**પ્રિયંવદા**—વૃક્ષના સિંચન અંગે તારી પાસે માગ બે (ઘડા) લેણા છે તો આમ આવ પોતાની જાતને ઋણમુક્ત કર્યા પછી જ તું જઈ શકીશ (બળજબરીથી તેને પાછી વાળે છે)

**રાજા**—ભદ્રે, વૃક્ષસિંચનથી જ એ થાકી લાગે છે કારણ કે—

ઘડો ઊંચકવાથી અત્યંત લાલ હથેળી વાળા હાથ ખભાથી નમી પડ્યા છે પ્રમાણથી વધુ ચાલતો શ્વાસ હજુ પણ સ્તનકંપ પેદા કરે છે એના મુખ ઉપર, કાન ઉપરના શિરીષથી રોકી રખાયેલ એવા પ્રસ્વેદબિંદુના ઝૂમખા બંધાયા છે. અને, અંબોડો છૂટી જવાથી વિખરાયેલ એના કેશને એ એક હાથે બાંધી રહી છે. (૩૦)

તો હું એને ઋણમુક્ત કરું છું

(વીંટી આપવા ઇચ્છે છે)

(વીંટી ઉપર કોતરેલા નામાક્ષરો વાંચીને બંને એક બીજી તરફ જુએ છે)

**રાજા**—અમારા વિશે બીજું કંઈ ધારશો નહીં આ રાજાની ભેટ છે, તેથી મને 'રાજપુરુષ' જાણો

**પ્રિયંવદા**—એમ હોય તો આ વીંટીને આપની આંગળીનો વિયોગ થાય એ યોગ્ય નથી આપના વચનથી જ આ હવે ઋણમુક્ત થઈ છે (સહેજ હસીને) અલી શકુંતલા, આ દયાળુ આર્યે અથવા મહારાજાએ તને (ઋણ) મુક્ત કરી છે હવે તું જા.

**શકુંતલા**—(સ્વગત) જો મારી જાત ઉપર મારો કાબૂ હોત તો ! (મોટેથી) જવા દેનારી કે રોકનારી તું કોણ ?

**રાજા**—(શકુંતલાને જોઈને સ્વગત) જેમ હું એની પ્રત્યે તેમ એ મારી પ્રત્યે (સ્નેહશીલ) હશે ખરી ? અથવા મારી અભિલાષાને અવકાશ મળ્યો છે કારણ કે,

ભલે મારી વાતમાં એ પોતાના વચન ન ભેળવે, તો પણ હું બોલું છું ત્યારે એ ઉત્સુકતાથી મારી તરફ કાન દે છે મારા મુખ સામે આવીને એ ઊભી રહેતી નથી એ ખરું, પણ એની નજર મોટે ભાગે બીજી તરફ જતી નથી (૩૧)

(નેપથ્યમાં)

અરે તપસ્વીઓ ! તપોવનના પ્રાણીઓને સાચવવા માટે તૈયાર રહેજો મૃગયાવિહારી રાજા દુષ્યંત પાસે આવ્યા છે એમ સંભળાય છે

ઘોડાની ખરીથી ઊડતી અને સાયંકાલીન સૂર્યના પ્રકાશ જેવી ધૂળ, જેમની ડાળી ઉપર ભીનાં વલ્કલો લટકાવેલાં છે એવાં આશ્રમવૃક્ષો ઉપર તીડનાં ટોળાંની જેમ પડે છે. (૩૨)

अपि च ।

> तीव्राघातप्रतिहततरुस्कन्धलग्नैकदन्तः
> पादाकृष्टव्रततिवलयासङ्गसंजातपाशः ।
> मूर्तो विघ्नस्तपस इव नो भिन्नसारङ्गयूथो
> धर्मारण्यं प्रविशति गजः स्यन्दनालोकभीतः ॥३३॥

(सर्वाः कर्णं दत्वा किंचिदिव संभ्रान्ताः ।)

**राजा**—(आत्मगतम्) अहो धिक् । पौरा अस्मदन्वेषिणस्तपोवनमुपरुन्धन्ति । भवतु । प्रतिगमिष्यामस्तावत् ।

**सख्यौ**—आर्य, अनेनारण्यकवृत्तान्तेन पर्याकुलाः स्मः । अनुजानीहि न उटजगमनाय ।

**राजा**—(ससंभ्रमम्) गच्छन्तु भवत्यः । वयमप्याश्रमपीडा यथा न भवति तथा प्रयतिष्यामहे ।

(सर्वे उत्तिष्ठन्ति ।)

**सख्यौ**—आर्य, असंभावितातिथिसत्कारं भूयोऽपि प्रेक्षणनिमित्तं लज्जामहे आर्यं विज्ञापयितुम् ।

**राजा**—मा मैवम् । दर्शनेनैव भवतीनां पुरस्कृतोऽस्मि ।

**शकुन्तला**—अनसूये, अभिनवकुशसूच्या परिक्षतं मे चरणम् । कुरबकशाखापरिलग्नं च वल्कलम् । तावत् परिपालयत मां यावदेतन्मोचयामि ।

(राजानमवलोकयन्ती सव्याजं विलम्ब्य सह सखीभ्यां निष्क्रान्ता ।)

**राजा**—मन्दौत्सुक्योऽस्मि नगरगमनं प्रति । यावदनुयात्रिकान्समेत्य नातिदूरे तपोवनस्य निवेशयेयम् । न खलु शक्नोमि शकुन्तलाव्यापारादात्मानं निवर्तयितुम् । मम हि,

> गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्तुतं चेतः ।
> चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य ॥३४॥

(निष्क्रान्ताः सर्वे ।)

**इति प्रथमोऽङ्कः ।**

અને વળી,

પ્રચંડવેગથી પાડેલ વૃક્ષના થડમા ખૂંચી ગયેલ દાંતવાળો, પોતાના પગે ખેંચેલી વેલોના વલયોથી થતા ફાંસામા સપડાઈ ગયેલો, જાણે તપનું મૂર્તિમંત વિઘ્ન હોય તેવો હરણોનું જૂથ ભગાડનારો, રથને જોવાથી ભડકેલો એક હાથી ધર્મારણ્યમા પ્રવેશે છે.(૩૩)

(સર્વે સાભળીને ગભરાય છે.)

**રાજા**—અરે, આ ખોટું થયું. મારી તપાસ કરતા પુરજનો તપોવનને પીડે છે. ઠીક; ત્યારે તો પાછો જાઉં.

**બે સખીઓ**—આર્ય, આ જંગલના હાથીના સમાચારથી અમે વ્યાકુળ થયા છીએ. પર્ણકુટીમા જવાને માટે અમને રજા આપો.

**રાજા**—આપ સર્વે જાઓ. હું પણ આશ્રમને જે રીતે પીડા ન થાય તે માટે પ્રયાસ કરું છું.

(બધા ઊઠે છે.)

**સખીઓ**—આર્ય, આપનો અતિથિ સત્કાર યોગ્ય રીતે કરી શકયા નથી. તેથી ફરી આપના પુનઃ દર્શન થાઓ એવી વિનંતી કરતા પણ અમને શરમ આવે છે.

**રાજા**—એવું ન કહેશો. આપના દર્શનથી જ મારો સત્કાર થઈ ગયો છે.

**શકુંતલા**—અનસૂયા, નવા દર્ભની અણી મારા પગમા વાગી છે અને કુરબકની ડાળીમા મારું વલ્કલ ભરાયું છે, તો જરીક થોભો, હું એને છોડાવી લઉં.

(શકુંતલા રાજાને જોતી જોતી બહાનું કાઢી વિલંબ
કરે છે, પછી સખીઓની સાથે ચાલી જાય છે)

**રાજા**—નગર જવાને માટે મારી ઉત્સુકતા મંદ પડી છે હવે તો મારા અનુયાયીઓને મળીને તપોવનની પાસે પડાવ નાખું. શકુંતલા અંગેના વિચારથી હું મારી જાતને પાછી ખેંચી શકતો નથી. મારું તો,

સામે પવને લઈ જવાની ધજાની જેમ શરીર તો આગળ ધપે છે પણ (તે ધજાના) ચીની વસ્ત્રની જેમ મારું અસ્થિર મન તો પાછું દોડે છે (૩૪)

( બધાનુ પ્રસ્થાન.)

**પ્રથમ અંક સમાપ્ત**

## द्वितीयोऽङ्कः ।

(ततः प्रविशति विषण्णो विदूषकः ।)

विदूषकः—(निःश्वस्य) भो दृष्टम् । एतस्य मृगयाशीलस्य राज्ञो वयस्यभावेन निर्विण्णोऽस्मि । अयं मृगोऽयं वराहोऽयं शार्दूल इति मध्याह्नेऽपि ग्रीष्मविरलपादपच्छायासु वनराजीष्वाहिण्ड्यतेऽटवीतोऽटवीम् । पत्रसङ्करकषायाणि कटुकानि गिरिनदीजलानि पीयन्ते । अनियतवेलं शूल्यमांसभूयिष्ठ आहारोऽश्यते । तुरगानुधावनकण्डितसन्धे रात्रावपि निकामं शयितव्यं नास्ति । ततो महत्येव प्रत्यूषे दास्याः पुत्रैः शकुनिलुब्धकैर्वनग्रहणकोलाहलेन प्रतिबोधितोऽस्मि । इयतेदानीमपि पीडा न निष्क्रामति । ततो गण्डस्योपरि पिण्डिका संवृत्ता । ह्यः किलास्मास्ववहीनेषु तत्रभवतो मृगानुसारेणाश्रमपदं प्रविष्टस्य तापसकन्यका शकुन्तला नाम ममाधन्यतया दर्शिता । साम्प्रतं नगरगमनाय कथामपि न करोति । अद्यापि तस्य तामेव चिन्तयतोऽक्ष्णोः प्रभातमासीत् । का गतिः । यावत्तं कृताचारपरिक्रमं पश्यामि । (परिक्रम्यावलोक्य च) एष बाणासनहस्ताभिर्यवनीभिर्वनपुष्पमालाधारिणीभिः परिवृत इत एवागच्छति प्रियवयस्यः । भवतु । अङ्गभङ्गविकल इव भूत्वा स्थास्यामि । यद्येवमपि नाम विश्रमं लभेय । (दण्डकाष्ठमवलम्ब्य स्थितः ।)

(ततः प्रविशति यथानिर्दिष्टपरिवारो राजा ।)

राजा—(आत्मगतम्)

कामं प्रिया न सुलभा मनस्तु तद्भावदर्शनाश्वासि ।
अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ॥१॥

(स्मितं कृत्वा) एवमात्माभिप्रायसम्भावितेष्टजनचित्तवृत्तिः प्रार्थयिता विडम्ब्यते ।

स्निग्धं वीक्षितमन्यतोऽपि नयने यत् प्रेरयन्त्या तया
यातं यच्च नितम्बयोर्गुरुतया मन्दं विलासादिव ।
मा गा इत्युपरुद्धया यदपि सा सासूयमुक्ता सखी
सर्वं तत् किल मत्परायणमहो कामी स्वतां पश्यति ॥२॥

## બીજો અંક

(પછી ખિન્ન વિદૂષક પ્રવેશે છે.)

વિદૂષક—(નિસાસો નાખીને) અરે (મારું) દુર્ભાગ્ય ! શિકારઘેલા થયેલા આ રાજાની દોસ્તીથી હું કંટાળી ગયો છું. આ હરણ, આ સુવર, આ વાઘ, એમ ખરા બપોરે પણ, ગ્રીષ્મ ઋતુથી આછી વૃક્ષછાયાવાળી વનરાઈમા એક જંગલથી બીજા જંગલમા ભટકવું પડે છે. પાંદડા પડવાથી તૂરું એવું ડુંગરની નદીનું ગરમ પાણી પીવું પડે છે. શૂળની અણીએ શેકેલું માંસ કટાણે ખાવું પડે છે. ઘોડા પર (શિકારનો) પીછો પકડના, ભાગી ગયેલા સાંધાવાળા મને રાત્રે પૂરી ઊંઘ પણ મળતી નથી પછી પ્રાતઃકાળે પક્ષીઓના લોભિયા રાંડના શિકારીઓના જંગલને ઘેરો ઘાલવાના કોલાહલથી જાગવું પડે છે. આટલેથી જ આ પીડા હમણા પતતી નથી. ત્યા તો હવે થઈ છે ગૂમડા ઉપર ફોલ્લી. સંભળાય છે કે હું પાછળ હતો એટલામા શિકાર કરતા કરતા આશ્રમમા પ્રવેશેલા અમારા શ્રીમાનને મારા કમનસીબે તાપસ કન્યા શકુંતલા દર્શાવવામા આવી હવે તો તેઓ નગર પાછા ફરવાની વાત પણ કરતા નથી આજે પણ તેનો જ વિચાર કરતા તેઓશ્રીને સવાર સુધી નિદ્રા આવી નહી. શો ઉપાય ? તો હવે પ્રાતઃકર્મ પતાવી ચૂકેલા તેમને હું મળું. (ફરીને, જોઈ) આ તો ધનુષ્ય હાથમા લીધેલી, વનફૂલોની માળા પહેરેલી યવનીઓથી ઘેરાયેલ મારો પ્રિય મિત્ર આ તરફ જ આવે છે. ઠીક. અંગ ભાગી જવાથી લૂલા થયેલાની જેમ હુ ઊભો રહું. એમ કરવાથી પણ કંઈક આરામ મળે તો સારું (લાકડીના આધારે ઊભો રહે છે)

(પછી આગળ દર્શાવેલ રસાલા સાથે રાજા પ્રવેશ કરે છે.)

રાજા—(સ્વગત)

પ્રિયા સરળતાથી મળવાની નથી એ ખરું, પણ તેના ભાવદર્શનથી મનને આશ્વાસન મળ્યું છે. મન કૃતાર્થ થયો નથી, તેમ છતા પરસ્પર અભિલાષા આહ્લાદ જન્માવે છે. (૧)

(સ્મિત કરીને) પ્રિયજનની ચિત્તવૃત્તિ પોતાની મનોવૃત્તિ મુજબ વારી લેતો પ્રણયી આ રીતે છેતરાય છે

અન્યત્ર દૃષ્ટિ ફેરવતા એણે જે સ્નિગ્ધતાથી જોયુ, નિતંબોના ભારથી મંદ ચાલતી હોવા છતા વિલાસથી જ જાણે એમ ચાલી, 'જઈશ મા' એમ કહીને સખીએ રોકતા, તેણે સખીને રોષથી જે કહ્યુ તે જાણે બધું મને ઉદ્દેશીને જ હતું ! અહો ! પ્રેમી માણસની દૃષ્ટિ આત્મલક્ષી હોય છે. (૨)

**विदूषकः**—(तथास्थित एव ) भो वयस्य, न मे हस्तपादं प्रसरति । तद्वाङ्मात्रेण जापयिष्यामि । जयतु जयतु भवान् ।

**राजा**—कुतोऽयं गात्रोपघातः ।

**विदूषकः**—कुतः किल स्वयमक्षिणी आकुलीकृत्याश्रुकारणं पृच्छसि ।

**राजा**—न खल्ववगच्छामि । भिन्नार्थमभिधीयताम् ।

**विदूषकः**—भो वयस्य यद्वेतसः कुब्जलीलां विडम्बयति, तत्किमात्मनः प्रभावेण, ननु नदीवेगस्य ।

**राजा**—नदीवेगस्तत्र कारणम् ।

**विदूषकः**—ममापि भवान् ।

**राजा**—कथमिव ।

**विदूषकः**—एवं राजकार्याण्युज्झित्वैतादृश आकुलप्रदेशे वनचरवृत्तिना त्वया भवितव्यम् । यत्सत्यं प्रत्यहं श्वापदानुसरणैः संक्षोभितसंधिबन्धानां मम गात्राणामनीशोऽस्मि संवृत्तः । तत्प्रसादयिष्यामि विसर्जयितुं मामेकाहमपि तावद्विश्रमितुम् ।

**राजा**—(स्वगतम् ) अयं चैवमाह । ममापि काश्यपसुतामनुस्मृत्य मृगयाविक्लवं चेतः । कुतः ।

> **न नमयितुमधिज्यमस्मि शक्तो**
> **धनुरिदमाहितसायकं मृगेषु ।**
> **सहवसतिमुपेत्य यैः प्रियायाः**
> **कृत इव मुग्धविलोकितोपदेशः ॥३॥**

**विदूषकः**—(राज्ञो मुखं विलोक्य ) अत्रभवान्किमपि हृदये कृत्वा मन्त्रयते । अरण्ये मया रुदितमासीत् ।

**राजा**—(सस्मितम् ) किमन्यत् । अनतिक्रमणीयं मे सुहृद्वाक्यमिति स्थितोऽस्मि ।

**विदूषकः**—चिरं जीव । (गन्तुमिच्छति ।)

**राजा**—वयस्य, तिष्ठ । सावशेषं मे वचः ।

**विदूषकः**—आज्ञापयतु भवान् ।

**राजा**—विश्रान्तेन भवता ममाप्यनायासे कर्मणि सहायेन भवितव्यम् ।

**विदूषकः**—किं मोदकखण्डिकायाम् । तेन ह्ययं सुगृहीतः क्षणः ।

**राजा**—यत्र वक्ष्यामि । कः कोऽत्र भोः ।

(प्रविश्य )

**दौवारिकः**—(प्रणम्य ) आज्ञापयतु भर्ता ।

**વિદૂષક**—(તેમ જ ઊભો રહી) મિત્ર, મારા હાથ પગ ચાલતા નથી. તો માત્ર વાણીથી જય શબ્દ બોલીશ. આપનો જય થાઓ, જય થાઓ

**રાજા**—આમ તારા અંગ કેમ જકડાયાં ?

**વિદૂષક**—જાતે જ મારી આંખને દુખાવીને આંસુનું કારણ કેમ પૂછો છો ?

**રાજા**—હું સમજી શકતો નથી. સ્પષ્ટતાથી બોલ.

**વિદૂષક**—નેતર જે કૂબડાનું અનુકરણ કરે છે તેનું કારણ પોતાને લીધે કે નદીવેગને લીધે ?

**રાજા**—તેમા નદીનો વેગ કારણ હોય છે.

**વિદૂષક**—તો મારા (દુઃખનું) કારણ પણ તમે.

**રાજા**—તે કેવી રીતે ?

**વિદૂષક**—આ રીતે રાજકાજ છોડી દઈને આવા જંગલી પ્રદેશમાં તમે જંગલી જેવા થઈ ગયા. ખરેખર રોજેરોજ હિંસક પશુઓને હાંકી કાઢવામા સાવા હચમચી જવાથી મારા ગાત્રો ઉપર મારો કાબૂ નથી તેથી પ્રસન્ન થાઓ અને એક દિવસ તો મને આરામ લેવાને માટે રજા આપો.

**રાજા**—(સ્વગત) આ પણ આમ બોલે છે અને મારું મન પણ કાશ્યપની કન્યાને સતત સંભારી મૃગયા ઉપરથી ઊઠી ગયું છે. કારણ—

જે હરણોએ મારી પ્રિયાનો સહવાસ પામી તેને જાણે સુંદર દૃષ્ટિપાતની તાલીમ આપી ન હોય તે હરણો પ્રત્યે હું બાણ ચઢાવેલ સજ્જ ધનુષ્ય નમાવી શકતો નથી. (૩)

**વિદૂષક**—(રાજાના મુખ સામે જોઈને) આપ કંઈક મનમા વિચારી રહ્યા છો. મેં અરણ્યરુદન કર્યું !

**રાજા**—(સ્મિત કરીને) બીજું તો શું હોય ? મિત્રનું કહ્યું અમાન્ય ન કરાય એટલે ઊભો છું.

**વિદૂષક**—ઘણું જીવો. (જવાની ઇચ્છા કરે છે.)

**રાજા**—મિત્ર થોભ મારું કહેવાનું બાકી છે

**વિદૂષક**—ફરમાવો આપ

**રાજા**—વિશ્રાંતિ લીધા પછી મને તારે એક સરળ કાર્યમા સહાય કરવાની છે.

**વિદૂષક**—શું લાડવા ભાગવાના કામમા ? ત્યારે તો આ ક્ષણે જ સ્વીકારું છું.

**રાજા**—શામા તે હમણા કહું છું અરે, કોણ છે અહીં ?

**દ્વારપાળ**—(પ્રણામ કરીને) મહારાજ, આજ્ઞા આપો.

**राजा**—रैवतक, सेनापतिस्तावदाहूयताम् ।

**दौवारिकः**—तथा । (इति निष्क्रम्य सेनापतिना सह पुनः प्रविश्य) एष आज्ञावचनोत्कण्ठो भर्ता दत्तदृष्टिरेव तिष्ठति । उपसर्पत्वार्यः ।

**सेनापतिः**—(राजानमवलोक्य) दृष्टदोषापि स्वामिनि मृगया केवलं गुण एव संवृत्ता । तथाहि देवः

अनवरतधनुर्ज्यास्फालनक्रूरपूर्वं
रविकिरणसहिष्णु क्लेशलेशैरभिन्नम् ।
अपचितमपि गात्रं व्यायतत्वादलक्ष्यं
गिरिचर इव नागः प्राणसारं बिभर्ति ।।४।।

(उपेत्य) जयतु स्वामी । गृहीतश्वापदमरण्यम् । किमिति स्थीयते ।

**राजा**—मन्दोत्साहः कृतोऽस्मि मृगयापवादिना माढव्येन ।

**सेनापतिः**—(जनान्तिकम्) सखे, स्थिरप्रतिबन्धो भव । अहं तावत्स्वामिनश्चित्तवृत्तिमनुवर्तिष्ये । (प्रकाशम्) प्रलपत्वेष वैधेयः । ननु प्रभुरेव निदर्शनम् ।

मेदश्छेदकृशोदरं लघु भवत्युत्थानयोग्यं वपुः
सत्त्वानामपि लक्ष्यते विकृतिमच्चित्तं भयक्रोधयोः ।
उत्कर्षः स च धन्विनां यदिषवः सिध्यन्ति लक्ष्ये चले
मिथ्यैव व्यसनं वदन्ति मृगयामीदृग्विनोदः कुतः ।।५।।

**विदूषकः**—अपेहि रे उत्साहहेतुक । अत्रभवान्प्रकृतिमापन्नः । त्वं तावदटवीतोऽटवीमाहिण्डमानो नरनासिकालोलुपस्य जीर्णऋक्षस्य कस्यापि मुखे पतिष्यसि ।

**राजा**—भद्र सेनापते, आश्रमसंनिकृष्टे स्थिताः स्मः । अतस्ते वचो नाभिनन्दामि । अद्य तावत्,

गाहन्तां महिषा निपानसलिलं शृङ्गैर्मुहुस्ताडितं
छायाबद्धकदम्बकं मृगकुलं रोमन्थमभ्यस्यतु ।
विश्रब्धं क्रियतां वराहततिभिर्मुस्ताक्षतिः पल्वले
विश्राम लभतामिदं च शिथिलज्यावन्धमस्मद्धनुः ।।६।।

**सेनापतिः**—यत्प्रभविष्णवे रोचते ।

**राजा**—तेन हि निवर्तय पूर्वगतान्वनग्राहिणः । यथा न मे सैनिकास्तपोवनमुपरुन्धन्ति तथा निरोद्धव्याः । पश्य ।

**રાજા**—રૈવતક, સેનાપતિને બોલાવો તો

**દ્વારપાલ**—હાજી. (બહાર જઈને, સેનાપતિની સાથે ફરી પ્રવેશ કરે) આજ્ઞા આપવાને આતુર મહારાજ આ તરફ જોઈ રહ્યા છે આપ પાસે જાઓ

**સેનાપતિ**—(રાજાને જોઈને) દેખીતા દોષવાળી મૃગયા મહારાજની બાબતમાં ગુણકારી થઈ છે. તેથી જ દેવ,

નિરંતર ધનુષ્યની દોરી ખેંચવાથી જેને ઉપરનો ભાગ કઠોર થયો છે, સહેજ પણ શ્રમની અસર જેના ઉપર થઈ નથી, જે ઘટી ગયો છે છતા વિશાળતાને લીધે તેમ દેખાતો નથી એવો બળના સારરૂપ પર્વતવિહારી હાથીના જેવો દેહ ધારણ કરે છે (૪)

(પાસે જઈને) મહારાજનો જય હો ! અરણ્યમા શિકારયોગ્ય પ્રાણીઓ ઘેર્યાં છે, તો અહીં કેમ છીએ ?

**રાજા**—શિકારને નિંદતા આ માઢવ્યે મારો ઉત્સાહ મંદ કરી નાખ્યો છે.

**સેનાપતિ**—(બાજુ પર) દોસ્ત તું તારા વિરોધમા મક્કમ રહેજે જો કે હું તો મહારાજની ચિત્તવૃત્તિને અનુસરીશ. (મોટેથી) આ મૂર્ખ ભલે બકે આપ પ્રભુ પોતે જ આ બાબતમા ઉદાહરણ છો

ચરબી ઘટી જવાથી પેટ કૃશ થાય છે, હલકું થયેલું શરીર શ્રમ લેવાને માટે યોગ્ય થાય છે ભય તથા ક્રોધમા વિકૃત થતું પ્રાણીઓનું ચિત્ત જોઈ શકાય છે, હાલતા નિશાન ઉપર બાણ વાગે એ તો ધનુર્ધારીઓની કુશળતા ગણાય છે. મૃગયા વ્યસન છે એમ ખોટું જ કહેવાય છે આવો વિનોદ અન્યત્ર ક્યાંથી મળે ? (૫)

**વિદૂષક**—એ ઉત્સાહ ચઢાવનાર, ભાન. મહારાજ તો (હવે) ઠેકાણે આવી ગયા છે. તું તો જંગલે જંગલે ભટકતો માણસના નાકના લોભી કોઈ બૂઢા રીંછના મોઢામા પડી જવાનો.

**રાજા**—ભદ્ર સેનાપતિ, આપણે આશ્રમની પાસે રહ્યા છીએ. એટલે તમારી વાત મને યોગ્ય લાગતી નથી. આજે તો—

તળાવડીના પાણીમા પાડાઓ શીગડા મારી મારી ભલે નહાય છાયામા ટોળા કરીને બેઠેલા હરણોના ટોળા ભલે વાગોળે. ડુક્કરની હાર ભલે ખાબોચિયામા મુસ્તા ઘાસ ઉખાડે અને દોરીની શિથિલ ગાંઠવાળુ અમારું ધનુષ ભલે વિશ્રામ કરે. (૬)

**સેનાપતિ**—આપને જે ગમે તે.

**રાજા**—ત્યારે તે આગળ ગયેલા જંગલને ઘેરનારાને પાછા બોલાવો મારા સૈનિક તપોવનને પીડા ન કરે તેમ તેમને મનાઈ કર. જુઓ,

**विदूषकः**—गच्छ भो दास्याःपुत्र । ध्वस्तः त उत्साहवृत्तान्तः ।

(निष्क्रान्तः सेनापतिः ।)

**राजा**—(परिजनं विलोक्य) अपनयन्तु भवन्तो मृगयावेषम् । रैवतक, त्वमपि स्वं नियोगमशून्यं कुरु ।

**परिजनः**— यद्देव आज्ञापयति । (निष्क्रान्तः ।)

**विदूषकः**— कृतं भवता निर्मक्षिकम् । साम्प्रतमेतस्यां पादपच्छायायां विरचितलतावितानदर्शनीयायां शिलातले निषीदतु भवान्, यावदहमपि सुखासीनो भवामि ।

**राजा**—गच्छाग्रतः ।

**विदूषकः**—एतु भवान् ।

(उभौ परिक्रम्योपविष्टौ ।)

**राजा**—माढव्य, अनवाप्तचक्षुःफलोऽसि । येन त्वया दर्शनीयं न दृष्टम् ।

**विदूषकः**—ननु भवानग्रतो मे वर्तते ।

**राजा**—सर्वः कान्तमात्मीयं पश्यति । तामाश्रमललामभूतां शकुन्तलामधिकृत्य ब्रवीमि ।

**विदूषकः**—(स्वगतम्) भवतु । अस्यावसरं न दास्ये । (प्रकाशम्) भो वयस्य, ते तापसकन्यकाभ्यर्थनीया दृश्यते ।

**राजा**—सखे, न परिहार्ये वस्तुनि पौरवाणां मनः प्रवर्तते ।

**सुरयुवतिसंभवं किल मुनेरपत्यं तदुज्झिताधिगतम् ।**
**अर्कस्योपरि शिथिलं च्युतमिव नवमालिकाकुसुमम् ॥८॥**

**विदूषकः**—(विहस्य) यथा कस्यापि पिण्डखर्जूरैरुद्वेजितस्य तिन्तिण्यामभिलाषो भवेत्, तथा स्त्रीरत्नपरिभोगिणो भवत इयमभ्यर्थना ।

**राजा**—न तावदेनां पश्यसि येनैवमवादीः ।

**विदूषकः**—तत्खलु रमणीयं यद्भवतोऽपि विस्मयमुत्पादयति ।

શાંતિપ્રધાન તાપસોમાં બાળી નાખે તેવું ગૂઢ તેજ રહેલું હોય છે. સ્પર્શવાળા સૂર્યના મણિની જેમ તેઓ બીજા તેજનું આક્રમણ થતાં પોતાનું બહાર કે કે છે

**સેનાપતિ**—જેવી સ્વામીની આજ્ઞા

**વિદૂષક**—જા દાસીપુત્ર ઉત્સાહ ચડાવનારી તારી વાત ધૂળમાં મળો

(સેનાપતિ જાય છે)

**રાજા**—(પરિજનને જોઈને) તમે તમારો મૃગયાનો વેષ ઉતારો રૈવતક, તું પણ તારી રજા પર જા

**પરિજન**—જેવી આપની આજ્ઞા (જતા રહે છે)

**વિદૂષક**—આપે તો માખી પણ રહેવા ન દીધી હવે આપ વૃક્ષની છાયામાં લતાના મંડપની વૃક્ષવીંટેલા આ શિલાતલ ઉપર બેસો તો હું પણ સુખેથી બેસી શકું

**રાજા**—ચાલ આગળ

**વિદૂષક**—આપ પધારો

(બંને જઈને બેસી જાય છે)

**રાજા**—ના તે દર્શનીય વસ્તુ જોઈ નથી એટલે ખરેખર તારા નયનોનું ફળ તને મળ્યું નથી

**વિદૂષક**—આપ મારી સામે તો છો ને?

**રાજા**—સર્વને સ્વજન સુંદર લાગે છે આ વનના આભૂષણ સમાન શકુંતલાની હું વાત કરું છું

**વિદૂષક**—(સ્વગત) ભલે એનને તક જ આપવી નથી (મોટેથી) અરે મિત્ર, તાપસકન્યા ઉપર આપ અનુરક્ત જણાવ છો

**રાજા**—મિત્ર પૌરવોનું મન ત્યાજ્ય વસ્તુ ઉપર ખેંચાતું નથી

ખરી પેઠે નવમાલિકાનું ફૂલ જેવી રીતે આકડાના છોડ ઉપર ખરી રહે તેમ દેવાંગના કામ જન્મેલી મુનિ (વિશ્વામિત્ર)ની પુત્રી છે અને તેમનાથી ત્યજાયેલી (અર્ધી) તે મળી

**વિદૂષક**—(હસીને) જેમ અતિમીઠા ખજૂર ખાઈને કોઈ આંબલીને અભાવ થાય અને આંબલી વિગેરેની અભિલાષા જાગે તેમ ઉત્તમ સ્ત્રીઓને ભોગવનાર આપના મનમાં આવી અભિલાષા જાગી છે

**રાજા**—તે તેને જોઈ નથી એટલે તું આમ બોલે છે

**વિદૂષક**—તને પણ જે આશ્ચર્ય પમાડે છે તે તો ખરેખર જ સુંદર હશે.

राजा—वयस्य, किं बहुना ।

चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा
रूपोच्चयेन मनसा विधिना कृता नु ।
स्त्रीरत्नसृष्टिरपरा प्रतिभाति सा मे
धातुर्विभुत्वमनुचिन्त्य वपुश्च तस्याः ॥९॥

विदूषकः—यद्यत्र प्रत्यादेश इदानीं रूपवतीनाम् ।

राजा—इदं च मे मनसि वर्तते ।

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै-
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥१०॥

विदूषकः—तेन हि लघु परित्रायतामेनां भवान् । मा कस्यापि तपस्विन इङ्गुदीतैलचिक्कणशीर्षस्य हस्ते पतिष्यति ।

राजा—परवती खलु तत्रभवती । न च संनिहितोऽत्र गुरुजनः ।

विदूषकः—अथ भवन्तमन्तरेण कीदृशस्तस्या दृष्टिरागः ।

राजा—निसर्गादेवाप्रगल्भस्तपस्विकन्याजनः । तथापि तु,

अभिमुखे मयि संहृतमीक्षितं हसितमन्यनिमित्तकृतोदयम् ।
विनयवारितवृत्तिरतस्तया न विवृतो मदनो न च संवृतः ॥११॥

विदूषकः—ननु खलु दृष्टमात्रस्य तवाङ्के समारोहति ।

राजा—मिथःप्रस्थाने पुनः शालीनतयापि काममाविष्कृतो भावस्तत्रभवत्या । तथा हि ।

दर्भाङ्कुरेण चरणः क्षत इत्यकाण्डे
तन्वी स्थिता कतिचिदेव पदानि गत्वा ।
आसीद्विवृत्तवदना च विमोचयन्ती
शाखासु वल्कलमसक्तमपि द्रुमाणाम् ॥१२॥

विदूषकः—तेन हि गृहीतपाथेयो भव । कृतं त्वयोपवनं तपोवनमिति पश्यामि ।

राजा—सखे, तपस्विभिः कैश्चित्परिज्ञातोऽस्मि । चिन्तय तावत्केनापदेशेन सकृदप्याश्रमे वसामः ।

विदूषकः—कोऽपरोऽपदेशः । ननु त्वं राजा । नीवारषष्ठभागमस्माकमुपहरन्त्विति ।

राजा—मूर्ख, अन्यमागधेयमेतेषां रक्षणे निपतति, यद्रत्नराशीनपि विहायाभिनन्द्यम् । पश्य ।

यदुत्तिष्ठति वर्णेभ्यो नृपाणां क्षयि तत्फलम् ।
तपःषड्भागमक्षय्यं ददत्यारण्यका हि नः ॥१३॥

**રાજા**—મિત્ર, વિશેષ તો શું કહું ?

વિધાતાનું રચના સામર્થ્ય અને તેના શરીરનો વિચાર કરતા મને એ છે કે શું ચિત્રમા ચીતરી પછી એમા પ્રાણ પૂર્યો હશે કે સમસ્ત રૂપરાશિથી ઘડી હશે ? મને તો રત્નસમાન સ્ત્રીઓમા તે અનોખી સૃષ્ટિ જણાય છે.

**વિદૂષક**—એવું જ હોય તો તે રૂપવતીઓને ઝાંખી પાડનારી હશે.

**રાજા**—અને મારા મનમા થાય છે કે,

તેનું નિર્દોષ રૂપ વણસુંઘેલું ફૂલ, નખોથી વણચૂંટાયેલ તાજી કૂંપળ, અણવીંધાયું રત્ન, અનાસ્વાદિત તાજું મધ અને અખંડ પુણ્યોના ફળ સમુ છે તેના ઉપભોગ માટે, મને ખબર નથી કે બ્રહ્મા કોની પાસે જશે. (૧૦)

**વિદૂષક**—તો તો એને તમે ઝટ ઉગારી લો. ઈંગુદીના તેલથી ચીકણા થયેલા માથાવાળા કો'ક તપસ્વીના હાથમા ન પડે એ જોજો.

**રાજા**–તે તો પરતંત્ર છે. વળી એના વડીલો પણ અહીં હાજર નથી.

**વિદૂષક** હવે તમને ઉદ્દેશીને તેનો દૃષ્ટિરાગ કેવો છે ?

**રાજા**–સ્વભાવથી જ તાપસ કન્યાઓ શરમાળ તો ખરી. તેમ છતાંય,

હું સામે મુખ ફેરવું ત્યારે પોતાની નજર ખેંચી લેતી, અન્ય કારણે હસતી હતી તેથી વિનયથી અટકાવાયેલો તેનો (મારી પ્રત્યેનો) પ્રેમ પ્રકટ પણ કર્યો નહીં અને છૂપો પણ રાખ્યો નહીં. (૧૧)

**વિદૂષક**–તમને જોતા જ તમારા ખોળે ચઢી બેસવાની તો નથી ને ?

**રાજા**–પરસ્પર જ્યારે છૂટા પડ્યા ત્યારે મર્યાદાપણે તેણે (મારા વિષેનો) પોતાનો મનોભાવ પ્રકટ કર્યો. કેમકે,

'મારા પગમા દર્ભની અણી વાગી છે' એમ કહીને તે તન્વી થોડાંક ડગલા ચાલી એકદમ ઊભી રહી ગઈ અને મોઢું ફેરવીને, ઝાડની ડાળીઓમા ભરાયું ન હતુ છતા, પોતાના વલ્કલને છૂટું કરવા લાગી. (૧૨)

**વિદૂષક**–ત્યારે તો ભાથું બાંધી લો. મને તો લાગે છે કે તમે આશ્રમનેય ઉપવન બનાવી દીધુ.

**રાજા**–મિત્ર, કેટલાક તપસ્વીઓ મને ઓળખી ગયા છે. તેથી કયે બહાને આશ્રમમા ફરી જઈ શકીએ તેનો તું વિચાર કર.

**વિદૂષક**–બીજું કયું બહાનું ? તમે તો રાજા ખરાને ? 'નીવારનો અમારો છઠ્ઠો ભાગ લાવો' —એમ કહીને.

**રાજા**–મૂર્ખ, એમના રક્ષણના બદલામા બીજો કર મળે છે, તેનું રત્નોના ઢગલાને ત્યજીને પણ સન્માન કરવુ જોઈએ. જો,

(અન્ય) વર્ણો પાસેથી જે ધન મળે છે તે ક્ષીણ થાય છે; પણ આ (આરણ્યકો) તો પોતાના તપના છઠ્ઠા ભાગનું અક્ષય ધન અમને આપે છે. (૧૩)

( नेपथ्ये )

हन्त, सिद्धार्थौ स्वः ।

राजा—( कर्णं दत्त्वा ) अये धीरप्रशान्तस्वरैस्तपस्विभिर्भवितव्यम् ।

( प्रविश्य )

दौवारिकः—जयतु जयतु भर्ता । एतौ द्वौ ऋषिकुमारौ प्रतीहारभूमिमुपस्थितौ ।

राजा—तेन ह्यविलम्बितं प्रवेशय तौ ।

दौवारिकः—एष प्रवेशयामि । ( निष्क्रम्य ऋषिकुमाराभ्यां सह प्रविश्य ) इत इतो भवन्तौ ।

( उभौ राजानं विलोकयतः । )

प्रथमः—अहो दीप्तिमतोऽपि विश्वसनीयतास्य वपुषः । अथवोपपन्नमेतदृषिभ्यो नातिभिन्ने राजनि । कुतः ।

अध्याक्रान्ता वसतिरमुनाप्याश्रमे सर्वभोग्ये
रक्षायोगादयमपि तपः प्रत्यहं संचिनोति ।
अस्यापि द्यां स्पृशति वशिनश्चारणद्वन्द्वगीतः
पुण्यः शब्दो मुनिरिति मुहुः केवलं राजपूर्वः ॥१४॥

द्वितीयः—गौतम, अयं स बलभित्सखो दुष्यन्तः ।

प्रथमः—अथ किम् ।

द्वितीयः—तेन हि

नैतच्चित्रं यदयमुदधिश्यामसीमां धरित्री-
मेकः कृत्स्नां नगरपरिघप्रांशुबाहुर्भुनक्ति ।
आशंसन्ते सुरयुवतयो बद्धवैरा हि दैत्यै-
रस्याधिज्ये धनुषि विजयं पौरुहूते च वज्रे ॥१५॥

उभौ—( उपगम्य ) विजयस्व राजन् ।

राजा—( आसनादुत्थाय ) अभिवादये भवन्तौ ।

उभौ—स्वस्ति भवते ।

( फलान्युपहरतः । )

राजा—( सप्रणामं परिगृह्य ) आज्ञापयितुमिच्छामि ।

उभौ—विदितो भवानाश्रमसदामिहस्थः । तेन भवन्तं प्रार्थयन्ते ।

राजा—किमाज्ञापयन्ति ।

(નેપથ્યે)

અહો અમારા મનોરથ સફળ થયા.

**રાજા**–(કાન દઈ) અરે આ ધીર ગંભીર સ્વર ઉપરથી જણાય છે કે તપસ્વીઓ હશે.

(પ્રવેશીને)

**દ્વારપાળ**—જય હો, મહારાજનો જય હો ! આ બે ઋષિકુમારો દ્વાર ઉપર આવીને ઊભા છે.

**રાજા**–વિના વિલંબે તેમને પ્રવેશ કરાવો

**દ્વારપાળ**–આ લઈ આવુ છું (જઈને ઋષિકુમારોની સાથે પ્રવેશી) આ બાજુ, આ બાજુ, માનવન્ત (પુરુષો) !

(બન્ને રાજાને નિહાળે છે.)

**પ્રથમ**–અહો, એના શરીરની તેજસ્વી છતા વિશ્વાસ જગાડનાર શક્તિ ! અથવા ઋષિમુનિથી વિશેષ ભિન્ન નહિ તેવા આ રાજવીને એ જ અનુરૂપ છે. કારણકે–

(આ રાજા પણ) સર્વ માણસોથી ભોગ્ય એવા (ગૃહસ્થ) આશ્રમમા વાસ કરે છે. રક્ષણને લીધે એઓ પણ પ્રતિદિન તપનો સંચય કરે છે. વળી ચારણ યુગલે વારંવાર ગાયેલો આ સંયમી માટેનો 'મુનિ' શબ્દ પહેલા 'રાજ'વાળો પવિત્ર શબ્દ સ્વર્ગ સુધી પહોંચે છે (૧૪)

**દ્વિતીય**—ગૌતમ, આ જ તે ઇન્દ્રના મિત્ર દુષ્યંત ?

**પ્રથમ**—હા.

**દ્વિતીય**—એટલે જ,

આગરની નીલ સીમાવાળી સમસ્ત વસુધાને, નગરના દ્વાર સમાન દીર્ઘ બાહુવાળા આ (રાજા) એકલા જ ભોગવે તેમા નવાઈ નથી. દૈત્યોની સાથે દુશ્મનાવટ ધરાવતા દેવો યુદ્ધ સમયે વિજય માટે જેટલો ઇન્દ્રના વજ્ર ઉપર એટલો જ આના પણછ ચઢાવેલા ધનુષ્ય ઉપર વિશ્વાસ રાખે છે. (૧૫)

**બન્ને**—(પાસે જઈને) રાજન્, વિજયી થાવ

**રાજા**—(આસન પરથી ઊભા થઈ) આપને નમન કરું છું.

**બન્ને**—આપનુ કલ્યાણ થાવ (ફળો આપે છે.)

**રાજા**—(નમ્રપ્રણામ સ્વીકારીને) શી આજ્ઞા છે?

**બન્ને**—આપ અહી પધાર્યા છો. તેની આશ્રમવાસીઓને જાણ થઈ છે, એટલે તેઓ આપને વિનંતી કરે છે કે–

**રાજા**—શી આજ્ઞા કરે છે તેઓ ?

उभौ—तत्रभवतः कण्वस्य महर्षेरसान्निध्याद्रक्षांसि न इष्टिविघ्नमुत्पादयन्ति । तत्कतिपयरात्रं सारथिद्वितीयेन भवता सनाथीक्रियतामाश्रम इति ।

राजा—अनुगृहीतोऽस्मि ।

विदूषकः—( अपवार्य ) एषेदानीमनुकूला तेऽभ्यर्थना ।

राजा—(स्मितं कृत्वा) रैवतक, मद्वचनादुच्यतां सारथिः सबाणासनं रथमुपस्थापयेति ।

दौवारिकः—यद्देव आज्ञापयति । (निष्क्रान्तः ।)

उभौ—( सहर्षम् )

अनुकारिणि पूर्वेषां युक्तरूपमिदं त्वयि ।
आपन्नाभयसत्रेषु दीक्षिताः खलु पौरवाः ॥१६॥

राजा—( सप्रणामम् ) गच्छतां पुरो भवन्तौ । अहमप्यनुपदमागत एव ।

उभौ—विजयस्व । ( निष्क्रान्तौ । )

राजा—माढव्य, अप्यस्ति शकुन्तलादर्शने कुतूहलम् ।

विदूषकः—प्रथमं सपरीवाहमासीत् । इदानीं राक्षसवृत्तान्तेन बिन्दुरपि नावशेषितः ।

राजा—मा भैषीः । ननु मत्समीपे वर्तिष्यसे ।

विदूषकः—एष राक्षसाद्रक्षितोऽस्मि ।

( प्रविश्य )

दौवारिकः—सज्जो रथो भर्तुर्विजयप्रस्थानमपेक्षते । एष पुनर्नगराद्देवीनामाज्ञप्तिहरः करभक आगतः ।

राजा—( सादरम् ) किमम्बाभिः प्रेषितः ।

दौवारिकः—अथ किम् ।

राजा—ननु प्रवेश्यताम् ।

दौवारिकः—तथा । ( निष्क्रम्य करभकेण सह प्रविश्य ) एष भर्ता । उपसर्प ।

करभकः—जयतु जयतु भर्ता । देव्याज्ञापयति । आगामिनि चतुर्थदिवसे पुत्रपिण्डपालनो नाम उपवासो भविष्यति । तत्र दीर्घायुषावश्यं सभाजनीयेति ।

राजा—इतस्तपस्विकार्यम् । इतो गुरुजनाज्ञा । द्वयमप्यनतिक्रमणीयम् । किमत्र प्रतिविधेयम् ।

विदूषकः—त्रिशङ्कुरिवान्तराले तिष्ठ ।

બન્ને—માનનીય કણ્વ મહર્ષિ હાજર ન હોવાથી રાક્ષસો અમારા યજ્ઞ વિઘ્ન નાખે છે તો સારથિની સાથે કેટલીક રાત આપ (આશ્રમમા રહી) આશ્રમ રક્ષણ કરો.

રાજા—માગ ઉપર કૃપા કરી

વિદૂષક—(એક બાજુએ) આ વિનંતી તો તમને મનભાવતી થઈ.

રાજા—(હસીને) રૈવતક, માગ વતી સારથિને કહો, ધનુષ્યબાણ સાથે રથ હાજર કરે

દ્વારપાળ—જેવી મ્હારાજની આજ્ઞા. (પ્રસ્થાન)

બન્ને—(સહર્ષ)

પૂર્વજોને માર્ગે ચાલનાર આપને શોભે તેવું જ આ કામ થયું. પુરુકુળના રાજાઓએ વિપત્તિગ્રસ્તોને અભય આપવાના યજ્ઞોની સાથે જ દીક્ષા લીધી છે. (૧૬)

રાજા—(સપ્રણામ) આપ આગળ થાઓ. હુ પણ તમારે પગલે આ આવ્યો.

બન્ને—વિજયી થજો ! (પ્રસ્થાન.)

રાજા—માઢવ્ય, શકુન્તલાને જોવાની જિજ્ઞાસા છે ને ?

વિદૂષક—પહેલા તો ઉભરાઇ જતી હતી. પણ હવે રાક્ષસોની વાત સાભળતા એક ટીપા જેટલીય રહી નથી

રાજા—ડરીશ નહી મારી પાસે જ રહેજે ને તું.

વિદૂષક—હાશ, રાક્ષસોથી બચ્યો.

દ્વારપાળ—(પ્રવેશીને) મ્હારાજના વિજયપ્રસ્થાનની રાહ જોતો રથ તૈયાર છે. પણ રાજધાનીથી દેવીની આજ્ઞા લઈને આ કરભક આવ્યો છે.

રાજા—(સાદર) શુ માતાજીએ મોકલ્યો છે ?

દ્વારપાળ—હાજી

રાજા—અદર લઈ આવો.

દ્વારપાળ—હાજી (બહાર જઈ કરભક સાથે પ્રવેશી) આ રહ્યા મહારાજ. પાસે જાઓ

કરભક—જય હો, મહારાજનો જય હો ! દેવીની આજ્ઞા છે કે આજથી ચોથા દિવસે મારે પુત્રપિંડપાલન નામનો ઉપવાસ કરવાનો છે. તે વખતે આયુષ્માને અવશ્ય હાજર રહેવુ

રાજા—એક બાજુએ તપસ્વીઓનુ કામ છે, તો બીજી બાજુ વડીલની આજ્ઞા છે. બન્ને ટાળી ન શકાય ત્યારે આમા શુ કરવુ ?

વિદૂષક—ત્રિશંકુની જેમ અધવચ લટકતા રહો.

**राजा**—सत्यमाकुलीभूतोऽस्मि ।

**कृत्ययोर्भिन्नदेशत्वाद्द्वैधीभवति मे मनः ।**
**पुरः प्रतिहतं शैले स्रोतः स्रोतोवहो यथा ॥१७॥**

(विचिन्त्य) सखे, त्वमम्बया पुत्र इति प्रतिगृहीतः । अतो भवानितः प्रति-निवृत्य तपस्विकार्यव्यग्रमानसं मामावेद्य तत्रभवतीनां पुत्रकृत्यमनुष्ठातुमर्हति ।

**विदूषकः**—ननु खलु मां रक्षोभीरुकं गणयसि ।

**राजा**—(सस्मितम्) भो महाब्राह्मण कथमेतद्भवति सम्भाव्यते ।

**विदूषकः**—यथा राजानुजेन गन्तव्यं तथा गच्छामि ।

**राजा**—ननु तपोवनोपरोधः परिहरणीय इति सर्वानानुयात्रिकांस्त्वयैव सह प्रस्थापयामि ।

**विदूषकः**—तेन हि युवराजोऽस्मीदानीं संवृत्तः ।

**राजा**—(आत्मगतम्) चपलोऽयं बटुः । कदाचिदस्मत्प्रार्थनामन्तःपुरेभ्यः कथयेत् । भवतु । एनमेवं वक्ष्ये । (विदूषकं हस्ते गृहीत्वा प्रकाशम्) वयस्य, ऋषिगौरवादाश्रमं गच्छामि । न खलु सत्यमेव तापसकन्यकायां ममाभिलाषः । पश्य ।

**क्व वयं क्व परोक्षमन्मथो मृगशावैः सममेधितो जनः ।**
**परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः ॥१८॥**

(निष्क्रान्ताः सर्वे ।)

**इति द्वितीयोऽङ्कः ।**

રાજા—ખરેખર હું મુઝાઈ ગયો છું.

જેવી રીતે સામે પર્વત અથડાતા નદીનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઈ જાય તેવી રીતે બન્ને કાર્યના સ્થાન ભિન્ન હોવાથી મારું મન પણ બે વિભાગમાં વહેંચાઈ જાય છે. (૧૭)

(વિચાર કરી) મિત્ર, તને પણ માતુશ્રીએ પોતાનો પુત્ર માન્યો છે, એટલે તું જ હવે અહીંથી પાછો જા અને હું તપસ્વીઓના કાર્યમાં વ્યસ્ત છું એમ જણાવી તેઓના અનુષ્ઠાનમાં પુત્ર તરીકેની ફરજ તું બજાવજે.

વિદૂષક—પણ હું રાક્ષસોથી ડરી ગયો છું, એમ તો નહીં માનો ને ?

રાજા—(સ્મિત કરીને) અરે મહાબ્રાહ્મણ, હું તારે વિષે એમ માનું ખરો ?

વિદૂષક—રાજાના નાના ભાઈની સવારી જતી હોય તે રીતે હું જઈશ.

રાજા—તપોવનને ત્રાસ ન થાય એટલે મારી સાથેના બધા જ અનુચરોને તારી સાથે મોકલીશ.

વિદૂષક—તો તો હું હવે યુવરાજ થયો.

રાજા—(સ્વગત) આ બટુક તો વાચાળ છે. કદાચ મારી (નવીન) ઝંખનાની વાત અંતઃપુરને કહી દેશે. ઠીક આમ એને કહું. (વિદૂષકનો હાથ પકડીને પ્રગટ રીતે) મિત્ર, ઋષિઓ પ્રત્યેના આદરને કારણે જ હું આશ્રમમાં જાઉં છું. ખરેખર જ મુનિકન્યા ઉપર મારું મન મોહ્યું નથી. જો,

ક્યાં અમે અને ક્યાં તે હરણુ બાળની સાથે ઉછરેલી સ્વભાવથી અજાણ એ બાળા ? મિત્ર, આ બધું મશ્કરીમાં બકી ગયો છું. એ વાત સાચી છે એમ માનીશ નહીં. (૧૮)

(સર્વે જાય છે)

બીજો અંક સમાપ્ત

## तृतीयोऽङ्कः ।

( ततः प्रविशति कुशानादाय यजमानशिष्यः । )

**शिष्य**—अहो, महानुभावः पार्थिवो दुष्यन्तः । प्रविष्टमात्र एवाश्रम तत्रभवति राजनि निरुपप्लवानि नः कर्माणि संवृत्तानि ।

**का कथा बाणसंधाने ज्याशब्देनैव दूरतः ।**
**हुंकारेणेव धनुषः स हि विघ्नानपोहति ॥१॥**

यावदिमान्वेदिसंस्तरणार्थं दर्भानृत्विग्भ्य उपनयामि । (परिक्रम्यावलोक्य च । आकाशे ) प्रियंवदे, कस्येदमुशीरानुलेपनं मृणालवन्ति च नलिनीपत्राणि नीयन्ते । ( श्रुतिमभिनीय ) किं ब्रवीषि । आतपलङ्घनाद्बलवदस्वस्था शकुन्तला । तस्याः शरीरनिर्वापणायेति । तर्हि प्रियंवदे त्वरितं गम्यताम् । सा खलु भगवतः कण्वस्य कुलपतेरुच्छ्वसितम् । अहमपि तावद्वैतानिकं शान्त्युदकमस्यै गौतमीहस्ते विसर्जयिष्यामि । ( निष्क्रान्तः । )

इति विष्कम्भकः ।

( ततः प्रविशति कामयमानावस्थो राजा । )

**राजा**—( निःश्वस्य )

**जाने तपसो वीर्यं सा बाला परवतीति मे विदितम् ।**
**न च निम्नादिव सलिलं निवर्तते मे ततो हृदयम् ॥२॥**

(मदनबाधा निरूप्य) भगवन्कुसुमायुध, त्वया चन्द्रमसा च विश्वसनीयाभ्यामतिसंधीयते कामिजनसार्थः । कुतः ।

**तव कुसुमशरत्वं शीतरश्मित्वमिन्दो-**
**र्द्वयमिदमयथार्थं दृश्यते मद्विधेषु ।**
**विसृजति हिमगर्भैरग्निमिन्दुर्मयूखै-**
**स्त्वमपि कुसुमबाणान्वज्रसारीकरोषि ॥३॥**

( मदनबाधा निरूप्य । सखेदम् ) भगवन्मन्मथ । कुतस्ते कुसुमायुधस्य सतस्तैक्ष्ण्यमेतत् । ( स्मृत्वा ) आ ज्ञातम् ।

**अद्यापि नूनं हरकोपवह्नि-**
**स्त्वयि ज्वलत्यौर्व इवाम्बुराशौ ।**
**त्वमन्यथा मन्मथ मद्विधानां**
**भस्मावशेषः कथमेवमुष्णः ॥४॥**

## ત્રીજો અંક

(દર્ભ લઈને કણ્વનો શિષ્ય પ્રવેશે છે.)

શિષ્ય—અહો મહારાજ દુષ્યંતનો પ્રતાપ ! તે રાજાના આશ્રમપ્રવેશની સાથે જ અમારા ધર્મકાર્ય નિર્વિઘ્ને થવા માંડ્યા.

બાણુ તાકવાની તો વાત જ કયાં રહી ? દૂર રહ્યે રહ્યે ધનુષ્યના હુંકાર સમાન પણછના ટંકારથી જ વિઘ્નોને હાંકી કાઢે છે (૧)

લાવ ત્યારે, યજ્ઞવેદીમાં બિછાવવા માટે ઋત્વિજોને દર્ભ આપી આવું. (ફરીને, આકાશમાં નિહાળી) પ્રિયંવદા આ વાળાનો લેપ અને નાળવાળાં કમળપત્રો કોને માટે લઈ જાય છે ? (સાંભળવાનો અભિનય કરી) શું કહ્યું ? શકુંતલાને લૂ લાગવાથી ખૂબ જ તાવ ચડયો છે તે તેના શરીરને ઠંડક આપવા માટે ? તો તો પ્રિયવદા, જલદી જલદી જા. તે પૂજ્ય કુલપતિશ્રી કણ્વના પ્રાણ સમાન છે. હું પણ યજ્ઞનું શાંતિજલ તેને માટે ગૌતમી મથા સાથે મોકલાવું છું.

(પ્રસ્થાન)

### વિષ્કમ્ભક સમાપ્ત

(કામપીડિત અવસ્થામાં રાજાનો પ્રવેશ )

રાજા—(નિઃશ્વાસ નાખી)

તપના બલનો પ્રભાવ હું જાણું છું, તે બાળા પરાધીન છે તે પણ ખબર છે, (તો પણ) આ મારા હૃદયને ત્યાંથી પાછું વાળી શકતો નથી. (૨)

(પ્રેમની વ્યાકુળતાનો અભિનય કરીને) ભગવાન કામદેવ, તમે અને ચંદ્ર વિશ્વાસ-પાત્ર છો તેમ માનનાર પ્રેમીજનોને તમે છેતરો છો. કારણ—

તારા પુષ્પનાં બાણુ તેમ જ ચંદ્રના શીત કિરણો આ બન્ને વાતો મારા જેવાની બાબતમાં સાવ જૂઠી ઠરે છે. ચંદ્ર પોતાના હિમાળા કિરણોથી અગ્નિ વરસાવે છે અને તું પણ પુષ્પના બાણુને વજ્ર સમાન કઠોર બનાવે છે (૩)

(કામપીડા બતાવીને, કોપથી) ભગવાન કામદેવ, ફૂલના (બાણુ) હથિયારવાળો છતાં તારા શરોની આ તીક્ષ્ણતા કયાંથી ? (વિચારીને) હા, જાણ્યું—

સાગરમાં જેમ હજી પણ વડવાનલ બળી રહ્યો છે, તેમ તારે વિષે પણ શિવના કોપનો અગ્નિ બળી રહ્યો લાગે છે, નહીં તો, હે મદન, તું ભસ્મશેષ થયો હોવા છતાં મારા જેવાને આટલો ઉષ્ણ કેવી રીતે લાગે ? (૪)

अथवा—

**अनिशमपि मकरकेतुर्मनसो रुजमावहन्नभिमतो मे ।**
**यदि मदिरायतनयनां तामधिकृत्य प्रहरतीति ॥५॥**

( सखेदं परिक्रम्य ) क्व नु खलु संस्थिते कर्मणि सदस्यैरनुज्ञातः श्रमक्लान्त-मात्मानं विनोदयामि । ( निःश्वस्य ) किं नु खलु मे प्रियादर्शनादृते शरणमन्यत् । यावदेनामन्विष्यामि । ( सूर्यमवलोक्य ) इमामुग्रातपां वेलां प्रायेण लतावलयवत्सु मालिनी-तीरेषु ससखीजना शकुन्तला गमयति । तत्रैव तावद्गच्छामि ।

( परिक्रम्य स्पर्शं रूपयित्वा । ) अहो प्रवातसुभगोऽयमुद्देशः ।

**शक्यमरविन्दसुरभिः कणवाही मालिनीतरङ्गाणाम् ।**
**अङ्गैरनङ्गतप्तैरविरलमालिङ्गितुं पवनः ॥६॥**

(परिक्रम्यावलोक्य च ) अस्मिन्वेतसपरिक्षिप्ते लतामण्डपे संनिहितया तया भवितव्यम् । तथा हि । (अधो विलोक्य )

**अभ्युन्नता पुरस्तादवगाढा जघनगौरवात्पश्चात् ।**
**द्वारेऽस्य पाण्डुसिकते पदपङ्क्तिर्दृश्यतेऽभिनवा ॥७॥**

यावद्विटपान्तरेणावलोकयामि । (परिक्रम्य तथा कृत्वा सहर्षम् ) अये, लब्धं नेत्र-निर्वाणम् । एषा मे मनोरथप्रियतमा सकुसुमास्तरणं शिलापट्टमधिशयाना सखीभ्यामन्वास्यते । भवतु । श्रोष्याम्यासां विश्रम्भकथितानि । (इति विलोकयन्स्थितः । )

(ततः प्रविशति यथोक्तव्यापारा सह सखीभ्यां शकुन्तला ।)

**सख्यौ**—(उपवीज्य सस्नेहम् ) हला शकुन्तले, अपि सुखयति ते नलिनीपत्रवातः ।

**शकुन्तला**—किं वीजयतो मां सख्यौ ।

(सख्यौ विषादं नाटयित्वा परस्परमवलोकयतः ।)

**राजा**—बलवदस्वस्थशरीरा शकुन्तला दृश्यते । (सवितर्कम् ) तत्किमयमातपदोषः स्यात् । उत यथा मे मनसि वर्तते । (साभिलाषं निर्वर्ण्य ।) अथवा कृतं संदेहेन ।

**स्तनन्यस्तोशीरं शिथिलितमृणालैकवलयं**
**प्रियायाः साबाधं किमपि कमनीयं वपुरिदम् ।**
**समस्तापः कामं मनसिजनिदाघप्रसरयो-**
**र्न तु ग्रीष्मस्यैवं सुभगमपराद्धं युवतिषु ॥८॥**

અથવા

સતત મનને પીડા કરતો મદન પણ મને ગમે છે, જો તે મદિરાક્ષીને ઉદ્દેશીને તે માર્ગ ઉપર પ્રહાર કરતો હોય તો. (૫)

(સખેદ આમતેમ ફરતા) (યજ્ઞ)કર્મ સમાપ્ત થતાં ઋષિઓએ મને જવાની અનુમતિ આપી છે. (પણ) ખિન્ન અંતરને હું ક્યાં જઈ વિનોદ આપું? (નિઃશ્વાસ નાખીને) પ્રિયાના દર્શન વિના બીજું મારે શરણ જ ક્યું હોય? ત્યારે તેને હું શોધી નાખું. (સૂર્ય સામે જોઈ) બળબળતી બપોરનો આ વખત મોટે ભાગે શકુંતલા પોતાની સખીઓ સાથે લતાકુંજવાળા માલિનીતીર ઉપર ગાળે છે. ત્યા જ જાઉં. (થોડુંક ચાલી અને સ્પર્શસુખનો અભિનય કરી) આ જગ્યાએ કેવો સરસ પવન વાય છે!

કમળ સુગંધિત, અને માલિની નદીના તરંગોના જલકણોને લઈ આવતો આ (શીતળ) પવન કામતપ્ત અંગો વડે પ્રગાઢપણે આલિંગી શકાય તેવો છે. (૬)

(થોડુંક ચાલી, નિહાળીને) નેતરોથી વીંટળાયેલા આ લતામંડપમા તે હાજર હોવી જ જોઈએ તેથી જ,

(લતામંડપ)ના દ્વાર ઉપર શુભ્ર રેતીમા આગળના ભાગે ઓછી તથા નિતંબના ભારથી પાછળના ભાગમા ઊંડી તાજા જ પગલાની હાર દેખાય છે. (૭)

લાવ વૃક્ષના પાછળ રહીને જોઉં. (ચાલીને તેમ કરીને, સહર્ષ) અહાહા! નયનોને નિઃશ્ચય આનંદ પ્રાપ્ત થયો શિલાખંડ ઉપર બિછાવેલ ફૂલોની પથારી ઉપર સૂતેલી આ રહી મારી મનોવાંછિત પ્રિયતમા, જેની સખીઓ સેવા કરી રહી છે. ઠીક, એમના મનમોકળી વાતો સાંભળવા દે (જોતો ઊભો રહે છે.)

(વર્ણિત અવસ્થામા, શકુંતલા સખીઓ સાથે પ્રવેશ છે.)

**બે સખીઓ**—(સસ્નેહ પંખો નાખતા) અરે શકુંતલા, આ કમલપત્રનો પવન તને સુખ આપે છે?

**શકુંતલા**—શું મને તમે પવન નાખી રહ્યા છો?

(સખીઓ વિષાદનો અભિનય કરી એક બીજી સામે જુએ છે.)

**રાજા**—શકુંતલાનું શરીર અત્યંત અસ્વસ્થ લાગે છે (વિચારતા) તો શું આ લૂની અસર હશે? કે જેવું મારા મનમા છે તેવું હશે? (અભિલાષપૂર્વક જોઈને) અથવા શંકાને સ્થાન જ ક્યા છે?

સ્તનો ઉપર વાળાનો લેપ લગાડ્યો છે, હાથમા પહેરેલુ મૃણાલનું એક કંકણ ખૂબ ઢીલું થયુ છે. આવુ પ્રિયાનુ પીડાગ્રસ્ત શરીર (પણ) અત્યંત સુંદર (દેખાય) છે. મદનવિકાર તથા ગ્રીષ્મવિકારનો થતો તાપ ભલે સમાન હોય પણ યુવતીઓનો આવો મધુર અપરાધ તો ગ્રીષ્મનો તાપ ન જ કરી શકે. (૮)

**प्रियंवदा**—(जनान्तिकम्) अनसूये तस्य राजर्षे प्रथमदर्शनादारभ्य पर्युत्सुकेव शकुन्तला । किं न खलु तस्यास्तन्निमित्तोऽयमातङ्को भवेत् ।

**अनसूया**—सखि, ममापीदृशशाशङ्का हृदयस्य । भवतु । प्रक्ष्यामि तावदेनाम् । (प्रकाशम्) सखि, प्रष्टव्यासि किमपि । बलवान्खलु ते संतापः ।

**शकुन्तला**—(पूर्वार्धेन शयनादुत्थाय ।) हला किं वक्तुकामासि ।

**अनसूया**—हला शकुन्तले, अनभ्यन्तरे खल्वावां मदनगतस्य वृत्तान्तस्य । किं यादृशी तिहासनिबन्धेषु कामयमानानामवस्था श्रूयते तादृशीं तव पश्यामि । कथय किंनिमित्तं ते संतापः । विकारं खलु परमार्थतोऽज्ञात्वानारम्भः प्रतीकारस्य ।

**राजा**—अनसूयामप्यनुगतो मदीयस्तर्कः । न हि स्वाभिप्रायेण मे दर्शनम् ।

**शकुन्तला**—(आत्मगतम्) बलवान्खलु मेऽभिनिवेशः । इदानीमपि सहसैतयोर्न शक्नोमि निवेदयितुम् ।

**प्रियंवदा**—सखि शकुन्तले, सुष्ठ्वेषा भणति । किमात्मन आतङ्कमुपेक्षसे । अनुदिवसं खलु परिहीयसेऽङ्गैः । केवलं लावण्यमयी छाया त्वां न मुञ्चति ।

**राजा**—अवितथमाह प्रियंवदा । तथा हि ।

> क्षामक्षामकपोलमाननमुरः काठिन्यमुक्तस्तनं
> मध्यः क्लान्ततरः प्रकामविनतावंसौ छविः पाण्डुरा ।
> शोच्या च प्रियदर्शना च मदनक्लिष्टेयमालक्ष्यते
> पत्राणामिव शोषणेन मरुता स्पृष्टा लता माधवी ॥९॥

**शकुन्तला**—सखि, कस्य वान्यस्य कथयिष्यामि । आयासयित्रीदानीं वां भविष्यामि ।

**उभे**—अत एव खलु निर्बन्धः । स्निग्धजनसंविभक्तं हि दुःखं सह्यवेदनं भवति ।

**राजा**—

> पृष्टा जनेन समदुःखसुखेन बाला
> नेयं न वक्ष्यति मनोगतमाधिहेतुम् ।
> दृष्टो विवृत्य बहुशोऽप्यनया सतृष्ण-
> मत्रान्तरे श्रवणकातरतां गतोऽस्मि ॥१०॥

**शकुन्तला**—सखि, यतः प्रभृति मम दर्शनपथमागतः स तपोवनरक्षिता राजर्षि— (इत्यर्धोक्तेन लज्जां नाटयति ।)

**પ્રિયંવદા**—(જનાન્તિકે) તે રાજર્ષિના પ્રથમ દર્શનની માંડીને શકુંતલા ઉત્કંઠિત લાગે છે. તો તે નિમિત્ત તો શકુંતલાની આ પીડા ન હોય ?

**અનસૂયા**—સખી, મારા મનમાં પણ એ જ શંકા ઘોળાયા કરે છે. ઠીક એને જ પૂછું. (મોટેથી) સખી મારે તને કંઈક પૂછવું છે તારો જ્વર ખરેખર ખૂબ ભારે લાગે છે

**શકુંતલા**—(પથારીમાંથી અડધી બેઠી થઈને) સખી, શું કહેવું છે તારે ?

**અનસૂયા**—અરે શકુંતલા, પ્રેમની વાતથી અમે બે સાવ અજાણ છીએ. ઇતિહાસના ગ્રંથો ઉપરથી પ્રેમપીડિતોની જેવી અવસ્થા સાંભળી છે તેવી જ તારી દશા છે એમ મને લાગે છે તો કહે તારા આ સંતાપનું કારણ શું ? વિકારનું બરાબર નિદાન જાણ્યા વગર તેવા ઇલાજનો આરંભ ન જ થઈ શકે

**રાજા**—મારી શંકા પણ અનસૂયાની શંકાને જ અનુસરે છે મારી શંકા કેવળ પોતાના જ અભિપ્રાયથી નથી થઈ.

**શકુંતલા**—(સ્વગત) મારો પ્રેમ સાચે જ અત્યંત પ્રબળ છે, (પણ) હજુય આ બન્નેને એકદમ જણાવી શકું એમ નથી

**પ્રિયંવદા**—સખી શકુંતલા, એની વાત બરાબર છે. તું પોતાની પીડા પ્રત્યે બેપરવા કેમ રહે છે ? દિવસે દિવસે તારાં અંગો ક્ષીણ થતાં જાય છે કેવળ તારા લાવણ્યની ઝળક તને છોડતી નથી

**રાજા**—પ્રિયંવદા ખોટું નથી કહેતી કારણ કે,

મોઢાના ગાલ અત્યંત બેસી ગયા છે, સ્તન કઠોર મટી ઢીલા થયા છે, કમર વિશેષ પાતળી પડી છે ખભા અત્યંત નમી ગયા છે, શરીરની કાન્તિ ફીકી પડી છે. કામપીડિતા એ શોચનીય દશાને પામી છતાં, પાંદડાંને સૂકવનાર પવનથી હવાયેલી માધવીલતાની જેમ પ્રિયદર્શના લાગે છે (૯)

**શકુંતલા**—સખી, બીજા તે કોને હું કહેવાની હતી ? તમને જ હવે કષ્ટ આપનારી બનીશ

**બન્ને**—એટલે તો આગ્રહ કરીએ છીએ સ્નેહીજનોમાં દુઃખની વેદના વહેંચાય તો દુઃખ સહ્ય થઈ શકે છે

**રાજા**—સુખદુઃખની ભાગીદાર સખીઓએ વાત પૂછી છે એટલે આ બાળા પોતાના હૃદયગત અન્તઃસ્થતાનું કારણ જરૂર કહેશે

અને વારંવાર જેનાથ ... ... ... રીને જોતાંને ... (૧૦)

... ... ... ... સાંભળવા ઉત્સુક થતો છું

**શકુંતલા**—સખીઓ, તપોવનનું રક્ષણ કરનાર તે રાજર્ષિ જે દિવસથી મારી નજરે પડ્યા છે (અડધેથી અટકીને લજ્જાનો અભિનય કરે છે)

उभे—कथयतु प्रियसखी ।

शकुन्तला—तत आरभ्य तद्गतेनाभिलाषेणैतदवस्थास्मि संवृत्ता ।

राजा—( सहर्षम् ) श्रुतं श्रोतव्यम् ।

**स्मर एव तापहेतुर्निर्वापयिता स एव मे जातः ।**
**दिवस इवाभ्रश्यामस्तपात्यये जीवलोकस्य ॥११॥**

शकुन्तला—तद्यदि वामनुमतं तदा तथा वर्तेथां यथा तस्य राजर्षेरनुकम्पनीया भवामि । अन्यथावश्यं सिञ्चत मे तिलोदकम् ।

राजा—संशयच्छेदि वचनम् ।

प्रियंवदा—( जनान्तिकम् ) अनसूये, दूरगतमन्मथाक्षमेयं कालहरणस्य । यस्मिन्बद्धभावैषा स ललामभूतः पौरवाणाम् । तद्युक्तमस्या अभिलाषोऽभिनन्दितुम् ।

अनसूया—तथा यथा भणसि ।

प्रियंवदा—( प्रकाशम् ) सखि, दिष्ट्यानुरूपस्तेऽभिनिवेशः । सागरमुज्झित्वा कुत्र वा महानद्यवतरति । क इदानीं सहकारमन्तरेणातिमुक्तलतां पल्लविता सहते ।

राजा—किमत्र चित्रं यदि विशाखे शशाङ्कलेखामनुवर्तेते ।

अनसूया—कः पुनरुपायो भवेद्येनाविलम्बितं निभृतं च सख्या मनोरथं संपादयावः ।

प्रियंवदा—निभृतमिति चिन्तनीयं भवेत् । शीघ्रमिति सुकरम् ।

अनसूया—कथमिव ।

प्रियंवदा—ननु स राजर्षिरेतस्यां स्निग्धदृष्ट्या सूचिताभिलाष एतान्दिवसान्प्रजागरकृशो लक्ष्यते ।

राजा—सत्यमित्थंभूत एवास्मि । तथा हि ।

**इदमशिशिरैरन्तस्तापाद्विवर्णमणीकृतं**
**निशि निशि भुजन्यस्तापाङ्गप्रसारिभिरश्रुभिः ।**
**अनभिलुलितज्याघाताङ्कं मुहुर्मणिबन्धना-**
**त्कनकवलयं स्रस्तं स्रस्तं मया प्रतिसार्यते ॥१२॥**

प्रियंवदा—( विचिन्त्य ) हला, मदनलेखोऽस्य क्रियताम् । इमं देवताशेषापदेशेन सुमनोगोपितं कृत्वा तस्य हस्तं प्रापयिष्यामि ।

**બન્ને**—પ્રિય સખી, કહે કહે.

**શકુંતલા**—ત્યારથી તેની ઝંખનાને કારણે મારી આવી દશા થઈ છે

**રાજા**—(સહર્ષ) સાભળવા જેવી વાત સાભળી લીધી

જેવી રીતે તાપના કારણરૂપ ગ્રીષ્મનો મેઘશ્યામલ દિવસ સમસ્ત જીવલોકને શાંતિ આપનાર બને છે તેમ મારા સંતાપના કારણરૂપ કામદેવ જ મને શાંતિ આપનાર બન્યો. (૧૧)

**શકુંતલા**—તો, જો તમને યોગ્ય લાગતુ હોય તો તે રાજર્ષિ મારા ઉપર કૃપા કરે એવુ કઈક કરો, નહીં તો મારા ઉપર તલ ને જલની અંજલિ છાટી દો

**રાજા**—સંશયને દૂર કરે એવુ આ વચન છે

**પ્રિયંવદા**—(જનાન્તિકે) અનસૂયા, પ્રેમમા બહુ જ આગળ વધેલી તે, હવે સમયનો વિલબ નહી સહી શકે તેમ નથી જેની સાથે એ પ્રેમભાવે બધાઈ છે તે પૌરવકુળના ભૂષણરૂપ છે આથી એના મનોરથને અભિનદીએ એ જ યોગ્ય છે

**અનસૂયા**—તુ બરાબર કહે છે.

**પ્રિયંવદા**—(મોટેથી) સખી, તારો પ્રેમ સદ્ભાગ્યે અનુરૂપ પાત્ર માટે જ છે સમુદ્રને છોડીને મહાનદી બીજે ક્યા જવાની ? હવે, આમ્રવૃક્ષ વગર બીજુ કોણ નવપલ્લવિત માધવી લતાને આધાર આપી શકે ?

**રાજા**—વિશાખના બે તારાઓ ચદ્રલેખાને અનુસરે એમા નવાઈ શી ?

**અનસૂયા**—પણ આપણી સખીનો મનોરથ, વિના વિલબે અને ચુપચુપ સિદ્ધ કરીએ એવો કોઈ ઉપાય છે ?

**પ્રિયંવદા**—ગુપ્ત રીતે કહેતી હોય તો વિચારવાનુ ખરુ. (બાકી) વિના વિલબની વાત તો સહેલી છે.

**અનસૂયા**—કેવી રીતે ?

**પ્રિયંવદા**—સ્નેહભરી નજરે આના તરફ નિહાળીને પોતાનો અભિલાષ સૂચવનાર રાજર્ષિ આજકાલ જાગરણને કારણે કૃશ થયેલા લાગે છે

**રાજા**—ખરેખર, એવો જ હુ થયો છુ કેમકે—

હૃદયસંતાપથી રોજ રાત્રે હાથ ઉપર મૂકેલા નયનના પ્રાતભાગમાથી ઝરી રહેલા ઉષ્ણ આસુઓથી આ રત્નોનો રંગ ઝાખો થઈ ગયો છે, અને પણછના ઘાની નિશાનીવાળા સ્થાનને સ્પર્શ્યા વિના મણિબધન સ્થાનેથી સરી પડતા સુવર્ણ કંકણને હુ વારવાર ઉપર ચઢાવુ છુ (૧૨)

**પ્રિયંવદા**—(વિચાર કરીને) ભલે, તેને માટે પ્રેમપત્ર તૈયાર કરીએ. દેવના પ્રસાદને બહાને ફૂલોમા છુપાવીને તેના હાથમા હુ પહોચતો કરીશ.

अनसूया—रोचते मे सुकुमारः प्रयोगः। किं वा शकुन्तला भणति।

शकुन्तला—सखीनियोगोऽपि विकल्प्यते।

प्रियंवदा—तेन ह्यात्मन उपन्यासपूर्वं चिन्तय तावत् किमपि ललितपदबन्धनम्।

शकुन्तला—हला, चिन्तयाम्यहम्। अवधीरणभीरु पुनर्वेपते मे हृदयम्।

राजा—(सहर्षम्)

अयं स ते तिष्ठति संगमोत्सुको
विशङ्कसे भीरु यतोऽवधीरणाम्।
लभेत वा प्रार्थयिता न वा श्रियं
श्रिया दुरापः कथमीप्सितो भवेत्॥१३॥

सख्यौ—आत्मगुणावमानिनि, क इदानीं शरीरनिर्वापयित्रीं शारदीं ज्योत्स्नां पटान्तेन वारयति।

शकुन्तला—(सस्मितम्) नियोजितेदानीमस्मि। (इत्युपविष्टा चिन्तयति।)

राजा—स्थाने खलु विस्मृतनिमेषेण चक्षुषा प्रियामवलोकयामि। यतः,

उन्नमितैकभ्रूलतमाननमस्याः पदानि रचयन्त्याः।
कण्टकितेन प्रथयति मय्यनुरागं कपोलेन॥१४॥

शकुन्तला—हला, चिन्तितं मया गीतवस्तु। न खलु संनिहितानि पुनर्लेखनसाधनानि।

प्रियंवदा—एतस्मिन् शुकोदरसुकुमारे नलिनीपत्रे नखैर्निक्षिप्तवर्णं कुरु।

शकुन्तला—(यथोक्तं रूपयित्वा) हला शृणुतमिदानीं संगतार्थं न वेति।

उभे—अवहिते स्वः।

शकुन्तला—(वाचयति।)

तव न जाने हृदयं मम पुनः कामो दिवापि रात्रावपि।
निर्घृण तपति बलीयस्त्वयि वृत्तमनोरथान्यङ्गानि॥१५॥

राजा—(सहसोपसृत्य)

तपति तनुगात्रि मदनस्त्वामनिशं मां पुनर्दहत्येव।
ग्लपयति यथा शशाङ्कं न तथा हि कुमुद्वतीं दिवसः॥१६॥

**અનસૂયા**—આ સુકોમળ પ્રયોગ મને ગમ્યો અથવા શકુંતલાનો શો અભિપ્રાય છે ?

**શકુંતલા**—તમારી આજ્ઞાની વિરુદ્ધ કંઈ કરી શકાય ખરું ?

**પ્રિયંવદા**—તો પછી પોતાની સ્થિતિને અનુલક્ષીને લલિત પદવાળું એકાદ પદ્ય વિચાર

**શકુંતલા**—અલી, હું વિચારું છું પણ અવજ્ઞાની બીકથી મારું હૃદય કંપી ઊઠે છે.

**રાજા**—(સહર્ષ)

હે ભીરુ, જેની અવજ્ઞાની તને બીક લાગે છે તે આ હું તારા સમાગમને માટે આતુર બની આ ઊભો રહ્યો પ્રાર્થના કરનારને લક્ષ્મી મળે કે ન પણ મળે, પણ લક્ષ્મી જેને ચાહે, તેને માટે તે અનભ્ય રહે જ કેવી રીતે ? (૧૩)

**બે સખીઓ**—અરે પોતાના ગુણોની અવગણના કરનાર, શરીરને શાંતિ આપનાર શરદની ચાંદનીને કયો (મૂર્ખ) વસ્ત્રના પાલવથી વારે ?

**શકુંતલા**—(સસ્મિત) ત્યારે હવે લખવા માંડું છું (બેસીને વિચાર કરે છે)

**રાજા**—પલકારા મારવાનું ભૂલી ગયેલી આંખથી પ્રિયાને નિહાળી રહ્યો છું તે યોગ્ય જ છે કારણ કે,

ઊંચી ચઢાવેલી ભમરવેલવાળું એનું મુખ, ગીત રચતી વખતે, ગાલ રોમાંચિત થતાં, મારા પ્રત્યેનો પ્રેમ પ્રકટ કરે છે (૧૪)

**શકુંતલા**—અરે ગીતની વસ્તુ તો મેં વિચારી છે, પણ લખવાનાં સાધનો અહીં નથી

**પ્રિયંવદા**—પોપટના પેટ સમા સુકોમળ કમળપત્ર ઉપર નખોથી અક્ષરો કોતરી નાખ

**શકુંતલા**—(તેમ કરવાનો અભિનય કરીને) અરે, હવે સાંભળો તો. અર્થ સુસ્પષ્ટ છે કે નહીં ?

**બન્ને**—સાંભળીએ છીએ

**શકુંતલા**—(વાંચે છે.)

તારું હૃદય જાણતી નથી. હે નિષ્ઠુર, પણ જેનાં સઘળાં જ અભિલાષ તારી તરફ છે તેવી મને—મારા અંગોને—તો આ મદન રાત-દિવસ ભરે સંતાપ આપે છે. (૧૫)

**રાજા**—(એકદમ ધસી આવીને)

હે તન્વી, મદન તને નિરંતર સંતાપે છે, પણ મને તો તે બાળે છે દિન (તો ચંદ્ર) ચંદ્રને જેટલો ચીમળાવે છે તેટલો પોયણીને પીડતો નથી (૧૬)

**सख्यौ**—( सहर्षम् ) स्वागतमविलम्बिनो मनोरथस्य ।

( शकुन्तलाभ्युत्थातुमिच्छति । )

**राजा**—अलमलमायासेन ।

**संदष्टकुसुमशयनान्याशुक्लान्तबिसभङ्गसुरभीणि ।**
**गुरुपरितापानि न ते गात्राण्युपचारमर्हन्ति ॥१७॥**

**अनसूया**—इतः शिलातलैकदेशमलंकरोतु वयस्यः ।

( राजोपविशति । शकुन्तला सलज्जा तिष्ठति । )

**प्रियंवदा**—द्वयोरपि युवयोरन्योन्यानुरागः प्रत्यक्षः । सखीस्नेहो मां पुनरुक्तवादिनीं करोति ।

**राजा**—भद्र, नैतत्परिहार्यम् । विवक्षितं ह्यनुक्तमनुतापं जनयति ।

**प्रियंवदा**—आपन्नस्य विषयनिवासिनो जनस्यार्तिहरेण राज्ञा भवितव्यमित्येष युष्माकं धर्मः ।

**राजा**—नास्मात्परम् ।

**प्रियंवदा**—तेन हीयमावयोः प्रियसखी त्वामुद्दिश्येदमवस्थान्तरं भगवता मदनेनारोपिता । तदर्हस्यभ्युपपत्त्या जीवितं तस्या अवलम्बितुम् ।

**राजा**—भद्रे, साधारणोऽयं प्रणयः । सर्वथानुगृहीतोऽस्मि ।

**शकुन्तला**—( प्रियंवदामवलोक्य ) हला, किमन्तःपुरविरहपर्युत्सुकस्य राजर्षेरुपरोधेन ।

**राजा**—

**इदमनन्यपरायणमन्यथा**
**हृदयसंनिहिते हृदयं मम ।**
**यदि समर्थयसे मदिरेक्षणे**
**मदनबाणहतोऽस्मि हतः पुनः ॥१८॥**

**अनसूया**—वयस्य, बहुवल्लभा राजानः श्रूयन्ते । यथा नौ प्रियसखी बन्धुजनशोचनीया न भवति तथा निर्वर्तय ।

**राजा**—भद्रे, किं बहुना ।

**परिग्रहबहुत्वेऽपि द्वे प्रतिष्ठे कुलस्य मे ।**
**समुद्ररसना चोर्वी सखी च युवयोरियम् ॥१९॥**

**उभे**—निर्वृते स्वः ।

**प्रियंवदा**—( सदृष्टिक्षेपम् ) अनसूये, यथैष इतोदत्तदृष्टिरुत्सुको मृगपोतको मातरमन्विष्यति । एहि । संयोजयाव एनम् । ( इत्युभे प्रस्थिते । )

**સખીઓ**—(જોઈને અને એકદમ હર્ષથી ઊઠીને) વિના વિલંબ ફળનાર મનોરથનું સ્વાગત હો. (શકુંતલા ઊઠવા પ્રયાસ કરે છે)

**રાજા**—રહેવા દો, રહેવા દો, શ્રમ લેવાનું.

ફૂલોની શય્યાને ચોંટેલું, અત્યંત ચોળાઈ ગયેલા કમળદાંડીના કંકણોવાળું ભારે જ્વર અનુભવતું આ તારું અંગ શિષ્ટાચાર દર્શાવવાને માટે યોગ્ય નથી. (૧૭)

**અનસૂયા**—તો મિત્ર, આ શિલાતલની એક બાજુને સુશોભિત કરો (=બિરાજો) (રાજા બેસે છે. શકુંતલા લજ્જા અનુભવે છે.)

**પ્રિયંવદા**—તમારો બન્નેનો પરસ્પર પ્રેમ પ્રત્યક્ષ થયો છે. તો પણ મારી સાહેલી પ્રત્યેનો સ્નેહ મને વાત ફરી કહેવા પ્રેરે છે.

**રાજા**—ભદ્રે, તો એ કહેતા અટકશો નહીં (કારણ) કહેવા જેવી વાત ન કહેવાય તો તે પાછળથી ખેદ જન્માવે છે

**પ્રિયંવદા**—પોતાના રાજ્યમાં રહેતી વિપત્તિગ્રસ્ત વ્યક્તિઓનું દુઃખ રાજા, દૂર કરે એ તો તેનો ધર્મ છે

**રાજા**—એથી પરમ ધર્મ બીજો હોય જ નહીં.

**પ્રિયંવદા**—તો પછી આપને કારણે અમારી પ્રિય સખીનુ મદને આવુ સ્થિતિ પરિવર્તન કર્યું છે તો તેને સ્વીકારી તેના જીવનને તમારે ટેકો આપવો જ રહ્યો

**રાજા**—ભદ્રે, આ વિનંતિ તો ઉભયપક્ષી છે. સર્વ રીતે મારા ઉપર ઉપકાર થયો.

**શકુંતલા**—(પ્રિયંવદા સામે જોઈને) સખી, અંતઃપુરના વિરહથી ઉત્કંઠિત રાજર્ષિને અટકાવવાથી શું ?

**રાજા**—

મારા હૃદયની સમીપે વસનારી હે મદિરાક્ષી, અનન્યનિષ્ઠ એવા આ મારા હૃદયને તું જો અન્યાસક્ત માનીશ તો મન્મથના બાણથી વીંધાયેલો હું (તમારા વડે) ફરી વીંધાયો. (૧૮)

**અનસૂયા**—મિત્ર રાજાને અનેક પત્નીઓ હોય છે એમ સાંભળ્યુ છે એટલે અમારી આ પ્રિય સખી વિષે તેના બાંધવોને શોક કરવાનો પ્રસંગ ન આવે તેમ વર્તજો.

**રાજા**—ભદ્રે, વિશેષ તો શું કહું ?

ભલે મારે અનેક પત્ની હોય, છતાં કેવળ બે જ મારા કુળની પ્રતિષ્ઠાસમી બની રહેશે—સમુદ્રરૂપી મેખલાવાળી પૃથ્વી અને તમારી આ સખી.

**બન્ને**—અમને સંતોષ થયો.

**પ્રિયંવદા**—(દૃષ્ટિક્ષેપ કરી) અનસૂયા, જો તો આ તરફ તું નજર નાખ, પેલું હરણબાળ પોતાની માને ઉત્સુકતાથી શોધે છે. આવ, આપણે તેને (મા સાથે) મેળવી દઈએ. (બન્ને ચાલવા માંડે છે.)

शकुन्तला—हला, अशरणास्मि । अन्यतरा युवयोरागच्छतु ।

उभे—पृथिव्या यः शरणं स तव समीपे वर्तते । ( इति निष्क्रान्ते ।)

शकुन्तला—कथं गते एव ।

राजा—अलमावेगेन । नन्वयमाराधयिता जनस्तव समीपे वर्तते ।

किं शीतलैः क्लमविनोदिभिरार्द्रवातान्
सञ्चारयामि नलिनीदलतालवृन्तैः ।
अङ्के निधाय करभोरु यथासुखं ते
संवाहयामि चरणावुत पद्मताम्रौ ॥२०॥

शकुन्तला—न माननीयेष्वात्मानमपराधयिष्ये । (इत्युत्थाय गन्तुमिच्छति ।)

राजा—सुन्दरि, अपरिनिर्वाणो दिवसः । इयं च ते शरीरावस्था ।

उत्सृज्य कुसुमशयनं नलिनीदलकल्पितस्तनावरणम् ।
कथमातपे गमिष्यसि परिबाधापेलवैरङ्गैः ॥२१॥

(इति बलादेनां निवर्तयति ।)

शकुन्तला—पौरव, रक्खाविनयम् । मदनसंतप्तापि न खल्वात्मनः प्रभवामि ।

राजा—भीरु, अलं गुरुजनभयेन । दृष्ट्वा ते विदितधर्मा तत्रभवान्नात्र दोषं ग्रहीष्यति कुलपतिः । अपि च—

गान्धर्वेण विवाहेन बह्व्यो राजर्षिकन्यकाः ।
श्रूयन्ते परिणीतास्ताः पितृभिश्चाभिनन्दिताः ॥२२॥

शकुन्तला—मुञ्च तावन्माम् । भूयोऽपि सखीजनमनुमानयिष्ये ।

राजा—भवतु । मोक्ष्यामि ।

शकुन्तला—कदा ।

राजा—

अपरिक्षतकोमलस्य यावत्
कुसुमस्येव नवस्य षट्पदेन ।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥२३॥

(इति मुखमस्याः समुन्नमयितुमिच्छति । शकुन्तला परिहरति नाट्येन ।)

( नेपथ्ये )

**શકુંતલા**—અત્યારે હું અરક્ષિત છું. તમારા બેમાંથી એક તો અહીં આવો.

**બન્ને**—પૃથ્વીનો જે રક્ષક છે તે તારી પાસે તો છે.

(જાય છે.)

**શકુંતલા**—શું બન્ને ચાલી ગયા?

**રાજા**—ક્ષોભ પામશો નહીં. આ સેવક તમારી પાસે હાજર છે

શું થાક દૂર કરનાર શીતળ કમલિનીના પાંદડાના પંખાથી (જલકણ) ભીના વાયુ ઢોળું, કે હે કરભોરુ! તમને સુખ ઉપજે એવી રીતે તમારા કમળશા રાતા ચરણોને ખોળામાં લઈને દાબું. (૨૦)

**શકુંતલા**—માનનીય વ્યક્તિની હું અપરાધિની બનવા નથી માગતી.

(ઊભી થઈને જવા માગે છે.)

**રાજા**—સુંદરી! દિવસ હજુ આથમ્યો નથી અને તારી આવી અવસ્થા છે.

કમલદલથી રચેલા સ્તનના આચ્છાદનવાળી તું, ફૂલોની સેજ ત્યજી, જ્વર-દુર્બળ અંગો વડે તડકામાં કેવી રીતે જઈશ? (૨૧)

(બળપૂર્વક એને પાછી ફેરવે છે.)

**શકુંતલા**—પૌરવ, સંયમ રાખો. મદનતપ્ત છું છતાં હું પોતે પૂર્ણ સ્વાધીન નથી.

**રાજા**—ભીરુ, વડીલોનો ડર રાખીશ નહીં. ધર્મના જ્ઞાતા પૂજ્ય કુલપતિશ્રી તારી વાત સાંભળી તારો દોષ ગ્રહણ નહીં કરે. વળી,

અનેક રાજર્ષિકન્યાઓએ ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યાં અને પિતાઓના અભિનંદન મેળવ્યાં એમ પણ સાંભળ્યું છે (૨૨)

**શકુંતલા**—પણ મને જવા દો. ફરી એકવાર સખીઓની અનુમતિ મેળવીશ.

**રાજા**—ભલે, છોડીશ

**શકુંતલા**—ક્યારે?

**રાજા**—હે સુંદરી,

અક્ષત કોમલ નવપુષ્પના રસનો આસ્વાદ લેતા ભ્રમરની જેમ તારા અપરિક્ષત સુકુમાર નવકુસુમ સમાન અધર રસ જ્યારે આ પિપાસુ નમ્ર ભાવે ગ્રહણ કરશે ત્યારે (૨૩)

(તેનું મુખ ઊંચું કરવા ઇચ્છે છે. શકુંતલા તેને રોકવાનો અભિનય કરે છે.)

(નેપથ્યે)

હે ચક્રવાકવધૂ, તારા સહચરની વિદાય માગી લે. રાત આવી રહી છે.

**શકુંતલા**—(સંભ્રમયુક્ત) પૌરવ, નક્કી આર્યા ગૌતમી કુશળતા જાણવા માટે આવે છે. તો જરા વૃક્ષની પાછળ છુપાઈ જાઓ.

**राजा**–तथा । (इत्यात्मानमावृत्य तिष्ठति ।)

(ततः प्रविशति पात्रहस्ता गौतमी सख्यौ च ।)

**सख्यौ**–इत इत आर्या गौतमी ।

**गौतमी**–(शकुन्तलामुपेत्य ) जाते, अपि लघुसंतापानि तेऽङ्गानि ।

**शकुन्तला**–आर्ये, अस्ति मे विशेषः ।

**गौतमी**–अनेन दर्भोदकेन निराबाधमेव ते शरीरं भविष्यति । (शिरसि शकुन्तलामभ्युक्ष्य) वत्से, परिणतो दिवसः । एहि उटजमेव गच्छामः ।

(इति प्रस्थिताः ।)

**शकुन्तला**–(आत्मगतम् ) हृदय, प्रथममेव सुखोपनते मनोरथे कातरभावं न मुञ्चसि । सानुशयविघटितस्य कथं ते साम्प्रतं संतापः । (पदान्तरे स्थित्वा प्रकाशम् ) लतावलय संतापहारक, आमन्त्रये त्वां भूयोऽपि परिभोगाय । (इति दुःखेन निष्क्रान्ता शकुन्तला सहेतराभिः ।)

**राजा**–(पूर्वस्थानमुपेत्य सनिःश्वासम् ) अहो विघ्नवत्यः प्रार्थितार्थसिद्धयः । मया हि–

**मुहुरङ्गुलिसंवृताधरोष्ठं**
**प्रतिषेधाक्षरविक्लवाभिरामम् ।**
**मुखमंसविवर्ति पक्ष्मलाक्ष्याः**
**कथमप्युन्नमितं न चुम्बितं तु ॥२४॥**

क्व नु खलु संप्रति गच्छामि । अथवा इहैव प्रियापरिभुक्तमुक्ते लतावलये मुहूर्तं स्थास्यामि । (सर्वतोऽवलोक्य )

**तस्याः पुष्पमयी शरीरलुलिता शय्या शिलायामियं**
**क्लान्तो मन्मथलेख एष नलिनीपत्रे नखैरर्पितः ।**
**हस्ताद्भ्रष्टमिदं बिसाभरणमित्यासज्यमानेक्षणो**
**निर्गन्तुं सहसा न वेतसगृहाच्छक्नोमि शून्यादपि ॥२५॥**

(आकाशे) राजन्

**सायंतने सवनकर्मणि संप्रवृत्ते**
**वेदीं हुताशनवतीं परितः प्रकीर्णाः ।**
**छायाश्चरन्ति बहुधा भयमादधानाः**
**संध्यापयोदकपिशाः पिशिताशनानाम् ॥२६॥**

**રાજા**—વારુ. (પોતાની જાતને છુપાવી ઊભો રહે છે.)

(હાથમા પાત્ર લઈ ગૌતમી અને સખીઓનો પ્રવેશ.)

**બે સખીઓ**—આ બાજુ, આ બાજુ, ગૌતમી મેયા.

**ગૌતમી**—(શકુંતલા પાસે પહોચી) વત્સે ! તારા શરીરની પીડા ઓછી થઈ કે ?

**શકુંતલા**—આર્યા, હવે મને વધુ સારું છે.

**ગૌતમી**—આ દર્ભજળથી તારા શરીરની પીડા મટી જશે. (શકુંતલાના માથે છંટકારે છે.) વત્સે, દિવસ આથમી ગયો છે ચાલ આપણે પર્ણકુટીએ જ જઈએ.

(પ્રસ્થાન)

**શકુંતલા**—(સ્વગત) હૃદય ! પ્રથમ જ્યારે મનોરથ સહેલાઈથી સફળ થવાનો સમય આવ્યો ત્યારે તેં ભીરુતા ત્યજી નહીં. હવે પશ્ચાત્તાપ પામીને સંતાપ યોગ્ય છે ખરો ? (થોડાક ડગલા ચાલી, થંભી, મોટેથી) સંતાપહર હે લતામંડપ, ફરી ઉપભોગને માટે (હમણા તો) તારી રજા માગું છું.

(દુઃખી થઈ શકુંતલા બીજાઓ સાથે જાય છે.)

**રાજા**—(પૂર્વસ્થાને પહોચી, નિઃશ્વાસ નાખીને) અહો, મનોરથની સિદ્ધિઓ વિઘ્નભરી છે.

મેં જ વારંવાર આંગળીથી અધરોષ્ઠને ઢાકી દેતી, 'ના ના' એવા નિષેધના મધુર શબ્દો ઉચ્ચારતી, નયનની લાંબી પાપણો ધરાવતી સુનયનાનું ખભા તરફ ફેરવેલું મુખ પરાણે ઊંચકયું પણ ચુંબન આપી શકયો નહીં. (૨૪)

હવે કયા જાઉં ? અથવા અહીં જ પ્રિયાએ ભોગવેલા આ લતાકુંજમા થોડો વખત બેસીશ. (ચારેબાજુ જોઈને)

આ રહી શિલાપરની તેના શરીરથી વિમર્દિત ફૂલસેજ; કમલપત્ર ઉપર નખથી કોતરેલો મ્લાન થઈ ગયેલો તેનો આ પ્રેમપત્ર; હાથમાથી સરી પડેલું કમળતંતુનું કંકણ પણ આ રહ્યુ—આ બધા ઉપર દૃષ્ટિ સ્થિર થતી હોવાથી, આ સૂના નેતરમંડપમાથી હુ એકદમ બહાર નીકળી શકતો નથી. (૨૫)

(આકાશે) રાજન્,

સાયંકાલીન યજ્ઞકર્મ શરૂ થતા યજ્ઞની પ્રજ્વલિત અગ્નિવાળી વેદીની આસપાસ વિવિધરૂપે ફેલાયેલી, ભય પમાડે તેવી, સાંજના મેઘ જેવી લાલરંગી રાક્ષસોની છાયાઓ ઘૂમી રહી છે (૨૬)

**રાજા**—આ હું આવી પહોંચ્યો. સમજો

(પ્રસ્થાન.)

ત્રીજો અંક સમાપ્ત

## चतुर्थोऽङ्कः ।

(ततः प्रविशतः कुसुमावचयं नाटयन्त्यौ सख्यौ ।)

**अनसूया**–हला प्रियंवदे, यद्यपि गान्धर्वेण विवाहविधिना निर्वृत्तकल्याणा शकुन्तलानुरूपभर्तृगामिनी संवृत्तेति निर्वृतं मे हृदयम्, तथाप्येतावच्चिन्तनीयम् ।

**प्रियंवदा**–कथमिव ।

**अनसूया**–अद्य स राजर्षिरिष्टिं परिसमाप्य ऋषिभिर्विसर्जित आत्मनो नगरं प्रविश्यान्तःपुरसमागत इतोगतं वृत्तान्तं स्मरति वा न वेति ।

**प्रियंवदा**–विस्रब्धा भव । न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति । किंतु तात इदानीमिमं वृत्तान्तं श्रुत्वा न जाने किं प्रतिपत्स्यत इति ।

**अनसूया**–यथाहं पश्यामि, तथा तस्यानुमतं भवेत् ।

**प्रियंवदा**–कथमिव ।

**अनसूया**–गुणवते कन्यका प्रतिपादनीयेत्ययं तावत्प्रथमः संकल्पः । तं यदि दैवमेव संपादयति नन्वप्रयासेन कृतार्थो गुरुजनः ।

**प्रियंवदा**–एवमिदम् । (पुष्पभाजनं विलोक्य) सखि, अवचितानि बलिकर्मपर्याप्तानि कुसुमानि ।

**अनसूया**–ननु प्रियसख्याः शकुन्तलायाः सौभाग्यदेवतार्चनीया ।

**प्रियंवदा**–युज्यते ।

(इति तदेव कर्मारभेते ।)

(नेपथ्ये)

अयमहं भोः ।

**अनसूया**–(कर्णं दत्त्वा) सखि, अतिथीनामिव निवेदितम् ।

**प्रियंवदा**–नन्वुटजसंनिहिता शकुन्तला । (आत्मगतम्) अद्य पुनर्हृदयेनासंनिहिता ।

**अनसूया**–भवतु । अलमेतावद्भिः कुसुमैः ।

(इति प्रस्थिते ।)

(नेपथ्ये) आः अतिथिपरिभाविनि,

**विचिन्तयन्ती यमनन्यमानसा**
**तपोधनं वेत्सि न मामुपस्थितम् ।**
**स्मरिष्यति त्वां न स बोधितोऽपि सन्**
**कथां प्रमत्तः प्रथमं कृतामिव ॥१॥**

**प्रियंवदा**–हा धिक् हा धिक् । अप्रियमेव संवृत्तम् कस्मिन्नपि पूजार्हेऽपराद्धा शून्यहृदया शकुन्तला । (पुरोऽवलोक्य) न खलु यस्मिन्कस्मिन्नपि । एष दुर्वासाः सुलभकोपो महर्षिः । तथा शप्त्वा वेगबलोत्फुल्लया दुर्वारया गत्या प्रतिनिवृत्तः ।

**अनसूया**–कोऽन्यो हुतवहाद्दग्धुं प्रभविष्यति । गच्छ । पादयोः प्रणम्य निवर्तय यावदहमर्घोदकमुपकल्पयामि ।

**प्रियंवदा**–तथा । (इति निष्क्रान्ता ।)

**अनसूया**–(पदान्तरे स्खलितं निरूप्य) अहो । आवेगस्खलितायाः गत्या प्रभ्रष्टं ममाग्रहस्तात्पुष्पभाजनम् । (पुष्पोच्चयं रूपयति ।)

(प्रविश्य)

**प्रियंवदा**–सखि, प्रकृतिवक्रः स कस्यानुनयं प्रतिगृह्णाति । किमपि पुनः सानुक्रोशः कृतः ।

**अनसूया**–(सस्मितम्) तस्मिन्बह्वेतदपि । कथय ।

**प्रियंवदा**–यदा निवर्तितुं नेच्छति तदा विज्ञापितो मया । भगवन्, प्रथम इति प्रेक्ष्याविज्ञाततपःप्रभावस्य दुहितृजनस्य भगवतैकोऽपराधो मर्षयितव्य इति ।

**अनसूया**–ततस्ततः ।

**प्रियंवदा**–ततो मे वचनमन्यथा भवितुं नार्हति । किंत्वभिज्ञानाभरणदर्शनेन शापो निवर्तिष्यत इति मन्त्रयन्स्वयमन्तर्हितः ।

**अनसूया**–शक्यमिदानीमाश्वसितुम् । अस्ति तेन राजर्षिणा संप्रस्थितेन स्वनामधेयाङ्कितमङ्गुलीयकं स्मरणीयमिति स्वयं पिनद्धम् । तस्मिन्स्वाधीनोपाया शकुन्तला भविष्यति ।

**प्रियंवदा**–सखि, एहि । देवकार्यं तावन्निर्वर्तयावः ।

(परिक्रामतः ।)

(નેપથ્યે)

અરે, અતિથિનો અનાદર કરનારી !

જેનું અનન્ય ચિત્તથી ચિંતવન કરતા, (આગણે આવી) ઊભેલ આ તપસ્વી તરફ, મારી તરફ, લક્ષ આપતી નથી, તે વ્યક્તિ જેમ પ્રમત્ત માણસ, પહેલા કહેલી વાતને યાદ અપાવવા છતા વીસરી જાય છે, તેમ તને નહીં સ્મરી શકે. (૧)

**પ્રિયંવદા**—હાય હાય ! અનિચ્છનીય બનવા પામ્યું. કો'ક પૂજ્ય વ્યક્તિની શૂન્યહૃદયા શકુંતલા અપરાધિની બની લાગે છે. (આગળ દૃષ્ટિપાત કરી) જેવા તેવાની નહીં. આ તો શીઘ્રકોપી મહર્ષિ દુર્વાસા છે. આવો શાપ આપીને ઝટ ઝટ રોકાય નહીં એટલી ગતિએ સડસડાટ પાછા ફરે છે.

**અનસૂયા**—અગ્નિ વગર બીજું કોણ બાળવાને સમર્થ હોય ? જા. એમને પગે પડીને પાછા વાળ. ત્યા સુધીમા હું અર્ઘ્યજલ તૈયાર કરું.

**પ્રિયંવદા**—વારુ (પ્રસ્થાન.)

**અનસૂયા**—(બીજે જ ડગલે ઠેસ વાગ્યાનો અભિનય કરીને) ઓ મા ! આવેગને કારણે પગ સરી જતા મારા હાથમાથી ફૂલની છાબ પણ નીચે પડી ગઈ. (ફૂલો વીણવાનો અભિનય કરે છે.)

(પ્રવેશી)

**પ્રિયંવદા**—બહેન, સ્વભાવવાકા એ ઋષિકોના મનામણા માનવાના હતા ? છતા સહેજ દયાળુ બનાવ્યા ખરા.

**અનસૂયા**—(સસ્મિત) એમની બાબતમા તો આટલું ય ઘણું. કહે તો.

**પ્રિયંવદા**—પાછા ફરવાની અનિચ્છા દર્શાવી ત્યારે તેમને મેં વિનંતિ કરી કે 'ભગવન્, આપના પ્રભાવને ન જાણનારી દીકરીનો આ પહેલો જ અપરાધ છે એમ માની આ એકવાર તો માફ કરવો જોઈએ '

**અનસૂયા**—પછી, પછી ?

**પ્રિયંવદા**—એ પછી 'મારું વચન મિથ્યા નહીં થાય, પરંતુ ઓળખચિહ્ન રૂપ આભૂષણ જોવાથી શાપનુ નિવારણ થશે', એમ બોલતા બોલતા પોતે અંતર્ધાન થઈ ગયા.

**અનસૂયા**—ત્યારે તો આશ્વાસન પામી શકાય એમ છે રાજર્ષિએ અહીંથી જતી વેળા પોતાના નામથી અંકિત સ્મરણચિહ્ન તરીકે જાતે પહેરાવેલી વીંટી છે. શકુંતલાને તેનાથી (શાપનિવૃત્તિનો) ઉપાય સ્વાધીન છે.

**પ્રિયંવદા**—સખી, ચાલ. એના (સૌભાગ્ય)દેવની પૂજાનું કામ તો આપણે પતાવીએ.

(આમતેમ ચાલે છે.)

**प्रियंवदा**—(विलोक्य) अनसूये, पश्य तावत्। वामहस्तोपहितवदनालिखितेव प्रियसखी। भर्तृगतया चिन्तया आत्मानमपि नैषा विभावयति किं पुनरागन्तुकम्।

**अनसूया**—प्रियंवदे, द्वयोरेव नन्वावयोर्मुख एष वृत्तान्तस्तिष्ठतु। रक्षितव्या खलु प्रकृतिपेलवा प्रियसखी।

**प्रियंवदा**—को नामोष्णोदकेन नवमालिकां सिञ्चति।

(उभे निष्क्रान्ते।)

इति विष्कम्भकः।

(ततः प्रविशति सुप्तोत्थितः शिष्यः।)

**शिष्यः**—वेलोपलक्षणार्थमादिष्टोऽस्मि तत्रभवता प्रवासादुपावृत्तेन काश्यपेन। प्रकाशं निर्गतस्तावदवलोकयामि कियदवशिष्टं रजन्या इति। (परिक्रम्यावलोक्य च) हन्त प्रभातम्। तथा हि

**यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-**
**माविष्कृतारुणपुरःसर एकतोऽर्कः।**
**तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां**
**लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥२॥**

अपि च।

**अन्तर्हिते शशिनि सैव कुमुद्वती मे**
**दृष्टिं न नन्दयति संस्मरणीयशोभा।**
**इष्टप्रवासजनितान्यबलाजनस्य**
**दुःखानि नूनमतिमात्रसुदुःसहानि ॥३॥**

**अनसूया**—एवं नाम विषयपराङ्मुखस्यापि जनस्य एतन्न विदितं यथा तेन राज्ञा शकुन्तलायामनार्यमाचरितम्।

**शिष्यः**—यावदुपस्थितां होमवेलां गुरवे निवेदयामि। (निष्क्रान्तः।)

**अनसूया**—प्रतिबुद्धापि किं करिष्ये। न मे उचितेष्वपि निजकरणीयेषु हस्तपादं प्रसरति। कामः इदानीं सकामो भवतु येनासत्यसन्धे जने शुद्धहृदया सखी पदं कारिता। अथवा दुर्वाससः शाप एष विकारयति। अन्यथा कथं स राजर्षिस्तादृशानि मन्त्रयित्वा एतावत्कालं लेखमात्रमपि न विसृजति। तदितोऽभिज्ञानमङ्गुलीयकं तस्य विसृजावः। दुःखशीले तपस्विजने कोऽभ्यर्थ्यताम्। ननु सखीगामी दोष इति व्यवसितापि न पारयामि प्रवासप्रतिनिवृत्तस्य तातकाश्यपस्य दुष्यन्तपरिणीतामापन्नसत्त्वां शकुन्तलां निवेदयितुम्। इत्थंगतेऽस्माभिः किं करणीयम्।

**પ્રિયંવદા**—(જોઈને) અનસૂયા, જો તો ખરી, ડાબા હાથ ઉપર પોતાનુ મુખ ટેકવી જાણે ચિત્રમા ચીતરી હોય તેવી આપણી પ્રિય સખી બેઠી છે વરના વિચારમા પોતાનુ પણ ભાન ભૂલીને બેઠી છે, તો પછી અતિથિની તો વાત જ શી?

**અનસૂયા**—પ્રિયવદા, આપણા બન્નેના મોઢે જ આ વાત રહેવી જોઈએ સ્વભાવે કોમળ આપણી પ્રિય સખીને બચાવવી જોઈએ

**પ્રિયંવદા**—ઊના પાણીએ નવમાલિકાને કોણ સીચે?

(બન્નેનુ પ્રસ્થાન)

## વિષ્કભક સમાપ્ત

(ઊઘીને ઊઠેલા શિષ્યનો પ્રવેશ)

**શિષ્ય**—પ્રવાસેથી પાછા ફરેલા પૂજ્યપાદ કાશ્યપે સમય જાણવાનો મને આદેશ આપ્યો છે એટલે ખુલામા જઈને રાત કેટલી બાકી છે તે જોઈ રહ્યો છુ. (વોકુ કરી, જોઈ કરી) અરે સવાર થઈ ગયુ! એટલે જ,

એક દિશામા ઔષધિનાથ–ચન્દ્ર–અસ્તાચળના શિખર ઉપર જાય છે તો બીજી બાજુએ અરુણને આગળ રાખીને સૂર્ય પ્રગટ થઈ રહ્યો છે એમ બાયે બે તેજસ્વીઓના ઉદય અને અસ્ત ઉપરથી લોકોને પણ જાણે પોતાની ભિન્ન ભિન્ન દશાઓનુ શિક્ષણ ના મળતુ હોય (૨)

વળી

ચન્દ્ર દૂર થતા એની એ જ પોયણી–જેની શોભા તો હવે યાદ કરવાની વસ્તુ છે–મારી દૃષ્ટિને આનદ આપતી નથી પ્રિયજનના પ્રવાસને લીધે થતા સ્ત્રીઓના દુખો ખરેખર અત્યત અસહ્ય હોય છે (૩)

(પડદો એકમ ખસેડીને પ્રવેશતા)

**અનસૂયા**—જગતની વાતોથી અજાણ એવી મને પણ એ અજાણ્યુ નથી કે તે રાજાએ શકુતલાની બાબતમા અનાર્ય વર્તન આચર્યુ છે

**શિષ્ય**—'હોમ કરવાની વેળા થઈ છે' એમ ગુરુજીને નિવેદન કરુ (જાય છે)

**અનસૂયા**—જાગી તો છુ પણ શુ કરવાની હતી? મારા નિત્યકર્મ કરવાને માટે પણ હાથપગ જ ચાલતા નથી નિશ્ચયવચનની રાજ ઉપર સરળ હૃદય વાળી સખીને જેણે આકર્ષી તે કામદેવ હવે કૃતાર્થ થાઓ અથવા દુર્વાસાનો શાપ જ ઊભુ બન્યુ હશે નહી તો એવા એવા કહીને આવેલો નગર રીતી રીતે તોય તે રાજર્ષિ એક માણપત્ર પણ મોકલતા નથી એ તે કેમ બને? તો અહીથી ઓળખની મોકલીશુ પણ જીવની બાબતના તપસ્વીએ કઠોર હોય છે, તો

**प्रियंवदा**–(प्रविश्य सहर्षम्) सखि त्वरस्व त्वरस्व शकुन्तलायाः प्रस्थानकौतुकं निर्वर्तयितुम्।

**अनसूया**–सखि, कथमेतत्।

**प्रियंवदा**–शृणु। इदानीं सुखशयितपृच्छिका शकुन्तलासकाशं गतास्मि।

**अनसूया**–ततस्ततः।

**प्रियंवदा**–तावदेनां लज्जावनतमुखीं परिष्वज्य स्वयं तातकाश्यपेनैवमभिनन्दितम्। दिष्ट्या धूमाकुलितदृष्टेरपि यजमानस्य पावक एवाहुतिः पतिता। वत्से, सुशिष्यपरिदत्ता विद्येवाशोचनीया संवृत्ता। अद्यैव ऋषिरक्षितां त्वां भर्तुः सकाशं विसर्जयामीति।

**अनसूया**–अथ केन सूचितस्तातकाश्यपस्य वृत्तान्तः।

**प्रियंवदा**–अग्निशरणं प्रविष्टस्य शरीरं विना छन्दोमय्या वाण्या।

**अनसूया**–(सविस्मयम्) कथय कथय।

**प्रियंवदा**–(संस्कृतमाश्रित्य)

**दुष्यन्तेनाहितं तेजो दधानां भूतये भुवः।**
**अवेहि तनयां ब्रह्मन्नग्निगर्भां शमीमिव ॥४॥**

**अनसूया**–(प्रियंवदामाश्लिष्य) सखि, प्रियं मे। किन्त्वद्यैव शकुन्तला नीयत इत्युत्कण्ठासाधारणं परितोषमनुभवामि।

**प्रियंवदा**–सखि, आवां तावदुत्कण्ठां विनोदयिष्यावः। सा तपस्विनी निर्वृता भवतु।

**अनसूया**–तेन ह्यस्मिंश्चूतशाखावलम्बिते नारिकेलसमुद्गक एतन्निमित्तमेव कालान्तरक्षमा निक्षिप्ता मया केसरमालिका। तदिमां हस्तसंनिहितां कुरु। यावदहमपि तीर्थमृत्तिकां दूर्वाकिसलयानि मङ्गलसमालम्भनानि विरचयामि।

**प्रियंवदा**–तथा क्रियताम्।

(अनसूया निष्क्रान्ता। प्रियंवदा नाट्येन सुमनसो गृह्णाति।)

(ત્યાં જવા) કોને વિનંતી કરીએ ? સખીથી ભૂલ થઈ ગઈ છે એટલે પ્રયત્ન કરતાં પણ, પ્રવાસેથી પાછા ફરેલા પિતા કાશ્યપને, 'શકુંતલા દુષ્યંતની સાથે પરણી છે અને સગર્ભા છે' એ વાત કહી શકતી નથી. આવી સ્થિતિમાં મારે શું કરવું ?

**પ્રિયંવદા**—(પ્રવેશીને સહર્ષ) સખી ઝટ કર, ઝટ કર, શકુંતલાને વળાવવાનો મંગલ વિધિ કરવાને માટે.

**અનસૂયા**—સખી, આ કેવી રીતે બન્યું ?

**પ્રિયંવદા**—સાંભળ. હમણાં હું 'ઊંઘ તો સારી આવી હતી ને ?' એમ પૂછવાને માટે શકુંતલાની પાસે ગઈ હતી.

**અનસૂયા**—પછી, પછી ?

**પ્રિયંવદા**—ત્યારે લજ્જાથી મુખ નીચું ઢાળી ગયેલી તેને છાતી સરસી ચાંપી અને તાત કાશ્યપે અભિનંદન આપતા આમ કહ્યું કે "સદ્ભાગ્યે ધૂમાડાથી આંખો વ્યાકુળ હતી છતાં યજમાનની આહુતિ અગ્નિમાં જ પડી ! વત્સે, સારા શિષ્યને સોંપેલી વિદ્યાની જેમ તું પણ શોક ન કરવો પડે તેવી થઈ. આજે જ ઋષિઓના રક્ષણ સાથે તને તારા પતિ પાસે પહોંચાડું છું."

**અનસૂયા**—પણ પિતા કાશ્યપને આ વાત કોણે સૂચવી ?

**પ્રિયંવદા**—જ્યારે અગ્નિગૃહમાં ગુરુજી પ્રવેશ્યા ત્યારે શરીર વગરની છંદોબદ્ધ વાણીએ.

**અનસૂયા**—(સવિસ્મય) કહે તો, કહે ને ?

**પ્રિયંવદા**—(સંસ્કૃત વાણીમાં)

હે બ્રાહ્મણ, અગ્નિગર્ભા શમીવૃક્ષની જેમ પૃથ્વીના મંગલ માટે દુષ્યંતે મૂકેલા તેજને તારી પુત્રી ધારણ કરી રહી છે તે તું જાણ. (૪)

**અનસૂયા**—(પ્રિયંવદાને ભેટી પડીને) સખી ! આ મને ગમ્યું. છતાંય આજે જ શકુંતલાને વળાવશે તેથી દુઃખમિશ્રિત સંતોષનો હું અનુભવ કરું છું.

**પ્રિયંવદા**—સખી, આપણું દુઃખ તો આપણે પાર કરીશું. પણ પેલી બિચારીને સુખી થવા દો.

**અનસૂયા**—તો પછી આ આંબાની ડાળે ઝૂલતી, નાળિયેરીની દાબડીમાં લાંબો સમય ટકે એવી બકુલની માળા આ જ અવસરને માટે મેં રાખી છે. એને તું તારા હાથમાં લઈ લે. હું પણ તેને માટે ગોરોચના, તીર્થમાટી, દૂર્વાંકુરો વગેરે મંગલ અલંકારો તૈયાર કરું.

**પ્રિયંવદા**—ભલે તેમ કર.

(અનસૂયાનું પ્રસ્થાન. પ્રિયંવદા ફૂલ વીણવાનો અભિનય કરે છે.)

(नेपथ्ये)

*गौतमि, आदिश्यन्तां शार्ङ्गरवमिश्राः शकुन्तलानयनाय।*

**प्रियंवदा**—(कर्णं दत्त्वा) अनसूये, त्वरस्व त्वरस्व। एते खलु हस्तिनापुरगामिन ऋषयः शब्दाय्यन्ते।

(प्रविश्य समालम्भनहस्ता)

**अनसूया**—सखि, एहि। गच्छावः।

(परिक्रामतः।)

**प्रियंवदा**—(विलोक्य) एषा सूर्योदय एव शिखामज्जिता प्रतिष्ठितनीवारहस्ताभिः स्वस्तिवाचनिकाभिस्तापसीभिरभिनन्द्यमाना शकुन्तला तिष्ठति। उपसर्पाव एनाम्।

(उपसर्पतः।)

(ततः प्रविशति यथोद्दिष्टव्यापारासनस्था शकुन्तला।)

**तापसीनामन्यतमा**—(*शकुन्तलां प्रति*) जाते, भर्तुर्बहुमानसूचकं महादेवीशब्दं लभस्व।

**द्वितीया**—वत्से, वीरप्रसविनी भव।

**तृतीया**—वत्से, भर्तुर्बहुमता भव।

(आशिषो दत्त्वा गौतमीवर्जं निष्क्रान्ताः।)

**सख्यौ**—(उपसृत्य) सखि, सुखमज्जनं ते भवतु।

**शकुन्तला**—स्वागतं मे सख्योः। इतो निषीदतम्।

**उभे**—(मङ्गलपात्राण्यादाय उपविश्य) हला सज्जा भव। यावन्मङ्गलसमालम्भनं विरचयावः।

**शकुन्तला**—इदमपि बहु मन्तव्यम्। दुर्लभमिदानीं मे सखीमण्डनं भविष्यति। (बाष्पं विसृजति।)

**उभे**—सखि, उचितं न ते मङ्गलकाले रोदितुम्। (अश्रूणि प्रमृज्य नाट्येन प्रसाधयतः।)

**प्रियंवदा**—आभरणोचितं रूपमाश्रमसुलभैः प्रसाधनैर्विप्रकार्यते।

(प्रविश्योपायनहस्तौ)

**ऋषिकुमारकौ**—इदमलङ्करणम्। अलङ्क्रियतामत्रभवती।

(सर्वा विलोक्य विस्मिताः।)

**गौतमी**—वत्स नारद, कुत एतत्।

(નેપથ્યે)

ગૌતમી, શાર્ઙ્ગરવ વગેરેને શકુંતલાને લઈ આવવાનું જણાવો

**પ્રિયંવદા**—(કાન દઈ) અનસૂયા, જલદી ચાલ, જલદી હસ્તિનાપુર જનાર ઋષિઓને સાદ દેવાઈ રહ્યો છે.

(હાથમા મગલ અન કાગ સાથે પ્રવેશીને)

**અનસૂયા**—સખી, ચાલ આપણે જઈએ.

(બન્ને ચાલે છે.)

**પ્રિયવદા**—(જોઈને) સૂરજ ઊગ્યે જ માથાબોળ સ્નાન કરેલી, અને હાથમા નીવારના દાણા રાખી સ્વસ્તિવાચન ઉચ્ચારતી તાપસીઓ જેને વધાવે છે તેવી, શકુતલા આ રહી. ચાલ, તેની પાસે જઈએ.

(પાસે જાય છે)

(વર્ણવ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરતી આસન ઉપર બેઠેલી શકુંતલાનો પ્રવેશ.)

**એક તાપસી**—(શકુતલાને) દીકરી, પતિના અતિ આદરને સૂચવના 'પટરાણી' પ ને પામજે.

**બીજી**—વત્સે, વીર પુત્રને જન્મ આપજે

**ત્રીજી**—બેટી, સ્વામીનો આદર પામજે.

(આશીર્વાદ આપીને ગૌતમી સિવાયની સહુ તાપસીઓ વિદાય લે છે.)

**સખીઓ**—(પાસે જઈ) તારું આજનુ સ્નાન સુખકર નીવડો.

**શકુંતલા**—આવો મારી સખીઓ, અહીં બેસો.

**બન્ને**-(મગલ દ્રવ્યોનું પાત્ર લઈ, બેસી) ચાલ, તૈયાર થા. અમે તને મગલ શણગાર સજાવીએ

**શકુંતલા**-આને પણ મારે બહુમાન સમજવુ જોઈએ હવે પછી તો સખીઓના શણગાર મારે માટે દોહ્યલા થવાના. (આંસુ સારે છે)

**બન્ને**—સખી, આવા મગલ પ્રસગે રુ દ ન ન શોભે (તેના આંસુઓ લૂછીને તેને શણગારવાનો અભિનય કરે છે.)

**પ્રિયવદા**-આભૂષણોથી શોભી ઊઠે તેવુ રૂપ આશ્રમસુલભ શણગારોથી અપમાનિત થાય છે

(હાથમા ભેટ લઈ પ્રવેશીને)

**બે ઋષિકુમાર**-આ રહ્યા અલકારો. એમને સજાવો.

(તે જોઈને વિસ્મય પામે છે)

**ગૌતમી**-વત્સ, નારદ, ક્યાથી લઈ આવ્યા આ બધું ?

**प्रथम**—तातकाश्यपप्रभावात् ।

**गौतमी**—किं मानसी सिद्धिः ।

**द्वितीय**—न खलु । श्रूयताम् । तत्रभवता वयमाज्ञप्ताः शकुन्तलाहेतोर्वनस्पतिभ्यः कुसुमान्याहरतेति । तत इदानीं—

**क्षौमं केनचिदिन्दुपाण्डु तरुणा माङ्गल्यमाविष्कृतं**
**निष्ठ्यूतश्चरणोपभोगसुलभो लाक्षारसः केनचित् ।**
**अन्येभ्यो वनदेवताकरतलैरापर्वभागोत्थितै-**
**र्दत्तान्याभरणानि तत्किसलयोद्भेदप्रतिद्वन्द्विभिः ॥५॥**

**प्रियंवदा**—हला, अनयाभ्युपपत्त्या सूचिता ते भर्तुर्गेहेऽनुभवितव्या राजलक्ष्मीः ।

( शकुन्तला व्रीडां रूपयति ।)

**प्रथमः**—गौतम, एह्येहि । अभिषेकोत्तीर्णाय काश्यपाय वनस्पतिसेवां निवेदयावः ।

**द्वितीय**—तथा ।

( निष्क्रान्तौ ।)

**सख्यौ**—अये, अनुपयुक्तभूषणोऽयं जनः । चित्रकर्मपरिचयेनाङ्गेषु त आभरणविनियोगं कुर्वः ।

**शकुन्तला**—जाने वां नैपुणम् ।

( उभे नाट्येनालंकुरुतः ।)

( ततः प्रविशति स्नानोत्तीर्णः काश्यपः ।)

**काश्यप**—

**यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया**
**कण्ठः स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम् ।**
**वैक्लव्यं मम तावदीदृशमपि स्नेहादरण्यौकसः**
**पीड्यन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥६॥**

( परिक्रामति ।)

**सख्यौ**—हला शकुन्तले, अवसितमण्डनासि । परिधत्स्व साम्प्रतं क्षौमयुगलम् ।

( शकुन्तलोत्थाय परिधत्ते ।)

**गौतमी**—जाते, एष ते आनन्दपरिवाहिणा चक्षुषा परिष्वजमान इव गुरुरुपस्थितः । आचारं तावत्प्रतिपद्यस्व ।

**शकुन्तला**—( सव्रीडम् ) तात, वन्दे ।

**પહેલો**—તાત કાશ્યપના પ્રભાવથી.

**ગૌતમી**—શું માનસિક સિદ્ધિ દ્વારા ?

**બીજો**—નહિ રે, સાંભળો. તેઓશ્રીએ અમને આજ્ઞા કરી કે વૃક્ષો ઉપરથી શકુંતલા માટે ફૂલો વીણી લાવો. અને ત્યારે—

કોઈક વૃક્ષે ચંદ્રવત્ શ્વેત માંગલ્ય વસ્ત્ર પ્રગટાવ્યું, તો કોઈક વૃક્ષે ચરણે લગાડવા યોગ્ય અળતો વહાવ્યો, બીજા વૃક્ષોએ નવપલ્લવાંકુરને શરમાવતા હોય તેવા, કાંડા સુધીના હાથને બહાર કાઢી વનદેવીઓની હથેળીઓ વડે અમને આભૂષણો આપ્યાં (૫)

**પ્રિયંવદા**—સખી, આ અનુગ્રહ સૂચવે છે કે, પતિગૃહે તું રાજસુખ અનુભવીશ.

(શકુંતલા લજ્જાનો અભિનય કરે છે.)

**પહેલો**—ગૌતમ, ચાલ ચાલ, સ્નાન કરી રહેલા કાશ્યપને આપણે વૃક્ષોની આ સેવાની વાત જણાવીએ.

**બીજો**—ભલે (બન્નેનું પ્રસ્થાન)

**સખીઓ**—અલી, અલી, અમે આભૂષણ કદી પહેર્યાં નથી, પણ ચિત્રકળાના અભ્યાસથી તારા અંગોને આભૂષણ પહેરાવીએ.

**શકુંતલા**—તમારી નિપુણતા હું જાણું છું હો.

(બન્ને અલંકાર પહેરાવવાનો અભિનય કરે છે)

(પછી સ્નાન કરી રહેલ કાશ્યપનો પ્રવેશ)

**કાશ્યપ**—

આજે શકુંતલા (સાસરે) જશે (એ વિચારે) હૃદય ઉત્કંઠિત થાય છે, આંસુના પ્રવાહને રોકવા જતા કંઠ રુંધાય છે, ચિંતાથી આંખ જડતા ધારણ કરે છે. જો મારા જેવા અરણ્યવાસીની પણ સ્નેહને કારણે આવી વ્યાકુળ પરિસ્થિતિ હોય તો, પુત્રીના પ્રથમ વિયોગથી ગૃહસ્થીઓને કેવી પીડા થતી હશે ? (૬)

(ચાલે છે)

**સખીઓ**—અલી શકુંતલા, તારો શણગાર પૂરો થયો. હવે આ બે રેશમી વસ્ત્રો પહેરી લે.

(શકુંતલા ઊભી થઈ વસ્ત્ર પહેરે છે.)

**ગૌતમી**—બેટી, આનંદ વરસાવતી દૃષ્ટિથી તને જાણે આલિંગન ન દેતા હોય તેવા ગુરુ આ આવી પહોંચ્યા. તો, એમને પગે લાગ.

**શકુન્તલા**—(શરમાતી) પિતાજી, પ્રણામ.

काश्यपः—वत्से,

ययातेरिव शर्मिष्ठा भर्तुर्बहुमता भव ।
सुतं त्वमपि सम्राजं सेव पूरुमवाप्नुहि ॥७॥

गौतमी—भगवन्, वरः खल्वेषो, नाशीः ।

काश्यप—वत्से, इतः सद्योहुताग्नीन्प्रदक्षिणीकुरुष्व ।

( सर्वे परिक्रामन्ति । )

काश्यपः—( ऋक्छन्दसाशास्ते । )

अमी वेदिं परितः क्लृप्तधिष्ण्याः
समिद्वन्तः प्रान्तसंस्तीर्णदर्भाः ।
अपघ्नन्तो दुरितं हव्यगन्धै-
र्वैतानास्त्वां वह्नयः पावयन्तु ॥८॥

( शकुन्तला प्रदक्षिणां करोति ।)

प्रतिष्ठस्वेदानीम् । ( सदृष्टिक्षेपम् ) क्व ते शार्ङ्गरवमिश्राः ।

( प्रविश्य )

शिष्यः—भगवन्, इमे स्मः ।

काश्यपः—भगिन्यास्ते मार्गमादेशय ।

शार्ङ्गरवः—इत इतो भवती ।

( सर्वे परिक्रामन्ति ।)

काश्यपः—भो भोः संनिहितास्तपोवनतरवः—

पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मास्वपीतेषु या
नादत्ते प्रियमण्डनापि भवतां स्नेहेन या पल्लवम् ।
आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः
सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ॥९॥

( कोकिलरवं सूचयित्वा )

अनुमतगमना शकुन्तला
तरुभिरियं वनवासबन्धुभिः ।
परभृतविरुतं कलं यथा
प्रतिवचनीकृतमेभिरीदृशम् ॥१०॥

**કાશ્યપ**—વત્સે,

શર્મિષ્ઠા યયાતિની બહુમાનીતી હતી તેમ તું પણ પતિની બહુ માનીતી થજે. જેમ એ પૂરુ જેવા સમ્રાટ પુત્રને પામી તેમ તું પણ ચક્રવર્તી પુત્રને પામજે. (૭)

**ગૌતમી**—ભગવન્ ! આ તો આપે આશીર્વાદ નહિ, વરદાન આપ્યું.

**કાશ્યપ**—વત્સે, હમણા જ આહુતિ નાખવામા આવેલ અગ્નિઓની પ્રદક્ષિણા કરો. (બધા પ્રદક્ષિણા કરે છે)

**કાશ્યપ**—(ઋચાઓના છંદથી આશીર્વાદ આપે છે.)

વેદીની ચારેબાજુ નિશ્ચિત સ્થાનવાળા, સમિધોથી યુક્ત, જેમની ધાર ઉપર દર્ભ બિછાવવા આવ્યાના છે તેવા, આહુતિમા દ્રવ્યની સુગંધથી પાપનો નાશ કરનારા યજ્ઞના અગ્નિઓ તને પવિત્ર કરો (૮)

(શકુંતલા પ્રદક્ષિણા કરે છે.)

હવે પ્રસ્થાન કરો. (દૃષ્ટિપાત કરી) ક્યા છે શાર્ઙ્ગરવ વગેરે ?

(પ્રવેશી)

**શિષ્ય**—ભગવન્, આ રહ્યા અમે.

**કાશ્યપ**—તારી ભગિનીને માર્ગ દર્શાવ.

**શાર્ઙ્ગરવ**—આ બાજુ, આ બાજુ આવો.

(સહુ ચાલે છે)

**કાશ્યપ**—અરે, તપોવનના નિકટવર્તી તરુઓ !

તમને જળ પાયા વિના જે પોતે પહેલા (જળ) પીવા માગતી નથી; શણગાર પ્રિય હોવા છતા તમારા તરુના સ્નેહને કારણે જે કૂપળો પણ ચૂંટતી નથી; તમારા ફૂલ ખીલવાના પ્રથમ પ્રસગે જેને અત્યત ઉલ્લાસ થાય છે, તે આ શકુંતલા આજે પતિગૃહે જાય છે. તમે સૌ એને જવાની રજા આપો. (૯)

(કાયલના ટહુકારને સૂચવી)

આશ્રમવાસના સાથી જેવા વૃક્ષોએ શકુંતલાને જવાની અનુમતિ આપી, કારણકે તેમણે પોતાના પ્રત્યુત્તર રૂપે આવો કોયલનો મધુર ટહુકાર કર્યો છે. (૧૦)

(आकाशे)

रम्यान्तरः कमलिनीहरितैः सरोभि-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।
भूयात्कुशेशयरजोमृदुरेणुरस्याः
शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥११॥

(सर्वे सविस्मयमाकर्णयन्ति ।)

**गौतमी**—जाते, ज्ञातिजनस्निग्धाभिरनुज्ञातगमनासि तपोवनदेवताभिः । प्रणम भगवतीः ।

**शकुन्तला**—(सप्रणामं परिक्रम्य जनान्तिकम्) हला प्रियंवदे, नन्वार्यपुत्रदर्शनोत्सुकाया अप्याश्रमपदं परित्यजन्त्या दुःखेन मे चरणौ पुरतः प्रवर्तेते ।

**प्रियंवदा**—न केवलं तपोवनविरहकातरा सख्येव । त्वयोपस्थितवियोगस्य तपोवनस्यापि तावत्समवस्था दृश्यते ।

उद्गलितदर्भकवला मृगाः परित्यक्तनर्तना मयूराः ।
अपसृतपाण्डुपत्रा मुञ्चन्त्यश्रूणीव लताः ॥१२॥

**शकुन्तला**—(स्मृत्वा) तात, लताभगिनीं वनज्योत्स्नां तावदामन्त्रयिष्ये ।

**काश्यपः**—अवैमि ते तस्यां सोदर्यस्नेहम् । इयं तावद्दक्षिणेन ।

**शकुन्तला**—(लतामुपेत्य) वनज्योत्स्ने, चूतसंगतापि मां प्रत्यालिङ्गेतोगताभिः शाखाबाहाभिः । अद्यप्रभृति दूरपरिवर्तिनी ते खलु भविष्यामि ।

**काश्यपः**—

संकल्पितं प्रथममेव मया तवार्थे
भर्तारमात्मसदृशं सुकृतैर्गता त्वम् ।
चूतेन संश्रितवती नवमालिकेय-
मस्यामहं त्वयि च संप्रति वीतचिन्तः ॥१३॥

इतः पन्थानं प्रतिपद्यस्व ।

**शकुन्तला**—(सख्यौ प्रति) हला, एषा द्वयोर्युवयोर्हस्ते निक्षेपः ।

**सख्यौ**—अयं जनः कस्य हस्ते समर्पितः । (बाष्पं विहरतः ।)

**काश्यपः**—अनसूये, अलं रुदित्वा । ननु भवतीभ्यामेव स्थिरीकर्तव्या शकुन्तला ।

(सर्वे परिक्रामन्ति ।)

(આકાશે)

તેનો માર્ગ, સ્થળે સ્થળે કમળવનયુક્ત સરોવરોથી રમણીય થજો, ઘટા ર વૃક્ષોને કારણે સૂર્યકિરણોનો તાપ નડ બનજો પદ્મના પરાગ સમી માર્ગની ધૂળ પણ સુકોમળ થજો એ માર્ગ શાંત અને અનુકૂળ પવનવાળો તથા શુભ બની રહો (૧૧)

(સૌ વિસ્મય પામી સાંભળે છે.)

**ગૌતમી**—બેટી સ્વજનો જેવા સ્નેહાળ તપોવનના દેવતાઓએ પણ તારા પ્રયાણને અનુજ્ઞા આપી છે ભગવતીને (વનદેવીઓને) પ્રણામ કર

**શકુન્તલા**—(પ્રણામપૂર્વક પ્રદક્ષિણા કરતા જનાન્તિકે) સખી પ્રિયવદા, આર્યપુત્રના દર્શન માટે તો ઉત્સુક છુ તોયે આશ્રમને છોડી જતા મારા ચરણો મહાપ્રયત્ને આગળ ધપે છે

**પ્રિયવદા**—સખી, તુ જ માત્ર તપોવનના વિયોગથી વ્યગ્ર બની છે એમ નથી તારા ભાવી વિયોગથી આ તપોવનની પણ તારા જેવી જ સ્થિતિ છ

હરણોએ દર્ભના કોળિયા કાઢી દીધા છે મોરોએ નાચવાનુ ત્યજી દીધુ છે, અને પીળા પાંદડા ખેરવતી વેલીઓ જાણે આંસુ સારી રહી છે (૧૨)

**શકુન્તલા** (યાદ કરી) પિતાજી મારી લતાભગિની વનજ્યોત્સ્નાની રજા લઈ આવુ

**કાશ્યપ**—તારો એના પ્રતિનો ભગિની જેવો સ્નેહ હુ જાણુ છુ આ રહી જમણી બાજુએ.

**શકુન્તલા**—(વેલની પાસે જઈ) વનજ્યોત્સ્ના, આમ્રને આલિંગી રહી છે છતા આ બાજુના તારા શાખા રૂપી હાથથી મને પણ આલિંગન આપ આજથી હુ તારાથી દૂર જવાની છુ

**કાશ્યપ**—તારે માટે મે પહેલેથી જ જે પ્રકારના પતિની કલ્પના કરી હતી તેવા યોગ્ય પતિને તુ પુણ્યવશ પામી શકી છે આ નવમાલિકા પણ આમ્રવૃક્ષ સાથે સમાગમ પામી છે એટલે એની તથા તારી [illegible] હુ ચિંતામુક્ત થયો છુ (૧૩)

આ માર્ગે ચાલ.

**શકુંતલા**—(સખીઓને) સખીઓ એને તમારા બન્નેના હાથમા સોંપુ છુ.

**સખીઓ**—અને અમને કોના હાથમા સોંપે છે?

(બન્ને આંસુ સારે છે)

**કાશ્યપ**—અનસૂયા ! [illegible] તમારે બન્નેએ તે શકુન્તલાને ધીરજ આપવાની હોય.

(સૌ આગળ ચાલે છે)

शकुन्तला—तात एषोटजपर्यन्तचारिणी गर्भमन्थरा मृगवधूर्यदानघप्रसवा भवति तदा मह्यं कमपि प्रियनिवेदयितृकं विसर्जयिष्यथ ।

काश्यप—नेदं विस्मरिष्यामः ।

शकुन्तला—(गतिभङ्गं रूपयित्वा) को नु खल्वेष निवसने मे सज्जते । (परावर्तते ।)

काश्यपः—वत्से,

यस्य त्वया व्रणविरोपणमिङ्गुदीनां
तैलं न्यषिच्यत मुखे कुशसूचिविद्धे ।
श्यामाकमुष्टिपरिवर्धितको जहाति
सोऽयं न पुत्रकृतकः पदवीं मृगस्ते ॥१४॥

शकुन्तला—वत्स, किं सहवासपरित्यागिनीं मामनुसरसि । अचिरप्रसूतया जनन्या विना वर्धित एव । इदानीमपि मया विरहितं त्वां तातश्चिन्तयिष्यति । निवर्तस्व तावत् (रुदती प्रस्थिता )

काश्यपः—वत्से, अलं रुदितेन । स्थिरा भव । इतः पन्थानमालोकय ।

उत्पक्ष्मणोर्नयनयोरुपरुद्धवृत्तिं
बाष्पं कुरु स्थिरतया विरतानुबन्धम् ।
अस्मिन्नलक्षितनतोन्नतभूमिभागे
मार्गे पदानि खलु ते विषमीभवन्ति ॥१५॥

शार्ङ्गरव-भगवन्, ओदकान्तं स्निग्धो जनोऽनुगन्तव्य इति श्रूयते । तदिदं सरस्तीरम् । अत्र संदिश्य प्रतिगन्तुमर्हसि ।

काश्यपः—तेन हीमां क्षीरवृक्षच्छायामाश्रयामः ।

(सर्वे परिक्रम्य स्थिताः ।)

काश्यपः—(आत्मगतम्) किं नु खलु तत्रभवतो दुष्यन्तस्य युक्तरूपमस्माभिः संदेष्टव्यम् । ( चिन्तयति ।)

शकुन्तला—(जनान्तिकम् ) हला, पश्य । नलिनीपत्रान्तरितमपि सहचरमपश्यन्त्यातुरा चक्रवाकी आरौति । दुष्करमहं करोमि ।

अनसूया—सखि, मैवं मन्त्रय ।

**શકુંતલા**—પિતાજી ! સગર્ભા હોવાને લીધે પર્ણકુટિની આસપાસ ધીરે ફરતી હરિણીનો જ્યારે સુખ-છુટકારો થાય ત્યારે તે ખુશખબર લાવનાર કોઈને મારી પાસે મોકલજો.

**કાશ્યપ**—એ નહિ ભૂલું

**શકુંતલા**—(ચાલતા, અટકવાનો અભિનય કરીને) અરે ! મારા વસ્ત્રને કોણ વળગી રહ્યું છે ?

(પાછું ફરીને જુએ છે.)

**કાશ્યપ**—વત્સે,

દર્ભની અણીથી વિંધાયેલા જેના મુખના ઘાને ઇંગુદીનું તેલ સીંચી સીંચી તેં રુઝાવ્યો હતો, સામાની મૂઠી નાખી ઉછેરેલો તે તારા પુત્ર જેવો મૃગ તારો માર્ગ મૂકતો નથી. (૧૪)

**શકુંતલા**—વત્સ તારો સહવાસ છોડીને ચાલી જનાર મારી પાછળ પાછળ તું શું કામ આવે છે ? જન્મ પછી તરત જ માવિહોણો થયેલો તું મોટો તો થયો જ, પણ હવે મારા ચાલી ગયા પછી પિતાજી તારી ચિંતા કરનાર છે માટે પાછો વળ.

(રડતી રડતી આગળ ચાલે છે)

**કાશ્યપ**—વત્સે, રોઈશ નહિ શાન્ત થા આ રસ્તો જો.

ઊંચી પાંપણવાળા તારા નયનોના કાર્યના વિઘ્ન નાખનાર, વારંવાર ઉભરાઈ આવતા આંસુને ધીરજ રાખી અટકાવ, ઊંચીનીચી જમીનનો માર્ગ બરાબર ન દેખાવાથી તારા પગલાં લથડે છે (૧૫)

**શાર્ઙ્ગરવ**—ભગવન્, જલાશય સુધી (જ) સ્નેહીને વળાવવા જવું, એવું શ્રુતિવાક્ય છે. અને આ સરોવરનીર છે અહીં સંદેશો આપી આપે પાછા જવું જોઈએ.

**કાશ્યપ**—ત્યારે તો આ પીપળાના વૃક્ષની છાયામાં જઈએ

(સઘા ચાલીને બેસે છે)

**કાશ્યપ**—(સ્વગત) રાજા દુષ્યન્તને યોગ્ય કેવો સંદેશો મોકલું ? (વિચાર કરે છે.)

**શકુંતલા**—(જનાન્તિકે) સખી જો કેવો કમળપત્ર જ આડું આવવાને કારણે પોતાના પ્રિયતમને જોઈ ન શકતી ચક્રવાકી અધીરી થઈને કહ્યું ચીત્કાર કરે છે. ખરેખર હું ભારે કપરું કાર્ય કરી રહી છું.

**અનસૂયા**—સખી, એમ બોલીશ મા !

एषापि प्रियेण विना गमयति रजनीं विषाददीर्घतराम् ।
गुर्वपि विरहदुःखमाशाबन्धः साहयति ॥१६॥

काश्यपः—शार्ङ्गरव, इति त्वया मद्वचनात्स राजा शकुन्तलां पुरस्कृत्य वक्तव्यः ।

शार्ङ्गरवः—आज्ञापयतु भवान् ।

अस्मान्साधु विचिन्त्य संयमधनानुच्चैः कुलं चात्मन-
स्त्वय्यस्याः कथमप्यबान्धवकृतां स्नेहप्रवृत्तिं च ताम् ।
सामान्यप्रतिपत्तिपूर्वकमियं दारेषु दृश्या त्वया
भाग्यायत्तमतःपरं न खलु तद्वाच्यं वधूबन्धुभिः ॥१७॥

शार्ङ्गरवः—गृहीतः संदेशः ।

काश्यपः—वत्से, त्वमिदानीमनुशासनीयासि । वनौकसोऽपि सन्तो लौकिकज्ञा वयम् ।

शार्ङ्गरवः—न खलु धीमतां कश्चिदविषयो नाम ।

काश्यपः—सा त्वमितः पतिकुलं प्राप्य—

शुश्रूषस्व गुरून्कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥१८॥

कथं वा गौतमी मन्यते ।

गौतमी—एतावान्वधूजनस्योपदेशः । जाते, एतत्खलु सर्वमवधारय ।

काश्यपः—वत्से, परिष्वजस्व मां सखीजनं च ।

शकुन्तला—तात, इत एव किं प्रियंवदामिश्राः सख्यो निवर्तिष्यन्ते ।

काश्यपः—वत्से, इमे अपि प्रदेये । न युक्तमनयोस्तत्र गन्तुम् । त्वया सह गौतमी यास्यति ।

शकुन्तला—(पितरमाश्लिष्य) कथमिदानीं तातस्याङ्कात्परिभ्रष्टा मलयतटोन्मूलिता चन्दनलतेव देशान्तरे जीवितं धारयिष्ये ।

काश्यपः—वत्से, किमेवं कातरासि ।

अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे
विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला ।
तनयमचिरात्प्राचीवार्कं प्रसूय च पावनं
मम विरहजां न त्वं वत्से शुचं गणयिष्यसि ॥१९॥

એ પણ પ્રિયતમ વિના દુઃખથી અતિ દીર્ઘ લાગતી રાત વીતાવે છે. આશાનો તંતુ ગમે તેટલા મોટા વિરહદુઃખને પણ સહ્ય બનાવે છે. (૧૬)

**કાશ્યપ**—શાર્ઙ્ગરવ માતા વતી, શકુંતલાને આગળ કરીને રાજાને કહેજે

**શાર્ઙ્ગરવ**—આપ આજ્ઞા કરો

**કાશ્યપ**—

અમે સંયમધન (તપસ્વીઓ) છીએ આપનું કુળ ઊંચું છે, તેમ જ સબંધીઓના પ્રયત્ન વિના જ એનો તમારા પ્રત્યે સહજ સ્નેહ છે એ (બધું) બરાબર વિચારી, સર્વ રાણીઓમાં તેને સમાન માનભર્યું સ્થાન મળે તે જોજે આથી વિશેષ ભાગ્યને અધીન છે કન્યાના સગાએ તેની વાત ન કરવી જોઈએ (૧૭)

**શાર્ઙ્ગરવ**—તમારો સંદેશો યાદ રાખી લીધો

**કાશ્યપ**—વત્સે, હવે તને કાંઈક શિખામણ દેવાની છે ભલે અમે વનમાં વસીએ છીએ છતાં લોકવ્યવહાર પણ જાણીએ છીએ

**શાર્ઙ્ગરવ**—પ્રાજ્ઞપુરુષો માટે કાંઈ પણ અજ્ઞેય નથી

**કાશ્યપ**—તો તું અહીંથી પતિગૃહે પહોંચી

વડીલોની સેવા કરજે, સપત્નીઓ પ્રત્યે પ્રિય સખી સમો વર્તાવ રાખજે, પતિ અપમાનિત કરે તો પણ ક્રોધે ભરાઈ વિરુદ્ધ આચરણ કરીશ નહીં ચાકરો પ્રત્યે ખૂબ જ ઉદાર રહેજે સદ્ભાગ્યથી ગર્વિષ્ઠ બનીશ નહિ આ રીતે વર્તનાર યુવતીઓ ગૃહિણીપદ પામે છે, એનાથી વિપરીત રીતે વર્તનાર સ્ત્રીઓ કુળને પીડાકર હોય છે (૧૮)

ગૌતમી શું માને છે ?

**ગૌતમી**—કન્યાઓને તો આટલો ઉપદેશ ઘણો છે બેટી, આ બધું ધ્યાનમાં રાખજે

**કાશ્યપ**—વત્સે, મને અને સખીઓને ભેટી લે.

**શકુંતલા**—પિતાજી, શું અહીંથી જ પ્રિયંવદા વગેરે સખીઓ પાછી ફરશે ?

**કાશ્યપ**—વત્સે, એમને પણ પરણાવવાની છે તારી સાથે ત્યાં આવે એ યોગ્ય નથી તારી જોડે ગૌતમી આવશે

**શકુંતલા**—(પિતાને ભેટતાં) પિતાજીના ખોળામાંથી વિખૂટી પડેલી હું હવે, મલયપર્વતના તટ ઉપરથી ઉખાડવામાં આવેલી વેલની જેમ બીજા પ્રદેશમાં કેવી રીતે જીવી શકીશ ?

**કાશ્યપ**—વત્સે, આમ વિહ્વળ કેમ બને છે ?

મહાકુલીન સ્વામીના કુળનું પ્રશંસનીય ગૃહિણીપદ પામી સમૃદ્ધ ઘરના મહાન કાર્યોમાં નિરંતર ગૂંથાયેલી તું, પૂર્વ દિશા પાવન સૂર્યને જન્મ આપે તેમ અચિરકાળે પુણ્યશાળી પુત્રને જન્મ આપી પછી હે વત્સે, મારા વિયોગથી ઉપજેલા શોકને તું ભૂલી જઈશ

(शकुन्तला पितु पादयोः पतति ।)

**काश्यप**—यदिच्छामि ते तदस्तु ।

**शकुन्तला**—(सख्यावुपेत्य) हला, द्वे अपि मा सममेव परिष्वजेथाम् ।

**सख्यौ**—(तथा कृत्वा) सखि, यदि नाम स राजा प्रत्यभिज्ञानमन्थरो भवेत्तत-स्तस्येदमात्मनामधेयाङ्कितमङ्गुलीयकं दर्शय ।

**शकुन्तला**—अनेन सन्देहेन वामाकम्पितास्मि ।

**सख्यौ**—मा भैषी । अतिस्नेहः पापशङ्की ।

**शार्ङ्गरवः**—युगान्तरमारूढः सविता । त्वरतामत्रभवती ।

**शकुन्तला**—(आश्रमाभिमुखी स्थित्वा) तात, कदा नु खलु भूयस्तपोवनं प्रेक्षिष्ये ।

**काश्यप**—श्रूयताम् ।

**भूत्वा चिराय चतुरन्तमहीसपत्नी**
**दौष्यन्तिमप्रतिरथं तनयं निवेश्य ।**
**भर्त्रा तदर्पितकुटुम्बभरेण सार्धं**
**शान्ते करिष्यसि पद पुनराश्रमेऽस्मिन् ॥२०॥**

**गौतमी**—जाते, परिहीयते गमनवेला । निवर्तय पितरम् । अथवा चिरेणापि पुनः पुनरेषैव मन्त्रयिष्यते । निवर्ततां भवान् ।

**काश्यप**—वत्से, उपरुध्यते तपोऽनुष्ठानम् ।

**शकुन्तला**—(भूयः पितरमाश्लिष्य) तपश्चरणपीडितं तातशरीरकम् । तन्मातिमात्रं मम कृते उत्कण्ठितुम् ।

**काश्यप**—(सनिःश्वासम्)

**शममेष्यति मम शोकः कथ नु वत्से त्वया रचितपूर्वम् ।**
**उटजद्वारविरूढं नीवारबलिं विलोकयतः ॥२१॥**

गच्छ । शिवास्ते पन्थानः सन्तु ।

(निष्क्रान्ता शकुन्तला सहयायिनश्च ।)

**सख्यौ**—(शकुन्तलां विलोक्य) हा धिक्, हा धिक् । अन्तर्हिता शकुन्तला वनराज्या ।

**काश्यप**—(सनिःश्वासम्) अनसूये, गतवती वां सहधर्मचारिणी । निगृह्य शोक-मनुगच्छतं मां प्रस्थितम् ।

**उभे**—तात, शकुन्तलाविरहितं शून्यमिव तपोवनं कथं प्रविशावः ।

(શકુંતલા પિતાને પગે પડે છે.)

**કાશ્યપ**—હું જે ઇચ્છું છું તે થજો.

**શકુંતલા**—(સખી પાસે જઈ) સખીઓ, તમે બન્ને મને એકીસાથે ભેટો.

**સખીઓ**—(તેમ કરી) બહેન, જો કદાચ તે રાજા તને ઓળખવામાં ઢીલ કરે તો તેને, તેના નામથી અંકિત આ વીંટી બતાવજે.

**શકુંતલા**—તમારી આ શંકાથી હું ધ્રુજી ઊઠી છું.

**સખીઓ**—બીશ નહીં. અતિ પ્રેમ અનિષ્ટની શંકા કર્યા કરે છે.

**શાર્ઙ્ગરવ**—સૂર્ય દેવ બીજા પ્રહરમાં પ્રવેશ્યા છે હવે આપ જલદી ચાલો.

**શકુંતલા**—(આશ્રમ તરફ મુખ કરી ઊભી રહી) હું ફરી ક્યારે આ તપોવનને નિહાળીશ ?

**કાશ્યપ**—સાંભળ,

ચાર સમુદ્રની સીમાવાળી પૃથ્વીની લાંબા સમય સુધી સપત્ની બની રહી, દુષ્યંતના અને તારા પુત્રને રાજસ્થાનને સ્થાપી તેને કુળનો સર્વ ભાર સોંપી દેનાર, (તારા) પતિની સાથે, આ શાંત આશ્રમના તુ ફરી પ્રવેશ કરીશ. (૨૦)

**ગૌતમી**—બેટી, જવાની વેળા વીતી જાય છે. પિતાજીને પાછા વાળ. અથવા આ તો ક્યાંય સુધી આમ જ બોલ્યા કરશે એટલે આપ જ પાછા ફરો.

**કાશ્યપ**—વત્સે, તપનું કાર્ય લંબાય છે

**શકુંતલા**—(ફરી પિતાને ભેટી પડતાં) તપશ્ચર્યાને કારણે આપનું શરીર ઘસાઈ ગયું છે તેથી મારી ખૂબ ખૂબ ચિંતા કરી દુઃખી થશો મા.

**કાશ્યપ**—(નિ શ્વાસપૂર્વક) વત્સે,

તેં પહેલા પર્ણકુટીને દ્વાર પૂજાને માટે રોપેલ નીવારબલિને ઊગી નીકળેલ જોતાં, મારો શોક કેવી રીતે શમશે ? (૨૧)

જા. તારો માર્ગ શુભ હજો

(શકુન્તલા અને સહયાત્રીઓનું પ્રસ્થાન.)

**સખીઓ**—(શકુન્તલાને જોઈ) હા ! અરેરે ! વનરાઈમાં શકુંતલા અદૃશ્ય થઈ ગઈ.

**કાશ્યપ**—(નિસાસો નાખી) અનસૂયા, તમારી સરખી સાહેલી ચાલી ગઈ. શોક કાબૂમાં લઈને હવે મારી પાછળ પાછળ આવો.

**બન્ને**—પિતાજી, શકુંતલા વિહોણા સૂના તપોવનમાં અમે કેમ કરીને પ્રવેશીશું ?

काश्यप –स्नेहप्रवृत्तिरेवंदर्शिनी । ( सविमर्श परिक्रम्य ) हन्त, भोः शकुन्तलां पतिकुलं विसृज्य लब्धमिदानीं स्वास्थ्यम् । कुतः –

अर्थो हि कन्या परकीय एव
तामद्य संप्रेष्य परिग्रहीतुः ।
जातो ममायं विशदः प्रकामं
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥२२॥

( निष्क्रान्ताः सर्वे । )

इति चतुर्थोऽङ्कः ।

કાશ્યપ—પ્રેમના પ્રભાવને લીધે એમ લાગે. (વિચાર કરતાં અને ફરતા) હાશ, શકુંતલાને સાસરે વળાવી હવે સ્વસ્થ થયો. કેમકે,

ખરેખર કન્યા પારકું ધન છે. એટલે તેને આજે પતિ પાસે વળાવી, મારો અન્તરાત્મા, જાણે કોઈની થાપણ પાછી સોંપી હોય તેમ, અત્યંત પ્રસન્ન થઈ ગયો છે. (૨૨)

(સૌનું પ્રસ્થાન.)

ચતુર્થ અંક સમાપ્ત

## पञ्चमोऽङ्कः

(ततः प्रविशत्यासनस्थो राजा विदूषकश्च ।)

**विदूषकः**—(कर्णं दत्त्वा) भो वयस्य, सगीतशालान्तरेऽवधानं देहि । कलविशुद्धाया गीतेः स्वरसंयोगः श्रूयते । जाने तत्रभवती हंसपदिका वर्णपरिचयं करोतीति ।

**राजा**—तूष्णीं भव । यावदाकर्णयामि ।

(आकाशे गीयते ।)

**अभिनवमधुलोलुपस्त्वं तथा परिचुम्ब्य चूतमञ्जरीम् ।**
**कमलवसतिमात्रनिर्वृतो मधुकर विस्मृतोऽस्येनां कथम् ॥१॥**

**राजा**—अहो रागपरिवाहिणी गीतिः ।

**विदूषकः**—किं तावद्गीत्या अवगतोऽक्षरार्थः ।

**राजा**—(स्मितं कृत्वा) सकृत्कृतप्रणयोऽयं जनः । तदस्या देवीं वसुमतीमन्तरेण महदुपालम्भं गतोऽस्मि । सखे माढव्य, मद्वचनादुच्यतां हंसपदिका । निपुणमुपालब्धोऽस्मीति ।

**विदूषकः**—यद्भवानाज्ञापयति । (उत्थाय) भो वयस्य, गृहीतस्य तया परकीयैर्हस्तैः शिखण्डके ताड्यमानस्याप्सरसा वीतरागस्येव नास्तीदानीं मे मोक्षः ।

**राजा**—गच्छ । नागरिकवृत्त्या संज्ञापयैनाम् ।

**विदूषकः**—का गतिः । (निष्क्रान्तः ।)

**राजा**—(आत्मगतम्) किं नु खलु गीतार्थमाकर्ण्येष्टजनविरहादृतेऽपि बलवदुत्कण्ठितोऽस्मि । अथवा ।

**रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दा-**
**न्पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।**
**तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं**
**भावस्थिराणि जननान्तरसौहृदानि ॥२॥**

(पर्याकुलस्तिष्ठति ।)

(ततः प्रविशति कञ्चुकी ।)

**कञ्चुकी**—अहो नु खल्वीदृशीमवस्थां प्रतिपन्नोऽस्मि ।

**आचार इत्यवहितेन मया गृहीता**
**या वेत्रयष्टिरवरोधगृहेषु राज्ञः ।**
**काले गते बहुतिथे मम सैव जाता**
**प्रस्थानविक्लवगतेरवलम्बनार्था ॥३॥**

# અંક પાંચમો

(આસન પર બેઠેલા રાજા તથા વિદૂષકનો પ્રવેશ.)

**વિદૂષક**—(કાન દઈ) અરે મિત્ર, સંગીતભવનની અંદર ધ્યાન કેન્દ્રિત કરી સાંભળો જોઉં. મધુર તથા શુદ્ધ ગીતની સ્વરયોજના સંભળાય છે. લાગે છે કે દેવી હંસપદિકા ગાયનનો અભ્યાસ કરી રહ્યાં છે.

**રાજા**—ચૂપ રહે, સાંભળું ત્યાં સુધી.

(આકાશે ગીત સંભળાય છે)

હે ભ્રમર, તું નૂતન મધુનો લોભી છે; એટલે જ તે આમ્રમંજરીને ખૂબ ચૂમી, (અને) હવે કમલમાં કેવળ વાસ કરી સંતુષ્ટ થઈ ગયો છે. એ (આમ્રમંજરી)ને તું કેમ ભૂલી ગયો છે? (૧)

**રાજા**—અહો ! શું ભાવભરપૂર આ ગીત છે !

**વિદૂષક**—શું, ત્યારે ગીતના શબ્દોનો ગૂઢાર્થ આપ સમજ્યા ?

**રાજા**—(સ્મિત કરી) મેં એકવાર એની સાથે પ્રેમ કર્યો હતો, એટલે દેવી વસુમતીને ઉદ્દેશીને તેણે મને જબરો ટોણો માર્યો છે. મિત્ર માઢવ્ય, મારા વતી હંસપદિકાને કહેજે કે તેં કુશળતાપૂર્વક ઠપકો આપ્યો.

**વિદૂષક**—જેવી આપની આજ્ઞા. (ઊભો થઈને) અરે મિત્ર, એ (હંસપદિકા) બીજાઓના હાથે મારા જટિયા પકડાવીને મને માર મારશે તો પછી અપ્સરાને હાથે જેમ તપસ્વીનો મોક્ષ ન થાય તેમ મારો પણ છૂટકારો નહીં થાય.

**રાજા**—જા. નાગરિકની ચતુરાઈથી એને કહેજે.

**વિદૂષક**—શો ઉપાય ? (જાય છે.)

**રાજા**—(સ્વગત) આ ગીતવસ્તુ સાંભળીને પ્રિયજનથી વિખૂટો પડ્યા વગર પણ હું આટલી બધી ઉત્કંઠા કેમ અનુભવી રહ્યો છું ! અથવા,

રમણીય દૃશ્યો જોઈને કે મધુર શબ્દોનું શ્રવણ કરી જે સુખી જીવ છે તે પણ ઉન્મના બની જાય છે, આનું કારણ એ છે કે નિ:સંદેહ તે વ્યક્તિ અજ્ઞાતપણે દૃઢ સંસ્કારથી સ્થિર થયેલી જન્મજન્માંતરોની પ્રીતિને મનોમન સંભારવા લાગે છે. (૨)

(વ્યાકુળભાવે ઊભો રહે છે.)

(કંચુકીનો પ્રવેશ)

**કંચુકી**—અરે, આવી આ અવસ્થાને પામ્યો છું !

રાજાના અંત:પુરમાં અધિકારી નિમાતા રિવાજ તરીકે જે નેતરની લાકડી મેં (હાથમાં) પકડી હતી તે જ આજે અનેક વર્ષો વીતી જતાં, ચાલતી વખતે લથડતાં મારે માટે આધારરૂપ થઈ પડી છે. (૩)

भोः, कामं धर्मकार्यमनतिपात्यं देवस्य । तथापीदानीमेव धर्मासनादुत्थिताय पुनरुपरोधकारि कण्वशिष्यागमनमस्मै नोत्सहे निवेदयितुम् । अथवाविश्रमोऽयं लोकतन्त्राधिकारः । कुतः ।

> भानुः सकृद्युक्ततुरङ्ग एव
> रात्रिंदिवं गन्धवहः प्रयाति ।
> शेषः सदैवाहितभूमिभारः
> षष्ठांशवृत्तेरपि धर्म एषः ॥४॥

यावन्नियोगमनुतिष्ठामि । ( परिक्रम्यावलोक्य च ) एष देवः,

> प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा
> निषेवते श्रान्तमना विविक्तम् ।
> यूथानि संचार्य रविप्रतप्तः
> शीतं दिवा स्थानमिव द्विपेन्द्रः ॥५॥

(उपगम्य) जयतु जयतु देवः । एते खलु हिमगिरेरुपत्यकारण्यवासिनः काश्यपसंदेशमादाय सस्त्रीकास्तपस्विनः सम्प्राप्ताः । श्रुत्वा देवः प्रमाणम् ।

राजा—(सादरम्) किं काश्यपसंदेशहारिणः तपस्विनः ।

कञ्चुकी—अथ किम् ।

राजा—तेन हि मद्वचनाद्विज्ञाप्यतामुपाध्यायः सोमरातः अमूनाश्रमवासिनः श्रौतेन विधिना सत्कृत्य स्वयमेव प्रवेशयितुमर्हतीति । अहमप्यत्र तपस्विदर्शनोचिते प्रदेशे स्थितः प्रतिपालयामि ।

कञ्चुकी—यदाज्ञापयति देवः । ( निष्क्रान्तः ।)

राजा—(उत्थाय ) वेत्रवति, अग्निशरणमार्गमादेशय ।

प्रतीहारी—इत इतो देवः ।

राजा—(परिक्रामति । अधिकारखेदं निरूप्य ) सर्वः प्रार्थितमर्थमधिगम्य सुखी संपद्यते जन्तुः । राज्ञां तु चरितार्थता दुःखोत्तरैव ।

> औत्सुक्यमात्रमवसादयति प्रतिष्ठा
> क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव ।
> नातिश्रमापनयनाय यथा श्रमाय
> राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥६॥

(नेपथ्ये)

वैतालिकौ—विजयतां देवः ।

હા, મહારાજે ધર્મકાર્યમા ઢીલ ન કરવી એ સાચુ, તો પણ, હમણા જ ન્યાયાસન ઉપરથી ઊભા થયેલ રાજાને વિશ્રામમા વિઘ્ન નાખનારી કણ્વના શિષ્યોના આગમનની વાત જણાવવાનો ઉત્સાહ થતો નથી. પણ પ્રજાપાલનના અધિકારી માટે વિશ્રાંતિ હોતી જ નથી. કેમકે,

સૂર્ય એક જ વખતે પોતાના ઘોડાને (રથમા) જોડે છે (તે જોડેલા જ રાખે છે) પવન રાત અને દિવસ વહ્યા જ કરે છે, શેષનાગને માથે હમેશા પૃથ્વીનો ભાર છે. (પ્રજાની આવકના) છઠ્ઠા અશ ઉપર જીવનાર રાજાનો ધર્મ પણ આવો જ હોય છે (૪)

ભાવ ત્યારે મારી ફરજ બજાવુ (ચાની, જોઈ) આ (રહ્યા) મહારાજ.'

જેવી રીતે ગજેન્દ્ર પોતાના ટોળાને દોરવણી આપી સૂર્યતાપે તપ્ત થતા દિવસે શીતળ સ્થળે આવે, તેમ પ્રજાનુ પોતાના સતાનની જેમ પાલન કરીને મન થાકી જતા એકાતમા આવી બિરાજ્યા છે. (૫)

(પાસે આવી) જય હો, જય હો, દેવનો ! હિમાલયની તળેટીના અરણ્યમા વસનારા આ તપસ્વીઓ સ્ત્રીઓ સાથે, મહર્ષિનો સદેશો લઈ પધાર્યા છે. આ વાત સાભળીને આપ યોગ્ય (આજ્ઞા) કરજો.

**રાજા**—(આદરપૂર્વક) શુ, તપસ્વીઓ કાશ્યપનો સદેશો લાવ્યા છે ?

**કંચુકી**—હા જી

**રાજા**—તો પછી, મારા વતી રાજપુરોહિત સોમરાતને આજ્ઞા કરો કે, આ આશ્રમવાસીઓનો વૈદિક વિધિથી સત્કાર કરીને તે પોતે જ એમને અદર લઈ આવે હુ પણ તપસ્વીઓને મળવા માટે યોગ્ય જગાએ જઈ તેમની રાહ જોઉ છુ.

**કંચુકી**—જેવી મહારાજની આજ્ઞા (પ્રસ્થાન)

**રાજા**—(ઊભા થઈ) વેત્રવતી અગ્નિગૃહનો માર્ગ બતાવ.

**પ્રતીહારી**—આ બાજુ આ બાજુ મહારાજ

**રાજા**—(ચાલે છે રાજકાર્યના થાકનો અભિનય કરીને) બધા જ જીવ ઇચ્છિત વસ્તુ પામીને સુખ અનુભવે છે પરતુ રાજાઓની બાબતમા ઇષ્ટલાભ એટલે અધિક દુ ખ

સર્વોચ્ચ સ્થાન ઉત્સુકતા નષ્ટ કરે છે, મેળવેલ વસ્તુને સાચવવાની વૃત્તિ કષ્ટ ઉત્પન્ન કરે છે, (તેથી) પોતાના હાથમા જ પકડેલ દાડાવાળા છત્રની જેમ રાજ્ય પણ ખૂબ શ્રમ દૂર કરવાને બદલે થકવનારુ જ છે (૬)

(નેપથ્યમા)

**બે વૈતાલિકો**—દેવનો વિજય થાઓ

प्रथमः–

स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः
प्रतिदिनमथवा ते वृत्तिरेवंविधैव ।
अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं
शमयति परितापं छायया संश्रितानाम् ॥७॥

द्वितीयः–

नियमयसि विमार्गप्रस्थितानात्तदण्डः
प्रशमयसि विवादं कल्पसे रक्षणाय ।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम
त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम् ॥८॥

राजा–एते क्लान्तमनसः पुनर्नवीकृताः स्मः । (परिक्रामति ।)

प्रतीहारी–एष अभिनवसम्मार्जनसश्रीकः सन्निहितहोमधेनुरग्निशरणालिन्दः । आरोहतु देवः ।

राजा–(आरुह्य परिजनांसावलम्बी तिष्ठति ।) वेत्रवति, किमुद्दिश्य भगवता काश्यपेन मत्सकाशमृषयः प्रेषिताः स्युः ।

किं तावद्व्रतिनामुपोढतपसां विघ्नैस्तपो दूषितं
धर्मारण्यचरेषु केनचिदुत प्राणिष्वसच्चेष्टितम् ।
आहोस्वित्प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधा-
मित्यारूढबहुप्रतर्कमपरिच्छेदाकुलं मे मनः ॥९॥

प्रतीहारी–सुचरितनन्दिन ऋषयो देवं सभाजयितुमागता इति तर्कयामि ।

(ततः प्रविशन्ति गौतमीसहिताः शकुन्तलां पुरस्कृत्य मुनयः ।
पुरश्चैषां कञ्चुकी पुरोहितश्च ।)

कञ्चुकी–इत इतो भवन्तः ।

शार्ङ्गरवः–शारद्वत,

महाभागः कामं नरपतिरभिन्नस्थितिरसौ
न कश्चिद्वर्णानामपथमपकृष्टोऽपि भजते ।
तथापीदं शश्वत्परिचितविविक्तेन मनसा
जनाकीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव ॥१०॥

शारद्वतः–स्थाने भवान्पुरप्रवेशादित्थंभूतः संवृत्तः । अहमपि,

अभ्यक्तमिव स्नातः शुचिरशुचिमिव प्रबुद्धः इव सुप्तम् ।
बद्धमिव स्वैरगतिर्जनमिह सुखसङ्गिनमवैमि ॥११॥

**પ્રથમ વૈતાલિક—**

પોતાના સુખની પરવા કર્યા વિના તું પ્રતિદિન પ્રજાહિત માટે શ્રમ અનુભવે છે, અથવા તો તારા જેવાનો સ્વભાવ જ એવો થઈ ગયો હોય છે. વૃક્ષ પ્રખર તાપને પોતાને શિરે સ્હે છે (અને પોતાની નીચે) આશ્રય લેનારાના સંતાપને છાયા વડે હરે છે. (૭)

**બીજો વૈતાલિક—**

રાજદંડધારી તું કુમાર્ગે જનારાઓનું નિયમન કરે છે, (લોકોના) કલહને શમાવે છે, રક્ષણ માટે સમર્થ બને છે. વિપુલ વૈભવમાં તો અનેક ન્હાલાંવહાલાં (થતાં) હોય છે. પરંતુ પ્રજાજનોના બાંધવકાર્યની પૂર્ણતા તો આપમાં જ (જોવા મળે) છે. (૮)

**રાજા**—થાકેલા મનવાળા અમે ફરી તાજા થઈ ગયા. (ચાલે છે.)

**પ્રતીહારી**—હમણાં જ વાળવાથી સુંદર લાગતો, પાસે હોમધેનુ બાંધી છે તેવો અગ્નિગૃહનો આ વરંડો છે. મહારાજ ઉપર ચઢો.

**રાજા**—(ચઢીને ચાકરના ખભાનો ટેકો લઈ ઊભો રહે છે) વેત્રવતી! ભગવાન કાશ્યપે મારી પાસે મુનિઓને શા કારણે મોકલ્યા હશે?

ઉગ્ર તપ આદરી રહેલા, વ્રતધારી તાપસોનું તપ વિઘ્નોથી અટક્યું હશે કે શું? કે પછી ધર્મવનમાં (સ્વચ્છંદ) ફરતાં પ્રાણીઓ પ્રત્યે કોઈએ ભૂરું પાપ આચર્યું હશે? અથવા શું મારા પાપાચરણથી વેલીઓનાં ફૂલો ખીલવાં અટકી પડયાં હશે? આવા અનેક તર્કવિતર્ક કરતું મારું મન, અનિશ્ચયને કારણે વ્યાકુળ થયું છે. (૯)

**પ્રતીહારી**—સદાચરણથી પ્રસન્ન બનનાર ઋષિઓ આપનું બહુમાન કરવા પધાર્યા છે, એવું મારું માનવું છે

(પછી ગૌતમી સાથે શકુંતલાને આગળ કરી મુનિઓનો પ્રવેશ. તેમની આગળ કંચુકી અને પુરોહિત છે)

**કંચુકી**—આ બાજુ, મહાશયો આ બાજુ

**શાર્ઙ્ગરવ**—શારદ્વત,

આ મહાભાગ્યશાળી રાજા ભલે સામાજિક મર્યાદા તોડતા નથી અને સર્વ વર્ણોમાં હીન માણસ પણ અનેક કુમાર્ગે જતો નથી છતાં પણ હું હંમેશાં એકાન્તથી પરિચિત મનને આ મનુષ્યોથી ભરેલાનું રાજભવન અગ્નિવેષ્ટિત ઘર જેવું ભાસે છે (૧૦)

**શારદ્વત**—નગર પ્રવેશે તું આવું અનુભવે તે યોગ્ય જ છે. હું પણ, અહીંના સુખદુઃખ સર્વજનને, સ્નાન કરી રહેલ માણસ તેલ ચોપડનારને, પવિત્ર અપવિત્રને, જાગેલ નિદ્રાધીનને અને સ્વચ્છંદવિહારી બંધનગ્રસ્તને, જે દૃષ્ટિએ, નિહાળે તેમ નિહાળું છું. (૧૧)

**शकुन्तला**–(निमित्तं सूचयित्वा) अहो, किं मे वामेतरन्नयनं विस्फुरति ।

**गौतमी**–जाते प्रतिहतममङ्गलम् । सुखानि ते भर्तृकुलदेवता वितरन्तु । (परिक्रामति ।)

**पुरोहितः**–(राजानं निर्दिश्य ) भो भोस्तपस्विनः, असावत्रभवान्वर्णाश्रमाणां रक्षिता प्रागेव मुक्तासनो वः प्रतिपालयति । पश्यतैनम् ।

**शार्ङ्गरवः**–भो महाब्राह्मण, काममेतदभिनन्दनीयम् । तथापि वयमत्र मध्यस्थाः । कुतः ।

**भवन्ति नम्रास्तरवः फलागमै-**
**र्नवाम्बुभिर्भूरिविलम्बिनो घनाः ।**
**अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः**
**स्वभाव एवैष परोपकारिणाम् ॥१२॥**

**प्रतीहारी**–देव, प्रसन्नमुखवर्णा दृश्यन्ते । जानामि विश्रब्धकार्या ऋषयः ।

**राजा**–( शकुन्तलां दृष्ट्वा ) अथात्रभवती–

**कास्विदवगुण्ठनवती नातिपरिस्फुटशरीरलावण्या ।**
**मध्ये तपोधनानां किसलयमिव पाण्डुपत्राणाम् ॥१३॥**

**प्रतीहारी**–देव, कुतूहलगर्भोपहितो न मे तर्कः प्रसरति । ननु दर्शनीया पुनरस्या आकृतिर्लक्ष्यते ।

**राजा**–भवतु । अनिर्वर्णनीयं परकलत्रम् ।

**शकुन्तला**–( हस्तमुरसि कृत्वा आत्मगतम् ) हृदय, किमेवं वेपसे । आर्यपुत्रस्य भावमवधार्य धीरं तावद् भव ।

**पुरोहितः**–(पुरो गत्वा ) एते विधिवदर्चितास्तपस्विनः । कश्चिदेषामुपाध्याय-संदेशः । तं देवः श्रोतुमर्हति ।

**राजा**–अवहितोऽस्मि ।

**ऋषयः**–( हस्तानुद्यम्य ) विजयस्व राजन् ।

**राजा**—सर्वानभिवादये ।

**ऋषयः**–इष्टेन युज्यस्व ।

**राजा**–अपि निर्विघ्नतपसो मुनयः ।

**ऋषयः**–

**कुतो धर्मक्रियाविघ्नः सतां रक्षितरि त्वयि ।**
**तमस्तपति घर्मांशौ कथमाविर्भविष्यति ॥१४॥**

**राजा**–अर्थवान्खलु मे राजशब्दः । अथ भगवाँल्लोकानुग्रहाय कुशली काश्यपः ।

**શકુંતલા**—(અપશુકન સૂચવીને) હાય ! મારુ જમણુ લોચન કેમ ફરકે છે?

**ગૌતમી**—બેટી તારુ અમગલ ટળો તારા પતિની કુલદેવતાઓ મગલ વરસાવો (ચાલે છે)

**પુરોહિત**—(રાજાને બતાવી) હે તાપસો, વર્ણાશ્રમધર્મના પાલક આ મહારાજ પહેલેથી જ આસન તજી તમારી રાહ જુએ છે એમને મળો

**શાર્ઙ્ગરવ**—રે મૂર્ખ બ્રાહ્મણ ભલે આ પ્રશસનીય છે, તો પણ આ બાબતમા અમે તટસ્થ છીએ કેમ કે,

ફળો આવતા વૃક્ષો નીચા નમી જાય છે, નવીન જળથી વાદળો ખૂબ જ નીચે ઝૂકે છે સમૃદ્ધિથી સજ્જનો છકી જતા નથી પરોપકારી પુરુષની પ્રકૃતિ જ એ છે (૧૨)

**પ્રતીહારી**—મહારાજ, એમની મુખકાતિ પ્રસન્ન જણાય છે લાગે છે કે મુનિઓના કાર્યો તો નિરાતે ચાલે છે

**રાજા**—(શકુતલાને નિહાળી) પણ આ શ્રીમતી

મુખના ઘુઘટવાળી તથા શરીરસૌદર્યની પૂર્ણ છબી ન દાખવતી આ તપસ્વીઓની વચમા પીળા પાદડાની વચ્ચે કળીના જેવી વનિતા કોણ હશે ? (૧૩)

**પ્રતીહારી**—હુ પણ કુતૂહલથી કલ્પના કરુ છુ પણ વ્યર્થ પરતુ એની આકૃતિ ખરેખર દર્શનીય છે

**રાજા**—હશે, પરસ્ત્રી સામે ટીકીને ન જોવુ જોઈએ

**શકુંતલા**—(છાતી ઉપર હાથ મૂકી મનમાં) હૃદય ! આતુ બહુ ધડકે છે કેમ ? આર્યપુત્રના પ્રેમ પર વિશ્વાસ રાખી ધૈર્ય રાખ

**પુરોહિત**—(આગળ આવી) આ તપસ્વીઓનો વિધિ પ્રમાણે સત્કાર કર્યો એમના ગુરુનો કઇક સદેશો છે મહારાજે તે સાભળવો ઘટે

**રાજા**—સાભળુ છુ

**ઋષિઓ**—(હાથ ઊંચા કરી) રાજન્, (તમારો) વિજય થાઓ

**રાજા**—સર્વને હુ વદુ છુ

**ઋષિઓ**—ઇષ્ટ વસ્તુ સાથે તમારે મેળાપ થાઓ

**રાજા**—મુનિઓના તપ તો નિર્વિઘ્ન ચાલે છે ને ?

**ઋષિઓ**—

સજ્જનોનુ રક્ષણ કરનાર આપ જેવા હોય ત્યારે ધર્મક્રિયાના વિઘ્ન ક્યાથી નડે ? સૂર્ય પ્રકાશતો રહ્યા હોય ત્યા અધકાર ઉદ્ભવે જ ક્યાથી ? (૧૪)

**રાજા**—તો તો મારુ 'રાજા' પદ સાર્થક રહ્યાય અને ભગવાન કાશ્યપ લોકકલ્યાણ માટે કુશળ તો છે ને ?

ऋषयः–स्वाधीनकुशलाः सिद्धिमन्तः । स भवन्तमनामयप्रश्नपूर्वकमिदमाह ।

राजा–किमाज्ञापयति भगवान् ।

शार्ङ्गरवः–यन्मिथः समयादिमां मदीयां दुहितरं भवानुपायंस्त तन्मया प्रीतिमता युवयोरनुज्ञातम् । कुतः ।

त्वमर्हतां प्राग्रसरः स्मृतोऽसि नः
शकुन्तला मूर्तिमती च सत्क्रिया ।
समानयंस्तुल्यगुणं वधूवरं
चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥१५॥

तदिदानीमापन्नसत्त्वा प्रतिगृह्यतां सहधर्मचरणायेति ।

गौतमी–आर्य, किमपि वक्तुकामास्मि । न मे वचनावसरोऽस्ति । कथमिति ।

नापेक्षितो गुरुजनोऽनया न त्वयापि पृष्टो बन्धुः ।
एकैकमेव चरिते भणामि किमेकैकमेकस्य ॥१६॥

शकुन्तला–(आत्मगतम्) किं नु खल्वार्यपुत्रो भणति ।

राजा–किमिदमुपन्यस्तम् ।

शकुन्तला–(आत्मगतम्) पावकः खल्वेष वचनोपन्यासः ।

शार्ङ्गरवः–कथमिदं नाम । भवन्त एव सुतरां लोकवृत्तान्तनिष्णाताः ।

सतीमपि ज्ञातिकुलैकसंश्रयां
जनोऽन्यथा भर्तृमतीं विशङ्कते ।
अतः समीपे परिणेतुरिष्यते
तदप्रियापि प्रमदा स्वबन्धुभिः ॥१७॥

राजा–किं चात्रभवती मया परिणीतपूर्वा ।

शकुन्तला–(सविषादम् । आत्मगतम्) हृदय, साम्प्रतं ते आशङ्का ।

शार्ङ्गरवः–

किं कृतकार्यद्वेषो धर्मं प्रति विमुखता कृतावज्ञा ।

राजा–कुतोऽयमसत्कल्पनाप्रश्नः ।

शार्ङ्गरवः–

मूर्च्छन्त्यमी विकाराः प्रायेणैश्वर्यमत्तेषु ॥१८॥

राजा–विशेषेणाधिक्षिप्तोऽस्मि ।

**ઋષિઓ**--સિદ્ધ પુરુષોનુ કુશળ સ્વાધીન જ હોય છે તેઓ આપના કુશળ સમાચાર પુછાવીને એમ કહે છે

**રાજા**—ભગવાનની શી આજ્ઞા છે ?

**શાર્ઙ્ગરવ**—પરસ્પર સ મતિથી મારી પુત્રી સાથે તમે જે વિવાહ કર્યો તેને માટે તમને બ નેને હુ પ્રીતિપૂર્વક અનુમતિ આપુ છુ કારણ,

યોગ્ય પાત્રોમા તમે શ્રેષ્ઠ છો એમ અમે માનીએ છીએ અને આ શકુ તલા પણ મૂર્તિમ ત સત્ક્રિયા છે (આવા) સમાન ગુણવાળા વરવધૂનો સ ગમ કરાવીને વિધાતા ચિરકાળ પછી નિ । પામ્યા નથી. (૧૫)

તો હવે આ ગર્ભવતીને સહધર્માચરણ માટે સ્વીકાર કરો

**ગૌતમી**—આર્ય મારી પણ ્ ઈક કહેવાની ઇચ્છા છે જો કે કહેવા માટે આ અવસર નથી

આપે વડીલોની અપેક્ષા રાખી નહિ, અને તમે પણ સગાવહાલાને ન પૂછ્યુ. પરસ્પર સ મતિથી કરે જે આચર્યું તે બા તમા ત્રીજુ કોઈ (તમારાનાથી) એકને જ શુ કહે ? (૧૬)

**શકુ તલા**—(મનમા) આર્યપુત્ર શુ કહેશે વારુ ?

**રાજા**—આ બધી શી વાત છે ?

**શકુ તલા**—(સ્વગત) અગ્નિસા વેણ ઉચ્ચાર્યાં !

**શાર્ઙ્ગરવ**—આ ગતુ શુ છ એમ ? આપ તો લોક વ્યવહારના નિષ્ણાત છો

સધવા સ્ત્રી સતી હોય તો ય ત જો પોતાના સગા સ બધીના ઘરમા આશ્રય લેતી હોય તો લોકો તેને વિશે અવળી જ શ કા કરે છે તેથી તેના સ બધીઓ, તે પતિની અણગમતી હોય તો પણ સ્ત્રી પોતાના પતિ પાસે રહે એમ જ ઇચ્છે છે (૧૭)

**રાજા**—તે શુ આ શ્રીમતી સાથે હુ ભૂતકાળમા પરણ્યો છુ ?

**શકુ તલા**—(સખે મનમા) હ ય, હવે મારી શ ક ૦ ચી !

**શાર્ઙ્ગરવ**--શુ પહેલા જે કાર્ય ર્યુ ત હવ ગમતુ નથી ? શુ ધર્મ પ્રત્યે વિમુખ થવુ છે કે ક મારના પછી અવગણવુ છે ?

**રાજા**—પાયા વિનાની ક લ્પના આ પ્રશ્નો શા માટે ?

**શાર્ઙ્ગરવ**--

ઐશ્વર્યમત્ત લોકોના આવી મનોવિકૃતિઓ ઘણી વાર દેખા દે છે (૧૮)

**રાજા**—ના, મ ારા અપમાન તને કરો છે

**गौतमी**—जाते, मुहूर्तं मा लज्जस्व । अपनेष्यामि तावत्तेऽवगुण्ठनम् । ततस्त्वां भर्ताभिज्ञास्यति । (इति यथोक्तं करोति ।)

**राजा**—(शकुन्तलां निर्वर्ण्य आत्मगतम्)

इदमुपनतमेवं रूपमक्लिष्टकान्ति
प्रथमपरिगृहीतं स्यान्न वेत्यव्यवस्यन् ।
भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारं
न खलु च परिभोक्तुं नैव शक्नोमि हातुम् ॥१९॥

(विचारयन् स्थितः ।)

**प्रतीहारी**—(स्वगतम्) अहो धर्मापेक्षिता भर्तुः । ईदृशं नाम सुखोपनतं रूपं दृष्ट्वा कोऽन्यो विचारयति ।

**शार्ङ्गरवः**—भो राजन्, किमिति जोषमास्यते ।

**राजा**—भोस्तपोधनाः, चिन्तयन्नपि न खलु स्वीकरणमत्रभवत्याः स्मरामि । तत्कथमिमामभिव्यक्तसत्त्वलक्षणां प्रत्यात्मानं क्षेत्रिणमाशङ्कमानः प्रतिपत्स्ये ।

**शकुन्तला**—(अपवार्य) आर्यस्य परिणय एव संदेहः । कुत इदानीं मे दूराधिरोहिण्याशा ।

**शार्ङ्गरव**—मा तावत्,

कृताभिमर्शामनुमन्यमानः
सुतां त्वया नाम मुनिर्विमान्यः ।
मुष्टं प्रतिग्राहयता स्वमर्थं
पात्रीकृतो दस्युरिवासि येन ॥२०॥

**ગૌતમી**—બેટી, થોડીકવાર લજવાઈશ નહીં. તારા ઘૂંઘટને હટાવુ છું. પછી તારો પતિ તને ઓળખશે

(કહ્યા પ્રમાણે કરે છે)

**રાજા**— (શકુંતલાને નિરખી, મનમા)

અહીં રજૂ થયેલા આ અમ્લાન સૌન્દર્યને મેં પહેલા આની સાથે લગ્ન કર્યાં છે કે નહીં તે નક્કી ન કરી શકવાથી, જેમ ભ્રમર પ્રભાતે અંદર હિમવાળા કુંદ-પુષ્પનો ઉપભોગ કરી શકતો નથી કે ત્યજી શકતો નથી તેમ હું પણ એકદમ ભોગવી શકતો નથી કે ત્યજી શકતો નથી. (૧૯)

(વિચારતો ઊભો રહે છે)

**પ્રતીહારી**—(મનમા) અહો સ્વામીની ધર્મનિષ્ઠા ! આમ સહેલાઈથી આવી મળેલા રૂપને જોઈને, બીજો કોણ વિચાર કરવા બેસે ?

**શાર્ઙ્ગરવ**—હે રાજન્, મૌન કેમ છો ?

**રાજા**—હે તપસ્વીઓ, આ શ્રીમતીના સ્વીકારની વાત, ખૂબ વિચારવા છતા પણ મને યાદ આવતી નથી. તેથી ગર્ભના સ્પષ્ટ લક્ષણો દર્શાવતી આને, એનો પતિ હું હોઈશ, એવા સંશયથી કેવી રીતે સ્વીકારી શકુ ?

**શકુંતલા**—(એક બાજુએ) વિવાહની વાત વિષે જ શંકા છે, ત્યા હવે ઊંચે ઊડનારી મારી આશાને તો અવકાશ જ કયાથી હોય ?

**શાર્ઙ્ગરવ**—રહેવા દો તો.

પોતાનું ધન ચોરી જનાર લુંટારા સત્પાત્ર ગણી તે ધન પાછું સોંપનારની જેમ બળપૂર્વક ભ્રષ્ટ કરાયેલી પોતાની પુત્રીને અનુમતિ આપનાર, તે ઋષિનું તમારે અપમાન કરવું જ જોઈએ. (૨૦)

**શારદ્વત**—શાર્ઙ્ગરવ, હવે તું બસ કર. શકુંતલા, અમારે જે કહેવાનું હતું તે અમે કહ્યું. આ મહાનુભાવ, (તે વિષે) આમ કહે છે. તુ જ કાંઈક એમને વિશ્વાસ બેસે તેવો જવાબ આપ.

**શકુંતલા**—(એક બાજુએ) એવા પ્રેમની આવી વિપરીત દશા થયે સંભાર્યેય શો ફાયદો ? હવે એ તો નક્કી છે કે મારે જનમ઼ોટે રોવું પડશે (મોટેથી) આર્ય-પુત્ર.. (અધબોલે) જ્યા વિવાહની બાબતમા જ સંશય છે, ત્યા આવું સંબોધન ઉચિત નથી. પૌરવ, સ્વભાવથી જ સરલહૃદયાને પહેલા આશ્રમમા શપથ વચનો વડે એ પ્રકારે છેતરીને હવે આવા વેણે એને નકારો દેવો એ આપને ગોભે છે ?

राजा-(कर्णौ पिधाय ) शान्तं पापम् ।

व्यपदेशमाविलयितुं किमीहसे जनमिमं च पातयितुम् ।
कूलंकषेव सिन्धुः प्रसन्नमम्भस्तटतरुं च ॥२१॥

शकुन्तला—भवतु । यदि परमार्थतः परपरिग्रहशङ्किना त्वयैव प्रवृत्तं तदभिज्ञानेनानेन तवाशङ्कामपनेष्यामि ।

राजा—उदारः कल्पः ।

शकुन्तला-(मुद्रास्थानं परामृश्य) हा धिक् अङ्गुलीयकशून्या मेऽङ्गुलिः । (सविषादं गौतमीमवेक्षते ।)

गौतमी-नूनं ते शक्रावताराभ्यन्तरे शचीतीर्थसलिलं वन्दमानायाः प्रभ्रष्टमङ्गुलीयकम् ।

राजा—(सस्मितम् ) इदं तत्प्रत्युत्पन्नमति स्त्रैणमिति यदुच्यते ।

शकुन्तला-अत्र तावद्विधिना दर्शितं प्रभुत्वम् । अपरं ते कथयिष्यामि ।

राजा-श्रोतव्यमिदानीं संवृत्तम् ।

शकुन्तला-नन्वेकस्मिन्दिवसे नवमालिकामण्डपे नलिनीपत्रभाजनगतमुदकं तव हस्ते संनिहितमासीत् ।

राजा-शृणुमस्तावत् ।

**રાજા**–(કાન ઢાકી દઈ) અરે ! અરે (આ શુ),

નિર્મળ જળને ડહોળુ કરતી અને તીરના વૃક્ષોને પાડી નાખતી કિનારાને તોડનાર નદીની જેમ તુ પોતાના કુળને કલકિત કરવાની અને મને ધર્મભ્રષ્ટ કરવાની ઇચ્છા કેમ રાખે છે ? (૨૧)

**શકુંતલા**—ભલે જો તમને સાચેસાચ (મારા વિષે) પરસ્ત્રી છુ એવી શકા હોય અને તેથી આવુ વર્તન કરતા હો તો આ ઓળખચિહ્ન બતાવીને તમારી શકા દૂર કરીશ

**રાજા**–આ સારો પ્રસ્તાવ છે

**શકુંતલા**–(વીટીને સ્થાને હાથ ફેરવી) હાય, હાય ! મારી આગળીએ વીટી તો નથી. (સખેદ ગૌતમી તરફ જુએ છે)

**ગૌતમી**–શક્રાવતાર ઘાટે શચીતીર્થના જળને વદન કરતા ચોક્કસ તારી વીટી પડી ગઈ હશે

**રાજા**–(સસ્મિત) 'સ્ત્રી એટલે હાજરજવાબી' એમ જે કહે છે તે આ

**શકુંતલા**–આમા તો ભાગ્યે પોતાનુ ચડિયાતાપણુ બતાવ્યુ પણ બીજુ તમને કહુ

**રાજા**–હવે સાભળવા જેવુ આવ્યુ !

**શકુતલા**–એક દિવસે નવમાલિક કુજમા આપ હાથમા કમળપત્રના પડિયાના પાણી લઈને બેઠા હતા

**રાજા**–સાભળુ છુ.

**શકુંતલા**–તે વેળા મે પુત્ર માનેલુ દીર્ઘાપાગ નામનુ હરણબાળ ત્યા આવ્યુ. ત્યારે તમે 'એ પહેલા પીએ' એમ દયા લાવી જળ બતાવી એને બુચકારાથી બોલાવ્યુ. પરતુ તમારો પરિચય ન હોવાને કારણે તમારા હાથ પાસે તે આવ્યુ જ નહિ પછી એ જ જળ મારા હાથમા લીધુ કે તરત જ પ્રેમથી પીધુ ત્યારે તમે એમ કહી હસ્યા હતા કે, 'સૌને પોતાની જાત પર વિશ્વાસ બેસે તમે બન્નેય જગ્લી ખરા ને !'

**રાજા**–આવુ બોલીને પોતાનુ કામ પાર પાડનારી સ્ત્રીઓની જૂઠી પણ મીઠી વાણીથી વિષયલોલુપ જનો જ આકર્ષાય

**ગૌતમી**–મહાભાગ, એમ કહેવુ બરોબર નથી તપોવનમા ઊછરેલ એ કપટથી

राजा—तापसवृद्धे,

स्त्रीणामशिक्षितपटुत्वममानुषीषु
संदृश्यते किमुत याः प्रतिबोधवत्यः ।
प्रागन्तरिक्षगमनात्स्वमपत्यजात-
मन्यैर्द्विजैः परभृताः खलु पोषयन्ति ॥२२॥

शकुन्तला—(सरोषम्) अनार्य, आत्मनो हृदयानुमानेन पश्यसि । क इदानीमन्यो धर्मकञ्चुकप्रवेशिनस्तृणच्छन्नकूपोपमस्य तवानुकृतिं प्रतिपत्स्यते ।

राजा—(आत्मगतम्) संदिग्धबुद्धिं मां कुर्वन्नकैतव इवास्याः कोपो लक्ष्यते । तथा ह्यनया,

मय्येव विस्मरणदारुणचित्तवृत्तौ
वृत्तं रहः प्रणयमप्रतिपद्यमाने ।
भेदाद्भ्रुवोः कुटिलयोरतिलोहिताक्ष्या
भग्नं शरासनमिवातिरुषा स्मरस्य ॥२३॥

(प्रकाशम्) भद्रे, प्रथितं दुष्यन्तस्य चरितम् । तथापीदं न लक्ष्यते ।

शकुन्तला—सुष्ठु तावदत्र स्वच्छन्दचारिणी कृतास्मि याहमस्य पुरुवंशप्रत्ययेन मुख-मधोर्हृदयस्थितविषस्य हस्ताभ्याशमुपगता । (पटान्तेन मुखमावृत्य रोदिति ।)

शार्ङ्गरवः—इत्थमात्मकृतमप्रतिहतं चापलं दहति ।

अतः परीक्ष्य कर्तव्यं विशेषात्संगतं रहः ।
अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ॥२४॥

राजा—अयि भोः किमत्रभवतीप्रत्ययादेवास्मान्संभृतदोषैः क्षिणुथ ।

शार्ङ्गरवः—(सासूयम्) श्रुतं भवद्भिरधरोत्तरम् ।

आ जन्मनः शाठ्यमशिक्षितो य-
स्तस्याप्रमाणं वचनं जनस्य ।
परातिसंधानमधीयते यै-
र्विद्येति ते सन्तु किलाप्तवाचः ॥२५॥

राजा—भोः सत्यवादिन्, अभ्युपगतं तावदस्माभिरेवम् । किं पुनरिमामतिसंधाय लभ्यते ।

शार्ङ्गरवः—विनिपातः ।

राजा—विनिपातः पौरवैः प्रार्थ्यत इति न श्रद्धेयम् ।

शारद्वतः—शार्ङ्गरव, किमुत्तरेण । अनुष्ठितो गुरोः संदेशः । प्रतिनिवर्तामहे वयम् ।

**રાજા**–વૃદ્ધ તાપસી,

શીખવા વિના પણ માનવેતર સ્ત્રીઓમા હોશિયારી દેખાય છે, તો બુદ્ધિ-સંપન્ન સ્ત્રીઓની તો વાત જ શી ? આકાશમા ઊડતા થાય તે પહેલા પોતાના સંતાનોનું પોષણ કોકિલાઓ બીજાં પક્ષીઓ પાસે કરાવે છે. (૨૨)

**શાકુંતલા**—(રોષપૂર્વક) અનાર્ય, પોતાના હૃદય પ્રમાણે સૌને નિહાળે છે ? ધર્મનો અંચળો પહેરનાર, તણખલે ઢાકચા કૂવા જેવા તમારું અનુકરણ બીજો કોણ કરી શકશે ?

**રાજા**—(મનમા) મારી બુદ્ધિને સશયમા નાખતો હોય એવો એનો કોપ અકૃત્રિમ લાગે છે. એટલે જ તો આણે,

વિસ્મૃતિને કારણે નિષ્ઠુર મનોવૃત્તિવાળો બની એકાન્તમા થયેલ પ્રેમનો હુ ઈન્કાર કરી રહ્યો છું ત્યારે કુટિલ ભ્રમરોને વાકી કરતી અને રોષથી લાલ નેત્રવાળી એણે જાણે કે કામદેવનું ધનુષ્ય અતિ રોષથી ભાગી નાખ્યુ છે (૨૩)

(મોટેથી) ભદ્રે, દુષ્યંતનુ ચરિત જગપ્રસિદ્ધ છે પણ આવુ કચાય જણાતુ નથી.

**શકુંતલા**—તો તો મને ખરેખર સ્વૈરાચારી બનાવી કે હું પુરુવશના વિશ્વાસે, મોઢે મધ અને હૃદયમા ઝેર ભરેલા માણસના હાથમા સપડાઈ. (પાલવમા મો ઢાકીને રડે છે.)

**શાર્ઙ્ગરવ**—પોતે કરેલુ વગર વિચાર્યુ ચાચલ્ય આમ દુઃખે વાગે.

નાટે ખાસ કરીને એકાન્તમા સમાગમ જોઈને જ કરવો જોઈએ. અજાણ્યા હૃદયની મૈત્રી આ રીતે શત્રુતામા પરિણમે છે. (૨૪)

**રાજા**–અરે ઓ ભાઈ, એમના શબ્દો ઉપર વિશ્વાસ રાખીને અમને દોષિત બનાવતા શબ્દો વડે શું કરવા પીડો છો ?

**શાર્ઙ્ગરવ**-(રોષપૂર્વક) આની ઊલટી વાત સાભળી કે ?

જે (વ્યક્તિ) જન્મથી શઠતા શુ છે તે શીખી નથી તેનુ વચન અપ્રમાણ અને બીજાને છેતરવાનો અભ્યાસ તે વિદ્યા એમ જે શીખે છે તેઓ સત્યવેત્તા ગણાય છે। (૨૫)

**રાજા**–ઓ સત્યભાષી ! (હું કહે છે) તેમ અમે સ્વીકારીએ. પણ આને છેતરીને શું મળવાનું હતું ?

**શાર્ઙ્ગરવ**-વિનિપાત

**રાજા**–પૌરવો વિનિપાતને ઝખે એ વાત મનાય તેવી નથી.

**શારદ્વત**-શાર્ઙ્ગરવ, નવાજવાનુ શા માટે ? આપણે ગુરુજીનો સદેશો દીધો. હવે પાછા જઈએ.

(राजानं प्रति)

**तदेषा भवतः पत्नी त्यज वैनां गृहाण वा ।**

**उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ॥२६॥**

गौतमि गच्छाग्रतः ।

(प्रस्थिताः ।)

**शकुन्तला**–कथमनेन कितवेन विप्रलब्धास्मि । यूयमपि मां परित्यजथ । (अनुप्रतिष्ठते ।)

**गौतमी**–(स्थित्वा) वत्स शार्ङ्गरव, अनुगच्छतीयं खलु नः करुणपरिदेविनी शकुन्तला । प्रत्यादेशपरुषे भर्तरि किं वा मे पुत्रिका करोतु ।

**शार्ङ्गरवः**–(सरोषं निवृत्य) किं पुरोभागे, स्वातन्त्र्यमवलम्बसे ।

(शकुन्तला भीता वेपते ।)

**शार्ङ्गरवः**–शकुन्तले,

**यदि यथा वदति क्षितिपस्तथा**
**त्वमसि किं पितुरुत्कुलया त्वया ।**
**अथ तु वेत्सि शुचि व्रतमात्मनः**
**पतिकुले तव दास्यमपि क्षमम् ॥२७॥**

तिष्ठ । साधयामो वयम् ।

**राजा**–भोस्तपस्विन्, किमत्रभवतीं विप्रलभसे । कुतः,

**कुमुदान्येव शशाङ्कः सविता बोधयति पङ्कजान्येव ।**
**वशिनां हि परपरिग्रहसंश्लेषपराङ्मुखी वृत्तिः ॥२८॥**

**शार्ङ्गरवः**–यदा तु पूर्ववृत्तमन्यसङ्गाद्विस्मृतो भवांस्तदा कथमधर्मभीरुः ।

**राजा**–भवन्तमेवात्र गुरुलाघवं पृच्छामि ।

**मूढः स्यामहमेषा वा वदेन्मिथ्येति संशये ।**
**दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुलः ॥२९॥**

**पुरोहितः**–(विचार्य) यदि तावदेवं क्रियताम् ।

**राजा**–अनुशास्तु मां भवान् ।

**पुरोहितः**–अत्रभवती तावदाप्रसवादस्मद्गृहे तिष्ठतु । कुत इदमुच्यत इति चेत् । त्वं साधुभिरादिष्टः प्रथममेव चक्रवर्तिनं पुत्रं जनयिष्यसीति । स चेन्मुनिदौहित्रस्तल्लक्षणोपपन्नो भविष्यति, अभिनन्द्य शुद्धान्तमेनां प्रवेशयिष्यसि । विपर्यये तु पितुरस्याः समीपनयनमवस्थितमेव ।

**राजा**–यथा गुरुभ्यो रोचते ।

(રાજાને ઉદ્દેશી)

તો આ આપની પત્ની છે, ત્યાગ કરો કે સ્વીકારો પત્ની ઉપર પતિનો સર્વતોમુખ અધિકાર માન્ય થયેલો છે. (૨૬)

ગૌતમી, આગળ થાઓ

(પ્રસ્થાન કરે છે.)

**શકુંતલા**–આ કપટીએ મને છેતરી છે, અને તમેય મને ત્યજી ચાલ્યા ?

(પાછળ ચાલે છે)

**ગૌતમી**–(થભીને) વત્સ શાર્ઙ્ગરવ, કરુણ વિલાપ કરતી આ શકુંતના આપણી પાછળ પાછળ આવે છે પતિએ નિષ્ઠુરપણે છોડી દીધી ત્યારે મારી દીકરી શું કરે ?

**શાર્ઙ્ગરવ**–(ગુસ્સામાં પાછો વળી) સ્વૈરિણી, કેમ (હજુય) મન ફાવે તેમ વર્તે છે ? (શકુન્તલા ભય પામી કંપે છે.)

**શાર્ઙ્ગરવ**–શકુંતલા,

જો આ પૃથ્વીપતિ કહે છે તેવી તું હોય તો કુળકલંકિની એવી તારી પિતાને શી જરૂર હોય ? અને જો તું તારા પવિત્ર વ્રતને જાણતી હોય તો પતિના ઘેર તારે દાસી બનીને પણ રહેવું યોગ્ય છે. (૨૭)

રહે, અમે જઈએ છીએ.

**રાજા**—હે તપસ્વી, શીદને આ શ્રીમતીને છેતરો છો ? કેમકે,

ચંદ્ર પોયણીને અને સૂર્ય કમળોને જ ખીલવે છે. જીતેન્દ્રિયોની મનોવૃત્તિ પરસ્ત્રીના સંગથી પરાઙ્મુખ હોય છે. (૨૮)

**શાર્ઙ્ગરવ**–બીજીના સંગમાં આવીને તું પહેલાની વાત ભૂલી ગયો હોય તો પાપભીરુ શાનો ?

**રાજા**–હું આપને જ આ બાબતના નાનું મોટું (પાપ કયું તે) પૂછું છું. હું (વિસ્મૃતિ)મૂઢ છું કે આ (સ્ત્રી) જૂઠું બોલે છે. (આ સંશય ઉપસ્થિત થતાં) મારે સ્ત્રીત્યાગી બનવું કે પરસ્ત્રીના સ્પર્શથી દૂષિત થવું ? (૨૯)

**પુરોહિત**–(વિચાર કરી) તો પછી આમ કરો

**રાજા**–આપ આજ્ઞા આપો.

**પુરોહિત**–આ સન્નારી પ્રસૂતિ થાય ત્યાં સુધી મારે ઘેર રહે. 'શા માટે ?' એમ પૂછતા હો તો સાધુઓએ તમને પહેલેથી જ કહ્યું છે કે તમારે ત્યાં પ્રથમ ચક્રવર્તી પુત્રનો જન્મ થશે જો કણ્વ મુનિનો દૌહિત્ર તેવા લક્ષણથી યુક્ત હોય તો તેનું સ્વાગત કરીને આને અંતઃપુરમાં પ્રવેશ કરાવજો એનાથી ઊલટું બને તો એના પિતાની પાસે મોકલવાનું તો નિશ્ચિત જ છે

**રાજા**–જેવી ગુરુની ઇચ્છા

**पुरोहितः**—वत्से, अनुगच्छ माम् ।

**शकुन्तला**—भगवति वसुधे, देहि मे विवरम् ।

(इति रुदती प्रस्थिता । निष्क्रान्ता सह पुरोधसा, तपस्विभिश्च ।)

(राजा शापव्यवहितस्मृतिः शकुन्तलागतमेव चिन्तयति ।)

(नेपथ्ये) आश्चर्यम् ।

**राजा**—(आकर्ण्य) किं नु खलु स्यात् ।

(प्रविश्य)

**पुरोहितः**—(सविस्मयम्) देव, अद्भुतं खलु संवृत्तम् ।

**राजा**—किमिव ।

**पुरोहितः**—देव, परावृत्तेषु कण्वशिष्येषु,

**सा निन्दन्ती स्वानि भाग्यानि बाला**
**बाहूत्क्षेपं क्रन्दितुं च प्रवृत्ता ।**

**राजा**—किं च ।

**पुरोहितः**—

**स्त्रीसंस्थानं चाप्सरस्तीर्थमारा-**
**दुत्क्षिप्यैनां ज्योतिरेकं जगाम ॥३०॥**

(सर्वे विस्मयं रूपयन्ति ।)

**राजा**—भगवन्, प्रागपि सोऽस्माभिरर्थः प्रत्यादिष्ट एव । किं वृथा तर्केणान्विष्यते विश्राम्यतु भवान् ।

**पुरोहितः**—(विलोक्य) विजयस्व । (निष्क्रान्तः ।)

**राजा**—वेत्रवति पर्याकुलोऽस्मि । शयनभूमिमार्गमादेशय ।

**प्रतीहारी**—इत इतो देवः । (प्रस्थिता ।)

**राजा**—

**कामं प्रत्यादिष्टां स्मरामि न परिग्रहं मुनेस्तनयाम् ।**
**बलवत्तु दूयमानं प्रत्याययतीव मां हृदयम् ॥३१॥**

(निष्क्रान्ताः सर्वे ।)

**पञ्चमोऽङ्कः ।**

**પુરોહિત**—વત્સે, આવ મારી પાછળ પાછળ.

**શકુંતલા**—ભગવતી ધરતી, મને માર્ગ આપો (રડતી જાય છે. પુરોહિત અને તપસ્વીઓનું પ્રસ્થાન)

(શાપથી નષ્ટ થયેલી સ્મૃતિવાળો રાજા શકુંતલાની જ વાત વિચારે છે.)

(નેપથ્યે)

આશ્ચર્ય ! આશ્ચર્ય !

**રાજા**—(સાભળીને) શું હશે ?

(પ્રવેશીને)

**પુરોહિત**—(આશ્ચર્યપૂર્વક) મહારાજ અદ્‌ભુત બનાવ બન્યો.

**રાજા**—શું થયું ?

**પુરોહિત**—મહારાજ કણ્વના શિષ્યો પાછા ફર્યા ત્યારે પોતાના ભાગ્યને નિન્દતી તે બાળા હાથ ઊંચા કરી રડવા લાગી.

**રાજા**—અને શું થયું ?

**પુરોહિત**—

સ્ત્રીરૂપધારી એક તેજસ્વી મૂર્તિ એને ઉપાડી અપ્સરતીર્થ તરફ ચાલી ગઈ. (૩૦)

( સર્વે નવાઈ દાખવે છે. )

**રાજા**—ભગવન્ આપણે તો એ વસ્તુનો પહેલેથી જ ત્યાગ કર્યો છે એટલે હવે વ્યર્થ કલ્પનાથી શું મળવાનું ? આરામ કરો આપ.

**પુરોહિત**—(જોઈ રહી) વિજય પામો. (પ્રસ્થાન.)

**રાજા**—વેત્રવતી ! ખૂબ વ્યાકુળ છું. શયનસ્થાનનો માર્ગ બતાવ

**પ્રતીહારી**—આ બાજુ, મહારાજ, આ બાજુ (પ્રસ્થાન.)

**રાજા**—

પાછી કાઢેલી આ મુનિકન્યાના વિવાહની વાત મને યાદ નથી આવતી એ તો સાચું પણ અત્યંત પીડા અનુભવતું મારું હૃદય જાણે કે ખાતરી આપી રહ્યું છે. (૩૧)

(સર્વનું પ્રસ્થાન)

**પાંચમો અંક સમાપ્ત.**

(ततः प्रविशति नागरिकः श्यालः पश्चाद्बद्धपुरुषमादाय रक्षिणौ च ।)

**रक्षिणौ**—(ताडयित्वा) अरे कुम्भीरक, कथय कुत्र त्वयैतन्मणिबन्धनोत्कीर्णनामधेयं राजकीयमङ्गुलीयकं समासादितम् ।

पुरुषः—(भीतिनाटितकेन) प्रसीदन्तु भावमिश्राः । अहं नेदृशकर्मकारी ।

प्रथमः—किं खलु शोभनो ब्राह्मण इति कृत्वा राज्ञा प्रतिग्रहो दत्तः ।

पुरुषः—शृणुतेदानीम् । अहं शक्रावताराभ्यन्तरवासी धीवरः ।

द्वितीयः—पाटच्चर, किमस्माभिर्जातिः पृष्टा ।

श्यालः—सूचक, कथयतु सर्वमनुक्रमेण । मैनमन्तरा प्रतिबन्धय ।

उभौ—यदावुत्त आज्ञापयति । कथय ।

पुरुषः—अहं जालोद्गालादिभिर्मत्स्यबन्धनोपायैः कुटुम्बभरणं करोमि ।

श्यालः—(विहस्य) विशुद्ध इदानीमाजीवः ।

पुरुषः—भर्तः, मैवं भण ।

सहजं किल यद्विनिन्दितं न खलु तत्कर्म विवर्जनीयम् ।
पशुमारणकर्मदारुणोऽनुकम्पामृदुरेव श्रोत्रियः ॥१॥

श्यालः—ततस्ततः ।

## છઠ્ઠો અંક

[ પછી નાગરિક શ્યાલ (શહેરનો કોટવાળ) અને તેની પાછળ બાંધેલા પુરુષને લઈ આવતા બે રક્ષક પ્રવેશ કરે છે ]

**બે રક્ષકો**—(માર મારીને) અરે ચોર, કહે, આ રત્નજડિત અને નામ કોતરેલી રાજાની વીંટી તને કયાંથી મળી ?

**પુરુષ**–(ભયનો અભિનય કરીને) પ્રસન્ન થાઓ મહેરબાન, હું આવું (ચોરીનું) કામ કરનારો નથી

**પહેલો રક્ષક**–તો આરો બ્રાહ્મણ છે એમ માનીને રાજાએ (તને) આ વીંટી ભેટ આપી હતી ?

**પુરુષ**—સાંભળો હવે. હું શક્રાવતારમાં રહેનારો માછીમાર છું.

**બીજો રક્ષક**–ધગડ, અમે તારી જાત પૂછી હતી ?

**શ્યાલ**–સૂચક, એને બધું એક પછી એક કહેવા દે, એને વચમાં અટકાવ નહીં.

**બન્ને** જેવી આપની (ધનેવીની) આજ્ઞા કહે

**પુરુષ**–હું જાળ, ગલ વગેરે માછલી પકડવાના સાધનોથી કુટુંબનું ભરણ પોષણ કરું છું

**શ્યાલ**–(હસીને) ધંધો તો ત્યારે પવિત્ર છે!

**પુરુષ**–ધણી, એમ ન બોલો

જન્મથી જ મળેલ કાર્ય નિંદ્ય હોય તો પણ તેને ખરેખર છોડી દેવું જોઈએ નહીં. ત્યાથી કોમળ લાગતો બ્રાહ્મણ પણ (યજ્ઞમાં) પશુને મારવાના કાર્યમાં ક્રૂર બને છે. (૧)

**શ્યાલ**–પછી પછી ?

**પુરુષ**–એક દિવસ રોહિત માછલાના ટુકડા કરતા મને તેના પેટની અંદર આ રત્નથી ચમકતી વીંટી દેખાઈ પછી તેને વેચવા માટે હું (બજારમાં) બતાવતો હતો ત્યારે આપે મને પકડયો મારો કે છોડો, આ વીંટી મળ્યાની હકીકત છે

**શ્યાલ**–જાનુક, કાચા માંસની ગંધવાળો, (અને) ઘો ખાઉ એવો આ નક્કી માછીમાર જ છે એને વીંટી મળ્યાની બાબતનો વિચાર કરવો જોઈએ. રાજમહેલમાં જ જઈએ

**રક્ષકો** ભલે ચાલ અરે ગઠિયા !

(બધા ચાલે છે)

**श्यालः**–सूचक, इम गुप्तद्वारेऽप्रमत्तौ प्रतिपालयतम् । यावदिदमङ्गुलीयकं यथागमन भर्तुर्निवेद्य ततः शासन प्रतीक्ष्य निष्क्रामामि ।

**उभौ**––प्रविशत्वावुत्तः स्वामिप्रसादाय ।

*( इति निष्क्रान्तः श्यालः ।)*

**प्रथमः**–जानुक, चिरायते खल्वावुत्तः ।

**द्वितीयः**–नन्ववसरोपसर्पणीया राजानः ।

**प्रथमः**–जानुक, स्फुरतो मम हस्तावस्य वध्यस्य सुमनः पिनद्धुम् । (पुरुष निर्दिशति ।)

**पुरुषः**––नार्हति भावोऽकारणमारणो भवितुम् ।

**द्वितीयः**––(विलोक्य) एष नौ स्वामी पत्रहस्तो राजशासनं प्रतीष्येतोमुखो दृश्यते । गृध्रबलिर्भविष्यसि शुनो मुखं वा द्रक्ष्यसि ।

(प्रविश्य)

**श्यालः**–सूचक, मुच्यतामेष जालोपजीवी । उपपन्नः खल्वङ्गुलीयकस्यागमः ।

**सूचकः**–यथावुत्तो भणति ।

**द्वितीयः**–( पुरुष परिमुक्तबन्धन करोति । ) एष यमसदन प्रविश्य प्रतिनिवृत्तः ।

**पुरुषः**–( श्याल प्रणम्य ) भर्तः, अथ कीदृशो म आजीवः ।

**श्यालः**–एष भर्त्राङ्गुलीयकमूल्यसम्मितः प्रसादोऽपि दापितः । ( पुरुषायार्थं प्रयच्छति ।)

**पुरुषः**–(सप्रणाम प्रतिगृह्य ) भर्तः, अनुगृहीतोऽस्मि ।

**सूचकः**–एष नामानुग्रहो यच्छूलादवतार्य हस्तिस्कन्धे प्रतिष्ठापितः ।

**जानुकः**–आवुत्त, पारितोषिक कथयति तेनाङ्गुलीयकेन भर्तुः सम्मतेन भवितव्यम् ।

**श्यालः**–न तस्मिन्महार्हं रत्नं भर्तुर्बहुमतमिति तर्कयामि । तस्य दर्शनेन भर्त्रभिमतो जनः स्मारितः । मुहूर्तं प्रकृतिगम्भीरोऽपि पर्युत्सुकनयन आसीत् ।

**सूचकः**–सेवितं नामावुत्तेन ।

**जानुकः**–ननु भण । अस्य कृते मात्स्यिकभर्तुरिति । ( पुरुषमसूयया पश्यति । )

**શ્યાલ**—સૂચક, શહેરના દરવાજા પાસે આવધ રહીને એને સાચવજો. દરમિયાન આ વીંટી કેવી રીતે મળી તે બાબત મહારાજને કહીને (અને) તેમની આજ્ઞા લઈને હું બહાર આવું છું.

**રક્ષકો**—મહારાજની કૃપા મેળવવા આપ અંદર જાઓ.

(શ્યાલ જાય છે.)

**પહેલો રક્ષક**—જાનુક, સાહેબને આવતા ખરેખર વાર થઈ.

**બીજો**—રાજાઓની પાસે તો તક મળ્યે જ જઈ શકાય.

**પહેલો**—જાનુક, વધ વખતે પહેરાવવાના ફૂલો એને બાંધવા મારા હાથ સળવળે છે (માણસને બતાવે છે)

**પુરુષ**—વગર કારણે મારનાર થવું આપને છાજે નહીં

**બીજો**—(જોઈને) આ આપણા સ્વામી રાજાની આજ્ઞા મેળવીને (અને) આજ્ઞાપત્ર લઈને આ તરફ આવતા દેખાય છે તું ગીધનો ભોગ બનીશ કે કૂતરાનું મોઢું જોઈશ.

**શ્યાલ**—સૂચક, આ માછીમારને છોડી મૂકો. વીંટી મળ્યાની હકીકત ખરેખર બંધબેસતી છે.

**સૂચક**—જેવી આપની આજ્ઞા.

**બીજો**—આ જમના ઘરે જઈને પાછો આવ્યો. (માણસને બંધનમાંથી છૂટો કરે છે.)

**પુરુષ**—(શ્યાલને પ્રણામ કરીને) મારા ધણી, ત્યારે મારો ધંધો કેવો ?

**શ્યાલ**—આને મહારાજે વીંટીની કિંમત જેટલી ભેટ પણ અપાવી છે.

**પુરુષ**—(પ્રણામ સાથે લેતા) મારા ઉપર કૃપા થઈ, મારા ધણી

**સૂચક**—કૃપા તો આનુ નામ કે જે શૂળી ઉપરથી ઉતારીને આને હાથીની પીઠ ઉપર બેસાડયો.

**જાનુક**—સાહેબ, બક્ષિસ દર્શાવે છે કે તે વીંટી મહારાજની બહુ માનીતી હોવી જોઈએ

**શ્યાલ**—તેમાનું મોંઘુ રત્ન રાજાનુ માનીતુ છે એમ હુ નથી માનતો તેને જોવાથી રાજાને પોતાનુ વહાલુ માણસ યાદ આવ્યુ સ્વભાવે ગંભીર હોવા છતાં પળવાર આંસુભરી આંખવાળા થયા હતા

**સૂચક**—આપે તો ખરેખર સેવા બજાવી

**જાનુક**—અરે એમ કહે કે આ માછીમારના વડાને માટે (સેવા બજાવી). (પુરુષ સામે ઈર્ષ્યાથી જુએ છે.)

**पुरुषः**–भट्टारक, इतोऽर्धं युष्माकं सुमनोमूल्यं भवतु ।

**जानुकः**–एतावद्युज्यते ।

**श्यालः**–धीवर, महत्तरस्त्वं प्रियवयस्यक इदानीं मे संवृत्तः । कादम्बरीसाक्षिकमस्माकं प्रथमसौहृदमिष्यते । तच्छौण्डिकापणमेव गच्छाम । ( निष्क्रान्ताः सर्वे ।)

## प्रवेशकः

(ततः प्रविशत्याकाशयानेन सानुमती नामाप्सराः ।)

**सानुमती**–निर्वर्तितं मया पर्यायनिर्वर्तनीयमप्सरस्तीर्थसांनिध्यं यावत्साधुजनस्याभिषेककाल इति । साम्प्रतमस्य राजर्षेरुदन्तं प्रत्यक्षीकरिष्यामि । ननु मेनकासम्बन्धेन शरीरभूता मे शकुन्तला । तया च दुहितृनिमित्तमादिष्टपूर्वास्मि । ( समन्तादवलोक्य ) किं नु खलु ऋतूत्सवेऽपि निरुत्सवारम्भमिव राजकुलं दृश्यते । अस्ति मे विभवः प्राणिधानेन सर्वं परिज्ञातुम् । किं तु सख्या आदरो मया मानयितव्यः । भवतु । अनयोरेवोद्यानपालिकयोस्तिरस्करिणीप्रतिच्छन्ना पार्श्ववर्तिनी भूत्वोपलप्स्ये । ( इति नाट्येनावतीर्य स्थिता । )

( ततः प्रविशति चूताङ्कुरमवलोकयन्ती चेटी । अपरा च पृष्ठतस्तस्याः । )

**प्रथमा**—

**आताम्रहरितपाण्डुर वसन्तमासस्य जीवसर्वस्व ।**
**दृष्टोऽसि चूतकोरक ऋतुमङ्गल त्वां प्रसादयामि ॥२॥**

**द्वितीया**–परभृतिके, किमेकाकिनी मन्त्रयसे ।

**प्रथमा**–मधुकरिके, चूतकलिकां दृष्ट्वोन्मत्ता परभृतिका भवति ।

**द्वितीया**–( सहर्षं त्वरयोपगम्य ) कथमुपस्थितो मधुमासः ।

**प्रथमा**–मधुकरिके, तवेदानीं काल एष मदविभ्रमगीतानाम् ।

**द्वितीया**–सखि, अवलम्बस्व मां यावदग्रपादस्थिता भूत्वा चूतकलिकां गृहीत्वा कामदेवार्चनं करोमि ।

**प्रथमा**–यदि ममापि खल्वर्धमर्चनफलस्य ।

**પુરુષ**—સ્વામી, આમાંથી અર્ધું તમારા ફૂલોની કિંમત માટે લો.

**જાનુક**—એટલું બરાબર છે.

**શ્યાલ**—માછીમાર, તું હવે મારો બહુ જ મોટો (અને) પ્રિય ભાઈબંધ થયો છે. દારૂની સાક્ષીએ આપણી પ્રથમ મૈત્રી થાય તે ઇચ્છવા જોગ છે તો કલાલની દુકાને જ જઈએ.

(સૌ જાય છે)

## પ્રવેશક પૂરો થયો.

(પછી આકાશમાર્ગે સાનુમતી નામની અપ્સરા આવે છે)

**સાનુમતી**—સાધુજનોનું સ્નાન ચાલે ત્યાં સુધીમાં વારાફરતી અપ્સરાતીર્થ ઉપર આવવાની મારી હાજરી મેં પૂરી કરી છે હવે આ રાજર્ષિના સમાચાર નજરે જોઉં. મેનકાના સંબંધને લીધે શકુંતલા મારા અંગ જેવી છે અને તેણે (મેનકાએ) પણ દીકરીને વિષે મને પહેલેથી જ કહ્યું છે (ચારેબાજુ જોઈને) (વસંત) ઋતુનો ઉત્સવ હોવા છતાં પણ, આ મહેલ ઉત્સવના આરંભ વિનાનો કેમ દેખાય છે ? ધ્યાનથી બધું જાણી લેવાની મારામાં શક્તિ તો છે, પણ સખીના સ્નેહને માન આપવું જોઈએ ઠીક, તિરસ્કરિણી વિદ્યાથી ઢંકાયેલી આ બે બગીચાનું રક્ષણ કરનારીઓ પાસે રહીને બધું જાણું. (અભિનયથી ઊતરીને ઊભી રહે છે.)

(પછી આંબાના મોરને જોતી એક પરિચારિકા પ્રવેશ કરે છે અને તેની પાછળ બીજી પ્રવેશે છે)

**પહેલી**—

જરા લાલ, લીલા અને સફેદ એવા વસંત માસના જીવનસર્વસ્વ, ઋતુના મંગલ, આંબાના મોર, તું દેખાયો છે. તને વધાવું છું (૨)

**બીજી**—પરભૃતિકા, એકલી એકલી શું બોલે છે ?

**પહેલી**—મધુકરિકા, આંબાનો મોર જોઈને પરભૃતિકા (કોયલ) ઉન્મત્ત બને છે

**બીજી**—(આનંદથી ઉતાવળે પાસે જઈને) શું વસંત આવી પહોંચી ?

**પહેલી**—મધુકરિ ! (-ભમરી) હવે તો આ તારો મત્ત થઈને વિનામૂલ્ય ગુંજન કરવાનો અવસર !

**બીજી**—સખી, મને ટેકો દે જેથી હું પગના આગળના ભાગ ઉપર ઊભી રહીને આંબાનો મોર લઈને કામદેવની પૂજા કરું

**પહેલી**—જો પૂજાનું અર્ધું ફળ મારું હોય તો

अकथितेऽप्येतत्सपत्रते नन एकमेव नौ जीवित द्विधा स्थित शरीरम् । ( सखी-मवलम्ब्य स्थिता चूताङ्कुर गृह्णाति ।) अये अप्रतिबुद्धोऽपि चूतप्रसवोऽत्र बन्धनभङ्ग-सुरभिर्भवति ।

( कपोतहस्तक कृत्वा )

**त्वमसि मया चूताङ्कुर दत्तः कामाय गृहीतधनुषे ।**
**पथिकजनयुवतिलक्ष्यः पञ्चाभ्यधिक शरो भव ॥३॥**

( इति चूताङ्कुर क्षिपति । )

( प्रविश्यापटीक्षेपेण कुपित' )

**कञ्चुकी**—मा तावत् । अनात्मज्ञे, देवेन प्रतिषिद्धे वसन्तोत्सवे त्वमाम्रकलिकाभङ्ग मारभसे ।

**उभे**—( भीते ) प्रसीदत्वार्य' । अगृहीतार्थे' आवाम् ।

**कञ्चुकी**—न किल श्रुत युवाभ्या यद्वासन्तिकैस्तरुभिरपि देवस्य शासन प्रमाणीकृत तदाश्रयिभिः पत्रिभिश्च । तथा हि ।

**चूतानां चिरनिर्गतापि कलिका बध्नाति न स्वं रजः**
**संनद्धं यदपि स्थित कुरवक तत्कोरकावस्थया ।**
**कण्ठेषु स्खलित गतेऽपि शिशिरे पुंस्कोकिलानां रुत**
**शङ्के संहरति स्मरोऽपि चकितस्तूणार्धकृष्ट' शरम् ॥४॥**

**सानुमती**—नास्ति सदेहः । महाप्रभावो राजर्षि. ।

**प्रथमा**—आर्य, कति दिवसान्यावयोर्मित्रावसुना राष्ट्रियेण भट्टिनीपादमूल प्रेषितयोः । इत्थ च नौ प्रमदवनस्य पालनकर्म समर्पितम् । तदागन्तुकतयाऽश्रुतपूर्व आवाभ्यामेष वृत्तान्त' ।

**कञ्चुकी**—भवतु न पुनरेव प्रवर्तितव्यम् ।

**उभे**—आर्य, कौतूहल नौ । यद्यनेन जनेन श्रोतव्य कथयतु भवान् किंनिमित्त' भर्त्रा वसन्तोत्सवः प्रतिषिद्ध. ।

**सानुमती**—उत्सवप्रिया खलु मनुष्या. । गुरुणा कारणेन भवितव्यम् ।

**कञ्चुकी**—बहुलीभूतमेतत्कि न कथ्यते । किमत्रभवत्योः कर्णपथ नायात शकुन्तला-प्रत्यादेशकौलीनम् ।

**उभे**—श्रुत राष्ट्रियमुखादाङ्गुलीयकदर्शनम् ।

**બીજી**—કહ્યા વિના એ પણ સમજવાનું, કારણ કે આપણા બેના એ જ પ્રાણ છે, માત્ર શરીર બે ભાગમાં રહેલું છે (સખીના ટેકે ઊભી રહીને મોર ચૂંટે છે) અરે અણખીલ્યો છે તો પણ આંબાનો મોર દાંડલીએથી તોડતાં અહીં સુગંધ ફેલાવે છે

(હાથનો ખોબો કરીને)

હે આંબાના મોર ધનુષ્ય ધારણ કરેલા કામદેવને હું તને અર્પણ કરું છું પથિકવનિતાઓને લક્ષ્ય બનાવતું પાંચે બાણોના શ્રેષ્ઠ બાણ તું થા

(આંબાનો મોર નીચે નાખે છે)

(પડદો ખસેડીને ક્રુદ્ધ થઈ પ્રવેશીને)

**કંચુકી**—એમ ના કરો. ઓ નાનભૂલી મહારાજે વસંતોત્સવની મના કરી હોવા છતાં તું આંબાનો મોર કેમ તોડે છે ?

**બન્ને**—(ભય પામીને) આર્ય, કૃપા કરો અમને એની ખબર નહોતી

**કંચુકી**—તમે શું ખરેખર સાંભળ્યું જ નથી કે વસંતના વૃક્ષોએ તથા તેમને આશ્રયે રહેતાં પક્ષીઓએ પણ મહારાજની આજ્ઞા સ્વીકારી છે ? કેમ કે—

આંબાની લાંબા સમયથી ફૂટેલી મંજરીઓ (હજુ) પોતાની પરાગરજને ધરતી નથી કુરબક જોકે ખીલવાની તૈયારીમાં છે છતાં કળીની અવસ્થામાં જ રહ્યું છે શિશિર ઋતુ ચાલી ગઈ છતાં નર કોયલનો ટહુકો ગળામાં ગોથાં ખાય છે અને શંકા છે કે કામદેવ પણ ચકિત થઈને ભાથામાંથી અર્ધું ખેંચેલું બાણ પાછું મૂકે છે (૪)

**સાનુમતી**—એમાં શંકા નથી રાજર્ષિ મહાપ્રભાવશાળી છે

**પહેલી**—આર્ય રાષ્ટ્રિય (રાજાના સાળા) મિત્રાવસુએ અમને રાણીની સેવામાં મોકલ્યાને થોડા જ દિવસો થયા છે, અને અહીં પ્રમદવનના રક્ષણનું કામ સોંપ્યું છે. તેથી નવાં આવેલાં હોવાથી અમે આ વૃત્તાંત સાંભળ્યો નથી

**કંચુકી**- ભલે ફરી એવું ન કરશો

**બન્ને**—આર્ય અમને કુતૂહલ છે જો અમારે માટે સાંભળવા જેવું હોય તો આપ કહો કે મહારાજે વસંતોત્સવની શા માટે મનાઈ કરી ?

**સાનુમતી**—માણસો ખરેખર ઉત્સવપ્રિય હોય છે (તેથી તે અટકાવવાનું) ગંભીર કારણ હોવું જોઈએ

**કંચુકી**—એ વાત તો ખૂબ ફેલાઈ છે તો કેમ ન કહેવાય ? શકુંતલાનો ત્યાગ કરવાનો અપવાદ અહીં તમારે કાને આવ્યો નથી ?

**બન્ને**—રાષ્ટ્રિયના મુખે વીંટી મળ્યા સુધીની વાત સાંભળી હતી

**कञ्चुकी**–तेन हन्त कथयितव्यम्। यदैव खलु स्वाङ्गुलीयकदर्शनादनुस्मृतं देवेन सत्यमूढपूर्वा मे तत्रभवती रहसि शकुन्तला मोहात्प्रत्यादिष्टेति, तदाप्रभृत्येव पश्चात्तापमुपगतो देवः। तथा हि,

**रम्यं द्वेष्टि यथा पुरा प्रकृतिभिर्न प्रत्यहं सेव्यते**
**शय्याप्रान्तविवर्तनैर्विगमयत्युन्निद्र एव क्षपाः।**
**दाक्षिण्येन ददाति वाचमुचितामन्तःपुरेभ्यो यदा**
**गोत्रेषु स्खलितस्तदा भवति च व्रीडाविलक्षश्चिरम् ॥५॥**

**सानुमती**–प्रियं मे।

**कञ्चुकी**–अस्मात्प्रभवतो वैमनस्यादुत्सवः प्रत्याख्यातः।

**उभे**–युज्यते।

( नेपथ्ये )

एतु एतु भवान्।

**कञ्चुकी**—( कर्णं दत्त्वा ) अये, इत एवाभिवर्तते देवः। स्वकर्मानुष्ठीयताम्।

**उभे**—तथा। ( निष्क्रान्ते। )

(ततः प्रविशति पश्चात्तापसदृशवेषो राजा विदूषकः प्रतीहारी च।)

**कञ्चुकी**—( राजानमवलोक्य ) अहो सर्वास्ववस्थासु रमणीयत्वमाकृतिविशेषाणाम्। एवमुत्सुकोऽपि प्रियदर्शनो देवः। तथाहि–

**प्रत्यादिष्टविशेषमण्डनविधिर्वामप्रकोष्ठार्पितं**
**विभ्रत्काञ्चनमेकमेव वलयं श्वासापरक्ताधरः।**
**चिन्ताजागरणप्रताम्रनयनस्तेजोगुणादात्मनः**
**संस्कारोल्लिखितो महामणिरिव क्षीणोऽपि नालक्ष्यते ॥६॥**

**सानुमती**—( राजानं दृष्ट्वा ) स्थाने खलु प्रत्यादेशविमानितापस्य कृते शकुन्तला क्लाम्यति।

**राजा**—( ध्यानमन्दं परिक्रम्य)

**प्रथमं सारङ्गाक्ष्या प्रियया प्रतिबोध्यमानापि सुप्तम्।**
**अनुशयदुःखायेदं हतहृदयं संप्रति विबुद्धम् ॥७॥**

**કંચુકી**—ત્યારે તો કહેવાનું ખરેખર થોડું જ બાકી રહ્યું છે. જ્યારે પોતાની વીંટી જોયા પછી ખરેખર મહારાજને યાદ આવ્યું કે પોતે પેલી શકુંતલાની સાથે ગુપ્ત રીતે પહેલાં સાચેસાચ પરણેલા અને મોહથી તેનો ત્યાગ કર્યો ત્યારથી જ મહારાજને પશ્ચાત્તાપ થવા માંડયો છે. કેમ કે,

રમ્ય વસ્તુઓને તે ધિક્કારે છે, પહેલાંની જેમ સચિવો તેમની સેવામાં દરરોજ આવતા નથી, પથારીને છેડે (આળોટીને) ઊંઘ્યા વિના જ રાતો પસાર કરે છે. અંતઃપુરની (સ્ત્રીઓની) સાથે વિવેકને ખાતર તે જ્યારે વાત કરે છે ત્યારે તે નામની બાબતમાં ભૂલ કરે છે અને (તેથી) લાંબા સમય સુધી લજ્જાથી વ્યાકુળ બને છે. (૫)

**સાનુમતી**–મને ગમ્યું.

**કંચુકી**–એ પ્રબળ મનોવ્યથાને લીધે ઉત્સવની મનાઈ કરી છે.

**બંને**–યોગ્ય છે.

(નેપથ્યમાં)

પધારો, પધારો, મહારાજ !

**કંચુકી**—(સાંભળીને) અરે, મહારાજ આ તરફ જ આવી રહ્યા છે. તમે પોતાને કામે વળગો.

**બંને**—સારુ. (જાય છે.)

(પછી પશ્ચાત્તાપને અનુરૂપ વેશમાં રાજા, વિદૂષક અને પ્રતીહારી પ્રવેશ કરે છે.)

**કંચુકી**—(રાજાને જોઈને) અહો, વિશિષ્ટ આકૃતિવાળાઓ બધી અવસ્થાઓમાં રમણીય હોય છે! આમ ઉત્કંઠિત હોવા છતાં મહારાજ દેખાવમાં રમણીય લાગે છે. કેમ કે,

વિશેષ પ્રકારની શણગારવિધિ તેમણે છોડી છે, ડાબા કાંડા પર પહેરેલું સોનાનું એક જ કડું જે ધારણ કરે છે, (ઉષ્ણ) નિઃશ્વાસથી તેમના અધરોષ્ઠનો રંગ ફીકો પડ્યો છે, ચિંતા અને જાગરણને લીધે જેમની આંખ લાલચોળ થઈ છે તેવા (મહારાજ) સરાણ પર ઘસાયેલા મહામણિની જેમ, પોતાની તેજસ્વિતાના ગુણને લીધે ક્ષીણ થયા હોવા છતાં (તેવા) દેખાતા નથી. (૬)

**સાનુમતી**—(રાજાને જોઈને) ત્યાગથી અપમાન પામેલી હોવા છતાં એમને માટે શકુંતલા ઝૂરે છે તે યોગ્ય જ છે.

**રાજા**—(ધ્યાનમાં ધીમે ધીમે ચાલીને)

પહેલાં, મૃગનયના પ્રિયાએ જગાડયું તોય ઊંઘતું આ દુષ્ટ હૃદય હવે પશ્ચાત્તાપના દુઃખ માટે જાગ્યું છે. (૭)

**सानुमती**—मन्त्रीदृशानि तपस्विन्या भागधेयानि ।

**विदूषकः**—( अपवार्य ) लङ्घित एष भूयोऽपि शकुन्तलाव्याधिना । न जाने कथं चिकित्सितव्यो भविष्यतीति ।

**कञ्चुकी**—( उपगम्य ) जयतु जयतु देवः । महाराज, प्रत्यवेक्षिताः प्रमदवनभूमयः । यथाकाममध्यास्तां विनोदस्थानानि महाराजः ।

**राजा**—वेत्रवति, मद्वचनादमात्यमार्यपिशुनं ब्रूहि । चिरप्रबोधान्न संभावितमस्माभिरद्य धर्मासनमध्यासितुम् । यत्प्रत्यवेक्षितं पौरकार्यमार्येण तत्पत्रमारोप्य, दीयतामिति ।

**प्रतीहारी**—यद्देव आज्ञापयति । (निष्क्रान्ता ।)

**राजा**—वातायन, त्वमपि स्वं नियोगमशून्यं कुरु ।

**कञ्चुकी**—यदाज्ञापयति देवः । (निष्क्रान्तः ।)

**विदूषकः**—कृतं भवता निर्मक्षिकम् । सांप्रतं शिशिरातपच्छेदरमणीयेऽस्मिन्प्रमदवनोद्देशे आत्मानं रमयिष्यसि ।

**राजा**—वयस्य, रन्ध्रोपनिपातिनोऽनर्था इति यदुच्यते तदव्यभिचारि वचः । कुतः ।

**मुनिसुताप्रणयस्मृतिरोधिना**
**मम च मुक्तमिदं तमसा मनः ।**
**मनसिजेन सखे प्रहरिष्यता**
**धनुषि चूतशरश्च निवेशितः ॥८॥**

**विदूषकः**—तिष्ठ तावद् । अनेन दण्डकाष्ठेन कन्दर्पबाणं नाशयिष्यामि । (दण्डकाष्ठमुद्यम्य चूताङ्कुरं पातयितुमिच्छति ।)

**राजा**—( सस्मितम् ) भवतु । दृष्टं ब्रह्मवर्चसम् । सखे, क्वोपविष्टः प्रियायाः किंचिदनुकारिणीषु लतासु दृष्टिं विलोभयामि ।

**विदूषकः**—नन्वासन्नपरिचारिका चतुरिका भवता संदिष्टा । माधवीमण्डप इमां वेलामतिवाहयिष्ये । तत्र मे चित्रफलकगतां स्वहस्तलिखितां तत्रभवत्याः शकुन्तलायाः प्रतिकृतिमानयेति ।

**राजा**—ईदृशं हृदयविनोदस्थानम् । तत्तमेव मार्गमादेशय ।

**विदूषकः**—इत इतो भवान् ।

( उभौ परिक्रामतः । सानुमत्यनुगच्छति )

**विदूषकः**—एष मणिशिलापट्टकसनाथो माधवीमण्डप उपहाररमणीयतया निःसंशयं स्वागतेनेव नौ प्रतीच्छति । तत्प्रविश्य निषीदतु भवान् ।

**સાનુમતી**—બિચારીનું નસીબ જ એવું.

**વિદૂષક**—(એક બાજુએ) આમને ફરી પાછો શકુંતલા-રોગ લાગુ પડ્યો. ખબર નથી પડતી કે કેવી રીતે ચિકિત્સા કરવી.

**કંચુકી**—(પાસે આવીને) જય થાઓ, મહારાજનો જય થાઓ. મહારાજ, પ્રમદવનની જગ્યાઓ તપાસી છે. ઇચ્છા પ્રમાણે આપ વિનોદસ્થાનોએ પધારો.

**રાજા**—વેત્રવતી, મારા વચનથી અમાત્ય આર્ય પિશુનને કહો કે લાંબો વખત જાગવાથી આજે અમારું ધર્માસને બેસવાનું શક્ય નથી. તમે નગરજનોના જે કાર્ય તપાસ્યા હોય, તે કાગળમાં ઉતારીને મોકલજો.

**પ્રતીહારી**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

**રાજા**—વાતાયન, તમે પણ તમારે કામે જાઓ.

**કંચુકી**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

**વિદૂષક**—આપે માખીઓ વિનાનું (સ્થાન) કર્યું. હવે, શિયાળા અને ઉનાળાની વચમા રમણીય એવા પ્રમદવનના આ સ્થાનમા આપ મનોવિનોદન કરો.

**રાજા**—મિત્ર, છિદ્રોમા અનર્થો ધસી આવે છે એમ જે કહેવાય છે તે નિરપવાદ છે. કારણ કે—

મુનિકન્યાના પ્રેમની સ્મૃતિને રોકતા અંધકારમાથી જેવું મારું મન મુક્ત થયું તેવું જ હે મિત્ર ! પ્રહાર કરતા કામદેવે પોતાના ધનુષ્ય ઉપર આંબા (મોર)નું બાણ ચઢાવ્યું.

**વિદૂષક**—જરા ઊભા રહો. આ લાકડાના દંડાથી એ કામદેવના બાણુનો નાશ કરી દઉં છું. (દંડો ઉગામીને આંબાનો મોર પાડવા ઇચ્છે છે)

**રાજા**—(સ્મિત સાથે) ઠીક, જોયું બ્રાહ્મણનું તેજ. મિત્ર ક્યા બેસીને પ્રિયાનું અનુકરણ કરતી લતાઓમા દૃષ્ટિ બહેલાવું ?

**વિદૂષક**—કેમ, આપની અંગત પરિચારિકા ચતુરિકાને આપે કહ્યુ છે ને કે—હું આ સમય માધવીલતામંડપમા ગાળીશ ચિત્રપાટીમા મેં સ્વહસ્તે દોરેલી શકુંતલાની છબી તું ત્યા લઈ આવજે.

**રાજા**—હૃદયને આનંદ આપે એવું આ સ્થાન ખરું ! માટે ત્યાંનો જ માર્ગ બતાવ.

**વિદૂષક**—આમ, આમ મહારાજ !

(બંને ચાલે છે. સાનુમતી પાછળ જાય છે.)

**વિદૂષક**—આ મણિશીલાની પાટવાળો માધવીમંડપ (પુષ્પોના) ઉપહારથી રમણીય (દેખાતો) ચોક્કસ આપણુને જાણે સ્વાગતથી આવકારે છે. તેથી પ્રવેશ કરીને આપ બેસો.

(उभौ प्रवेशं कृत्वोपविष्टौ।)

**सानुमती**—लतासंश्रिता द्रक्ष्यामि तावत्सख्याः प्रतिकृतिम्। ततोऽस्या भर्तुर्बहुमुखमनुरागं निवेदयिष्यामि। (तथा कृत्वा स्थिता।)

**राजा**—सखे, सर्वमिदानीं स्मरामि शकुन्तलायाः प्रथमवृत्तान्तम्। कथितवानस्मि भवते च। स भवान्प्रत्यादेशवेलायां मत्समीपगतो नासीत्। पूर्वमपि न त्वया कदाचित्संकीर्तितं तत्रभवत्या नाम। कच्चिदहमिव विस्मृतवानसि त्वम्।

**विदूषकः**—न विस्मरामि। किंतु सर्वं कथयित्वावसाने पुनस्त्वया परिहासविजल्प एष न भूतार्थ इत्याख्यातम्। मयापि मृत्पिण्डबुद्धिना तथैव गृहीतम्। अथवा भवितव्यता खलु बलवती।

**सानुमती**—एवं नु इदम्।

**राजा**—(ध्यात्वा) सखे, त्रायस्व माम्।

**विदूषकः**—भोः, किमेतत् अनुपपन्नं खल्वीदृशं त्वयि। कदापि सत्पुरुषाः शोकपात्रात्मानो न भवन्ति। ननु प्रवातेऽपि निष्कम्पा गिरयः।

**राजा**—वयस्य, निराकरणविक्लवायाः प्रियायाः समवस्थामनुस्मृत्य बलवदशरणोऽस्मि। सा हि,

> इतः प्रत्यादेशात् स्वजनमनुगन्तुं व्यवसिता
> मुहुस्तिष्ठेत्युच्चैर्वदति गुरुशिष्ये गुरुसमे।
> पुनर्दृष्टिं बाष्पप्रसरकलुषामर्पितवती
> मयि क्रूरे यत्तत्सविषमिव शल्यं दहति माम्॥९॥

**सानुमती**—अहो ईदृशी स्वकार्यपरता। अस्य संतापेनाहं रमे।

**विदूषकः**—भोः, अस्ति मे तर्कः। केनापि तत्रभवत्याकाशचारिणा नीतेति।

**राजा**—कः पतिदेवतामन्यः परामर्ष्टुमुत्सहेत। मेनका किल सख्यास्ते जन्मप्रतिष्ठेति श्रुतवानस्मि। तत्सहचारिणीभिः सखी ते हृतेति हृदयमाशङ्कते।

**सानुमती**—संमोहः खलु विस्मयनीयो न प्रतिबोधः।

**विदूषकः**—यद्येवमस्ति खलु समागमः कालेन तत्रभवत्या।

**राजा**—कथमिव।

**विदूषकः**—न खलु मातापितरौ भर्तृवियोगदुःखितां दुहितरं द्रष्टुं पारयतः।

(બંને પ્રવેશ કરીને બેસે છે.)

**સાનુમતી**—લતાને ઓથે રહીને હું સખીની (શકુંતલાની) ઉભી જોઈ લઉં. પછી તેને તેના પતિના અનેકવિધ પ્રેમની વાત કરીશ. (તેમ કરીને ઊભી રહે છે.)

**રાજા**—મિત્ર, અત્યારે શકુંતલાનો બધો જ પૂર્વવૃત્તાંત મને યાદ આવે છે. અને તે તને પણ મેં કહ્યો જ હતો. (પણ) એનો ત્યાગ કરતી વખતે તું તો મારી પાસે ન હતો. પહેલાં પણ કોઈ વખત તેનું નામ તેં લીધેલું નહી. શું મારી માફક તું પણ ભૂલી ગયો હતો ?

**વિદૂષક**—હું ભૂલું નહીં; પણ, બધું કહીને અંતે પાછું તમે જ કહેલું કે "આ તો મશ્કરીમાં કરેલો બગડાટ છે, સાચી વાત નથી." માટીના પિંડ જેવી બુદ્ધિવાળા મેં પણ તેમ જ માની લીધું. અથવા ભાવિ બળવાન છે.

**સાનુમતી**—ખરેખર એમ જ છે.

**રાજા**—(ધ્યાનમા) મિત્ર, મને બચાવ.

**વિદૂષક**—અરે ! આ શું ? તમારા જેવાને ખરેખર આ છાજે નહીં. સત્પુરુષો કદાપિ શોકપાત્ર બનતા નથી. પ્રચંડ પવનમા પણ પર્વતો તો નિષ્કંપ હોય છે.

**રાજા**—મિત્ર, તરછોડવાથી દુઃખી થયેલી પ્રિયાની તે અવસ્થાને યાદ કરીને હું ખૂબ જ નિરાધાર થયો છું. કારણ કે તે,

અહીંથી તરછોડાતાં પોતાના સગાની પાછળ જવા માડી પણ પિતા સમાન પિતાના શિષ્યે 'ઊભી રહે' એમ મોટેથી કહ્યું એટલે ઊભી રહી ગઈ (અને) અશ્રુ વહેવાથી ઝાંખી થયેલી દૃષ્ટિ, ક્રૂર એવા મારા તરફ ફરી નાખી તે (દૃશ્ય) ઝેરવાળા બાણની જેમ મને બાળે છે. (૯)

**સાનુમતી**—અહો ! આવી હોય છે સ્વાર્થપરાયણતા ! એમના સંતાપથી મને આનંદ થાય છે.

**વિદૂષક**—મારો એવો તર્ક છે કે કોઈ આકાશચારી એ સન્નારીને લઈ ગયું હતું.

**રાજા**—પતિને દેવ માનનારીને સ્પર્શ કરવાની બીજા કોની હિંમત હોય ? મેનકા તારી સખીની માતા છે એમ મેં સાભળ્યું છે. તેની સહચારિણીઓ તારી સખીને ઉપાડી ગઈ, એવી મારા હૃદયમા શંકા છે.

**સાનુમતી**—(રાજાનો) મોહ ખરેખર વિસ્મયપ્રેરક છે, નહીં કે એમનું ભાનમાં આવવું.

**વિદૂષક**—એમ હોય તો સમય જતા તેમનો સમાગમ ચોક્કસ થવાનો.

**રાજા**—કેવી રીતે ?

**વિદૂષક**—માબાપ પતિવિયોગથી વ્યથિત થતી દીકરીને જોઈ શકતા નથી.

**राजा**—वयस्य,

**स्वप्नो नु माया नु मतिभ्रमो नु**
**क्लिष्टं नु तावत्फलमेव पुण्यम् ।**
**असंनिवृत्त्यै तदतीतमेव**
**मनोरथा नाम तटप्रपाताः ॥१०॥**

**विदूषकः**—मैवम् । नन्वङ्गुलीयकमेव निदर्शनमवश्यम्भाव्यचिन्तनीयः समागमो भवतीति ।

**राजा**—(अङ्गुलीयकं विलोक्य) अये, इदं तावदसुलभस्थानभ्रंशि शोचनीयम् ।

**तव सुचरितमङ्गुलीय नूनं**
**प्रतनु ममेव विभाव्यते फलेन ।**
**अरुणनखमनोहरासु तस्या-**
**श्च्युतमसि लब्धपदं यदङ्गुलीषु ॥११॥**

**सानुमती**—यद्यन्यहस्तगतं भवेत्सत्यमेव शोचनीयं भवेत् ।

**विदूषकः**—भोः, इयं नाममुद्रा केनोद्घातेन तत्रभवत्या हस्तसंसर्गं प्रापिता ।

**सानुमती**—ममापि कौतूहलेनाकारितः एषः ।

**राजा**—श्रूयताम् । स्वनगराय प्रस्थितं मां प्रिया सबाष्पमाह । कियच्चिरेणार्यपुत्रः प्रतिपत्तिं दास्यतीति ।

**विदूषकः**—ततस्ततः ।

**राजा**—पश्चादिमां मुद्रां तदङ्गुलौ निवेशयता मया प्रत्यभिहिता ।

**एकैकमत्र दिवसे दिवसे मदीयं**
**नामाक्षरं गणय गच्छसि यावदन्तम् ।**
**तावत्प्रिये मदवरोधगृहप्रवेशं**
**नेता जनस्तव समीपमुपैष्यतीति ॥१२॥**

तच्च दारुणात्मना मया मोहान्नानुष्ठितम् ।

**सानुमती**—रमणीयः खल्ववधिर्विधिना विसंवादितः ।

**विदूषकः**—कथं धीवरकल्पितस्य रोहितमत्स्यस्योदराभ्यन्तर आसीत् ।

**राजा**—शचीतीर्थं वन्दमानायाः सख्यास्ते हस्ताद्गङ्गास्रोतसि परिभ्रष्टम् ।

**विदूषकः**—युज्यते ।

**सानुमती**—अत एव तपस्विन्याः शकुन्तलाया अधर्मभीरोरस्य राजर्षेः परिणये सन्देह आसीत् । अथवेदृशोऽनुरागोऽभिज्ञानमपेक्षते । कथमिवैतत् ।

**राजा**—उपालप्स्ये तावदिदमङ्गुलीयकम् ।

**રાજા**—મિત્ર,

તે સ્વપ્ન હતું કે માયા કે મતિભ્રમ હતો ? કે તેટલું જ જેવું ફળ છે તેવું
સમાપ્ત થયેલું પુણ્ય હતું ? ફરી પાછું ન આવે એમ તે ચાલ્યું ગયું છે. સાચે
જ, મનોરથો તો (નદીની) ભેખડોના તૂટી પડવા સમાન છે. (૧૦)

**વિદૂષક**—એવું નહીં 'અવશ્ય થવાનો સમાગમ (કેવો) અણધાર્યો થાય છે'
એનું ઉદાહરણ આ વીંટી જ છે.

**રાજા**—(વીંટી તરફ જોઈને) અરે, દુર્લભ સ્થાનમાંથી સરી પડનારી આ
વીંટી તો શોક કરવા યોગ્ય છે.

વીંટી, મારી માફક તારું પુણ્ય પણ, ફળ ઉપરથી (જોતાં) ખરેખર થોડું
જણાય છે; કારણ કે રાતા નખથી મનોહર એવી તેની આંગળીઓમાં સ્થાન પામેલી
તું સરકી પડી. (૧૧)

**સાનુમતી**—જો બીજાના હાથમાં ગઈ હોત તો ખરેખર શોક કરવા યોગ્ય થાત.

**વિદૂષક**—અરે, આ નામવાળી વીંટી કયા પ્રસંગે તમે તેના હાથમાં આપી ?

**સાનુમતી**—મારા જેવા જ કુતૂહલથી એ પ્રેરાયો છે.

**રાજા**—સાંભળ. પોતાને નગર આવવા હું નીકળતો હતો ત્યારે અશ્રુ સાથે
પ્રિયાએ પૂછ્યું. "આર્યપુત્ર, કેટલા સમય પછી મને સમાચાર મોકલશે."

**વિદૂષક**—પછી, પછી ?

**રાજા**—પછી આ વીંટી તેની આંગળી પર પહેરાવતાં મેં ઉત્તર આપ્યો,

"પ્રિયે અહીં મારા નામનો એક એક અક્ષર દરરોજ ગણજે અને અંતિમ
અક્ષર સુધી જે દિવસે પહોંચીશ ત્યાં તો મારા અંતઃપુરના પ્રવેશ (દ્વાર) સુધી લઈ
જનાર માણસ તારી પાસે આવશે." (૧૨)

અને ક્રૂર હૃદયવાળા મેં મોહથી તેમ કર્યું નહીં.

**સાનુમતી**—આવો રમણીય અવધિ વિધિએ બગાડી નાખ્યો.

**વિદૂષક**—આ વીંટી માછીમારે કાપેલા રોહિત મત્સ્યના પેટની અંદર કેવી
રીતે આવી.

**રાજા**—શચીતીર્થને વંદન કરતી તારી સખીના હાથમાંથી ગંગાના પ્રવાહમાં
સરી પડેલી.

**વિદૂષક**—બરાબર.

**સાનુમતી**—તેથી જ અધર્મભીરુ રાજર્ષિને બિચારી શકુંતલા સાથેના લગ્ન
બાબત શંકા થયેલી. અથવા, આવો પ્રેમ એ નિશાનીની અપેક્ષા રાખે ! એ કેવું ?

**રાજા**—તો આ વીંટીને ઠપકો દઉં.

**विदूषकः**—(आत्मगतम्) गृहीतोऽनेन पन्था उन्मत्तानाम्।

**राजा**—

**कथं नु तं बन्धुरकोमलाङ्गुलिं**
**करं विहायासि निमग्नमम्भसि।**

अथवा

**अचेतनं नाम गुणं न लक्षये-**
**न्मयैव कस्मादवधीरिता प्रिया॥१३॥**

**विदूषकः**—(आत्मगतम्) कथं बुभुक्षया खादितव्योऽस्मि।

**राजा**—अकारणपरित्यक्ते, अनुशयतप्तहृदयस्तावदनुकम्प्यतामयं जनः पुनर्दर्शनेन।

(प्रविश्यापटीक्षेपेण चित्रफलकहस्ता)

**चतुरिका**—इयं चित्रगता भट्टिनी। (चित्रफलकं दर्शयति।)

**विदूषकः**—साधु वयस्य, मधुरावस्थानदर्शनीयो भावानुप्रवेशः। स्खलतीव मे दृष्टि-
र्निम्नोन्नतप्रदेशेषु।

**सानुमती**—अहो एषा राजर्षेर्निपुणता। जाने सख्यग्रतो मे वर्तत इति।

**राजा**—

**यद्यत्साधु न चित्रे स्यात्क्रियते तत्तदन्यथा।**
**तथापि तस्या लावण्यं रेखया किंचिदन्वितम्॥१४॥**

**सानुमती**—सदृशमेतत्पश्चात्तापगुरोः स्नेहस्यानवलेपस्य च।

**विदूषकः**—भोः, इदानीं तिस्रस्तत्रभवत्यो दृश्यन्ते। सर्वाश्च दर्शनीयाः। कतमात्र
तत्रभवती शकुन्तला।

**सानुमती**—अनभिज्ञः खल्वीदृशस्य रूपस्य मोघदृष्टिरिव जनः।

**राजा**—त्वं तावत्कतमां तर्कयसि।

**विदूषकः**—तर्कयामि यैषा शिथिलकेशबन्धनोद्वान्तकुसुमेन केशान्तेनोद्भिन्नस्वेद-
बिन्दुना वदनेन विशेषतोऽपसृताभ्यां बाहुभ्यामवसेकस्निग्धतरुणपल्लवस्य चूतपादपस्य पार्श्वे
ईषत्परिश्रान्तेवालिखिता सा शकुन्तला। इतरे सख्याविति।

**राजा**—निपुणो भवान्। अस्त्यत्र मे भावचिह्नम्।

**स्विन्नाङ्गुलिविनिवेशो रेखाप्रान्तेषु दृश्यते मलिनः।**
**अश्रु च कपोलपतितं दृश्यमिदं वर्णिकोच्छ्वासात्॥१५॥**

**વિદૂષક**—(સ્વગત) આમણે ઉન્મત્તોનો માર્ગ લીધો !

**રાજા**--(હે વીંટી,) સુંદર અને કોમળ આંગળીઓવાળા હાથને છોડીને તું પાણીમાં કેમ ડૂબી ગઈ ?

અથવા

અચેતન (વસ્તુ) ગુણની કદર ન સમજે એમ માનીએ, પણ મેં જ પ્રિયાને શા માટે તરછોડી ? (૧૩)

**વિદૂષક**—(સ્વગત) ભૂખ મને ખાઈ જશે કે શું ?

**રાજા**—હે નિષ્કારણ પરિત્યક્ત થયેલી, પશ્ચાત્તાપથી સંતપ્ત હૃદયવાળા મને પુનર્દર્શન આપવાની દયા બતાવ.

(પડદો ખસેડીને ચિત્રપાટી સાથે પ્રવેશ કરીને)

**ચતુરિકા**—આ રહ્યાં ચિત્રમાં દોરેલાં રાણીજી !

(ચિત્રપાટી બતાવે છે.)

**વિદૂષક**—સરસ ! મિત્ર, મધુર આલેખનથી ભાવોનો આવિષ્કાર સુંદર લાગે છે. ઊંચાનીચા પ્રદેશમાં જાણે કે મારી દૃષ્ટિ ઠોકાય છે.

**સાનુમતી**—અહો, રાજર્ષિની આ નિપુણતા ! સખી મારી સામે ઊભી છે એમ લાગે છે

**રાજા**—

ચિત્રમાં જે જે સારું નથી તે તે ફેરવવામાં આવે, તો પણ તેનું લાવણ્ય રેખાથી કંઈક જ આવ્યું છે (૧૪)

**સાનુમતી**—પશ્ચાત્તાપથી વધેલા સ્નેહને તથા ગર્વહીનતાને આ અનુરૂપ છે.

**વિદૂષક**—અરે, અહીં (ચિત્રમાં) ત્રણ ભગવતીઓ દેખાય છે; અને બધી સુંદર છે. આમાથી શ્રીમતી શકુંતલા કોણ ?

**સાનુમતી**—આવા રૂપને ન સમજનાર આ માણસની દૃષ્ટિ નિરર્થક છે.

**રાજા**—ત્યારે તું કોને ધારે છે ?

**વિદૂષક**—હું તો ધારું છું કે અંબોડો ઢીલો પડવાને લીધે જેમાંથી ફૂલ સરી પડયાં છે તેવા વાળના છેડાવાળી, જેમાં પરસેવાનાં ટીપાં બાઝયાં છે તેવા મુખવાળી, બહુ જ લચી ગયેલા બાહુવાળી, પાણી પાવાથી જેનાં કુમળાં પાંદડાં ચળકે તે આંબાના વૃક્ષની બાજુમાં સહેજ થાકેલી, એવી ચિત્રમાં દોરેલી છે, તે શકુંતલા. બીજી બે સખીઓ છે.

**રાજા**—તું ચતુર છે. અહીં છે મારા ભાવની નિશાની.

પરસેવાવાળી મારી આંગળીની મેલી છાપ રેખાના છેડાઓ પર દેખાય છે; અને ગાલ ઉપર પડેલું આંસુ રંગ ઉપસી આવવાથી, અહીં દેખાય છે. (૧૫)

चतुरिके, अर्धलिखितमेतद्विनोदस्थानम्। गच्छ। वर्तिकां तावदानय।

**चतुरिका**—आर्य माढव्य, अवलम्बस्व चित्रफलकं यावदागच्छामि।

**राजा**—अहमेवैतदवलम्बे। (यथोक्तं करोति।)

(निष्क्रान्ता चेटी।)

**राजा**—अहं हि,

**साक्षात्प्रियामुपगतामपहाय पूर्वं**
**चित्रार्पितां पुनरिमां बहु मन्यमानः।**
**स्रोतोवहां पथि निकाममजलामतीत्य**
**जातः सखे प्रणयवान्मृगतृष्णिकायाम्॥१६॥**

**विदूषकः**—(आत्मगतम्) एषोऽत्रभवान्नदीमतिक्रम्य मृगतृष्णिकां संक्रान्तः। (प्रकाशम्) भोः, अपरं किमत्र लिखितव्यम्।

**सानुमती**—यो यः प्रदेशः सख्या मेऽभिरूपस्तं तमालिखितुकामो भवेत्।

**राजा**—श्रूयताम्।

**कार्या सैकतलीनहंसमिथुना स्रोतोवहा मालिनी**
**पादास्तामभितो निषण्णहरिणा गौरीगुरोः पावनाः।**
**शाखालम्बितवल्कलस्य च तरोर्निर्मातुमिच्छाम्यधः**
**शृङ्गे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीम्॥१७॥**

**विदूषकः**—(आत्मगतम्) यथाहं पश्यामि पूरयितव्यमनेन चित्रफलकं लम्बकूर्चानां तापसानां कदम्बैः।

**राजा**—वयस्य, अन्यच्च। शकुन्तलायाः प्रसाधनमभिप्रेतमत्र विस्मृतमस्माभिः।

**विदूषकः**—किमिव।

**सानुमती**—वनवासस्य सौकुमार्यस्य विनयस्य च यत्सदृशं भविष्यति।

**राजा**—

**कृतं न कर्णार्पितबन्धनं सखे**
**शिरीषमागण्डविलम्बिकेसरम्।**
**न वा शरच्चन्द्रमरीचिकोमलं**
**मृणालसूत्रं रचितं स्तनान्तरे॥१८॥**

**विदूषकः**—भोः, किं नु तत्रभवती रक्तकुवलयशोभिनाग्रहस्तेन मुखमावार्य चकितचकितेव स्थिता। (सावधानं निरूप्य दृष्ट्वा) आः, एष दास्याःपुत्रः कुसुमरसपाटच्चरस्तत्रभवत्या वदनमभिलङ्घते मधुकरः।

ચતુરિકા, (મારા) વિનોદનું આ સ્થાન અર્ધું ચીતરેલું છે. જા અને પીંછી લઈ આવ.

ચતુરિકા—આર્ય માઢવ્ય, હું આવું ત્યાં સુધી આ ચિત્રપાટી પકડો.

રાજા—હું જ તે પકડી રાખું છું. (કહ્યા પ્રમાણે કરે છે.)

(ચેટી જાય છે.)

રાજા—હું પણ,

પહેલાં સાક્ષાત્ આવેલી પ્રિયાને તરછોડીને, ફરી ચિત્રમાં દોરેલી એનું બહુમાન કરતો હું, માર્ગમાં આવેલી પુષ્કળ પાણીવાળી નદીને ઓળંગીને, હે મિત્ર, મૃગજળ માટે તલસી રહ્યો છું. (૧૬)

વિદૂષક—(સ્વગત) આ ભાઈસાહેબ નદી ઓળંગીને મૃગજળ પાસે આવી પહોંચ્યા! (મોટેથી) અરે, અહીં બીજું શું દોરવાનું છે?

સાનુમતી—જે જે પ્રદેશ મારી સખીને પ્રિય હશે તે તે પ્રદેશ ચીતરવાની એમની ઇચ્છા હશે.

રાજા—સાંભળ.

રેતીમાં આરામ કરતા હોય એવા હંસમિથુનવાળી માલિની નદી દોરવાની છે. તેની બન્ને બાજુએ જેમાં હરણો બેઠેલા હોય તેવી, હિમાલયની પવિત્ર તળેટી (કરવી છે) અને શાખા ઉપરથી લટકતા વલ્કલવાળા વૃક્ષની નીચે (પોતાની) ડાબી આંખ કાળિયારના શિંગડા પર ખંજવાળતી મૃગલી દોરવાની ઇચ્છા રાખું છું. (૧૭)

વિદૂષક—(સ્વગત) મને લાગે છે કે આ ચિત્રપાટી લાંબી દાઢીવાળા તાપસોનાં ટોળાથી ભરી દેવી જોઈએ.

રાજા—મિત્ર, અને બીજી વસ્તુ, શકુન્તલાનો શણગાર (દોરવા) ઇચ્છેલો તે અમે ભૂલી ગયા છીએ.

વિદૂષક—શો વળી?

સાનુમતી—વનવાસ, સુકુમારતા તેમ જ વિનયને અનુરૂપ કંઈક હશે.

રાજા—

હે મિત્ર, કાનમાં રાખેલી દાંડીવાળું તથા ગાલ ઉપર લટકતા કેસરવાળું શિરીષનું પુષ્પ મેં દોર્યું નથી; કે શરદના ચંદ્રના કિરણો જેવો કોમળ કમળનો તંતુ સ્તનોની વચ્ચે મેં દોર્યો નથી. (૧૮)

વિદૂષક—અરે, કેમ આ શ્રીમતી રાતા કમળની પાંદડી જેવી શોભતી હથેળીથી મુખ ઢાંકીને, અત્યંત ભયભીત હોય એમ ઊભી છે? (ધ્યાનપૂર્વક નિહાળીને) ઓહ! પુષ્પોનો રસ ચોરનાર, દાસીપુત્ર ભમરો શ્રીમતીના વદન ઉપર આક્રમણ કરે છે.

**राजा**—ननु वार्यतामेष धृष्टः ।

**विदूषकः**—भवानेवाविनीतानां शासिताऽस्य वारणे प्रभविष्यति ।

**राजा**—युज्यते । अयि भोः, कुसुमलताप्रियातिथे, किमत्र परिपतनखेदमनुभवसि ।

**एषा कुसुमनिषण्णा तृषितापि सती भवन्तमनुरक्ता ।**
**प्रतिपालयति मधुकरी न खलु मधु विना त्वया पिबति ॥१९॥**

**सानुमती**—अत्राभिजात खल्वेष वारितः ।

**विदूषकः**—प्रतिषिद्धापि वामैषा जातिः ।

**राजा**—एव भोः, न मे शासने तिष्ठसि । श्रूयतां तर्हि सम्प्रति ।

**अक्लिष्टबालतरुपल्लवलोभनीयं**
**पीतं मया सदयमेव रणोत्सवेषु ।**
**बिम्बाधरं स्पृशसि चेद्भ्रमर प्रियाया-**
**स्त्वां कारयामि कमलोदरबन्धनस्थम् ॥२०॥**

**विदूषकः**—एवं तीक्ष्णदण्डस्य किं न भेष्यति । (प्रहस्य आत्मगतम्) एष तावदुन्मत्तः । अहमप्येतस्य सङ्गेनेदृशवर्ण इव संवृत्तः । (प्रकाशम्) भोः, चित्रं खल्वेतत् ।

**राजा**—कथं चित्रम् ।

**सानुमती**—अहमपीदानीमवगतार्था, किं पुनर्यथालिखितानुभाव्येषः ।

**राजा**—वयस्य, किमिदमनुष्ठितं पौरोभाग्यम् ।

**दर्शनसुखमनुभवतः साक्षादिव तन्मयेन हृदयेन ।**
**स्मृतिकारिणा त्वया मे पुनरपि चित्रीकृता कान्ता ॥२१॥**

(बाष्पं विहरति ।)

**सानुमती**—पूर्वापरविरोध्यपूर्व एष विरहमार्गः ।

**राजा**—वयस्य, कथमेवमविश्रान्तदुःखमनुभवामि ।

**प्रजागरात्खिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।**
**बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥२२॥**

**सानुमती**—सर्वथा प्रमार्जितं त्वया प्रत्यादेशदुःखं शकुन्तलायाः ।

(प्रविश्य)

**चतुरिका**—जयतु जयतु भर्ता । वर्तिकाकरण्डकं गृहीत्वेतोमुखं प्रस्थितास्मि ।

રાજા—ત્યારે આ ઉદ્ધતને વાર.

વિદૂષક—અવિનયીઓનું નિયમન કરનાર આપ જ એને રોકવા સમર્થ છો.

રાજા—યોગ્ય છે. ઓ પુષ્પલતાના પ્રિય અતિથિ, શા માટે આની આજુબાજુ ફરીને પરિશ્રાન્ત થાય છે!

આ ફૂલ ઉપર બેઠેલી (ને) તારા ઉપર પ્રેમ રાખતી ભમરી તરસી હોવા છતાં તારી રાહ જુએ છે; તારા વિના ખરે જ એ મધ પીતી નથી. (૧૯)

સાનુમતી—આજે તો ખરેખર કુલીનતાથી એનું નિવારણ કર્યું.

વિદૂષક—એને અટકાવ્યો, પણ આ જાત જ અવળી.

રાજા—અરે, આમ મારી આજ્ઞા તું માનતો નથી! સાંભળ ત્યારે હવે—

હે ભ્રમર! તાજાં વૃક્ષની વણકચરાયેલી કૂંપળો જેવા આકર્ષક, (અને) મેં પ્રેમના ઉત્સવોમાં સુકુમારતાથી જેનું પાન કર્યું છે તેવા પ્રિયાના બિંબ જેવા અધરોષ્ઠને તું સ્પર્શીશ તો હું તને કમળના પોલાણરૂપી બંધનમાં પૂરી દઈશ. (૨૦)

વિદૂષક—આવી સખત સજા કરનારથી આ કેમ નહીં બીએ? (ખૂબ હસીને, સ્વગત) આ તો ઉન્મત્ત છે, હું પણ એમના સંગથી આવા રંગે રંગાયો. (મોટેથી) અરે, આ તો ચિત્ર છે.

રાજા—શું? ચિત્ર?

સાનુમતી—મને પણ હમણા જ ખ્યાલ આવ્યો, તો પછી ચિત્રમા દોરેલું જેણે અનુભવ્યું છે તેની વાત જ શી?

રાજા—મિત્ર, આ શું દુષ્કર્મ કર્યું?

તન્મય હૃદયથી જાણે કે સાક્ષાત્ દર્શનનું સુખ અનુભવતો હતો ત્યાં તે યાદ આપીને ફરી વાર મારી પ્રિયાને ચિત્ર બનાવી. (૨૧)

(આંસુ સારે છે.)

સાનુમતી—જેમાં, પૂર્વ અને પરની વચ્ચે વિરોધ છે એવી આ વિરહની રીત અપૂર્વ છે.

રાજા—મિત્ર, આ સતત દુઃખ કઈ રીતે અનુભવવું?

ઉજાગરાથી તેનો સ્વપ્નમા સમાગમ રુંધાયો છે, આસુઓ એને ચિત્રમા દોરેલી પણ જોવા દેતા નથી.

સાનુમતી—શકુંતલાને તરછોડયાનું દુઃખ તમે સંપૂર્ણપણે ભૂંસી નાંખ્યું.

(પ્રવેશ કરીને)

ચતુરિકા—જય થાઓ, સ્વામીનો જય થાઓ. પીંછીની પેટી લઈને હું આ તરફ આવવા નીકળી હતી...

**राजा**—किं च ।

**चतुरिका**—स मे हस्तादन्तरा तरलिकाद्वितीयया देव्या वसुमत्याहमेवार्यपुत्रस्योप-नेष्यामीति सबलात्कारं गृहीतः ।

**विदूषकः**–दिष्ट्या त्वं मुक्ता ।

**चतुरिका**—यावद्देव्या विटपलग्नमुत्तरीयं तरलिका मोचयति तावन्मया निर्वाहित आत्मा ।

**राजा**—वयस्य, उपस्थिता देवी बहुमानगर्विता च । भवानिमा प्रतिकृतिं रक्षतु ।

**विदूषकः**—आत्मानमिति भण । ( चित्रफलकमादायोत्थाय च ) यदि भवानन्तः-पुरकालकूटान्मोक्ष्यते तदा मा मेघप्रतिच्छन्दे प्रासादे शब्दापय । (द्रुतपदं निष्क्रान्तः ।)

**सानुमती**–अन्यसंक्रान्तहृदयोऽपि प्रथमसंभावनामपेक्षते । शिथिलसौहार्द इदानीमेषः ।

( प्रविश्य पत्रहस्ता )

**प्रतीहारी**–जयतु जयतु देव ।

**राजा**—वेत्रवति, न खल्वन्तरा दृष्टा त्वया देवी ।

**प्रतीहारी**–अथ किम् । पत्रहस्तां मां प्रेक्ष्य प्रतिनिवृत्ता ।

**राजा**—कार्यज्ञा कार्योपरोधं मे परिहरति ।

**प्रतीहारी**–देव, अमात्यो विज्ञापयति । अर्थजातस्य गणनाबहुलतयैकमेव पौरकार्य-मवेक्षितं तद्देवः पत्रारूढं प्रत्यक्षीकरोत्विति ।

**राजा**—इतः पत्रिकां दर्शय ।

( प्रतीहार्युपनयति ।)

**राजा**—(अनुवाच्य) कथम् । समुद्रव्यवहारी सार्थवाहो धनमित्रो नाम नौव्यसने विपन्नः । अनपत्यश्च किल तपस्वी । राजगामी तस्यार्थसंचय इत्येतदमात्येन लिखितम् । ( सविषादम् ) कष्टं खल्वनपत्यता । वेत्रवति, बहुधनत्वाद्बहुपत्नीकेन तत्रभवता भवितव्यम् । विचार्यतां यदि काचिदापन्नसत्त्वा तस्य भार्यासु स्यात् ।

**प्रतीहारी**–देव, इदानीमेव साकेतस्य श्रेष्ठिनो दुहिता निर्वृत्तपुंसवना जायास्य श्रूयते ।

**રાજા**—ત્યાં શું ?

**ચતુરિકા**—ત્યારે તરલિકાની સાથે આવતાં દેવી વસુમતીએ, "હું જ આર્યપુત્ર પાસે લઈ જઈશ" એમ કહીને વચમાંથી તે મારા હાથમાંથી બળાત્કારે ઝૂંટવી લીધી.

**વિદૂષક**—નસીબદાર કે તને છોડી દીધી.

**ચતુરિકા**—ડાળીમાં ભરાયેલું રાણીનું ઉત્તરીય તરલિકા છોડાવતી હતી એટલામાં હું છટકી આવી.

**રાજા**—મિત્ર, રાણી આવી પહોંચી; હું તેનું બહુમાન કરું છું તેથી તે માનિની છે. (તો) તું આ છબી સાચવ.

**વિદૂષક**—પોતાની જાતને (સાચવ) એમ] કહો. (ચિત્રપાટી લઈને અને ઊઠીને) જો તમે અંતઃપુરના કાલકૂટ વિષમાંથી બચો તો મને મેઘપ્રતિચ્છંદ મહેલમાં બૂમ પાડજો. (ઉતાવળે પગલે જાય છે)

**સાનુમતી**—અન્યમા એમનું હૃદય આસક્ત હોવા છતાં તે પહેલાંના પ્રેમને માન આપે છે. અત્યારે એનો (પહેલી પ્રત્યેનો) પ્રેમ શિથિલ તો થયો છે જ.

(હાથમા પત્ર લઈને પ્રવેશ કરીને)

**પ્રતીહારી**—જય હો, સ્વામીનો જય હો.

**રાજા**—વેત્રવતી, રસ્તામા તેં રાણીને જોયા નહીં ?

**પ્રતીહારી**—હા, (જોયા.) (પણ) હાથમાં પત્ર લઈને આવતી મને જોતાં પાછાં ફરી ગયા.

**રાજા**—(રાજ)કાર્યને સમજનારી તે (મારા) કાર્યમા થતો વિક્ષેપ ટાળે છે.

**પ્રતીહારી**—મહારાજ, અમાત્ય વિનંતી કરે છે કે 'દ્રવ્યની ગણતરીનું કામ મોટું હતું તેથી નગરજનોનું કેવળ એક જ કામ હું તપાસી શક્યો છું. પત્રમાં લખેલું તે આપ મહારાજ નજરે જોઈ જાઓ.'

**રાજા**—અહીં પત્રિકા દર્શાવ.

(પ્રતીહારી પાસે લાવે છે.)

**રાજા**—(મનમા વાચીને) શું ? સમુદ્રમાર્ગનો વેપારી ધનમિત્ર નામે સાર્થવાહ વહાણુ ભાગી જવાથી મરાયો !? બિચારો સંતાનહીન છે એમ કહે છે. તેનું ભેગું થયેલું દ્રવ્ય રાજાને જાય એમ આ અમાત્યે લખ્યું છે. (વિષાદ સાથે) ખરેખર, સંતાનહીનતા દુઃખપ્રેરક છે. વેત્રવતી, બહુધન હોવાથી તે બહુપત્નીવાળો હોવો જોઈએ. તેની પત્નીઓમાંથી કોઈ સગર્ભા છે કે કેમ તેની તપાસ કરાવો.

**પ્રતીહારી**—મહારાજ, એની પત્ની-અયોધ્યાના શેઠની પુત્રીનો પુંસવન-સંસ્કાર હમણાં જ થયો એમ સંભળાય છે.

**राजा**—ननु गर्भः पित्र्यं रिक्थमर्हति । गच्छ एवममात्यं ब्रूहि ।

**प्रतीहारी**—यद्देव आज्ञापयति । ( प्रस्थिता ।)

**राजा**—एहि तावत् ।

**प्रतीहारी**—इयमस्मि ।

**राजा**—किमनेन संततिरस्ति नास्तीति ।

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना ।
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥२३॥

**प्रतीहारी**—एवं नाम घोषयितव्यम् । (निष्क्रम्य पुनः प्रविश्य) काले प्रवृष्टमिवाभिनन्दितं देवस्य शासनम् ।

**राजा**—( दीर्घमुष्णं च निःश्वस्य ) एवं भोः संततिच्छेदनिरवलम्बानां कुलानां मूलपुरुषावसाने संपदः परमुपतिष्ठन्ति । ममाप्यन्ते पुरुवंशश्रियः एष वृत्तान्तः ।

**प्रतीहारी**—प्रतिहतममङ्गलम् ।

**राजा**—धिङ्मामुपस्थितश्रेयोऽवमानिनम् ।

**सानुमती**—असंशयं सखीमेव हृदये कृत्वा निन्दितोऽनेनात्मा ।

**राजा**—

संरोपितेऽप्यात्मनि धर्मपत्नी
त्यक्ता मया नाम कुलप्रतिष्ठा ।
कल्पिष्यमाणा महते फलाय
वसुंधरा काल इवोप्तबीजा ॥२४॥

**सानुमती**—अपरिच्छिन्नेदानीं ते संततिर्भविष्यति ।

**चतुरिका**—(जनान्तिकम्) अयि, अनेन सार्थवाहवृत्तान्तेन द्विगुणोद्वेगो भर्ता । एनमाश्वासयितुं मेघप्रतिच्छन्दादार्यं माढव्यं गृहीत्वागच्छ ।

**प्रतीहारी**—सुष्ठु भणसि । ( निष्क्रान्ता ।)

**राजा**—अहो दुष्यन्तस्य संशयमारूढाः पिण्डभाजः । कुतः—

अस्मात्परं बत यथाश्रुति संभृतानि
को नः कुले निवपनानि नियच्छतीति ।
नूनं प्रसूतिविकलेन मया प्रसिक्तं
धौताश्रुशेषमुदकं पितरः पिबन्ति ॥२५॥

( मोहमुपगतः ।)

**રાજા**—ખરેખર ગર્ભ પિતાનો વારસો મેળવવાને પાત્ર છે. પને આમ કહેજો.

**પ્રતીહારી**—જેવી મહારાજની આજ્ઞા. (ચાલવા માંડે છે.)

**રાજા**—આમ આવ તો !

**પ્રતીહારી**—આ હું આવી.

**રાજા**—સંતતિ હોય કે ન હોય તેથી શું ?

જે જે સ્નેહીઓથી પ્રજાજનો વિયોગ પામે, તેમને માટે તે તે, પાપી સિવાય દુષ્યંત છે એવી ઘોષણા કરો. (૨૩)

**પ્રતીહારી**—એ પ્રમાણે જ ઘોષણા કરવામાં આવશે. [બહાર જઈને, (અને) ફરી પ્રવેશ કરીને] યોગ્ય સમયે થયેલી વૃષ્ટિની જેમ મહારાજની ઘોષણાને (લોકોએ) વધાવી લીધી.

**રાજા**—(દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ મૂકીને) અરે, આ રીતે સંતાન વિનાના (અને તેથી) નિરાધાર કુટુંબોની સંપત્તિ મૂળ પુરુષના અવસાન પછી પારકાના હાથમાં જાય છે. મારા મૃત્યુ પછી પુરુવંશની સંપત્તિની પણ એ જ દશા થવાની.

**પ્રતીહારી**—અમંગળ દૂર થાઓ !

**રાજા**—પાસે આવેલા શ્રેયનો તિરસ્કાર કરનાર, મને ધિક્કાર છે !

**સાનુમતી**—સખીને મનમાં સ્મરીને એણે પોતાની નિંદા કરી, એ ચોક્કસ.

**રાજા**—

યોગ્ય વખતે જેમાં બીજ રોપવામાં આવ્યું છે અને જે મહાન ફળ આપવાને માટે સમર્થ છે એવી પૃથ્વીને કોઈ ત્યજી દે તેમ મારી જાતને (તેમાં) રોપ્યા છતાં કુળની પ્રતિષ્ઠા રૂપ ધર્મપત્નીને મેં ત્યજી દીધી. (૨૪)

**સાનુમતી**—હવે તમારી સંતતિ અવિચ્છિન્ન થશે.

**ચતુરિકા**—(બાજુ પર) અરે, આ વેપારીની હકીકતથી મહારાજનો ઉદ્વેગ બમણો થયો છે. એમને આશ્વાસન આપવા માટે મેઘપ્રતિચ્છંદ મહેલમાંથી આર્ય માઢવ્યને લઈ આવ.

**પ્રતીહારી**—તું ઠીક કહે છે. (જાય છે)

**રાજા**—અહો, દુષ્યંતના પિંડ લેનાર (પિતૃઓ) સંશયમાં પડ્યા છે. કેમ કે,

'એના પછી અરેરે, શ્રુતિ અનુસાર તૈયાર કરેલું તર્પણ, અમારા કુળમાં કોણ આપશે', એ વિચારે (મારા) પિતૃઓ ખરેખર સંતાનહીન એવા મેં આપેલું પાણી આંસુ ધોતાં વધે એટલું પીએ છે. (૨૫)

(મૂર્છા પામે છે.)

**चतुरिका**–( ससम्भ्रममवलोक्य ) समाश्वसितु भर्ता ।

**सानुमती**–हा धिक् हा धिक् । सति खलु दीपे व्यवधानदोषेणैषोऽन्धकारदोषमनुभवति । अहमिदानीमेव निर्वृतं करोमि । अथवा श्रुतं मया शकुन्तलां समाश्वासयन्त्या महेन्द्रजनन्या मुखाद्यज्ञभागोत्सुका देवा एव तथानुष्ठास्यन्ति यथाऽचिरेण धर्मपत्नीं भर्ताभिनन्दिष्यतीति । तद्युक्तमेतं कालं प्रतिपालयितुम् । यावदनेन वृत्तान्तेन प्रियसखीं समाश्वासयामि । ( इत्युद्भ्रान्तकेन निष्क्रान्ता ।)

( नेपथ्ये )

अब्रह्मण्यम् । अब्रह्मण्यम् ।

**राजा**—(प्रत्यागतप्राणः कर्णं दत्वा ) अये, माढव्यस्येवार्तस्वरः । कः कोऽत्र भोः ।

( प्रविश्य )

**प्रतीहारी**–( ससम्भ्रमम् ) परित्रायतां देवः संशयगतं वयस्यम् ।

**राजा**—केनात्तगन्धो माणवकः ।

**प्रतीहारी**–अदृष्टरूपेण केनापि सत्त्वेनातिक्रम्य मेघप्रतिच्छन्दस्य प्रासादस्याग्रभूमिमारोपितः ।

**राजा**–(उत्थाय) मा तावत् । ममापि सत्त्वैरभिभूयन्ते गृहाः । अथवा

अहन्यहन्यात्मन एव ताव-
ज्ज्ञातुं प्रमादस्खलितं न शक्यम् ।
प्रजासु कः केन पथा प्रयाती-
त्यशेषतो वेदितुमस्ति शक्तिः ॥२६॥

( नेपथ्ये )

भो वयस्य, अविहा अविहा ।

**राजा**—( गतिभेदेन परिक्रामन् ) सखे, न भेतव्यम् ।

( नेपथ्ये )

(पुनस्तदेव पठित्वा) कथं न भेष्यामि । एष मां कोऽपि पश्चादवनतशिरोधरमिक्षुमिव त्रिभङ्गं करोति ।

**राजा**–(सदृष्टिक्षेपम्) धनुस्तावत् ।

( प्रविश्य शार्ङ्गहस्ता )

**यवनी**–भर्तः, एतद्धस्तावापसहितं शरासनम् ।

**ચતુરિકા**--(ઉતાવળથી જોઈને) મહારાજ, શાંત થાઓ.

**સાનુમતી**—અરે, અરે ! દીવો હોવા છતાં આડે આવેલા પડદાને લીધે આ અંધકારનો દોષ અનુભવે છે. હું હમણાં જ એને આનંદ આપી શકું એમ છું. પણ શકુંતલાને આશ્વાસન આપતી મહેન્દ્રની માતાના મુખે મેં સાંભળ્યું હતું કે યજ્ઞભાગને માટે ઉત્સુક થયેલા દેવો જ એવું યોજશે કે જેથી ટૂંક સમયમાં જ (તેનો) પતિ ધર્મપત્નીને આવકારશે. તેથી તેટલો સમય રાહ જોવી, એ જ યોગ્ય છે. દરમિયાન આ વૃત્તાંતથી પ્રિય સખીને આશ્વાસન આપું. (ઉદ્‌ભ્રાન્તક નૃત્યથી ચાલી જાય છે.)

(નેપથ્યમાં)

બ્રાહ્મણ ઉપર આફત, બ્રાહ્મણ પર આફત.

**રાજા**—(ભાનમાં આવેલો, સાંભળીને) અરે આ માઢવ્યનો જ જાણે આર્ત સ્વર. કોણ, કોણ છે, અહીં ?

(પ્રવેશ કરીને)

**પ્રતીહારી**--(ગભરાટથી) સંકટમાં પડેલા મિત્રને બચાવો, મહારાજ.

**રાજા**—માણવક ઉપર કોણે આક્રમણ કર્યું ?

**પ્રતીહારી**—કોઈ અદશ્ય સત્વે તેના ઉપર આક્રમણ કરી મેઘપ્રતિચ્છંદ મહેલના સૌથી ઉપરના માળ પર તેને ચડાવ્યો છે.

**રાજા**—(ઊઠીને) એમ ન હોય ! મારાં ઘરોમાં પણ આવાં સત્વોનો ઉપદ્રવ ? અથવા,

રોજરોજ પ્રમાદથી થતી પોતાની જ ભૂલો જાણવાનું શકય નથી; તો પછી પ્રજામાંથી કોણ કયે રસ્તે જાય છે, તે સંપૂર્ણ રીતે જાણવાની શક્તિ (કયાંથી) હોય ?

(નેપથ્યમાં)

ઓ મિત્ર, અફસોસ, અફસોસ !

**રાજા**—(ગતિ બદલીને ચાલતાં) મિત્ર બીશ નહીં, બીશ નહીં.

(નેપથ્યમાં)

(ફરીથી તે જ બોલીને) હું કેમ ન ડરું ? આ કોઈ (મારી) ડોકી નમાવીને શેરડીની જેમ (મારા) ત્રણ કકડા કરે છે.

**રાજા**--(નજર નાખીને) ધનુષ્ય લાવ તો.

(ધનુષ્ય હાથમાં લઈને પ્રવેશીને)

**યવની**—મહારાજ, હાથરખા સહિત આપનું આ ધનુષ્ય.

( राजा सशरं धनुरादत्ते ।)

( नेपथ्ये )

एष त्वामभिनवकण्ठशोणितार्थी
शार्दूलः पशुमिव हन्मि चेष्टमानम् ।
आर्तानां भयमपनेतुमात्तधन्वा
दुष्यन्तस्तव शरणं भवत्विदानीम् ॥२७॥

राजा—( ससंभ्रमम् ) कथं मामेवोद्दिशति । तिष्ठ कुणपाशन, त्वमिदानीं न भविष्यसि । ( शार्ङ्गमारोप्य ) वेत्रवति, सोपानमार्गमादेशय ।

प्रतीहारी—इत इतो देवः ।

( सर्वे सत्वरमुपसर्पन्ति ।)

राजा—( समन्ताद्विलोक्य ) शून्यं खल्विदम् ।

( नेपथ्ये )

अविहा अविहा । अहमत्रभवन्तं पश्यामि । त्वं मां न पश्यसि । बिडालगृहीतो मूषिक इव निराशोऽस्मि जीविते संवृत्तः ।

राजा—भोस्तिरस्करिणीगर्वित, मदीयमस्त्रं त्वां द्रक्ष्यति । एष तमिषुं संदधे,

यो हनिष्यति वध्यं त्वां रक्ष्यं रक्षति च द्विजम् ।
हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः ॥२८॥

( इत्यस्त्रं संधत्ते ।)

( ततः प्रविशति विदूषकमुत्सृज्य मातलिः ।)

मातलिः—

कृताः शरव्यं हरिणा तवासुराः
शरासनं तेषु विकृष्यतामिदम् ।
प्रसादसौम्यानि सतां सुहृज्जने
पतन्ति चक्षूंषि न दारुणाः शराः ॥२९॥

राजा—( अस्त्रमुपसंहरन् ) अये, मातलिः । स्वागतं महेन्द्रसारथे ।

( प्रविश्य )

विदूषकः—अहं येन इष्टिपशुमारं मारितः, सो अनेन स्वागतेन अभिनन्द्यते ।

(રાજા બાણવાળુ ધનુષ્ય હાથમા લે છે)

(નેપથ્યમાં)

ગળામાનુ તાજુ લોહી પીવા ઇચ્છતો આ હુ, જેમ વાઘ પશુને (મારે) તેમ, તરફડિયા મારતા તને મારી નાખુ છુ દુખીઓનો ભય દૂર કરવા માટે ધનુષ્ય ધારણ કરતો દુષ્યત હવે તારુ રક્ષણ કરો (૨૭)

**રાજા**—(ગુસ્સામાં) શુ, મને ઉદ્દેશીને બોલે છે ? મડદાખાઉ, ઊભો રહે, તુ હમણા હતો ન હતો થઈશ (ધનુષ્ય સજ્જ કરીને) વેત્રવતી, પગથિયાનો માર્ગ બતાવ

**પ્રતીહારી**—આ બાજુ, મહારાજ, આ બાજુ

(બધા ત્વરાથી પાસે જાય છે)

**રાજા**—(ચારે બાજુ જોઈને) અહી તો ખરે જ સૂમસામ છે

(નેપથ્યમા)

અરેરે હુ આપને જોઉ છુ, પણ તમે મને જોતા નથી બિલાડીથી પકડાયેલા ઉદરની જેમ મારા જીવનની બાબતમા હુ આશાવિહોણો થયો છુ

**રાજા**—હે તિરસ્કરિણી વિદ્યાથી ગર્વયુક્ત બનેલા મારુ શસ્ત્ર તને જોશે આ હુ બાણ સાધુ છુ કે

જે વધ કરવા યોગ્ય એવા તારો વધ કરશે અને રક્ષણને યોગ્ય એવા બ્રાહ્મણનુ રક્ષણ કરશે હસ દૂધ લે છે, (અને) તેની સાથે મળેલ પાણી છોડી દે છે (૨૮)

(એમ કહીને અસ્ત્ર સાધે છે)

(વિદૂષકને મૂકીને માતલિનો પ્રવેશ)

**માતલિ**—

ઇંદ્રે અસુરોને તમારા બાણનુ લક્ષ્ય બનાવ્યા છે આ ધનુષ્ય તેમના ઉપર ખેચો સજ્જનોની પ્રસન્નતાથી સૌમ્ય એવી નજરો પોતાના મિત્રો ઉપર પડે છે નહિ કે દારુણ બાણો (૨૯)

**રાજા**—(અસ્ત્ર પાછુ ખેચી લઈને) અરે, આ તો માતલિ ! મહેન્દ્રના સારથિ, સ્વાગત !

(પ્રવેશ કરીને)

**વિદૂષક**—જેણે મને યજ્ઞના પશુની જેમ માર માર્યો, તેને આ સ્વાગતથી સત્કારે છે.

मातलिः—( सस्मितम् ) आयुष्मन्, श्रूयतां यदस्मि हरिणा भवत्सकाशं प्रेषितः।

राजा—अवहितोऽस्मि ।

मातलिः—अस्ति कालनेमिप्रसूतिर्दुर्जयो नाम दानवगणः ।

राजा—अस्ति । श्रुतपूर्वं मया नारदात् ।

मातलिः—

सख्युस्ते स किल शतक्रतोरजय्य-
स्तस्य त्वं रणशिरसि स्मृतो निहन्ता ।
उच्छेत्तुं प्रभवति यन्न सप्तसप्ति-
स्तन्नैशं तिमिरमपाकरोति चन्द्रः ॥३०॥

स भवानात्तशस्त्र एव इदानीं तमैन्द्ररथमारुह्य विजयाय प्रतिष्ठताम् ।

राजा—अनुगृहीतोऽहमनया मघवतः सम्भावनया । अथ माढव्यं प्रति भवता किमेवं प्रयुक्तम् ।

मातलिः—तदपि कथ्यते । किंचिन्निमित्तादपि मनःसंतापादायुष्मान्मया विक्लवो दृष्टः । पश्चात्कोपयितुमायुष्मन्तं तथा कृतवानस्मि । कुतः—

ज्वलति चलितेन्धनोऽग्निर्विप्रकृतः पन्नगः फणां कुरुते ।
प्रायः स्वं महिमानं क्षोभात्प्रतिपद्यते हि जनः ॥३१॥

राजा—( जनान्तिकम् ) वयस्य, अनतिक्रमणीया दिवस्पतेराज्ञा । तदत्र परिगतार्थं कृत्वा मद्वचनादमात्यपिशुनं ब्रूहि ।

त्वन्मतिः केवला तावत्परिपालयतु प्रजाः ।
अधिज्यमिदमन्यस्मिन्कर्मणि व्यापृतं धनुः ॥३२॥

इति ।

विदूषकः—यद्भवानाज्ञापयति । ( निष्क्रान्तः ।)

मातलिः—आयुष्मान् रथमारोहतु ।

( राजा रथाधिरोहणं नाटयति ।)

( निष्क्रान्ताः सर्वे ।)

षष्ठोऽङ्कः

· માતલિ—(સ્મિત કરીને) આયુષ્માન, ઇંદ્રે આપની પાસે મને શા માટે મોકલ્યો તે સાંભળો.

રાજા—હું સાંભળું છું.

માતલિ—કાલનેમિથી જન્મેલો 'દુર્જય' નામનો દાનવ-સમૂહ છે.

રાજા—છે. મેં પહેલાં નારદ પાસેથી સાંભળ્યું છે.

માતલિ—તે (અસુરસંઘ) તમારા મિત્ર ઇન્દ્રથી જીતાય તેમ નથી. યુદ્ધને મોખરે તમે તેનો વધ કરનાર તરીકે લેખાયા છો. સૂર્ય જેને દૂર કરી શકતો નથી તે રાત્રિના અંધકારને ચંદ્ર દૂર કરે છે. (૩૦)

તો આપ શસ્ત્રસજ્જ છો જ તો હવે ઇન્દ્રના રથમાં બેસીને વિજયને માટે પ્રસ્થાન કરો.

રાજા—ઇંદ્રના આ સન્માનથી મારા ઉપર અનુગ્રહ થયો છે. પણ માઢવ્ય સાથે તમે આવું વર્તન કેમ કર્યું ?

માતલિ—તે પણ કહું છું. કોઈ કારણે થયેલા મનોવિષાદથી આપ દુઃખી જણાયા. પછી આપને કુપિત કરવા માટે મેં તેમ કર્યું. કારણ કે,

ઇંધણ સંકોરવાથી અગ્નિ પ્રજ્વલિત થાય છે; છંછેડાયેલો નાગ ફેણ માંડે છે. કારણ કે પ્રાયઃ માણસો આઘાત પામતાં જ પોતાના મહિમાને પામે છે. (૩૧)

રાજા—(બાજુ પર) મિત્ર, સ્વર્ગના અધિપતિની આજ્ઞાનું ઉલ્લંઘન થાય નહીં. તો આ બાબત જણાવીને મારા નામે અમાત્ય પિશુનને આમ કહે કે—

(હમણાં તો) માત્ર તમારી બુદ્ધિ પ્રજાનું પાલન કરે, કારણ કે (મારું) સજ્જ ધનુષ્ય બીજાં કાર્યોમાં રોકાયું છે (૩૨)

વિદૂષક—જેવી આપની આજ્ઞા. (જાય છે.)

માતલિ—આયુષ્યમાન, રથ પર ચઢો.

(રાજા રથ ઉપર ચડવાનો અભિનય કરે છે.)

(બધા જાય છે.)

છઠ્ઠો અંક સમાપ્ત

( ततः प्रविशत्याकाशयानेन रथाधिरूढो राजा मातलिश्च ।)

**राजा**—मातले, अनुष्ठितनिदेशोऽपि मघवतः सत्क्रियाविशेषादनुपयुक्तमिवात्मानं समर्थये ।

**मातलि**—( सस्मितम् ) आयुष्मन्, उभयमप्यपरितोषं समर्थये ।

**प्रथमोपकृतं मरुत्वतः**
**प्रतिपत्त्या लघु मन्यते भवान् ।**
**गणयत्यवदानविस्मितो**
**भवतः सोऽपि न सत्क्रियागुणान् ॥१॥**

**राजा**—मातले, मा मैवम् । स खलु मनोरथानामप्यभूमिर्विसर्जनावसरसत्कारः । मम हि दिवौकसां समक्षमर्धासनोपवेशितस्य

**अन्तर्गतप्रार्थनमन्तिकस्थं**
**जयन्तमुद्वीक्ष्य कृतस्मितेन ।**
**आमृष्टवक्षोहरिचन्दनाङ्का**
**मन्दारमाला हरिणा पिनद्धा ॥२॥**

**मातलिः**—किमिव नामायुष्मानमरेश्वरान्नार्हति । पश्य ।

**सुखपरस्य हरेरुभयैः कृतं**
**त्रिदिवमुद्धृतदानवकण्टकम् ।**
**तव शरैरधुना नतपर्वभिः**
**पुरुषकेसरिणश्च पुरा नखैः ॥३॥**

**राजा**—अत्र खलु शतक्रतोरेव महिमा स्तुत्यः ।

**सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः**
**सम्भावनागुणमवेहि तमीश्वराणाम् ।**
**किं वाभविष्यदरुणस्तमसां विभेत्ता**
**तं चेत् सहस्रकिरणो धुरि नाकरिष्यत् ॥४॥**

**मातलिः**—सदृशमेवैतत् । ( स्तोकमन्तरमतीत्य ) आयुष्मन्, इतः पश्य नाकपृष्ठप्रतिष्ठितस्य सौभाग्यमात्मयशसः ।

**विच्छित्तिशेषैः सुरसुन्दरीणां**
**वर्णैरमी कल्पलतांशुकेषु ।**
**विचिन्त्य गीतक्षममर्थजातं**
**दिवौकसस्त्वच्चरितं लिखन्ति ॥५॥**

(પછી આકાશમાર્ગે રથમા બેઠેલા રાજા અને માતલિ પ્રવેશ કરે છે.)

**રાજા**—માતલિ, મેં ઇંદ્રની આજ્ઞા બજાવી છે, તે છતા તેમણે કરેલા વિશિષ્ટ સત્કારથી હું મારી જાતને જાણે કે ઉપયોગી માનતો નથી.

**માતલિ**—(સ્મિત સાથે) આયુષ્યમાન, આપ બ નેને હું તો અસંતુષ્ટ માનું છું.

ઇન્દ્રના સત્કારને લીધે તમારા (ઇન્દ્ર ઉપરના) પહેલાના ઉપકારને નજીવો માનો છો; (તમારા) પરાક્રમથી વિસ્મય પામેલા તે પણ તમારા સત્કારના ગુણ–કિંમતને ગણતો નથી. (૧)

**રાજા**—ના, માતલિ એવુ ન કહો વિદાય વેળાનો સત્કાર ખરેખર કલ્પનાતીત હતો. દેવોની સમક્ષ આર્ધાસન પર બેસાડેલા મારા પર,

પાસે બેઠેલા અને અ તરથી આકાક્ષા રાખતા જયંત તરફ જોઇને સ્મિત કરતા ઇન્દ્ર વડે છાતી પરથી લાગેલા હરિચંદનથી અંકિત થયેલી મંદારમાળા આરોપાઇ (૨)

**માતલિ**– પણ અમરાધિપતિ પાસેથી આયુષ્માન શુ લેવાને લાયક નથી?

સુખાનક્ત ઇંદ્રના સ્વર્ગને બે વસ્તુઓએ દાનવોરૂપી કટક વિનાનું કર્યું છે. હમણા તમારા સરળ સાધાવાળા બાણોએ અને પહેલા નરસિંહરૂપ વિષ્ણુના નખોએ (૩)

**રાજા**—આમા તો ઇંદ્રના જ મહિમાની સ્તુતિ કરવી યોગ્ય છે

મોટા કાર્યોમા પણ નોકરો સિદ્ધિ મેળવે તે તો માલિકોના મહિમાની અસર છે. જો સૂર્યે (પોતાના રથની) ધૂસરી પર ન બેસાડયો હોત તો શુ અરુણ અ ધકારને ભેદી શકત ખરો ? (૪)

**માતલિ**—એમ (કહેવુ) તમારે માટે યોગ્ય જ છે. (થોડુ અ તર વટાવીને) આયુષ્માન, સ્વર્ગમા પ્રતિષ્ઠા પામેલા તમારા યશનો વૈભવ તો અહીથી જુઓ.

દેવો ગીતને માટે યોગ્ય એવી રચના વિચારીને, દેવાંગનાઓના શણગારમાથી વધેલા રંગો વડે કલ્પવૃક્ષના કપડા ઉપર તમારુ ચરિત્ર લખે છે. (૫)

राजा—मातले, असुरसंप्रहारोत्सुकेन पूर्वेद्युर्दिवमधिरोहता न लक्षितः स्वर्गमार्गः। कतरस्मिन् मरुतां पथि वर्तामहे।

मातलिः—

त्रिस्रोतसं वहति यो गगनप्रतिष्ठां
ज्योतींषि वर्तयति च प्रविभक्तरश्मिः।
तस्य द्वितीयहरिविक्रमनिस्तमस्कं
वायोरिमं परिवहस्य वदन्ति मार्गम् ॥६॥

राजा—मातले, अतः खलु सबाह्यान्तःकरणो ममान्तरात्मा प्रसीदति। (रथाङ्गमवलोक्य) मेघपदवीमवतीर्णौ स्वः।

मातलिः—कथमवगम्यते।

राजा—

अयमरविवरेभ्यश्चातकैर्निष्पतद्भि-
र्हरिभिरचिरभासां तेजसा चानुलिप्तैः।
गतमुपरि घनानां वारिगर्भोदराणां
पिशुनयति रथस्ते सीकरक्लिन्ननेमिः ॥७॥

मातलिः—क्षणादायुष्मान् स्वाधिकारभूमौ वर्तिष्यते।

राजा—(अधोऽवलोक्य) मातले, वेगावतरणादाश्चर्यदर्शनः संलक्ष्यते मनुष्यलोकः। तथा हि—

शैलानामवरोहतीव शिखरादुन्मज्जतां मेदिनी
पर्णाभ्यन्तरलीनतां विजहति स्कन्धोदयात् पादपाः।
संतानात् तनुभावनष्टसलिला व्यक्तिं भजन्त्यापगाः
केनाप्युत्क्षिपतेव पश्य भुवनं मत्पार्श्वमानीयते ॥८॥

मातलिः—साधु दृष्टम्। (सबहुमानमवलोक्य) अहो, उदाररमणीया पृथिवी।

राजा—मातले, कतमोऽयं पूर्वापरसमुद्रावगाढः कनकरसनिस्यन्दी सान्ध्य इव मेघपरिघः सानुमानालोक्यते।

मातलिः—आयुष्मन्, एष खलु हेमकूटो नाम किंपुरुषपर्वतस्तपःसंसिद्धिक्षेत्रम्। पश्य।

स्वायंभुवान्मरीचेर्यः प्रबभूव प्रजापतिः।
सुरासुरगुरुः सोऽत्र सपत्नीकस्तपस्यति ॥९॥

**રાજા**—માતલિ, અસુરો સાથેના યુદ્ધ માટે ઉત્સુક હોવાથી મેં પહેલે દિવસે આકાશમાં ચડતાં સ્વર્ગનો માર્ગ (બરાબર) જોયો ન હતો. વાયુઓના કયા માર્ગ પર આપણે છીએ ?

**માતલિ**—

જ્યાં આકાશમાં આવેલી ગંગા વહે છે, અને નક્ષત્ર વગેરેને તેમનાં કિરણો વહેંચાય એ રીતે ઘુમાવે છે, તથા વિષ્ણુના દ્વિતીય ચરણને લીધે અંધકાર રહિત થયેલા પરિવહ નામના વાયુનો આ માર્ગ છે, એમ કહે છે. (૬)

**રાજા**—માતલિ, તેથી જ જાણે મારી બાહ્ય અને આન્તર ઇન્દ્રિયોની સાથે મારો અંતરાત્મા પ્રસન્ન થાય છે. (રથના પૈડાંને જોઈને) (હવે) આપણે મેઘના માર્ગમાં ઊતરી આવ્યા છીએ.

**માતલિ**—કેમ જાણ્યું ?

**રાજા**—

જળકણથી ભીની થયેલી વાટવાળો આ તમારો રથ, આરાઓની વચમાંથી નીકળતા ચાતકો વડે તેમ જ વીજળીના તેજથી લેપાયેલા ઘોડાઓ વડે, અંતર્જળ-યુક્ત વાદળો ઉપરથી થતા ગમનનું સૂચન કરે છે. (૭)

**માતલિ**—એક ક્ષણમાં આયુષ્માન પોતાના રાજ્યની ભૂમિ ઉપર હશો.

**રાજા**—(નીચે જોઈને) માતલિ વેગથી ઊતરવાને લીધે મનુષ્યલોક આશ્ચર્યકારક જણાય છે. કેમકે—

બહાર નીકળી આવતા પર્વતોના શિખર પરથી પૃથ્વી જાણે કે નીચે ઊતરે છે. થડો સ્પષ્ટ દેખાવાથી વૃક્ષો પાંદડાંની અંદર ઢંકાઈ રહેવાની સ્થિતિનો ત્યાગ કરે છે. પાતળી દેખાવાને લીધે જેમનું પાણી દેખાતું ન હતું તેવી નદીઓ (હવે) વિસ્તારને લીધે વ્યક્ત બને છે. જો, આ પૃથ્વીને જાણે કે કોઈ ઉછાળીને મારી પાસે લાવે છે. (૮)

**માતલિ**—તમે બરાબર જોયું. (બહુમાનથી જોઈને) અહો, આ પૃથ્વી કેવી ભવ્ય, અને રમણીય છે !

**રાજા**—માતલિ પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાં ડૂબતો, સુવર્ણરસ વહાવતો, સંધ્યાના મેઘરૂપી આગળા જેવો આ કયો પર્વત દેખાય છે ?

**માતલિ**—મહારાજ, એ તો કિંપુરુષ દેશનો તપની ઉત્તમ સિદ્ધિના ક્ષેત્ર રૂપ હેમકૂટ નામનો પર્વત છે. જુઓ,

બ્રહ્માના પુત્ર મરીચિથી ઉત્પન્ન થયેલા, દેવ-દાનવોના પિતા એવા તે પ્રજાપતિ અહીં પત્ની સાથે તપ કરે છે (૯)

राजा—तेन ह्यनतिक्रमणीयानि श्रेयांसि । प्रदक्षिणीकृत्य भगवन्तं गन्तुमिच्छामि ।

मातलिः—प्रथमः कल्पः ।

(नाट्येनावतीर्णौ ।)

राजा—( सविस्मयम् )

उपोढशब्दा न रथाङ्गनेमयः
प्रवर्तमानं न च दृश्यते रजः ।
अभूतलस्पर्शतया निरुद्धत-
स्तवावतीर्णोऽपि रथो न लक्ष्यते ॥१०॥

मातलिः—एतावानेव शतक्रतोरायुष्मतश्च विशेषः ।

राजा—मातले, कतमस्मिन् प्रदेशे मारीचाश्रमः ।

मातलिः—(हस्तेन दर्शयन्)

वल्मीकार्धनिमग्नमूर्तिरुरसा सन्दष्टसर्पत्वचा
कण्ठे जीर्णलताप्रतानवलयेनात्यर्थसंपीडितः ।
अंसव्यापि शकुन्तनीडनिचितं बिभ्रज्जटामण्डलं
यत्र स्थाणुरिवाचलो मुनिरसावभ्यर्कबिम्बं स्थितः ॥११॥

राजा—नमस्ते कष्टतपसे ।

मातलिः—( संयतप्रग्रहं रथं कृत्वा ) एतावददितिपरिवर्धितमन्दारवृक्षं प्रजापतेराश्रमं प्रविष्टौ स्वः ।

राजा—स्वर्गादधिकतरं निर्वृतिस्थानम् । अमृतह्रदमिवावगाढोऽस्मि ।

मातलिः—( रथं स्थापयित्वा ) अवतरत्वायुष्मान् ।

राजा—( अवतीर्य ) मातले, भवान्कथमिदानीम् ।

मातलिः—संयन्त्रितो मया रथः । वयमप्यवतरामः । ( तथा कृत्वा ) इत आयुष्मन् । ( परिक्रम्य ) दृश्यन्तामत्रभवतामृषीणां तपोवनभूमयः ।

राजा—ननु विस्मयादवलोकयामि ।

प्राणानामनिलेन वृत्तिरुचिता सत्कल्पवृक्षे वने
तोये काञ्चनपद्मरेणुकपिशे धर्माभिषेकक्रिया ।
ध्यानं रत्नशिलातलेषु विबुधस्त्रीसंनिधौ संयमो
यत्काङ्क्षन्ति तपोभिरन्यमुनयस्तस्मिंस्तपस्यन्त्यमी ॥१२॥

मातलिः—उत्सर्पिणी खलु महतां प्रार्थना । ( परिक्रम्य । आकाशे ) अये वृद्धशाकल्य, किमनुतिष्ठति भगवान् मारीचः । किं ब्रवीषि । दाक्षायण्या पतिव्रताधर्ममधिकृत्य पृष्टस्तस्यै महर्षिपत्नीसहितायै कथयतीति ।

**રાજા**—ત્યારે તો કલ્યાણકારક વસ્તુઓની ઉપેક્ષા કરાય નહીં. ભગવાનની પ્રદક્ષિણા કરીને જવા ઇચ્છું છું.

**માતલિ**—સરસ વિચાર ! (બન્ને ઊતરવાનો અભિનય કરે છે.)

**રાજા**—(સાશ્ચર્ય)

પૈડાંની વાટનો અવાજ થયો નહીં અને ધૂળ ઊડતી દેખાતી નથી; પૃથ્વીનો સ્પર્શ ન થવાનો લીધે આંચકા વિનાનો (તારો) રથ ઊતર્યો હોવા છતાં જણાતો નથી. (૧૦)

**માતલિ**—આયુષ્માન અને ઇંદ્રમાં આટલો જ ફરક છે,

**રાજા**—માતલિ, મારીચનો આશ્રમ કયા પ્રદેશમાં આવેલો છે ?

**માતલિ**—(હાથથી બતાવીને)

જ્યાં રાફડામાં અર્ધા ડૂબેલા શરીરવાળા, છાતી પર ચોંટેલી સાપની કાચળીવાળા, જીર્ણ વેલીઓનાં ગૂંચળાંના સમૂહથી અત્યંત દબાતા ગળાવાળા, પક્ષીઓના માળાથી ભરાયેલા ખભા સુધી ફેલાતા જટાસમૂહવાળા મુનિઓ સૂર્ય-બિમ્બ સામે થડની જેમ અચળ ઊભા છે (ત્યાં). (૧૧)

**રાજા**—ઉગ્ર તપ આચરનાર તેમને વંદન.

**માતલિ**—(રથની લગામ ખેંચીને) જ્યાં અદિતિએ મન્દારવૃક્ષો ઉછેર્યાં છે તે પ્રજાપતિના આશ્રમમાં આપણે બન્ને પ્રવેશીએ છીએ.

**રાજા**—સ્વર્ગ કરતાં પણ વધારે આનંદનું સ્થાન છે ! જાણે કે અમૃત-સરોવરમા હું ડૂબ્યો છું !

**માતલિ**—(રથ રોકીને) આયુષ્માન, ઊતરો.

**રાજા**—(ઊતરીને) માતલિ, હવે તમે શું કરશો ?

**માતલિ**—મેં રથ રોક્યો છે. હું પણ ઊતરું છું (તેમ કરીને) આ તરફ, આયુષ્માન. (ફરીને) પૂજ્ય ઋષિઓનાં તપોવન જુઓ

**રાજા**—ખરેખર હું વિસ્મયપૂર્વક જોઉં છું

કલ્પવૃક્ષવાળા વનમા વાયુથી પ્રાણોનો નિર્વાહ, સુવર્ણકમળની પરાગરજથી ભૂખરા જળમા ધાર્મિક સ્નાનની ક્રિયા, રત્નજડિત શિલાઓ ઉપર ધ્યાન, સુરયુવતિઓના સાન્નિધ્યમાં સંયમ—બીજા મુનિઓ તપ વડે જેની આકાંક્ષા રાખે છે, તેની વચ્ચે આ મુનિઓ તપ કરે છે. -(૧૨)

**માતલિ**—મોટાઓની આકાંક્ષા ખરે ઊંચે જનારી હોય છે. (ફરીને, આકાશમા) અરે વૃદ્ધ શાકલ્ય ભગવાન મારીચ શું કરે છે ? શું કહો છો ? 'દાક્ષાયણીએ પ્રતિવ્રતાના ધર્મ વિષે પૂછ્યા મહર્ષિઓની પત્ની સહિત તેમને એ સમજાવે છે' એમ ?

राजा–( कर्णं दत्वा ) अये, प्रतिपाल्यावसरः खलु प्रस्तावः ।

मातलिः—( राजानमवलोक्य ) अस्मिन्नशोकवृक्षमूले तावदास्तामायुष्मान्, यावत्त्वामिन्द्रगुरवे निवेदयितुमन्तरान्वेषी भवामि ।

राजा–यथा भवान्मन्यते । ( स्थितः ।)

मातलिः–आयुष्मन्, साधयाम्यहम् । ( निष्क्रान्तः ।)

राजा–( निमित्तं सूचयित्वा )

**मनोरथाय नाशंसे किं बाहो स्पन्दसे वृथा ।**
**पूर्वावधीरितं श्रेयो दुःखं हि परिवर्तते ॥१३॥**

( नेपथ्ये )

मा खलु मा खलु चापलं कुरु । कथं गत एवात्मनः प्रकृतिम् ।

राजा–( कर्णं दत्वा ) अभूमिरियमविनयस्य । को नु खल्वेष निषिध्यते । ( शब्दानुसारेणावलोक्य । सविस्मयम् ) अये, को नु खल्वयमनुबध्यमानस्तपस्विनीभ्यामबालसत्त्वो बालः ।

**अर्धपीतस्तनं मातुरामर्दक्लिष्टकेसरम् ।**
**प्रक्रीडितुं सिंहशिशुं बलात्कारेण कर्षति ॥१४॥**

( ततः प्रविशति यथानिर्दिष्टकर्मा तपस्विनीभ्यां बालः ।)

बालः–जृम्भस्व सिंह, दन्तास्ते गणयिष्ये ।

प्रथमा–अविनीत, किं नोऽपत्यनिर्विशेषाणि सत्त्वानि विप्रकरोषि । हन्त, वर्धते ते संरम्भः । स्थाने खलु ऋषिजनेन सर्वदमन इति कृतनामधेयोऽसि ।

राजा–किं नु खलु बालेऽस्मिन्नौरस इव पुत्रे स्निह्यति मे मनः । नूनमनपत्यता मां वत्सलयति ।

द्वितीया–एषा खलु केसरिणी त्वां लङ्घयिष्यति यदि तस्याः पुत्रकं न मुञ्चसि ।

बालः–( सस्मितम् ) अहो, बलीयः खलु भीतोऽस्मि । ( अधरं दर्शयति ।)

राजा–

**महतस्तेजसो बीजं बालोऽयं प्रतिभाति मे ।**
**स्फुलिङ्गावस्थया वह्निरेधापेक्ष इव स्थितः ॥१५॥**

**રાજા**–(સાંભળી) અરે વિષય એવો છે કે મળવા માટે રાહ જોવી જોઈએ.

**માતલિ**–(રાજાને જોઈને) આયુષ્માન, આપ આ અશોકવૃક્ષના મૂળ પાસે બેસો ત્યાં સુધી ઇન્દ્રના પિતાને આપની વાતા કરવા માટેના અવસરની શોધમાં રહું.

**રાજા**–જેવો તમારો વિચાર. (ત્યા ઊભો રહે છે.)

**માતલિ**–આયુષ્માન, હું જાઉં છું. (જાય છે.)

**રાજા**–(શુકનનું સૂચન કરીને)

મનોરથની આશા નથી, બાહુ નિરર્થક કેમ ફરકે છે ? પૂર્વે તિરસ્કૃત થયેલું શ્રેય દુઃખમાં પરિણમે છે. (અથવા મહાપ્રયત્ને પાણું મળે છે.) (૧૩)

(નેપથ્યમાં)

અરે, તોફાન કર મા. કેમ, પોતાના મૂળ સ્વભાવ ઉપર ગયો જ ને !

**રાજા**—(સાંભળીને) અવિનયનું આ સ્થાન નથી. તો પછી કોનો નિષેધ કરાય છે ?

(અવાજની દિશામા જોઈને આશ્ચર્યથી)

અરે, બે તાપસીઓથી અનુસરાતો અને બાળકમા ન હોય એવા પ્રભાવવાળો આ બાળક કોણ છે ?

માતાના સ્તનને અર્ધું ધાવતા, ખેંચતાણથી વિખરાયેલ વાળવાળા, સિંહના બચ્ચાને, રમવા માટે (આ બાળક) પરાણે ખેંચે છે. (૧૪)

(પછી વર્ણવ્યાનુસાર કરતો બાળક બે તાપસીઓ સાથે પ્રવેશ કરે છે.)

**બાળક**–"મોઢું ફાડ, સિંહ ! મારે તાગ દાત ગણવા છે."

**પહેલી**–અવિનીત, આપણા બાળક જેવા પ્રાણીઓને કેમ હેરાન કરે છે ? અરે, તારું તોફાન તો વધતું જાય છે. ખરેખર, ઋષિઓએ તારું નામ સર્વદમન પાડ્યું છે તે યોગ્ય છે.

**રાજા**–આ બાળક પ્રત્યે ઔરસ પુત્રના જેવો સ્નેહ મારા મનમા કેમ થતો હશે ? ખરેખર નિઃસંતાનપણું જ મને વત્સલ બનાવે છે.

**બીજી**–આ સિંહણ ખરેખર તારી ઉપર તરાપ મારશે, જો તું એના બચ્ચાને નહીં છોડે તો.

**બાળક**–(સ્મિત સાથે) ઓહો, હું તો ખૂબ બી ગયો ! (નીચલો હોઠ દેખાડે છે.)

**રાજા**–

મને, બળતણની રાહ જોનાર, તણખારૂપે રહેલા, અગ્નિ જેવો આ બાળક, મહાતેજનું બીજ લાગે છે. (૧૫)

प्रथमा—वत्स, एनं बालमृगेन्द्रं मुञ्च । अपरं ते क्रीडनकं दास्यामि ।

बालः—कुत्र । देह्येतत् । ( हस्तं प्रसारयति ।)

राजा—कथं चक्रवर्तिलक्षणमप्यनेन धार्यते । तथा ह्यस्य—

प्रलोभ्यवस्तुप्रणयप्रसारितो
विभाति जालग्रथिताङ्गुलिः करः ।
अलक्ष्यपत्रान्तरमिद्धरागया
नवोषसा भिन्नमिवैकपङ्कजम् ॥१६॥

द्वितीया—सुव्रते, न शक्य एष वाचामात्रेण विरमयितुम् । गच्छ त्वम् । मदीये उटजे मार्कण्डेयस्यर्षिकुमारस्य वर्णचित्रितो मृत्तिकामयूरस्तिष्ठति । तमस्योपहर ।

प्रथमा—तथा । ( निष्क्रान्ता ।)

बालः—अनेनैव तावत्क्रीडिष्यामि । ( तापसीं विलोक्य हसति ।)

राजा—स्पृहयामि खलु दुर्ललितायास्मै ।

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥१७॥

तापसी—भवतु न मामयं गणयति । ( पार्श्वमवलोकयन्ती ) कोऽत्र ऋषिकुमाराणाम् । ( राजानमवलोक्य) भद्रमुख, एहि तावत् । मोचयानेन दुर्मोचहस्तग्रहेण डिम्भलीलया बाध्यमानं बालमृगेन्द्रम् ।

राजा—( उपगम्य । सस्मितम् ) अयि भो महर्षिपुत्र,

एवमाश्रमविरुद्धवृत्तिना
संयमः किमिति जन्मनस्त्वया ।
सत्त्वसंश्रयसुखोऽपि दूष्यते
कृष्णसर्पशिशुनेव चन्दनः ॥१८॥

तापसी—भद्रमुख, न खल्वयमृषिकुमारः ।

राजा—आकारसदृशं चेष्टितमेवास्य कथयति । स्थानप्रत्ययात्तु वयमेवंतर्किणः ।
( यथाभ्यर्थितमनुतिष्ठन्बालस्पर्शमुपलभ्य । आत्मगतम् )

अनेन कस्यापि कुलाङ्कुरेण
स्पृष्टस्य गात्रेषु सुखं ममैवम् ।
कां निर्वृतिं चेतसि तस्य कुर्या-
द्यस्यायमङ्गात्कृतिनः प्ररूढः ॥१९॥

**પહેલી**–વત્સ, આ સિંહના બચ્ચાને છોડ. હું તને બીજું રમકડું આપું

**બાળ**–ક્યાં છે ? આપ એ (હાથ લાંબો કરે છે)

**રાજા**–અરે, આ તો ચક્રવર્તીનું લક્ષણ પણ ધારણ કરે છે ! કેમ કે

એનો લલચાવનારી વસ્તુ લેવા માટે પ્રસારેલો તથા (રેખાઓની) જાળીથી ગૂંથાયેલી આંગળીવાળો હાથ પાંખડીએ વચ્ચેની જગા દેખાય નહીં તેવા નવા પ્રકાશને ચનકાવનારી નૂતન ઉષાથી વિકસિત એક કમળ જેવો લાગે છે (૧૬)

**બીજી**–સુવ્રતા, આ શબ્દોથી આ છોકરાને અટકાવી શકાય એવા નથી જા અને મારી ઝુંપડીમાં ઋષિકુમાર માર્કંડેયનો માટીનો રંગ ચીતરેલો મોર છે તે આને માટે લઈ આવ

**પહેલી**–ભલે (જાય છે)

**બાળ**–ત્યાં સુધી હું આનાથી જ રમીશ (તાપસીને જોઈને હસે છે)

**રાજા**–આ તો આની પર સ્નેહ થાય છે મને વાત્સલ્ય આવે છે

અકારણ હાસ્યથી જેમના કળી જેવા દાંત જરાક દેખાય છે અસ્પષ્ટ વર્ણવાળી જેમની વાણીની પ્રવૃત્તિ મધુર લાગે તેવા ખોળામાં બેસવા ઇચ્છતા પુત્રોને લેતા (અને) તેમના અંગની ધૂળથી મલિન થતા (પિતાઓ) ધન્ય છે (૧૭)

**તાપસી**–ભલે મને આ ગણકારતો નથી ( બાજુએ જોતી) ઋષિકુમારોમાંથી કોઈ અહીં છે ? (રાજાને જોઈને) ભદ્રમુખ આવો તો મજબૂત હાથની પકડવાળા આની બાળરમતથી હેરાન થતા સિંહના બચ્ચાને છોડાવો !

**રાજા**–(પાસે જઈને સ્મિત સાથે) અરે ઓ મહર્ષિપુત્ર

આ પ્રમાણે આશ્રમથી વિરુદ્ધ વર્તન કરતા એવા તારા વડે, જેમ કૃષ્ણસર્પના બચ્ચાથી ચંદન તેમ પ્રાણીઓના આશ્રમ માટે સુખરૂપ સંયમને કેમ દૂષિત કરાય છે?(૧૮)

**તાપસી**–ભદ્રમુખ આ કંઈ ઋષિકુમાર નથી

**રાજા**–આકારને અનુરૂપ તેનું વર્તન જ તે કહી આપે છે પણ સ્થાનને કારણે અને એવા તર્ક કર્યો (વિનંતી કર્યા મુજબ કરીને બાળકના સ્પર્શ અનુભવીને સ્વગત)

કોઈના પણ કુળાંકુર સમા આના સ્પર્શથી મારા ગાત્રોને આવું સુખ થાય છે તો પછી જે ધન્યના અંગમાંથી આ ઉત્પન્ન થયા તેના મનમાં કેવો આનંદ થતો હશે ? (૧૯)

**तापसी**–( उभे निर्वर्ण्य ) आश्चर्यमाश्चर्यम् ।

**राजा**–आर्ये, किमिव ।

**तापसी**–अस्य बालकस्य तेऽपि सवादिन्याकृतिरिति । विस्मापितास्मि अपरिचितस्यापि तेऽप्रतिलोमः संवृत्त इति ।

**राजा**–( बालकमुपलालयन् ) न चेन्मुनिकुमारोऽयम्, अथ कोऽस्य व्यपदेशः ।

**तापसी**–पुरुवशः ।

**राजा**–( आत्मगतम् ) कथमेकान्वयो मम । अतः खलु मदनुकारिणमेनमत्रभवती मन्यते । अस्त्येतत्पौरवाणामन्त्य कुलव्रतम् ।

**भवनेषु रसाधिकेषु पूर्वं**
**क्षितिरक्षार्थमुशन्ति ये निवासम् ।**
**नियतैकयतिव्रतानि पश्चा-**
**त्तरुमूलानि गृहीभवन्ति तेषाम् ॥२०॥**

(प्रकाशम्) न पुनरात्मगत्या मानुषाणामेष विषयः ।

**तापसी**–यथा भद्रमुखो भणति । अप्सरःसम्बन्धेनास्य जनन्यत्र देवगुरोस्तपोवने प्रसूता ।

**राजा**–( अपवार्य ) हन्त, द्वितीयमिदमाशाजननम् । ( प्रकाशम् ) अथ सा तत्रभवती किमाख्यस्य राजर्षेः पत्नी

**तापसी**–कस्तस्य धर्मदारपरित्यागिनो नाम सङ्कीर्तयितुं चिन्तयिष्यति ।

**राजा**–( स्वगतम् ) इयं खलु कथा मामेव लक्ष्यीकरोति । यदि तावदस्य शिशोर्मातरं नामतः पृच्छामि । अथवानार्यः परदारव्यवहारः ।

( प्रविश्य मृन्मयमयूरहस्ता )

**तापसी**–सर्वदमन, शकुन्तलावण्य प्रेक्षस्व ।

**बालः**–( सदृष्टिक्षेपम् ) कुत्र वा मम माता ।

**उभे**–नामसादृश्येन वञ्चितो मातृवत्सलः ।

**द्वितीया**–वत्स, अस्य मृत्तिकामयूरकस्य रम्यत्व पश्येति भणितोऽसि ।

**राजा**–( आत्मगतम् ) किं वा शकुन्तलेत्यस्य मातुराख्या । सन्ति पुनर्नामधेय-सादृश्यानि । अपि नाम मृगतृष्णिकेव नाममात्रप्रस्तावो मे विषादाय कल्पेत ।

**बालः**–मातः, रोचते म एष भद्रमयूरकः । ( क्रीडनकमादत्ते । )

**प्रथमा**–(विलोक्य सोद्वेगम्) अहो, रक्षाकरण्डकमस्य मणिबन्धे न दृश्यते ।

**તાપસી**-(બન્નેને નિહાળી) આશ્ચર્ય, આશ્ચર્ય.

**રાજા**-આર્યા, શા માટે ?

**તાપસી**-આ બાળકની આકૃતિની સાથે તમારી આકૃતિ મળતી આવે છે તેથી. અને તમે અપરિચિત હોવા છતાં તે તમને અનુકૂળ થયો તેથી હું આશ્ચર્ય પામું છું.

**રાજા**-(બાળકને લાડ કરતાં) જો આ મુનિકુમાર નથી તો પછી એનો વંશ કયો ?

**તાપસી**-પુરુવંશ.

**રાજા**-(સ્વગત) શું મારા જ વંશનો ? તેથી જ મને મળતો આવે છે એમ આ સન્નારી માને છે. પૌરવ રાજાઓનું આ છેલ્લું કુળવ્રત હોય છે.

રસથી ભરપૂર મહેલોમા પૃથ્વીના રક્ષણને માટે જેઓ પહેલાં રહેવાનું ઇચ્છે છે તેઓને માટે ઉત્તર અવસ્થામા જ્યાં વાનપ્રસ્થ વ્રત કડક રીતે પળાય છે એવાં વૃક્ષમૂળો ઘર બને છે. (૨૦)

(મોટેથી) પણ પોતાની મેળે મનુષ્યો આવી શકે તેવો આ પ્રદેશ નથી.

**તાપસી**-જેમ ભદ્રમુખ કહે છે તેમ જ છે. અપ્સરાના સમ્બન્ધને લીધે આની માતાએ અહીં દેવગુરુના તપોવનમાં એને જન્મ આપ્યો.

**રાજા**-(સ્વગત) વાહ ! આ તો આશા જન્માવનારું બીજું સ્થાન. (મોટેથી) તો તે શ્રીમતી કયા નામના રાજર્ષિના પત્ની છે ?

**તાપસી**-ધર્મપત્નીનો ત્યાગ કરનારનું નામ લેવાનો પણ વિચાર કોણ કરે ?

**રાજા**-(સ્વગત) આ વાત તો મને જ લાગુ પડે છે. તો આ બાળકની માતાનું નામ પૂછી જોઉં. પણ પરસ્ત્રી અંગેની પુછપરછ અશિષ્ટ છે.

**તાપસી**-સર્વદમન, શકુન્તલાવણ્ય (પક્ષીનું સૌન્દર્ય) જો.

**બાળક**-(નજર નાખતો) ક્યા છે મારી મા ?

**બન્ને**-નામના સરખાપણાને લીધે આ માઠીઘેલો છેતરાઈ ગયો !

**બીજી**-બેટા, 'આ માટીના મોરનું સૌંદર્ય જો', એમ તને કહ્યું.

**રાજા**-(સ્વગત) શું આની માતાનું નામ શકુન્તલા ! પણ નામમા સરખાપણું હોઈ શકે. નામમાત્રનો પ્રસ્તાવ મૃગજળની માફક મારી નિરાશા તો નહીં ઉપજાવે ને !

**બાળક**-માજી, મને આ સુંદર મોર ગમે છે. (રમકડું લે છે.)

**પહેલી**-(જોઈને, ઉદ્વેગ સાથે) અરે, આના કાંડા ઉપર રક્ષાનું માદળિયું દેખાતું નથી !

**राजा**–अलमलमावेगेन। नन्विदमस्य सिंहशावविमर्दात्परिभ्रष्टम्। (आदातुमिच्छति।)

**उभे**–मा खलु मा खल्विदमवलम्ब्य। कथं गृहीतमनेन। (विस्मयादुरोनिहितहस्ते परस्परमवलोकयतः।)

**राजा**–किमर्थं प्रतिषिद्धाः स्मः।

**प्रथमा**–शृणोतु महाराजः। एषापराजिता नामौषधिरस्य जातकर्मसमये भगवता मारीचेन दत्ता। एतां किल मातापितरावात्मानं च वर्जयित्वापरो भूमिपतितां न गृह्णाति।

**राजा**–अथ गृह्णाति।

**प्रथमा**–ततस्तं सर्पो भूत्वा दशति।

**राजा**–भवतीभ्यां कदाचिदस्याः प्रत्यक्षीकृता विक्रिया।

**उभे**–अनेकशः।

**राजा**—(सहर्षम्। आत्मगतम्) कथमिव सम्पूर्णमपि मे मनोरथं नाभिनन्दामि। (बालं परिष्वजते।)

**द्वितीया**–सुव्रते एहि। इमं वृत्तान्तं नियमव्यापृतायै शकुन्तलायै निवेदयावः।

(निष्क्रान्ते।)

**बाल**–मुञ्च माम्। यावन्मातुः सकाशं गमिष्यामि।

**राजा**–पुत्रक, मया सहैव मातरमभिनन्दिष्यसि।

**बाल**–मम खलु तातो दुष्यन्तः। न त्वम्।

**राजा**—(सस्मितम्) एष विवाद एव प्रत्याययति।

(ततः प्रविशत्येकवेणीधरा शकुन्तला।)

**शकुन्तला**—विकारकालेऽपि प्रकृतिस्थां सर्वदमनस्यौषधिं श्रुत्वा न म आशासीदात्मनो भागधेयेषु। अथवा यथा सानुमत्याख्यातं तथा सम्भाव्यत एतत्।

**राजा**–(शकुन्तलां विलोक्य) अये, सेयमत्रभवती शकुन्तला। यषा

**वसने परिधूसरे वसाना**
**नियमक्षाममुखी धृतैकवेणिः।**
**अतिनिष्करुणस्य शुद्धशीला**
**मम दीर्घं विरहव्रतं बिभर्ति॥२१॥**

**शकुन्तला**–(पश्चात्तापविवर्णं राजानं दृष्ट्वा) न खल्वार्यपुत्र इव। ततः क एष इदानीं कृतरक्षामङ्गलं दारकं मे गात्रसंसर्गेण दूषयति।

**રાજા**—ચિંતા ન કરો મહિના આ બાબેની એની પેચવાળાના આ નીચે પડ્યું છે (લેવા ઇચ્છે છે)

**બન્ને**—અરે, એને અડકશો નહીં શું ? એમણે લઇ લીધું ! (વિસ્મયથી છાતી ઉપર હાથ રાખી એકમીજા સામું જુએ છે)

**રાજા**—અમને શા માટે ના પાડી ?

**પહેલી**—મહારાજ, સાભળો આ અપરાજિતા નામની ઔષધિ આના જાતકર્મ સંસ્કાર સમયે ભગવાન મારીચે આપેલી છે એ કહે છે કે જમીન ઉપર પડેલી તેને માતા પિતા તથા પોતાના સિવાય અન્ય કોઈ ઉપાડતું નથી

**રાજા**—અને ઉપાડે તો ?

**પહેલી**—તો તેને સર્પ થઇને ડસે છે

**રાજા**—આપ બન્નેએ કદી આનો આવો વિકાર થતા જોયો છે ?

**બન્ને**—અનેક વાર

**રાજા**—(હર્ષથી સ્વગત) મારા પૂર્ણ થયેલા મનોરથને પણ હું કેમ જાણે કે આવકારતો નથી ? (બાળકને ભેટે છે)

**બીજી**—સુવ્રતા, ચાલ વ્રતનિયમમા રોકાયેલી શકુન્તલાને આ હકીકતની જાણ કરીએ

( બન્ને જાય છે )

**બાળક**—છોડો મને એટલે હું માની પાસે જાઉં

**રાજા**—બેટા, મારી સાથે જ માતાને વધાવજે

**બાળક**—મારા પિતા તો દુષ્યન્ત છે તમે નહી

**રાજા**—(સ્મિત સાથે) આ વિવાદ જ ખાતરી કરાવે છે

(પછી એક વેણી ધારણ કરેલી શકુન્તલા પ્રવેશ કરે છે)

**શકુન્તલા**—વિકારને સમયે પણ સર્વદમનની ઔષધિ મૂળ સ્વરૂપમા રહેલી સાભળીને (પણ) મને મારા ભાગ્ય માટે આશા ઉત્પન્ન ન થઈ અથવા સાનુમતીએ જેમ કહ્યું હતુ તેમ સભવિત છે ખરુ

**રાજા**—(શકુન્તલાને જોઇને) અરે આ તો ભવતી શકુન્તલા ! જે,

એ મલિન વસ્ત્રો ધારણ કરતી, વ્રતને લીધે દૂબળા થયેલા મુખવાળી એક વેણી ધારણ કરતી શુદ્ધ ચારિત્રવાળી, દયાવિહીન એવા મારુ દીર્ઘ વિરહવ્રત પાળી રહે છે (૨૧)

**શકુન્તલા**—(પશ્ચાત્તાપથી ફીકા પડેલા રાજાને જોઇને) આ જાણે આર્યપુત્ર જ નથી તો પછી રક્ષામંગળયુક્ત મારા પુત્રના શરીરને કોણ સ્પર્શથી દૂષિત કરે છે ?

बालः–( मातरमुपेत्य ) मातः, एष कोऽपि पुरुषो मां पुत्र इत्यालिङ्गति ।

राजा—प्रिये, क्रौर्यमपि मे त्वयि प्रयुक्तमनुकूलपरिणामं संवृत्तम् यदहमिदानीं त्वया प्रत्यभिज्ञातमात्मानं पश्यामि ।

शकुन्तला—( आत्मगतम् ) हृदय, समाश्वसिहि समाश्वसिहि । परित्यक्तमत्सरेणानुकम्पितास्मि दैवेन । आर्यपुत्रः खल्वेषः ।

राजा–प्रिये,

स्मृतिभिन्नमोहतमसो दिष्ट्या प्रमुखे स्थितासि मे सुमुखि ।
उपरागान्ते शशिनः समुपगता रोहिणी योगम् ॥२२॥

शकुन्तला—जयतु जयत्वार्यपुत्रः । ( अर्धोक्ते वाष्पकण्ठी विरमति । )

राजा–सुन्दरि,

वाष्पेण प्रतिषिद्धेऽपि जयशब्दे जितं मया ।
यत्ते दृष्टमसंस्कारपाटलोष्ठपुटं मुखम् ॥२३॥

बालः–मातः, क एषः ।

शकुन्तला–वत्स, ते भागधेयानि पृच्छ । (रोदिति । )

राजा—( शकुन्तलायाः पादयोः प्रणिपत्य )

सुतनु हृदयात्प्रत्यादेशव्यलीकमपैतु ते
किमपि मनसः संमोहो मे तदा बलवानभूत् ।
प्रबलतमसामेवप्रायाः शुभेष्वपि वृत्तयः
स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया ॥२४॥

शकुन्तला–उत्तिष्ठत्वार्यपुत्रः । नूनं मे सुचरितप्रतिबन्धकं पुराकृतं तेषु दिवसेषु परिणाममुखमासीद्येन सानुक्रोशोऽप्यार्यपुत्रो मयि विरसः संवृत्तः ।

( राजोत्तिष्ठति । )

शकुन्तला–अथ कथमार्यपुत्रेण स्मृतो दुःखभागयं जनः ।

राजा–उद्धृतविषादशल्यः कथयिष्यामि ।

मोहान्मया सुतनु पूर्वमुपेक्षितस्ते
यो वाष्पबिन्दुरधरं परिबाधमानः ।
तं तावदाकुटिलपक्ष्मविलग्नमद्य
वाष्पं प्रमृज्य विगतानुशयो भवेयम् ॥२५॥

( यथोक्तमनुष्ठिति । )

शकुन्तला–( नाममुद्रां दृष्ट्वा ) आर्यपुत्र, एतत्तदङ्गुलीयकम् ।

બાળક-(માતા પાસે જઈને) માતા આ કોઈ પુરુષ મને 'પુત્ર' કહીને ભેટે છે

રાજા-પ્રિયે તારી પ્રત્યે મે આચરેલી નિષ્ઠુરતા પણ અનુકૂળ પરિણામવાળી બની, કારણ કે અત્યારે મારી જાતને તારાથી ઓળખાયેલો હુ જોઉ છુ.

શકુંતલા-(સ્વગત) હૈયા, સ્વસ્થ થા મત્સર છોડી દેતા દૈવે મારા ઉપર અનુગ્રહ કર્યો છે આ સાચે જ આર્યપુત્ર છે

રાજા—પ્રિયા,

જેનો મોહરૂપી અંધકાર સ્મૃતિ વડે નષ્ટ થયો છે તેવા મારી સમક્ષ, હે સુમુખી, તુ સદ્ભાગ્ને ઊભી છે ગ્રહણ પછી ચન્દ્ર સાથે રોહિણી સયોગ પામી છે (૨૨)

શકુન્તલા—જય હો ! આર્યપુત્રનો જય હો !

(આમ અર્ધું બોલી અશ્રુયુક્ત કંઠે અટકી જાય છે)

રાજા—સુંદરી,

(તારા) અશ્રુએ જય શબ્દ રોકાયો છે, છતા હું જીત્યો છુ કારણ કે તારુ શણગાર વગરનુ, રાતા હોઠવાળુ મુખ મે જોયુ છે (૨૩)

બાળક—મા, આ કોણ છે ?

શકુન્તલા-બેટા, તારા ભાગ્યને પૂછ

રાજા-(શકુન્તલાને પગે પડીને)

સુતનુ ત્યાગ કર્યાનુ દુખ તુ હૃદયમાથી કાઢી નાખ ત્યારે મારા મનમા કંઈક ભારે સમોહ થયો હતો, પ્રાયઃ તમસ રૂપી અંધકારથી આવૃત લોકોની શુભ વસ્તુ પ્રત્યે મોટે ભાગે આવી જ વૃત્તિ હોય છે અંધ માણસ માથા ઉપર નાખેલી પુષ્પમાળાને પણ સાપની શંકાથી ખખેરી નાખે છે (૨૪)

શકુન્તલા-આર્યપુત્ર, ઊઠો મારુ પહેલા કરેલુ સત્કર્મને રોકતુ કોઈક દુષ્કર્મ તે દિવસોમા પરિણામ પામવાનુ હશે, જેથી દયાયુક્ત હોવા છતા પણ આર્યપુત્રનો મારામાથી રસ ઊડી ગયો

(રાજા ઊભો થાય છે)

શકુન્તલા-તો આર્યપુત્રને આ દુખભાગીની સ્મૃતિ શી રીતે થઈ

રાજા-દુખનો કાટો કાઢી નાખ્યા પછી કહીશ

હે સુતનુ તારા અધરને પીડા કરતુ જે અશ્રુબિન્દુ પહેલા મોહથી મે અવગણ્યુ હતુ તેને વાકી પાપણમા ચોટેલાને લૂછીને હે પ્રિયા, આજે હુ પશ્ચાતાપમાથી મુક્ત થાઉ (૨૫)

(કહ્યા મુજબ કરે છે)

શકુંતલા-(નામવાળી વીટી જોઈને) આર્યપુત્ર આ તે વીટી

**राजा**–अस्मदङ्गुलीयोपलम्भात्खलु स्मृतिरुपलब्धा ।

**शकुन्तला**–विषमं कृतमनेन यत्तदार्यपुत्रस्य प्रत्ययकाले दुर्लभमासीत् ।

**राजा**–तेन हि ऋतुसमवायचिह्नं प्रतिपद्यतां लता कुसुमम् ।

**शकुन्तला**–नास्य विश्वसिमि । आर्यपुत्र, एवैतद्धारयतु ।

(ततः प्रविशति मातलिः ।)

**मातलिः**–दिष्ट्या धर्मपत्नीसमागमेन पुत्रमुखदर्शनेन चायुष्मान् वर्धते ।

**राजा**–अभूत्सम्पादितस्वादुफलो मे मनोरथः । मातले, न खलु विदितोऽयमाखण्डलेन वृत्तान्तः स्यात् ।

**मातलिः**–(सस्मितम्) किमीश्वराणां परोक्षम् । एत्वायुष्मान् । भगवान्मारीचस्ते दर्शनं वितरति ।

**राजा**–शकुन्तले, अवलम्ब्यतां पुत्रः । त्वां पुरस्कृत्य भगवन्तं द्रष्टुमिच्छामि ।

**शकुन्तला**–जिह्रेम्यार्यपुत्रेण सह गुरुसमीपं गन्तुम् ।

**राजा**–अप्याचरितव्यमभ्युदयकालेषु । एह्येहि ।

(सर्वे परिक्रामन्ति ।)

(ततः प्रविशत्यदित्या सार्धमासनस्थो मारीचः ।)

**मारीचः**–(राजानमवलोक्य) दाक्षायणि,

**पुत्रस्य ते रणशिरस्ययमग्रयायी**
**दुष्यन्त इत्यभिहितो भुवनस्य भर्ता ।**
**चापेन यस्य विनिवर्तितकर्मजातं**
**तत्कोटिमत्कुलिशमाभरणं मघोनः ॥२६॥**

**अदितिः**–सम्भावनीयानुभावास्याकृतिः ।

**मातलिः**–आयुष्मन्, एतौ पुत्रप्रीतिपिशुनेन चक्षुषा दिवौकसां पितरावायुष्मन्तमवलोकयतः । तावुपसर्प ।

**राजा**—मातले एतौ

**प्राहुर्द्वादशधा स्थितस्य मुनयो यत्तेजसः कारणं**
**भर्तारं भुवनत्रयस्य सुषुवे यद्यज्ञभागेश्वरम् ।**
**यस्मिन्नात्मभुवः परोऽपि पुरुषश्चक्रे भवायास्पदं**
**द्वन्द्वं दक्षमरीचिसम्भवमिदं तत्स्रष्टुरेकान्तरम् ॥२७॥**

રાજા–આ વીંટી મળવાથી જ સ્મૃતિ જાગ્રત થઈ

શકુંતલા–આર્યપુત્રને ખાતરી કરવાને સમયે આ વીંટી દુર્લભ થઈ ગઈ હતી, તેથી એણે વનમું વર્તન કર્યું

રાજા–ત્યારે તો ઋતુના સંયોગના ચિહ્નરૂપ આ પુષ્પને લેલી ભલે સ્વીકારે.

શકુંતલા–મને એનો વિશ્વાસ નથી. આર્યપુત્ર જ એ ધારણ કરે.

(પછી માતલિ પ્રવેશે છે)

માતલિ–ધર્મપત્નીના સમાગમ અને પુત્રના મુખદર્શનને માટે આયુષ્માનને અભિનંદન !

રાજા—મારા મનોરથને મીઠું ફળ મળ્યું માતલિ, ઈન્દ્રે આ સમાચાર જાણ્યા નહી હોય

માતલિ–(સ્મિત સાથે) દેવોની નજર બહાર શું હોય ? આયુષ્માન, ચાલો. ભગવાન મારીચ આપને દર્શન આપશે

રાજા–શકુન્તલા, પુત્રનો હાથ પકડ તને આગળ કરીને હું ભગવાનના દર્શન કરવા ઈચ્છું છું.

શકુંતલા–આર્યપુત્રની સાથે વડીલની પાસે જતા મને શરમ આવે છે.

રાજા–અભ્યુદયના સમયે એ પણ આચરવું જોઈએ ચાલ, ચાલ

(બધા ફરે છે)

(પછી અદિતિ સાથે આસન પર બેઠેલા મારીચનો પ્રવેશ)

મારીચ–(રાજાને જોઈને) દાક્ષાયણી,

રણસંગ્રામને મોખરે તારા પુત્રની આગળ ચાલતો, દુષ્યન્ત નામથી ઓળખાતો, આ પૃથ્વીપતિ, જેના ધનુષ્ય થી જ કાર્ય સિદ્ધ થવાથી ઈન્દ્રનું અણિયાળું વજ્ર (માત્ર) શણગાર રૂપ બન્યું છે (૨૬)

અદિતિ–એની આકૃતિ જ એના પ્રભાવનું સૂચન કરે છે

માતલિ–આયુષ્માન, પુત્રપ્રેમ સૂચવતી નજરે આ દેવોના માતાપિતા આપના તરફ જુએ છે તેમની પાસે જાઓ

રાજા–માતલિ,

જેને મુનિઓ બાર ભાગના વહેંચાયેલા (સૂર્યરૂપી) તેજની ઉત્પત્તિનું કારણ કહે છે, યજ્ઞમાં હવિર્ભાગ મેળવનાર (દેવો)ના અધિપતિ અને ત્રણેય ભુવનના સ્વામી ઈન્દ્રને જેણે જન્મ આપ્યો, બ્રહ્માથી પર એવા પુરુષે (વિષ્ણુએ) જન્મને માટે જેનામાં નિવાસ કર્યો, જે બ્રહ્માથી એક પેઢી દૂરનું દક્ષ અને મરીચિથી જન્મેલું તે જ આયુગ્મ ને ? (૨૭)

**मातलिः**—अथ किम् ।

**राजा**—(उपगम्य) उभाभ्यामपि वासवानुयोज्यो दुष्यन्तः प्रणमति ।

**मारीचः**—वत्स, चिरं जीव । पृथ्वीं पालय ।

**अदितिः**—वत्स अप्रतिरथो भव ।

**शकुन्तला**—दारकसहिता वां पादवन्दनं करोमि ।

**मारीचः**—वत्से,

**आखण्डलसमो भर्ता जयन्तप्रतिमः सुतः ।**
**आशीरन्या न ते योग्या पौलोमीसदृशी भव ॥२८॥**

**अदितिः**—जाते, भर्तुरभिमता भव । अवश्यं दीर्घायुर्वत्स उभयकुलनन्दनो भवतु । उपविशत ।

(सर्वे प्रजापतिमभित उपविशन्ति ।)

**मारीचः**—(एकैकं निर्दिशन्)

**दिष्ट्या शकुन्तला साध्वी सदपत्यमिदं भवान् ।**
**श्रद्धा वित्तं विधिश्चेति त्रितयं तत्समागतम् ॥२९॥**

**राजा**—भगवन्, प्रागभिप्रेतसिद्धिः । पश्चाद्दर्शनम् । अतोऽपूर्वः खलु वोऽनुग्रहः । कुतः ।

**उदेति पूर्वं कुसुमं ततः फलं**
**घनोदयः प्राक्तदनन्तरं पयः ।**
**निमित्तनैमित्तिकयोरयं क्रम-**
**स्तव प्रसादस्य पुरस्तु संपदः ॥३०॥**

**मातलिः**—एवं विधातारः प्रसीदन्ति ।

**राजा**—भगवन् इमामाज्ञाकरीं वो गान्धर्वेण विवाहविधिनोपयम्य कस्यचित्कालस्य बन्धुभिरानीतां स्मृतिशैथिल्यात्प्रत्यादिशन्नपराद्धोऽस्मि तत्रभवतो युष्मत्सगोत्रस्य कण्वस्य । पश्चादङ्गुलीयकदर्शनादूढपूर्वां तद्दुहितरमवगतोऽहम् । तच्चित्रमिव मे प्रतिभाति ।

**यथा गजो नेति समक्षरूपे**
**तस्मिन्नपक्रामति संशयः स्यात् ।**
**पदानि दृष्ट्वा तु भवेत्प्रतीति-**
**स्तथाविधो मे मनसो विकारः ॥३१॥**

**मारीचः**—वत्स, अलमात्मापराधशङ्कया । संमोहोऽपि त्वय्यनुपपन्नः । श्रूयताम् ।

**राजा**—अवहितोऽस्मि ।

**માતલિ**—હા.

**રાજા**-(પાસે જઈને) ઇન્દ્રનો સેવક આ દુષ્યન્ત બન્નેને પ્રણામ કરે છે.

**મારીચ**—વત્સ, ચિરંજીવી થા. પૃથ્વીનું પાલન કર.

**અદિતિ**-વત્સ, અજોડ મહારથી થા.

**શકુંતલા**—બાળકની સાથે હું આપ બન્નેને પાયવંદન કરું છું.

**મારીચ**—પુત્રી,

સ્વામી ઇન્દ્ર સમાન છે, પુત્ર જયંત જેવો છે; બીજી આશિષ તારા માટે યોગ્ય નથી શચી જેવી થા. (૨૮)

**અદિતિ**-પુત્રી, પતિની બહુ માનીતી થા આ ચિરંજીવી પુત્ર બન્ને કુળને આનંદ આપનારો થજો બેસો.

(બધા પ્રજાપતિની આસપાસ બેસે છે.)

**મારીચ**—(એક પછી એકને બતાવતા)

સાધ્વી શકુન્તલા, આ સત્પુત્ર અને તું-શ્રદ્ધા, ધન અને વિધિ આ ત્રણેનો સદ્‌ભાગ્યે સમાગમ થયો છે. (૨૯)

**રાજા**—ભગવાન, પહેલા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઈ અને પછી આપના દર્શન થયા; તેથી આપનો અનુગ્રહ સાચે જ અપૂર્વ છે કેમ કે—

પહેલા વાદળા દેખાય છે, પછી પાણી (વરસે છે). કાર્યકારણનો આ ક્રમ છે. પણ આપની કૃપા પહેલા સંપત્તિ પ્રાપ્ત થાય છે. (૩૦)

**માતલિ**—વિધાતાઓ આમ પ્રસન્ન થાય છે.

**રાજા**-ભગવાન, આપની આ આજ્ઞાકિત (શકુન્તલા)ની સાથે ગાંધર્વવિવાહ વિધિથી પરણીને કેટલાક સમય પછી તેના સગાઓ તેને લઈ આવતા, મેં સ્મૃતિની શિથિલતાથી તેનો તિરસ્કાર કર્યો; તેથી હું આપના સગોત્ર પૂજ્ય કણ્વનો અપરાધી થયો છું. પછી વીંટી જોઈને તેમની પુત્રીને હું પહેલા પરણ્યો હતો એવું જ્ઞાન થયું. આ મને આશ્ચર્યકારક લાગે છે

જેવી રીતે હાથીને પ્રત્યક્ષ જોતા, એ હાથી નથી એમ લાગે, પછી તે ચાલ્યો જતા (આ હાથી તો ન હતો!) એમ સંશય થાય, પ[illegible] પછી પગલા જોઈને (તેના વિષેની) ખાતરી થ[illegible]ય, તેવી રીતનો મારા મનનો વિકાર હતો. (૩૧)

**મારીચ**-વત્સ, પોતાના અપરાધની શંકા કરવી રહેવા દે તારામાં સમોહ હતો એ યોગ્ય નથી. સાભળ.

**રાજા**—એકાગ્ર છું.

**मारीचः**—यदैवाप्सरस्तीर्थावतरणात्प्रत्यक्षवैक्लव्यां शकुन्तलामादाय मेनका दाक्षायणीमुपगता तदैव ध्यानादवगतोऽस्मि दुर्वाससः शापादियं तपस्विनी सहधर्मचारिणी त्वया प्रत्यादिष्टा नान्येति । स चायमङ्गुलीयकदर्शनावसानः ।

**राजा**—(सोच्छ्वासम्) एष वचनीयान्मुक्तोऽस्मि ।

**शकुन्तला**—(स्वगतम्) दिष्ट्याकारणप्रत्यादेशी नार्यपुत्रः । न खलु शप्तमात्मानं स्मरामि । अथवा प्राप्तो मया स हि शापो विरहशून्यहृदयया न विदितः । अतः सखीभ्यां सन्दिष्टास्मि भर्तुरङ्गुलीयकम् दर्शयितव्यमिति ।

**मारीचः**—वत्से चरितार्थासि । तदिदानीं सहधर्मचारिणं प्रति न त्वया मन्युः कार्यः । पश्य ।

**शापादसि प्रतिहता स्मृतिरोधरूक्षे**
**भर्तर्यपेततमसि प्रभुता तवैव ।**
**छाया न मूर्च्छति मलोपहतप्रसादे**
**शुद्धे तु दर्पणतले सुलभावकाशा ॥३२॥**

**राजा**—यथाह भगवान् ।

**मारीचः**—वत्स, कच्चिदभिनन्दितस्त्वया विधिवदस्माभिरनुष्ठितजातकर्मा पुत्र एष शाकुन्तलेयः ।

**राजा**—भगवन्, अत्र खलु मे वंशप्रतिष्ठा । (बालं हस्तेन गृह्णाति ।)

**मारीचः**—तथा भाविनमेनं चक्रवर्तिनमवगच्छतु भवान् । पश्य ।

**रथेनानुद्धातस्तिमितगतिना तीर्णजलधिः**
**पुरा सप्तद्वीपां जयति वसुधामप्रतिरथः ।**
**इहायं सत्त्वानां प्रसभदमनात्सर्वदमनः**
**पुनर्यास्यत्याख्यां भरत इति लोकस्य भरणात् ॥३३॥**

**राजा**—भगवता कृतसंस्कारे सर्वमस्मिन्वयमाशास्महे ।

**अदितिः**—भगवन्, अनया दुहितृमनोरथसंपत्त्या कण्वोऽपि तावच्छ्रुतविस्तरः क्रियताम् । दुहितृवत्सला मेनकेहैवोपचरन्ती तिष्ठति ।

**शकुन्तला**—(आत्मगतम्) मनोरथः खलु मे भणितो भगवत्या ।

**મારીચ**–જેનું દુઃખ પ્રત્યક્ષ થયું છે એવી શકુન્તલાને અપ્સરાતીર્થના ઘાટ ઉપરથી ઉપાડીને જ્યારે મેનકા અદિતિની પાસે આવી, ત્યારે જ મે ધ્યાનથી જાણ્યું કે દુર્વાસાના શાપથી આ બિચારી (તારી) સહધર્મચારિણીને તે તિરસ્કારી હતી, અન્ય કારણથી નહીં અને આ (શાપ)નો અંત વીંટીના દર્શનથી આવવાનો હતો.

**રાજા**–(નિરાંતનો શ્વાસ લઈને) ત્યારે તો હુ અપવાદમાથી મુક્ત થયો

**શકુન્તલા**–(સ્વગત) સદ્ભાગ્યે, આર્યપુત્રે મને કારણ વિના તરછોડી નથી. પણ ખરે જ મને શાપ મળ્યાનું યાદ નથી અથવા શાપ મળ્યો હોય તો પણ વિરહથી શૂન્ય હૃદયવાળી મે તે જાણ્યો નહીં આથી બન્ને સખીઓએ મને સૂચવ્યુ હતુ કે 'પતિને વીંટી બતાવજે'

**મારીચ**–બેટા, તુ કૃતાર્થ થઈ છે તો હવે તારે તારા પતિ પ્રત્યે ગુસ્સો કરવો યોગ્ય નથી.

જો શાપને લીધે સ્મૃતિ રોકાવાથી ક્રૂર બનેલા (તારા) પતિએ તને તરછોડી, (હવે) એનો મોહ દૂર થતા એના ઉપર તારી પ્રભુતા છે જ. મલિનતાથી ચળકાટ દૂર થયો હોય ત્યારે પ્રતિબિંબ બરાબર પડતુ નથી, પણ દર્પણની સપાટી ચોખ્ખી હોય ત્યારે સહેલાઈથી પડે છે. (૩૨)

**રાજા**–ભગવાને જે કહ્યુ તેમ જ છે.

**મારીચ**–બેટા, અમે જેનો જાતકર્મસંસ્કાર વિધિપૂર્વક કર્યો છે, તે આ શકુન્તલાના પુત્રને તે વધાવ્યો કે ?

**રાજા**–ભગવાન, આનામા તો ખરેખર મારા વંશની પ્રતિષ્ઠા છે. (બાળકનો હાથ પકડે છે)

**મારીચ**–તેવા (=વંશની પ્રતિષ્ઠા) થનાર એ બાળકને ચક્રવર્તી પણ તુ જાણી લે જો,

આંચકા ન લાગવાથી સ્થિર ગતિવાળા રથ વડે સમુદ્રો તરીને આ અજોડ મહારથી સાત દ્વીપવાળી પૃથ્વીને ભવિષ્યમા જીતશે. અહીં પ્રાણીઓનુ બળાત્કારે દમન કરવાથી આ 'સર્વદમન' (કહેવાય) છે પ્રજાના ભરણપોષણને લીધે તે 'ભરત' એવા બીજા નામને પામશે (૩૩)

**રાજા**–તેનો સંસ્કાર ભગવાને કર્યો છે, એટલે અમે એને વિષે સર્વ પ્રકારની આશા રાખીએ છીએ

**અદિતિ**—ભગવાન પુત્રીના મનોરથ સફળ થવાની હકીકત કણ્વને પણ વિગતવાર જણાવજો પુત્રીવત્સલ મેનકા તો અહીં જ સેવામા હાજર છે

**શકુન્તલા**–(સ્વગત) ભગવતીએ ખરેખર મારા મનની વાત કરી

**मारीचः**—तपःप्रभावात्प्रत्यक्षं सर्वमेव तत्रभवतः ।

**राजा**—अतः खलु मम नाभिक्रुद्धो मुनिः ।

**मारीचः**—तथाप्यसौ प्रियमस्माभिः प्रष्टव्यः । कः कोऽत्र भोः ।

( प्रविश्य )

**शिष्यः**—भगवन्, अयमस्मि ।

**मारीचः**—गालव, इदानीमेव विहायसा गत्वा मम वचनात्तत्रभवते कण्वाय प्रियमावेदय यथा पुत्रवती शकुन्तला तच्छापनिवृत्तौ स्मृतिमता दुष्यन्तेन प्रतिगृहीतेति ।

**शिष्यः**—यदाज्ञापयति भगवान् । (निष्क्रान्तः ।)

**मारीचः**—वत्स, त्वमपि स्वापत्यदारसहितः सख्युराखण्डलस्य रथमारुह्य ते राजधानीं प्रतिष्ठस्व ।

**राजा**—यदाज्ञापयति भगवान् ।

**मारीचः**—अपि च ।

तव भवतु बिडौजाः प्राज्यवृष्टिः प्रजासु
त्वमपि विततयज्ञो वज्रिणं प्रीणयस्व ।
युगशतपरिवर्तानेवमन्योन्यकृत्यै-
र्नयतमुभयलोकानुग्रहश्लाघनीयैः ॥३४॥

**राजा**—भगवन् । यथाशक्ति श्रेयसे यतिष्ये ।

**मारीच**—वत्स, किं ते भूयः प्रियमुपकरोमि ।

**राजा**—अतः परमपि प्रियमस्ति । यदिह भगवान्प्रियं कर्तुमिच्छति तर्हीदमस्तु ।

( भरतवाक्यम् )

प्रवर्ततां प्रकृतिहिताय पार्थिवः
सरस्वती श्रुतमहतां महीयताम् ।
ममापि च क्षपयतु नीललोहितः
पुनर्भवं परिगतशक्तिरात्मभूः ॥३५॥

सप्तमोऽङ्कः ।

( निष्क्रान्ताः सर्वे । )

समाप्तमिदमभिज्ञानशाकुन्तलं नाम नाटकम् ।

**મારીચ**—તપના પ્રભાવથી પૂજ્યને બધું જ પ્રત્યક્ષ છે.

**રાજા**—તેથી જ તો મારા ઉપર મુનિ ગુસ્સે થયા નહિ.

**મારીચ**—છતાં પણ તેમને આપણે આ પ્રિય (સમાચાર) કહેવડાવવા જોઇએ. કોણ, કોણ છે અહીં ?

(પ્રવેશ કરીને)

**શિષ્ય**—ભગવાન, આ રહ્યો.

**મારીચ**—ગાલવ, અત્યારે જ આકાશમાર્ગે જઇને મારા વચનથી પૂજ્ય કણ્વને પ્રિય (સમાચાર) કહે કે પુત્રવતી શકુન્તલાને, તેનો શાપ દૂર થતાં સ્મૃતિ પામેલા દુષ્યંતે સ્વીકારી છે.

**શિષ્ય**—જેવી ભગવાનની આજ્ઞા. (જાય છે)

**મારીચ**—વત્સ, તું પણ પુત્ર અને પત્ની સાથે (તારા) મિત્ર ઇન્દ્રના રથમાં બેસીને તારી રાજધાનીએ ઉપડ.

**રાજા**—જેવી ભગવાનની આજ્ઞા.

**મારીચ**—વળી,

તારી પ્રજા માટે ઇન્દ્ર પુષ્કળ વરસાદ વરસાવો. તું પણ અનંત યજ્ઞો કરીને ઇન્દ્રને રાજી કર. બન્ને લોકોના અનુગ્રહથી પ્રશંસનીય એવા પરસ્પર આચરતા કૃત્યોથી યુગના સો ફેરા તમે બન્ને વિતાવો. (૩૪)

**રાજા**—ભગવાન, યથાશક્તિ કલ્યાણને માટે પ્રયત્ન કરીશ.

**મારીચ**—વત્સ, વિશેષ તારું શું પ્રિય કરું ?

**રાજા**—આનાથી વધારે પ્રિય કાંઈ હશે? છતાં જો ભગવાન પ્રિય કરવા ઇચ્છતા હો તો આટલું કરો !

(ભરતવાક્ય)

રાજા પ્રજાના હિત માટે પ્રવૃત્તિ કરો, (વેદ) વિદ્યામાં શ્રેષ્ઠ જનોની વાણી સત્કાર પામો; અને સર્વવ્યાપી શક્તિવાળા સ્વયંભૂ ભગવાન શંકર મારા પણ પુનર્જન્મનો અંત લાવો. (૩૫)

(બધા જાય છે.)

**સાતમો અંક સમાપ્ત**

**અહીં અભિજ્ઞાનશાકુન્તલ નામનું નાટક સમાપ્ત થાય છે.**

# સમીક્ષાત્મક વિવરણ

## અંક-૧

પ્રથમ અંકની શરૂઆત પ્રસ્તાવનાથી થાય છે. તેમા સૌ પ્રથમ મંગલશ્લોક-નાન્દી આવે છે ત્યારપછી સૂત્રધાર અને નટી વાર્તાલાપથી 'આજે કવિ કાલિદાસ અભિજ્ઞાન શાકુન્તલ નામના નાટકની રજુઆત કરવાના છે' એમ જણાવે છે. સૂત્રધાર નટીને ગીત ગાવાનુ કહે છે ગીત પૂરુ થાય છે અને સૂત્રધાર કુશળતાથી દુષ્યતનો પ્રવેશ સૂચવીને ચાલી જાય છે.

ત્યારપછી મુખ્ય અંક આવે છે. આમા એક મૃગની પાછળ પડેલો રાજા દુષ્યત મહર્ષિ કણ્વના આશ્રમ સુધી આવી પહોચે છે. ત્રણ મુનિકુમારો વડે મૃગનો શિકાર કરતો તે અટકાવાય છે. આ મુનિકુમારોનુ આમત્રણ સ્વીકારીને તે આશ્રમનુ આતિથ્ય માણવા જાય છે પૂછપરછ કરતા જણાય છે કે તે આશ્રમના કુલપતિ મહર્ષિ કણ્વ તો પોતાની પુત્રી શકુન્તલાને અતિથિસત્કારનુ કાર્ય સોપીને સોમતીર્થ ગયા છે. આશ્રમની હ બહાર જ પોતાના રાજચિહ્ન ઉતારીને, રથમાથી ઉતરીને રાજા વિનીતવેષે આશ્રમમા પ્રવેશ કરે છે.

હવે આમ્રવૃક્ષોને જળસિચન કરતી ત્રણ કુમારિકાઓ દેખાય છે રાજા વૃક્ષની આડે છુપાઈને તેઓની વિશ્રમ્ભ કથા સાભળે છે યૌવનસુલભ ત્રણે સખીઓની વાત ચાલે છે. એટલામા એક ભ્રમર શકુન્તલાના મુખની આસપાસ ફરીને તેને ત્રાસ ઉત્પન્ન કરે છે. શકુન્તલા ત્રાણ માટે બૂમ પાડે છે ત્યા યોગ્ય તક મળતા રાજા પ્રગટ થાય છે અનસૂયા અને પ્રિયવદા સાથેની વાતચીતમાથી જણાય છે કે ખરેખર તો શકુંતલા મેનકા અને વિશ્વામિત્રની પુત્રી છે. કણ્વ તો તેના પાલક પિતા જ છે. આથી દુષ્યતને મન શકુતલા પાણિગ્રહણને યોગ્ય છે બીજી બાજુ શકુન્તલા પણ દુષ્યતને જોઈને તપોવનવિરોધી વિકાર અનુભવે છે અને પ્રથમ દૃષ્ટિએ પ્રેમમા પડી ચૂકી છે એટલામા દુષ્યતના રથને જોઈને ભડકેલો હાથી તપોવનના પ્રવેશે છે. આ બધી અવ્યવસ્થાથી ત્રણે સખીઓ દુષ્યતને એકલો મૂકીને આશ્રમમા જાય છે અને દુષ્યત પણ રાજધાની તરફ ન જવાની ઇચ્છાવાળો બને છે .

અથ શબ્દ મગલસૂચક છે. જ્યારે મગલ્ય નેક ન હોય ત્યારે ગ્રથની શરૂઆતના આવતે અથ શબ્દ નાન્દીનુ કાર્ય કરે છે અહી તે ગ્રથની શરૂઆત બનાવે છે. ૩ઁકાર ની સાથે તે બ્રહ્માના કઠનાથી નીકળેલો હોય થી તેને મગલસૂચક માનવામા આવે છે જુએ-ओंकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मण पुरा । कण्ठ भित्त्वा

निनिर्यानी तेन माङ्गल्यिकावुभौ ॥ अभिज्ञानशाकुन्तलम्-શાકુન્તલ તરીકે પ્રસિદ્ધ નાટકનું શીર્ષક આ પ્રમાણે છે અને તેને નીચે પ્રમાણે સમજાવી શકાય. अभिज्ञायते अनेन इति अभिज्ञानम् । જેનાથી કશુંક યાદ આવે તે નિશાની, એંધાણી કે જે આ નાટકમાં વીંટી છે. शकुन्तलामधिकृत्य कृतं नाटकं शाकुन्तलम् । શકુન્તલાને અનુલક્ષીને રચવામાં આવેલું નાટક તે शाकुन्तलम् પાણિનિના "अधिकृत्य कृते ग्रन्थे" (૪૩/૮/૭) સૂત્ર પ્રમાણે शकुन्तला શબ્દને अण् પ્રત્યય લગાડવામાં આવે છે, અને આથી "तद्धितेष्वचामादेः" (૭।૨।૧૧૭) સૂત્ર પ્રમાણે વૃદ્ધિ થતાં शाकुन्तलम् શબ્દ બને છે. આ શીર્ષકને બીજી રીતે પણ સમજાવી શકાય છે. अभिज्ञानप्रधानं शाकुन्तलम्—જેમાં નિશાની પ્રધાન છે તેવું શકુન્તલાને લગતું નાટક. આ નાટકના 'अभिज्ञानशाकुन्तलम्' અને 'अभिज्ञानशकुन्तला' એવાં બીજાં બે શીર્ષકો પણ મળે છે. તેને આ પ્રમાણે સમજાવી શકાય—अभिज्ञानेन स्मृता शकुन्तला यस्मिन् तत् (नाटकम्) अभिज्ञानशाकुन्तलम् । (બહુવ્રીહિ). अभिज्ञानेन स्मृता शकुन्तला इति अभिज्ञानशकुन्तला । (મ. લોપી). અભેદોપચારથી આ શબ્દ નાટકનું વિશેષણ બનતો હોવાથી તે નપુંસકલિંગના अभिज्ञानशाकुन्तलम् બને છે. अभिज्ञानस्मृता शकुन्तला अस्ति अस्य तत् नाटकम् अभिज्ञानशाकुन्तलम् । અહીં પાણિનિના "अर्शआदिभ्योऽच्" (૫/૨/૧૨૭) સૂત્ર પ્રમાણે મત્વર્થીય अच् પ્રત્યય લગાડતાં આ શબ્દ બને છે. अभिज्ञानं च शकुन्तला च अभिज्ञानशकुन्तलम् । (દ્વન્દ્વ) सर्वो द्वन्द्वो विभाषा एकवद्भवतीति वाच्यम् । એ વાર્તિક અને सनपुंसकम् । એ સૂત્ર પ્રમાણે આ સમાસ નપુંસકલિંગમાં હોય છે अभिज्ञानशकुन्तला—अभिज्ञानेन स्मृता शकुन्तला अभिज्ञानशकुन्तला । લક્ષણાથી આ નાટકનું નામ જ આ બને છે.

સામાન્ય રીતે સંસ્કૃત સાહિત્યકારો પોતાના ગ્રંથની શરૂઆત નમસ્કાર કે મંગળથી કરે છે. જેથી પોતાની કૃતિ નિર્વિઘ્ને સમાપ્ત થાય. જુઓ. 'मङ्गलादीनि हि शास्त्राणि प्रथन्ते वीरपुरुषकाणि भवन्त्यायुष्मत्पुरुषकाणि चाध्येतारश्च वृद्धियुक्ता यथा स्युरिति' ।—પાતંજલિમહાભાષ્ય. નાટકના પ્રારંભમાં મોટે ભાગે મંગળશ્લોક આવે છે જેને નાન્દી કહેવામાં આવે છે. नन्दन्ति देवताः अस्याम् तस्मात् नान्दी इति कथ्यते । અહીં કવિ ઇષ્ટદેવ, નૃપ કે રાજાની સ્તુતિ કરી આશીર્વાદ માગે છે. आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात् प्रयुज्यते देवद्विजनृपादीनां तस्मान्नान्दीति संज्ञिता ।'—સાહિત્યદર્પણ

**या सृष्टिः...** જે બ્રહ્માનું પહેલું સર્જન છે. અહીં જળનો ઉલ્લેખ છે. મનુસ્મૃતિ પ્રમાણે જળનું સર્જન જ પ્રથમ થયું હતું જુઓ—सोऽभिध्याय शरीरात्स्वात् सिसृक्षुर्विविधाः प्रजाः । अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ।—મનુ. ૧:૮. ઋગ્વેદના નાસદીય સૂક્તમાં પણ 'સર્વથી પહેલાં જળ જ હતું કે શું ?'

એવો ઉલેખ છે अम्ब किमासीद् गहन गभीरम् ? જો કે ઉપનિષદમા સૃષ્ટિક્રમ આનાથી થોડા ભિન્ન રીતે દર્શાવાયો છે જુઓ- तस्माद्वा एतस्मादात्मन आकाश सम्भूत । आकाशाद्वायु । वायोरग्नि । अग्नेराप । अद्भ्य पृथिवी । पृथिव्या ओषधय । ओषधीभ्योऽन्नम् । अन्नात्पुरुष ।"–तैत्तिरीयोपनिषद् २ १

**वहति विधिहुत** જે વિધિપૂર્વક હોમેલુ (હવો સુધી) લઈ જાય છે અહી અગ્નિનો ઉલ્લેખ છે મનુષ્યો દ્વારા યજ્ઞમા હોમાયની વસ્તુ અગ્નિ દેવો સુધી પહોચાડે છે જુઓ–जातवेद दचनो हव्य वहतु । અગ્નિને દેવોનુ મુખ માનવામા આવે છે–अग्निमुखा व देवा ।

**होत्री**–યજમાન યજ્ઞ કરતી વખતે યજમાન પણ શિવના એક સ્વરૂપ તરીકે લેખાય છે જુઓ– यथा च वृत्तान्तमिम सदोगतस्त्रिलोचनैकाशतया दुरासद ।– કુમાર–૩ ૬૬

**काल विधत्त** —જે બે મનનનુ નિર્માણ (રાત્રિ અને દિવસના સ્વરૂપમા) કરે છે અર્થાત્ સૂર્ય અને ચદ્ર મનુસ્મૃતિ અનુસાર તો દિવસ અને રાત એવા વિભાગોને માટે કારણ સૂર્ય જ જણાવાયા છે अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके । મનુ ૧/૬૫ આથી શ્લોક આને દિવસ અને રાતના રૂપમા નહી પણ સૌર વર્ષ અને ચદ્ર વર્ષના અર્થમા સમજાવવાનો પ્રયત્ન કરે છે જે સૂર્ય અને ચદ્રની ગતિથી સર્જાય છે આ સમજૂતી વધારે વૈજ્ઞાનિક છે પરતુ કવિને તે અભિપ્રેત નથી દિવાકર અને ક્ષપાકર અથવા તો દિનકર અને રજનીકર જેવા સૂર્ય અને ચદ્રના નામો તો દિવસ અને રાતના પ્રચલિત અર્થને સ્ફુટ કરે છે

**श्रुतिविषयगुणा**—श्रुते विषय (शब्द) गुण यस्या सा । શ્રુતિનો–કાનનો જે વિષય શબ્દ છે તે જેનો ગુણ છે તે અર્થાત્ આકાશ વળી તે વિશ્વને વ્યાપીને રહેલુ છે જુઓ—शब्दगुणमाकाशम् । तच्चैक विभु नित्य च ।–तर्कसग्रह अयात्मा शब्दगुणो गुहा पद निगम्य निगाम्मान ।–કુમાર ૧૩/૧ વિશ્વ વ્યાપ્ય સ્થિતા એ જ ભાગ મુદ્રરણ રચના છે મહાકાવ્ય અન્ય સ્થળે પણ આવી રચનાઓ આપે છે જુઓ—यातेयु ग्माहुरकपुरुष व्याप्य स्थित रोदसी ।

**यामाहु सर्वबीज** सर्वाणि बीजानि । तेषा प्रकृति । જેને બધા જ બીજોની પ્રકૃતિ–મૂળ કારણ–કહે છે તે પૃથ્વી પ્રકૃતિ એ સાખ્યદર્શનનો પારિભાષિક શબ્દ છે પ્રકૃતિમાથી સમગ્ર જગતનુ સર્જન થાય છે આથી તેને મૂળ કારણ માનવા મા આવે છે આમ બધા જ ધાન્ય પૃથ્વીમાથી ઉત્પન્ન થતા હોઈ પૃથ્વીને સર્વબીજની પ્રકૃતિ કહી છે શ્લોક લેખક આને બીજી રીતે સમજાવે છે सकल

बीजभूता प्रकृति—બધી જ વસ્તુઓનું મૂળ કારણ. પરંતુ આ સમજૂતી યોગ્ય નથી ભાસ| કે પૃથ્વી બધાનુ મૂળ કારણ નથી.

**यया प्राणिन** જેનાથી જીવો પ્રાણ ધારણ કરે છે અર્થાત્ વાયુ અહી प्राणिन ને જીવ એવા સામાન્ય અર્થમા અને प्राणवन्त ને પ્રાણ અથવા તો શ્વાસોચ્છ્વાસથી યુક્ત એવા વિશિષ્ટ અર્થમા લેવાથી પુનરુક્તિ દૂર થઈ શકશે

**प्रपन्न तनुभि** મૂર્તિઓથી યુક્ત प्रपन्न उपेत युक्त इत्यर्थ । તમે જેની સેવા કરી છે તે प्रपन्न प्राप्त आश्रित युष्माभि सेवित इत्यर्थ । મૂર્તિઓથી જેનુ અનુમાન થઈ શકે છે તે प्रपन्न अनुमित अस्तीति ज्ञात ।

**ईश. शिव व पातु**—ભગવાન શિવ તમારુ રક્ષણ કરો

આ શ્લોકમા શિવની આઠ મૂર્તિઓને પ્રત્યક્ષ કહેવામા આવી છે પરંતુ નૈયાયિકો આકાશ અને વાયુને તો પ્રત્યક્ષ નહી પણ અનુમેય માને છે જુઓ— स्पर्शानुमेयो वायु । જો વેદાંતીઓ આકાશ અને વાયુ બન્નેને પ્રત્યક્ષ માને છે અને નવ્ય નૈયાયિકો તો વાયુના પ્રત્યક્ષપણાનો સ્વીકાર કરે છે 'જુઓ— तस्मात् प्रमा प व्रतीतिरन् वायु स्पर्शानीति प्र नवमभवात् वायोरपि प्रत्यक्ष त्वमव्यय ।

શિવની અષ્ટ મૂર્તિઓનો ઉલ્લેખ સંસ્કૃત સાહિત્યમા અનેક વાર ઉપલબ્ધ થાય છે જુઓ—अष्टाभिर्यस्य कृत्स्न जगदपि तनुभिर्विभ्रतो नाभिमान ।—માલવિકાગ્નિમિત્ર ૧ ૧ तत्राग्निमाधाय समित्समिद्ध स्वमेव मूर्त्यन्तरमष्टमूर्ति ।—કુમારસભવ ૧ ૫૭ अवहि मा किंकरमष्टमूर्त कुम्भोदर नाम निकुम्भमित्रम् ।—રઘુવશ ૨ ૩૬ अवनिपवनगगन दहनतपनकिरणयजमानमयीमूर्तीरष्टावपि ध्यायन्ती । હર્ષચરિત ઉચ્છ્વાસ ૧ शर्वाय क्षितिमूर्तये नम । भवाय जलमूर्तये नम । रुद्राय वायुमूर्तये नम । भीमायाकाशमूर्तये नम । पशुपतये यजमानमूर्तये नम । महादेवाय सोममूर्तये नम । ईशानाय सूर्यमूर्तये नम । मूर्तयोऽष्टौ शिवस्यैता ।—ભવિષ્યપુરાણ

માતૃગુપ્તાચાર્ય પ્રમાણે નાન્દી શ્લોક નાટકના કથાવસ્તુનો સૂચક હોવો જોઈએ आशीर्नमस्क्रियारूप श्लोक काव्यार्थसूचक । नान्दीति कथ्यते । આ પ્રમાણે કેટલાક આ શ્લોકમાથી નીચે પ્રમાણે અર્થ ઘટાવે છે

**या सृष्टि**—બ્રહ્માનુ સર્જન શકુન્તલાને સૂચવે છે

**वहति** દુષ્યન્ત-શકુન્તલાના લગ્નનુ તથા ગર્ભાધાનનુ સૂચક છે

**हात्री**—કણ્વને અને **ये द्वे** પ્રિયવદા અનસૂયાની સખીબેલડીને સૂચવે છે

**श्रुतिविषयगुणा** અને **यामाहु**—જેની કીર્તિ વ્યાપ્ત છે તેવી ભરતની માતા શકુન્તલાનુ સૂચન કરે છે

**यया प्राणिनः**—દુષ્યન્ત અને શકુન્તલાનું રાજધાનીમા પાછા ફરવું સૂચવે છે, કારણ કે તેથી પ્રજામા ચૈતન્ય આવ્યું.

**ईशः** એટલે દુષ્યન્ત, કારણ કે તેનામા આઠ મૂર્તિઓ હતી. તેનું શરીર પંચમહાભૂતોનુ બનેલું હતુ, તે યજમાન હતો અને તેનામાં સૂર્યચન્દ્રનું તેજ હતું. મૂર્તિઓ એવા સ્ત્રીલિંગના પ્રયોગથી નાટકમા શૃગારબાહુલ્ય પણ સૂચવાય છે. રાઘવભટ્ટ તો એમ પણ કહે છે કે, સાત સાત શ્રુતિએ યતિવાળો સ્રગ્ધરા છંદ વાપરવાથી નાટકમા સાત અંક છે એમ પણ જણાય છે,—"म्रभ्नैर्याना त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम्" इति । अनेनास्य सप्ताङ्कत्वमपि सूचितम् । પરન્તુ આમાથી કવિને કેટલું અભિપ્રેત હશે તેની તો કલ્પના જ કરવી રહી !

કાલિદાસે પોતાના ત્રણે નાટકોમા શિવની જ સ્તુતિ કરી છે. મેઘદૂતમા પણ ભગવાન શિવના ઉલ્લેખો પ્રચુર પ્રમાણમા પ્રાપ્ત થાય છે. આમ છતા તેઓ શૈવ હતા એમ કહેવુ તેમને માટે યોગ્ય નહી કહેવાય. કુમારસંભવમા બ્રહ્મા અને રઘુવંશમા વિષ્ણુની પણ એ જ ભક્તિભાવથી સ્તુતિ કરેલી છે તેમના વિચારોમા વેદાન્તદર્શનની પણ ભારે અસર છે. આમ તેઓ સર્વધર્મસમભાવી હતા. જો કે ભગવાન તરુણેન્દુશેખરની ભક્તિ તેમને ઇષ્ટ હશે એમ તો માની જ શકાય

**नान्द्यन्ते**—નાન્દી પૂર્ણ થયા પછી.

**सूत्रधार.**—सूत्रं धारयति असौ सूत्रधारः । નાટકની વ્યવસ્થા, પાત્રોની વહેચણી, આયોજન, વગેરે જેના હાથમા હોય તેને સૂત્રધાર કહેવામા આવે છે नाट्योपकरणादीनि सूत्रमित्यभिधीयते । सूत्र धारयतीत्यर्थे सूत्रधारो निगद्यते ॥

**नेपथ्याभिमुखं**-પડદા તરફ. નેપથ્ય શબ્દની વ્યુત્પત્તિ સ્પષ્ટ નથી. કેટલાક લોકો તેને नि+पथ्य (નપુસકલિંગ=આખ) તથા नि+पथ्य (પુલ્લિંગ=નેતા) ઉપરથી સમજાવે છે તેનો અર્થ (૧) પડદો, (૨) પ્રસાધન, વેશભૂષા, સજાવટ, વગેરે થાય છે. नेपथ्य स्याज्जवनिका रङ्गभूमिप्रसाधनम् ।—અજય, आकल्पवेषो नेपथ्य प्रतिकर्मप्रसाधनम् ।—અમર. પ્રસાધન માટેનો ઓરડો—ગ્રીનરૂમ માટે પણ નેપથ્ય શબ્દ વપરાય છે. कुशीलवकुटुम्बस्य स्थल नेपथ्यमुच्यते ।

**नेपथ्यविधानं**-નટી થવા માટેનો વેશ પરિધાન કરવો તે.

**अवसितम्**—अव+सो नु કર્મણિ ભૂતકૃદંત

**आर्यपुत्र**—પતિ સંસ્કૃતમા પતિને આર્યપુત્ર કહેવામા આવે છે सर्वस्त्रीभिः पतिर्वाच्य आर्यपुत्रेति यौवने । અથવા आर्यपुत्र च जीवेश नाथ साप्याह वल्लभम् ।—નાટચલક્ષણરત્નકોશ

**अभिरूपभूयिष्ठा**—અભિરૂપ ભૂયિષ્ઠ પ્રભૂતતમા યસ્યા—જેનો મોટો ભાગ વિદ્વાનોનો છે અભિરૂપ ભૂયિષ્ઠા વર્ગ—વિદ્વાનોથી ભરેલી અભિરૂપા ભૂયિષ્ઠા યસ્યામ્—જેમા ઘણા વિદ્વાનો છે તેવી. પ્રાચીન સમયમા ગજાની સમક્ષ જ્યારે કોઈ પણ નાટકનો પ્રયોગ પ્રથમ વખત કરવામા આવતો ત્યારે વિદ્વાન પરીક્ષકો નાટકની પરીક્ષા કરીને તે દેખાડને પાત્ર છે કે નહી તે ગજાને જણાવતા

**कालिदास** **वस्तुना**—કાલિદાસે જેના કથાવસ્તુનુ આયોજન કર્યુ છે

**अभिज्ञानशाकुन्तलनामधयेन**—અભિજ્ઞાન શાકુન્તલ નામના નામધ્યેનામધ્યો પાત્ર એ વાર્તિક અનુસાર નામ શબ્દને કોઈ પણ જાતના અર્થના ફેરફાર વિના ધેય પ્રત્યય લાગે છે

**उपस्थातव्यम**—રજૂ કરવાનુ છે

**प्रतिपात्रम्**—પાત્ર પાત્ર इति । અ વ્યયીભાવ પ્રત્યેક પાત્ર માટે

**यत्न आधीयताम्**—કાળજી રાખવામા આવે સૂત્રધાર અહી નાટકની રજૂઆતમા અ યત્ન કાળજી રાખવાનુ કહે છે, કારણ કે પરિષદ્ મોટે ભાગે વિદ્વાનોથી ભરેલી છે અને તેમની પ્રશસા માટે સપૂર્ણ સફળતા જરૂરી છે બીજુ કે આ નાટક મહાકવિ કાલિદાસનુ રચેલુ છે ત્રીજુ કે આનો પ્રયોગ સૌપ્રથમ વાર કરવાનો છે આથી દરેક પાત્ર પર વિશેષ કાળજીની જરૂર છે **મોનિયર વિલિયમ્સ** આ વિધાનને ભિન્ન રીતે સમજાવે છે દરેક પાત્ર પોતપોતાની ભૂમિકા પૂરતી કાળજી રાખે' પણ આવો અર્થ સારો નથી આમ કરવા જતા સર્વેણ નટવર્ગેણ એટલુ અધ્યાહાર લેવુ પડે અને તો વ્યાકરણની દૃષ્ટિએ અસામાન્ય વાક્યરચના બને છે

**सुविहितप्रयोगतया**—અમે નાટકો રજૂ કરવાનો સારો અભ્યાસ કર્યો છે તેથી

**परिहास्यत**—પરિ+હાનુ કર્મણિ બીજો ભવિષ્યકાળ ત્રી પુ એ વ. ખામી રહેશે નહી

**मृतार्थम**—સત્ય હકીકત

**आ परितोषात आ परितोषात्**—સતોષ થાય ત્યા સુધી પાણિનિના आङ्मर्यादाभिविध्यो (૨/૧/૧૩) પ્રમાણે આ પ્રત્યય મર્યાદા અને અભિવિધિના અર્થમા વપરાય છે જુઓ आ मूलात् श्रोतुमिच्छाम । અને आ कैलासात । મેઘદૂત બ્લોક વાર તે અવ્યયીભાવ સમાસ પણ બનાવે છે જેમ કે आजन्म, आमरण

**प्रयाग विज्ञानम्**—નાટકની રજૂઆત માટેનુ વિશિષ્ટ જ્ઞાન.

**बलवत् शिक्षितानाम्**–સારે શિક્ષિતોનું. કેટલાક લોકો बलवत्‌ને चेतः ની સાથે પણ લે છે, અર્થાત્ કે "મજબૂત મન" પરંતુ આ રીતે લેતાં बलवत् એ चेतः નું વિશેષણ થશે. વળી આ સંસ્કૃત પણ બહુ સારું લાગતું નથી. बलवत्‌ને शिक्षितानाम् સાથે લઈએ તો ક્રિયાવિશેષણ બને છે. કાલિદાસ बलवत्‌નો ક્રિયાવિશેષણના અર્થમા ઘણી વાર પ્રયોગ કરે છે. જુઓઃ बलवदस्वस्था शकुन्तला–અંક ૩. बलवदुत्कण्ठितोऽस्मि–અંક ૫, बलवदशरणोऽस्मि–અંક ૬.

**अप्रत्ययं**—न विद्यते प्रत्ययः यस्य तत् । અવિશ્વસ્ત. આ શ્લોકમા अविमृष्टविधेयांश નામનો કાવ્યદોષ છે. સામાન્ય રીતે કર્તા પહેલા અને પછી વિધેય આવે છે. પરંતુ અહીં अप्रत्यय વિધેય તથા चेतः કર્તાનો ક્રમ ઊલટો છે. અહીં અર્થાન્તરન્યાસ અલંકાર છે તથા આર્યા છંદ છે.

માલવિકાગ્નિમિત્રમા पुराणमित्येव न साधु सर्वम् કહેનાર તથા વિક્રમોર્વશીયમ્‌મા 'श्रृणुत मनोभिरवहितैः क्रियामिमां कालिदासस्य' કહી ધ્યાનથી સાભળવાની વિનંતી કરતા કાલિદાસની પરિણત પ્રજ્ઞાની આ કૃતિ છે, જેમા માત્ર कालिदासग्रथितवस्तुना એટલું જ પ્રેક્ષકોને માટે પૂરતું છે. પણ આજે વિદ્વાનોને સંતોષ થાય એ અપેક્ષિત છે. સાથે સાથે સૂત્રધારને મિષે મહાકવિની નિર્ભેળ નમ્રતાનું પણ સૂચન થાય છે–જેમ તેની પ્રૌઢ પ્રજ્ઞાનું મહાકાવ્ય રઘુવંશમા થાય છે તેમ.

**अनन्तरकरणीयम्**–તરત જ કરવાનું.

**श्रुतिप्रसादनतः**–श्रुतीनां कर्णानां प्रसादनं सुखवितरणं तस्मात् । કર્ણને સુખ આપે તેનુ. પાણિનિના अन्यारादितरर्ते...(२/३/२९) સૂત્ર પ્રમાણે तस् પ્રત્યય પંચમીના અર્થમા લગાડવામા આવ્યો છે.

**अधिकृत्य**–અનુલક્ષીને.

**ननु**–આ અવ્યયમા સહેજ ઠપકો રહેલો છે.

**अचिरप्रवृत्त**–હમણા જ શરૂ થયેલી.

**उपभोगक्षमं**–ઉપભોગને માટે યોગ્ય.

**सुभगसलिल**...सुभगाः सलिले अवगाहाः येषु । જેમા પાણીમા સ્નાન કરવાનું ગમે છે.

**पाटलसंसर्गसुरभिवनवाताः**–પાટલાના સંસર્ગેણ सुरभिः वनस्य અથવા वने वाताः येषु । પાટલ પુષ્પના સંપર્કથી સુગંધિત વનના પવનો જેમાં છે.

**प्रच्छायसुलभनिद्रा**–प्रकृष्टा छाया येषु ते प्रच्छायाः । तेषु सुलभा निद्रा येषु । જેમા ગાઢ છાયાવાળા પ્રદેશોમા નિદ્રા સુલભ છે.

હોય ! આ સમાસને નીચે પ્રમાણે પણ સમજાવી શકાય : रागेण बद्धाः चित्तस्य वृत्तयः यस्य । જેની ચિત્તવૃત્તિઓ રાગથી બંધાઈ ગઈ છે. શ્રી ઉમાશંકરભાઈના મતાનુસાર અહીં "નાટકની કેન્દ્રગત પરિસ્થિતિનું આછુ સૂચન છે. ગીતના રાગની અસર નીચે સૂત્રધાર ક્ષણવાર સ્મૃતિ ખોઈ બેસે છે. નાટક પ્રસ્તુત કરતા પહેલા જ કવિ પ્રેક્ષકગણને આ અનુભવ કરાવે છે . ...ગીતના રાગની અસરમા સૂત્રધાર જ ખેચાઈ ગયો હતો એવુ નહી, પ્રેક્ષકગણ ઉપર પણ જે અસર થઈ છે એ નોધપાત્ર છે રાગમા ચિત્તવૃત્તિ સ્થિર થઈ જતા ચીતર્યો (આલિખિત) હોય એવો એ લાગે છે

... દુર્વાસાના આગમન પ્રસગે રાગ (સ્નેહ)ની અસર નીચે પતિ સંબધી વિચારોથી પોતાનુ પણ જેને ભાન નથી, એવી શકુન્તલા ચીતરેલા (આલિખિતા) જેવી જણાશે ત્યારે પ્રેક્ષકગણ તેની તરફ કાઈક સહાનુભૂતિથી જોઈ શકશે ગીતના રાગની અસરનું પરિણામ આવું હોય તો રાગ (સ્નેહ)ની અસરનુ પરિણામ તો કેવુંય આવે એમા શી નવાઈ !"

**कतमत्प्रकरणं**.. . .કયા પ્રકરણનો આશ્રય લઈને પરિષદ્દનું રંજન કરીશું એમ સૂત્રધાર નટીને પૂછે છે. પ્રકરણ=(૧) વિષય, (૨) પ્રકરણ. હજી હમણા જ સૂત્રધારે પોતે કાલિદાસનું અભિજ્ઞાનશાકુન્તલ રજૂ કરવાની વાત કરી છે અને એટલામા તે ભૂલી જાય છે આ દર્શાવે છે કે તે નટીના ગીતના રાગની અસરમા કયા સુધી પ્રવાહિત થયો હતો. તે ઉપરાત તે પ્રકરણ શબ્દ પ્રયોજે છે, અને તે હેતુપુર:સરનો છે. પ્રકરણ એક રૂપક પ્રકાર છે, જેમા ૧૦ અંક હોય છે. તે નાટકથી ભિન્ન છે મૃચ્છકટિક અને માલતીમાધવ આ પ્રકારના રૂપકો છે. સૂત્રધાર પોતે અહી જે નાટક રજૂ કરવાનું છે એનું નામ પણ ભૂલી ગયો છે, અને નાટક તથા પ્રકરણમા ગોટાળો કરે છે ભવિષ્યમા રાજા પોતે શકુન્તલાને ભૂલી જશે તે હકીકતનુ સૂચન અહીં જોઈ શકાય.

**ननु आर्यमिश्रैः** .... નનુમા હળવો ઠપકો છે आर्यमिश्र–आर्य અને मिश्र બન્ને માનાર્થે વપરાતા શબ્દો છે आर्य મોટે ભાગે શબ્દની આગળ આવે છે. દા. ત., आर्य चाणक्य, आर्य गणदास, જ્યારે मिश्र મોટે ભાગે શબ્દની પાછળ આવે છે દા. ત., मण्डनमिश्र, वाचस्पतिमिश्रा. અને તે બહુવચનમા જ પ્રયોજાય છે. "पूज्ये मिश्रवचन नित्य बहुवचनान्तम् ।" જગદ્ધર मिश्र શબ્દને 'वेदान्तवेदिन 'ના અર્થમા તથા પૃથ્વીધર अभ्यस्तनदुशास्त्रान्ના અર્થમા સમજાવે છે. નટીનો સૂત્રધાર માટેનો પૂજ્ય-ભાવ અહી વ્યક્ત થાય છે

**आज्ञप्तम्**—અહી આજ્ઞા કરી એવો શબ્દાર્થ લેવાનો નથી, પરંતુ કહેવાના અર્થમા જ તે શબ્દ પ્રયોજાયો છે સામાન્ય રીતે મોટા અને નાનાના સંદર્ભમા

આ ઉપરાત પ્રસ્તાવના દ્વારા પ્રસ્તુત નાટકને જોવા માટે પ્રેક્ષકોને માનસિક રીતે તયાર કરવામા આવે છે ખરેખર નાટક શરૂ થતા પહેલા પ્રેક્ષકો કાઈક અધીર હોય છે આથી પ્રસ્તાવના દરમિયાન તેઓ નાટક ઉપર ધ્યાન કેન્દ્રિત કરવા સમર્થ બને તે જરૂરનુ છે આ દૃષ્ટિએ કાલિદાસની પ્રસ્તાવના પરપરાગત હોવા છતા સપૂર્ણ છે ઉત્તમ નાટકને માટે તે યોગ્ય કળાભરી પૂર્વભૂમિકા બાધી આપે છે સૂત્રધાર અને નટીના વાર્તાલાપથી જણાય છે કે, આજે કાલિદાસરચિત અભિજ્ઞાનશાકુન્તલ નામનુ નાટક ભજવવાનુ છે

સૂત્રધાર નટીને પ્રેક્ષકોના મનોરજન માટે ગીત ગાવાનુ સૂચવે છે, જે પ્રેક્ષકોને નાટકના મુખ્ય અક માટે માનસિક રીતે તયાર કરે છે નટીના ગીતના રાગની અસરમા આખુય પ્રેક્ષકગૃહ ચીતરેલા જેવુ હોય છે ત્યા જ સૂત્રધાર દુષ્યન્તનો પ્રવેશ સૂચવીને નટીની સાથે રગભૂમિ ઉપરથી વિદાય લે છે પારિભાષિક રીતે આ પ્રસ્તાવના પ્રયોગાતિશય પ્રકારની છે દશરૂપકમા તેનુ લક્ષણ દર્શાવતા કહ્યુ છે કે—

एषोऽयमित्युपक्षेपात् सूत्रधारप्रयोगत ।
पात्रप्रवेशो यत्रैष प्रयोगातिशयो मत

વળી પ્રસ્તાવના સક્ષિપ્ત પણ હોવી જોઈએ પ્રસ્તાવનાનુ કાર્ય નાટકને પ્રસ્તુત કરવાનુ જ છે નાટ્યવિષયક વિવેચન કે કવિની વિદ્વત્તા વગેરેની માહિતી આપવાનુ નથી કાલિદાસ પછીના કેટલાક નાટ્યકારો પ્રસ્તાવનાને પણ પોતાના પાડિત્યપ્રદર્શનના સાધનરૂપ માને છે તેઓ કવિના જીવન તથા વિદ્વત્તાનો વિસ્તૃત માહિતી પ્રસ્તાવનામા આપે છે પરિણામે પ્રસ્તાવના એક અક જેટલી લાબી બને છે અને પ્રેક્ષકોની ધીરજ મુખ્ય અક શરૂ થતા પહેલા ખૂટી જાય છે કાલિદાસની પ્રસ્તાવના પ્રમાણમા ઘણી જ ટૂકી છે સૂત્રધાર અને નટીના ટૂકા સવાદોમા જ હજી તો પ્રેક્ષકો નટીના ગીતની અસરમાથી મુક્ત થાય તે પહેલા જ સૂત્રધાર દુષ્યન્તનો પ્રવેશ સૂચવીને ચાલી જાય છે

આ ઉપરાત, આ પ્રસ્તાવનામા મહાકવિની પરિણત પ્રજ્ઞાના દર્શન થાય છે कालिदासग्रथितवस्तुना એટલુ જ માત્ર તે કહે છે પોતાને માટે એ પણ વિશેષણ તે વાપરતા નથી કેવળ કાલિદાસનુ નામ જ પ્રેક્ષકોને આકર્ષવા સમર્થ છે અત્યારે તેઓ લબ્ધપ્રતિષ્ઠ છે માલવિકાગ્નિમિત્રનો યુવાન કવિ જૂનુ તે જ સોનુ નહી એવી દલીલ કરી પોતાના નાટકને સાભળવા વિનતી કરે છે વિક્રમોર્વશીયમ્મા પણ તેને પ્રેક્ષકોને ધ્યાનથી સાભળવાનુ કહેવુ પડે છે પ્રથમ બન્ને નાટકોમા તે પોતાના પૂર્વકવિઓનો ઉલ્લેખ કરે છે જ્યારે અભિજ્ઞાનશાકુન્તલમા તેઓ માત્ર (કાલિદાસે રચેલુ) એટલુ જ કહીને અટકી જાય છે તે ઉપરાત, તેમને

युधिष्ठिर नभ स्थले ॥ શાંતિપર્વમાં આ જ કથા થોડા ફેરફાર સાથે આવે છે એક વખત દક્ષપ્રજાપતિએ અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે ઉમા અને શિવ સિવાય બધા જ દેવોને આમંત્રણ આપ્યું હતું આથી અપમાનિત થતા ઉમાએ યજ્ઞવેદીમાં પડીને આત્મહત્યા કરી શિવે પોતાના ગણોની સાથે યજ્ઞનો નાશ કર્યો, યજ્ઞ મૃગનું રૂપ લઈને આકાશમાં નાસી ગયો અને ભગવાન શિવ પોતાનું ધનુષ્ય લઈને તેની પાછળ પડયા જુઓ आस्थाय मृगरूप वै समेताभ्यगमत्तदा । त तु यज्ञ तथारूप गच्छन्तमुपलभ्य स ॥ धनुरादाय बाणेन तदान्वसरत प्रभु । વાયુપુરાણમાં શિવ દ્વારા યજ્ઞના નાશની કથા આવે છે આવા જ વિચાર માટે જુઓ निद्रुतमक्तुमृगानुसारिण येन बाणमसृजद् वृषध्वज ।–રઘુવંશ ૧૧ ૪૪ પુરાણમાં આને લગતી એક બીજી કથા પણ આવે છે એક વાર બ્રહ્મા પોતાની પુત્રી સંધ્યા પર કામાતુર થયા તેની પુત્રી બ્રહ્માની ઇચ્છા સમજી જતા હરિણીનું રૂપ લઈને નાસવા માંડી. બ્રહ્મા હરણનું રૂપ લઈને તેની પાછળ પડયા આ જોઈને શિવે પોતાનું બાણ છોડયું અને બ્રહ્માનું માથું કાપી નાખ્યું બ્રહ્માનું શીર્ષ મૃગશીર્ષ નક્ષત્ર તરીકે અને શિવનું બાણ આર્દ્રા નક્ષત્ર તરીકે આકાશમાં શાશ્વત બન્યા. જુઓ प्रजानाथ नाथ प्रसभमभिक स्वा दुहितर गत रोहिद्भूता रिरमयिषुमृगस्य वपुषा । धनुष्पाणेर्यात दिवमपि सपत्राकृतममु त्रसन्त तेऽद्यापि त्यजति न मृगव्याधरभस ॥–મહિમ્નસ્તોત્ર–૨૨ અહીં ઉત્પ્રેક્ષા અલંકાર અને અનુષ્ટુપ છંદ છે

**ग्रीवाभङ्गाभिरामम्** દુષ્યન્તનો રથ મૃગની પાછળ પડ્યો હતો મૃગે ઘણો લાંબો માર્ગ કાપ્યો હતો તેમ છતાં પણ તે શ્રમિત થયેલું જણાતું ન હતું

**इदानीमपि**–હજી પણ અર્થાત્ ઘણે લાંબે સુધી દોડ્યા પછી પણ

**अनुपतति**–પાછળ પડેલા

**स्यन्दने**–रथे धावति इति । મલ્લિનાથની ટીકા પ્રમાણે રથમાં પણ કહેવું ઔચિત્ય છે ।

**ग्रीवाभङ्गाभिरामम्** ग्रीवाया भङ्ग । तेन अभिराम यथा स्यात् तथा । (ગરદન) ડોક વાળવાથી સુંદર લાગે તેમ.

**बद्धदृष्टि**–જેની દૃષ્ટિ સ્થિર થયેલી છે પોતાની પાછળ પડેલા રથ ઉપર વસે દૂર છે એ જોવાને માટે મૃગ પાછળ ધ્યાનપૂર્વક નજર નાખતું હતું પરંતુ ય તેના નજર ના આવી જાય એ માટે ચિન્તા જ આથી તે આગળ તો દોડે વાર ઘોડા જોવા પૂરતું જ જુએ છે પરંતુ સામાન્ય રીતે તેની નજર પાછળ આવતા રથ ઉપર સ્થિર છે આ અર્થમાં બદ્ધદૃષ્ટિ પાઠ ઠીકઠાક રીતે ... શ્રી. ગયા ત્યાં આ ... વધે વિદ્વાનો દત્તદૃષ્ટિ પાઠ ઠીક ... છે

તેઓ માને છે કે મુહુ-વારવાર નજર નાખતુ મૃગ એમ કહેવુ વધારે યોગ્ય છે પરતુ અહી આગળ તો મૃગનુ જીવન જ રથ અને તેની વચ્ચેના અતર ઉપર આધારિત હતુ. આથી તેની નજર પ્રસગોપાત્ત નહી સતત જ રથ ઉપર રહેતી હતી આથી વદ્ધદૃષ્ટિ —એ વધારે સારો પાઠ છે

**शरपतनभयात्**-शराणां पतन (ष त पु) तस्मात् भयम् (प तत्पु) બાણ પડવાના ભયથી

**पश्चार्धेन**-પાછના અર્ધા ભાગથી. अपर अर्ध इति पश्चार्ध । (કર્મધારય) अपरस्यार्धे पश्चभावो वक्तव्य એ વાર્તિક અનુસાર અહી अपरनो पश्च આદેશ થયેલો છે

**पूर्वकाय**-पूर्व कायस्य पूर्वकाय । तम् । શરીરનો આગલો ભાગ અહી ખરેખર मृगेण पश्चार्ध पूर्वकाय प्रवशित । એવી વાક્યરચના થવી જોઈએ પરતુ મૃગ અને તેના પશ્ચાર્ધ વચ્ચે તાદાત્મ્ય દર્શાવીને કવિ अभद करण तृतीयानो પ્રયોગ કરે છે પોતાના શરીરના પાછના ભાગ ઉપર જાણે પાડવાનો ભય છે આથી મૃગ તે ભાગને પોતાના આગના શરીરમા સકોચી લેતુ હોય એમ લાગે છે

**कीर्णवर्त्मा**-कीर्ण वर्त्म यन स । જેણે રસ્તો ભરી દીધો છે આ સાપેક્ષ સમાસ છે કારણ કે તેનાથી અર્થ પૂર્ણ થતો નથી પૂર્ણ અર્થને સમજવા માટે સમાસની બહારના દર્મ પની અપેક્ષા રહે છે ખરેખર दर्भकीर्णवर्त्मा એવો સમાસ હોવો જોઈતો હતો પરતુ સાહિત્યમા આવા ઘણા સમાસો પ્રાપ્ત થાય છે દા ત देवदत्तस्य गुरुकुलम्, विनयाद् अपतपुरुष ।

**अध्यावलीढ** -અડધા ચાવેલા

**उदग्रप्लुतत्वात्**-ઊચા કૂદકાને લીધે મૃગ અત્યત વેગથી દોડે છે અને ઊચા કૂદકા મારે છે ખરુ જોતા તો તે એક જ ક્ષણ માટે પૃથ્વીને અડકીને પાછુ કૂદકા મારે છે, બેવળ કૂદકાના આધાર માટે જ પૃથ્વીને અડકતુ હશે આથી તે ઘણુ આકાશમા અને થોડુ પૃથ્વી પર વિચરતુ હોય એવુ લાગે છે આ શ્લોકમા મૃગની ભયગ્રસ્ત અવસ્થા, અને તેની જીવન માટેની તીવ્ર ઇચ્છા, તેના પ્રયત્નો વગેરેનુ તાદૃશ વર્ણન કરવામા આવ્યુ છે અહી સ્વભાવોક્તિ અલકાર તથા સ્રગ્ધરા છદ છે તે ઉપરાત ભયાનક રસનુ તે એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે

**अनुपतन पथ म-** પાછળ પડેલો છુ છતા પણ આને અના રાથે પહી તરી સમજવુ જોઈએ

**प्रयत्नप्रेक्षणीय** – प्रयत्नेन प्रेक्षणीय । પ્રયત્નપૂર્વક જોઈ શકાય એવુ

**उद्घातिनी**—ખરબચડી

**रश्मिसयमनात्**—લગામ ખેચવાથી

**मन्दीकृतः**—न मन्दः अमन्दः । अमन्दः मन्दः कृतः इति मन्दीकृत । मन्द + कृ ના ચ્વિ રૂપનું કર્મણિ ભૂતકૃદંત પુ. પ્ર. એ. વ. ચ્વિ રૂપ પાણિનિના कृभ्वस्तियोगे सम्पद्यकर्तरि च्विः (૫/૪/૫૦) એ સૂત્ર તથા अभूततद्भावे इति वक्तव्यम् એ વાર્તિક અનુસાર બને છે. જુઓ, पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।—રઘુવંશ ૨ : ૩૬. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે પ્રત્યેક વખતે ચ્વિ રૂપમાં अभूततद्भाव હોતો નથી. અહીં मन्दीकृत પણ એવું જ રૂપ છે, કારણ કે રથનો વેગ ખરેખર તો મંદ કર્યો જ છે.

**मुक्तेषु रश्मिषु . . . मुक्तेषु रश्मिषु**—આ સતિસપ્તમીનો પ્રયોગ છે. લગામ ઢીલી મૂકતાં.

**निरायतपूर्वकाया**—निरायतः पूर्वकायः येषाम् । જેમણે પોતાના શરીરનો આગળનો ભાગ પૂરો લંબાવેલો છે.

**निष्कम्पचामरशिखाः**—निष्कम्पा चामराणां शिखा येषाम् । (બહુવ્રીહિ) સ્થિર ચામરની શિખાઓવાળા ઘોડાઓ એટલા વેગથી દોડતા હતા કે તેમના ચામરો પણ હલતા બંધ થઈ ગયા હતા. સરખાવો चित्रन्यस्तमिवाचलं हयशिरस्यायामवच्चामरम् ।—વિક્રમ. ૧:૮.

**निभृतोर्ध्वकर्णाः**—निभृताः ऊर्ध्वाः च कर्णाः येषाम् । સ્થિર અને ઊંચા કાનવાળા. મોનિયર વિલિયમ્સ निभृत નો અર્થ કરે છે 'પાછળ ઢળેલા'. તેઓ સમજાવે છે કે વેગથી દોડતી વખતે ઘોડાના કાન પાછળ ઢળે છે જેથી પવનની ગતિનો અવરોધ ઓછો લાગે. આ સમજૂતી જીવનની દૃષ્ટિએ સાચી હશે, પરંતુ निभृतનો અર્થ 'નીચા નમેલા' એવો ક્યાંય પણ થતો નથી. વળી સમાસમાં જ આવતા ऊर्ध्व શબ્દનો તે વિરોધ કરે છે. આથી તેમનો અર્થ સ્વીકાર્ય નથી. ઘોડાના કાન સામાન્ય રીતે તો ઊંચા જ હોય છે, પણ અહીં એ છે કે વેગને લીધે તે સ્થિર અને સીધા હતા.

**आत्मोद्धतैः**—પોતે જ ઉડાડેલી ધૂળથી પણ ન ઓળંગાતા. અહીં પવન અનુકૂળ દિશામાં વાતો હશે એમ માનવું પડે. ઘોડાઓએ પોતે ઉડાડેલી ધૂળ પણ પાછળ રહી જતી એટલો અશ્વોનો વેગ હતો, એટલે કે પવનની નહિ પણ તેમની ગતિ વિશેષ હતી. ટીકાકાર રાઘવ સમજાવે છે કે, પોતે ઉડાડેલી ધૂળ પણ તેમને પહોંચી શકતી ન હતી તો પછી બીજા અને પવન વગેરેથી ઉડેલી ધૂળનું તો પૂછવું જ શું ? नेमुर्धियैस्तु सुगानिपतिरिवार्दः । આવા જ વિચાર માટે સરખાવો : [illegible] ।—શિશુપાલવધ ૧૨:૧૯.

**मृगजवाक्षमया इव**—હરણના વેગને સહન ન કરી શકવાથી. અશ્વોના વેગનું આ કલ્પિત કારણ છે.

**रथ्या**—ઘોડાઓ. तदवहति रथयुगप्रासङ्गम् (૪/૪/૬૭) એ પાણિનિના સૂત્ર પ્રમાણે रथ वहति इति रथ्य એવો શબ્દ બને છે અહીં સ્વભાવોક્તિ તથા ઉત્પ્રેક્ષા અલંકાર છે અને વસંતતિલકા વૃત્ત છે

**अतीत्य वर्तन्ते**—ચડિઆતા છે.

**हरित**—સૂર્યના ઘોડા હરીન્–ઇન્દ્રના ઘોડા वाजिन–ઘોડાઓ દુષ્યન્તના અશ્વો જાણે કે સૂર્ય અને ઇન્દ્રના ઘોડાઓ કરતા પણ ચડી જાય છે हरि, हरय કે हरिभि આ બધુ શબ્દો અનેકવાર ઋગ્વેદમાં ઇન્દ્રના ઘોડાઓ માટે પ્રયોજાયેલા છે. જ્યારે સૂર્યના ઘોડાઓને हरित કહે છે આથી જ ઇન્દ્રને हरिहय, हरिवाहन કે हरियोजन કહે છે અને સૂર્ય हरिदश्व તરીકે ઓળખાય છે. નિઘંટુમાં પણ કહ્યું છે કે हरि इन्द्रस्य, हरित आदित्यस्य–૧૧ ૫ આ પંક્તિને સહેજ ભિન્ન રીતે પણ સમજાવી શકાય हरि ને ષષ્ઠી વિભક્તિમા સૂ ઙરના અર્થમાં લઈએ અને च ને अपि ના અર્થમાં, તો 'સૂર્યના ઘોડાઓને પણ' એવો અર્થ થાય અથવા हरित ને વિશેષણ તરીકે લેતા 'લીલા ઘોડાઓ' એવો અર્થ થાય અર્થાત્ કે સૂર્યના अतीत्य वर्तन्ते ને બદલે अतीयन्ति પૂરતુ છતુ અહીં યોજી મુશ્કેલ વાક્યરચના છે, તથા ઇન્દ્ર અને સૂર્ય માટે વૈદિક શબ્દો પ્રયોજવાથી પંડિતાઈભર્યુ વાક્ય બને છે અને તેથી તે કાલિદાસની રચના ન હોય એવુ લાગે

**यदालोक सूक्ष्म** આ શ્લોકમાં શીઘ્રાતિવેગ વાહનોના મુસાફરી કરનારને બાહ્ય જગત કેવુ જણાય છે તેનુ સુંદર વર્ણન કરવામાં આવ્યુ છે. પ્રથમ પંક્તિના જે વસ્તુની પાસે વાહન જાય છે તેનુ, બીજી અને ત્રીજીમા જે વસ્તુથી દૂર જાય છે તેનુ અને ચોથીમા વાહનના વેગના પરિણામનુ વર્ણન છે

**आलोके सूक्ष्म**—નાની–સૂક્ષ્મ દેખાતી દૂરત્વને લીધે નાની જણાતી વસ્તુ એક ક્ષણમાં તેટલુ અંતર કપાઈ જતા વિપુલતાને પામે છે

**अद्धा**—ખરેખર. अद्धा प्रयत्नस्तत्त्वे।–વૈજયન્તી

**कृतसंधानम्** –कृत संधानम् यस्य तत् । જે વસ્તુ જોડાયેલી ન હતી તે પણ જાણે એકબીજાથી અંકિત લાગતી હતી अद्धा ને બદલે अर्ध એવો પાઠ કેટલાક સ્વીકારે છે, પરંતુ તેનો કોઈ વિશિષ્ટ અર્થ નથી, અને अद्धा જ ઉદ્દગારને વધારે અનુકૂળ આવે છે

**प्रकृत्या**—પ્રકૃતિથી જ

**समरेख**—समा रेखा यस्य तत् ।

બને છે. અગ્નિ પડવાની સાથે જ રૂનો ઢગલો બળી જાય તે જ પ્રમાણે રાજાનું બાણુ પડતાંની સાથે જ મૃગનો પણ નાશ થશે. પરંતુ આ ઉપમાનમા સહેજ વૈરત્વની છાંટ છે. પ્રકૃતિની ગોદમાં વસતા તપસ્વીના મુખમાં પુષ્પની ઉપમા વધુ ઉપયુક્ત લાગે છે. તથા મૃગ ઉપર બાણુ છોડવાના કાર્યનું બેહૂદાપણું પણ પુષ્પની ઉપમાથી ઊપસી આવે છે.

वत—અનુકંપાદર્શક અવ્યય છે.

क्व क्व—બે क्वના પ્રયોગથી બે વસ્તુ વચ્ચેનું મોટું અંતર સૂચવાય છે. द्वौ क्वौ महदन्तरं सूचयतः । જુઓ : धूमज्योतिः सलिलमरुतां संनिपातः क्व मेघः संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ॥–મેઘદૂત.

हरिणकानां—બિચારાં હરણોનું. અહીં પાણિનિના अनुकम्पायाम् (૫/૩/૭૬) સૂત્ર પ્રમાણે અનુકંપાના અર્થમાં क ઉમેરવામાં આવેલ છે. જુઓ–पुत्रकः अनुकम्पितः पुत्र इत्यर्थः ।–સિ. કૌ.

अतिलोल—અત્યંત ચંચળ.

निशितनिपाताः—निशितः निपातः येषां ते । જેમનું પડવું અત્યંત તીક્ષ્ણ છે.

वज्रसाराः—वज्रस्य सारः इव सारः येषां ते । વજ્ર જેવાં કઠોર. આ મૃગલોચના જેવી વિલોપા ઉપમા છે, અને सप्तम्युपमानपूर्वपदस्य उत्तरपदलोपश्च એ વાર્તિક અનુસાર પહેલા सार શબ્દનો લોપ થાય છે. તપસ્વી રાજાના બાણુને અહીં વજ્રની સાથે સરખાવે છે, જેથી રાજાને ઇન્દ્ર જેવો પરાક્રમી માની શકાય. આમ એક બાજુથી અહીં દુષ્યંતની પ્રશંસા છે તો બીજી બાજુથી દુષ્યંત જેવો રાજા, પોતાના વજ્ર સમા બાણુને એક નિર્દોષ–કોમળ મૃગ ઉપર ફેંકે છે ! આ કેવી વિષમતા ! એવું પણ સૂચન છે. કાલિદાસની કોમળ પ્રવાહિતાપૂર્ણ વૈદર્ભી શૈલીનું પણ આ શ્લોક એક સુંદર ઉદાહરણ છે. અહીં વિષમ તથા ઉપમા અલંકાર છે અને માલિની છંદ છે.

तत्साधुकृतसंधानं...तत्—માટે. साधुकृतसंधानम्–साधु यथा तथा कृतं संधानम् यस्य । બરોબર નિશાન લીધેલું. અહીં साधु શબ્દ સહેતુક પ્રયોજાયો છે. કોઈ પણ બાણાવળી એક વાર નિશાન લીધા પછી પોતાનું બાણુ પાછુ ખેંચવા માટે તૈયાર હોતો નથી. પરંતુ અહીં તપસ્વીઓની વિનંતીથી રાજા પોતાના બાણુને પાછું વાળે છે. ઋષિઓ પ્રત્યે તેનો કેટલો આદરભાવ !

सायकम्—બાણુ. स्यति खण्डयति असौ तम् ।

प्रतिसंहर—પાછું ખેંચો.

**अनागसि**—न विद्यते आगः यस्य तस्मिन् । (બ. વ્રી.)–નિર્દોષ. આગળના શ્લોકમાં રાજાની સૌંદર્ય અને કોમળતાની ભાવનાને જગાડયા પછી અહીં તપસ્વી રાજાને પોતાનું બાણુ પાછું ખેંચવાનો જાણે કે આદેશ આપે છે. અહીં કાવ્યલિંગ અલંકાર તથા અનુષ્ટુપ છંદ છે.

**जन्म यस्य...युक्तरूपं**—અત્યંત યોગ્ય. प्रशस्तं युक्तं युक्तरूपम्; પ્રશંસાના અર્થમાં. અહીં પાણિનિના प्रशंसायां रूपम् (૫/૩/૬૬) સૂત્ર પ્રમાણે रूप શબ્દનો પ્રયોગ થયેલો છે. જુઓ : प्रशस्तः पटु पटुरूपः । प्रशस्तं पचति पचतिरूपम् । સિ.કૌ.

**चक्रवर्तिनम्**—ચક્રવતી–ઘણા રાજસમૂહો ઉપર શાસન ચલાવે તે. चक्रं राजसमूहं वर्तयितुं चालयितुं प्रशासितुं शीलं यस्य । તેને समुद्रपर्यन्तभूमीश्वरः પણ કહેવામાં આવે છે. કેટલાક તેને આ પ્રમાણે પણ સમજાવે છે : चक्रे भूमण्डले राजमण्डले वा वर्तितुं शीलमस्य । यद्वा चक्रं सैन्यं वर्तयितुं सर्वभूमौ चालयितुं शीलमस्य । નારદ રાજાઓના ત્રણ પ્રકાર દર્શાવે છે : સમ્રાટ, સકર, અને અકર. બધા જ રાજાઓ પાસેથી કર ઉઘરાવનાર રાજાને સમ્રાટ કહે છે અને તે જ ચક્રવતી પણ છે. स यस्यः क्षितिपालेभ्यो नित्यं गृह्णाति वै करम् । स सम्राडिति विज्ञेयश्चक्रवर्ती स एव हि ॥ આ શ્લોક ઉપરથી એવું જણાય છે કે રાજા અપુત્ર હતો, આશ્રમમાંના તેના શકુન્તલા પ્રત્યેના આકર્ષણુ કે ગાંધર્વલગ્નનું કારણ તેની અનપત્યતા પણ હોઈ શકે. વળી આશ્રમમાં પ્રવેશતાં જ ઋષિઓ પુત્રપ્રાપ્તિનો આશીર્વાદ ઉચ્ચારે છે. આથી એમ લાગે છે કે દુષ્યન્તને નજીકના ભવિષ્યમાં જ પુત્રપ્રાપ્તિ થશે. અહીં અનુષ્ટુપ છંદ છે.

**कुलपतिः**—૧૦ હજાર વિદ્યાર્થીઓનું ભરણપોષણ કરી, તેમને વિદ્યાભ્યાસ કરાવનાર આશ્રમના મુખ્ય ઋષિ. *मुनीनां दशसाहस्रं योऽन्नपानादिपोषणात् अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः ।*

**अनुमालिनीतीरम्**—मालिनीतीरे इति । (અવ્યયીભાવ)

**अन्यकार्यातिपातः**—અન્ય કાર્યોમાં વિઘ્ન.

**आतिथेयः**—अतिथिषु साधु–પાણિનિના पथ्यतिथिवसतिस्वपतेर्ढञ् (૪/૪/૧૦૪) સૂત્ર પ્રમાણે अतिथि ને ढञ् (एय) પ્રત્યય લાગતાં આ રૂપ બને છે.

**रम्यास्तपोधनानां...प्रतिहतविघ्नाः**—प्रतिहताः विघ्नाः यासां ताः । (બ. વ્રી.) જેમાંથી વિઘ્નોનો નાશ થયો છે, અને તેથી જ તપોધનની ક્રિયાઓ રમ્ય છે.

**मौर्वीकिणाङ्कः**—मौर्वीकृतः किणः इति मौर्वीकिणः । (મ. પ. લોપી.), मौर्वीकिणः अंकः यस्य । (બ. વ્રી.), મૌર્વી (પણુછ)ના આંટણુના ચિહ્નવાળો. ધનુષ્યની દોરીને મૌર્વી કહેવામાં આવે છે, કારણ કે તે મૂર્વા નામના તંતુઓમાંથી બનાવવામાં આવે છે. मूर्वायाः विकारः मौर्वी । તપસ્વી અહીં રાજાના આશ્રમપ્રવેશ માટેનું

બીજું કારણ દર્શાવે છે. રાજાએ જ આ તપોધનોનું પણ રક્ષણ કર્યું છે અને આથી તેમની વિઘ્નરહિત રમ્ય ક્રિયાઓ જોતાં રાજા જાણી શકશે કે તેના ભુજ કેટલું રક્ષણ કરે છે. આ શ્લોકનો છંદ આર્યા છે.

**સંનિહિતઃ**–હાજર.

**इदानीमेव**–હમણા જ મહર્ષિ કણ્વ તુરતમાં જ ગયેલા છે. એટલે તેઓ જલદી પાછા ફરે એવી સંભાવના નથી.

**अतिथिसत्काराय**–અતિથિસત્કારના કાર્ય માટે. अतिथिसत्कारं विधातुम् । પાણિનિના क्रियार्थोपपदस्य च कर्मणि स्थानिनः (૨/૩/૧૪) સૂત્ર પ્રમાણે અહીં ચતુર્થી વિભક્તિ થાય છે. अतिथि શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે સમજાવી શકાય–अतति (अत्–ચાલવું) इति अतिथिः । મનુસ્મૃતિમા તેની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः । अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ –મનુ ૩/૧૦૨. કુલ્લુક તેને આ પ્રમાણે સમજાવે છે-अनित्यावस्थानान्न विद्यते द्वितीया तिथिरस्येत्यतिथिरुच्यते । યાસ્ક આ શબ્દની સમજૂતી આપતા લખે છે : अतिथिः अभ्यतितो गृहान् भवति । अभ्येति तिथिषु परगृहाणि वा परकुलानि वा ।–निरुक्त ૪:૪.૫.

**प्रतिकूलं दैवम्**–પ્રતિકૂળ ભાવિ.

**शमयितुम्**–શાત કરવાને માટે. તપસ્વીનું આ વિધાન ાર્થ અને સૂચક છે મૂળ મહાભારતની કથામા તો કણ્વ ઋષિ વનમા ફળ–મૂળ લેવા ગયેલા છે. જ્યારે કાલિદાસ તેઓને છેક સૌરાષ્ટ્રમા આવેલા સોમતીર્થ સુધી મોકલે છે. આને લીધે કેટલાક નાટકીય હેતુઓ સિદ્ધ થાય છે. કણ્વ ઋષિની ગેરહાજરી કથાપ્રવાહને આગળ ચલાવવા માટે જરૂરની છે. તેઓ શકુન્તલાને અતિથિસત્કારનું કાર્ય સોપીને ગયા છે તેથી જાણી શકાય કે શકુન્તલા જવાબદારીભર્યું કાર્ય કરી શકે તેવી પુખ્ત વયની કન્યા છે. નાટકની શરૂઆતમા જ આપણને શકુન્તલાના પ્રતિકૂળ ભાગ્યનું સૂચન કરવામા આવ્યુ છે. પ્રાચીન ઋષિઓ આર્ષદ્રષ્ટા હોઈ ભાવિના ગર્ભમા રહેલી વસ્તુઓને જોઈ શકે છે. પરતુ તેઓ અનાગત અનિષ્ટના મૂક સાક્ષી બની રહે છે. તેનો પ્રતિકાર કરતા નથી પણ તેના પ્રભાવને ઓગાળી નાખે છે. કણ્વ શકુન્તલાના આવા પ્રતિકૂળ દૈવના શમન માટે સોમતીર્થ ગયા છે. આમ, અમંગળની એંધાણી હોવા છતા કણ્વ ઋષિ તેને માટે પ્રયત્ન કરે છે એ જાણતાં ભવિષ્યમા બધુ સારું થશે એવી આશા પણ ઉત્પન્ન થાય છે કણ્વની ગેરહાજરીમા જ તેને દુર્વાસાનો શાપ મળે છે. આ વિધિની વક્રતા જ છે ને ? કે પછી આ જ તેનું પ્રતિકૂળ દૈવ છે? કણ્વની અનુપસ્થિતિ દરમિયાન બે અતિથિ આવે છે. દુષ્યન્ત અને દુર્વાસા, અને પોતાની ફરજમાથી ચ્યુત થવાને કારણે તેને દુર્વાસાનો

શાપ મળે છે. જો કણ્વ તે પ્રસંગે હાજર જ હોત તો તો શકુન્તલાને માટે અતિથિસત્કારનો પ્રશ્ન જ ઊભો ન થાત. મહાભારતમાં કણ્વ ઋષિ વનમાં ફળફૂલ લેવા માટે ગયેલા છે. તેટલી વારમાં દુષ્યન્ત–શકુન્તલાનાં ગાંધર્વ લગ્ન થાય છે, એને બદલે અહીં છેક સોમતીર્થ સુધી તરતમાં જ ગયેલા કણ્વ ઋષિની જલદી પાછા ફરવા સંભાવના જ નથી. આથી દુષ્યન્ત–શકુન્તલાના પ્રેમનો ક્રમિક વિકાસ થાય છે અને તેમાં સ્વાભાવિકતા આવે છે. તો અંતે કણ્વની ગેરહાજરીમાં આશ્રમવાસીઓના યજ્ઞકાર્યમાં રાક્ષસો વિઘ્ન નાખે છે, આથી તેઓ દુષ્યન્તને યજ્ઞના રક્ષણ માટે નિમંત્રણ આપે છે. દુષ્યન્તને પુનઃ આશ્રમમાં જવાની તક મળે છે અને વાર્તાપ્રવાહ સ્વાભાવિકતાથી આગળ વધે છે.

**मा खलु विदितभक्तिं**...દુષ્યન્ત આશ્રમમાં જઈને શકુન્તલાને મળશે અને કણ્વ પ્રત્યેનો તેનો આદરભાવ વ્યક્ત કરશે. આમ તેનો ભાવ જાણીને તે કણ્વને રાજાની વાત કરશે. **विदितभक्ति** એ અપાણિનીય પ્રયોગ છે. *विदिता भक्तिः यस्य तम् ।* (બ. વ્રી.) પાણિનિના स्त्रियाः पुंवद्भाषितपुंस्कादनूङ्........(૬/૩/૩૬) સૂત્ર પ્રમાણે સમાનાધિકરણ બ. વ્રી. સમાસમાં પ્રથમપદ સ્ત્રીલિંગમાં હોય અને તેનું પુલ્લિંગ રૂપ ऊकारान्त ન હોય તો સ્ત્રીલિંગ પદ પાછળ આવતું હોય ત્યારે પ્રથમ પદ પુલ્લિંગમાં હોય છે. પરંતુ પ્રથમ પદની પછી સ્ત્રીલિંગ પદ, (प्रिया, मनोज्ञा, कल्याणी, सुभगा, भक्ति) આવે તો તેમ થતું નથી. આથી અહીં विदिता પછી भक्ति એવું સ્ત્રીલિંગનું રૂપ આવે છે અને પરિણામે विदिताभक्ति સમાસ થવો જોઈએ. કાલિદાસે અન્યત્ર પણ આવા પ્રયોગો કરેલા છે. જુઓ शान्तोद्वेगस्तिमितनयनं दृष्टभक्तिर्भवान्या ।–મેઘદૂત. दृढभक्तिरिति ज्येष्ठे राज्यतृष्णापराङ्मुखः ।–રઘુવંશ ૧૨:૧૯. કેટલાક વિદ્વાનો આને વ્યાકરણની દૃષ્ટિએ શુદ્ધ ઠરાવવાનો પ્રયત્ન કરે છે.

**नीवाराः शुकगर्भ**......મૃગ'ાની પાછળ પડેલા જે રાજાને તપોવનનો ખ્યાલ ન હતો, તેને હવે વગર કહ્યે જણાઈ આવે છે કે આ તપોવન છે, જો કે આશ્રમની હદ હજી શરૂ થઈ નથી. આ તપોવન છે એવું દર્શાવતાં આ ચાર કારણો આ શ્લોકમાં આપવામાં આવ્યા છે.

**शुकगर्भकोटरमुखभ्रष्टाः**–शुकाः गर्भे येषां ते शुकगर्भाः । (બ. વ્રી.), शुकगर्भाश्च ते कोटराश्च । तेषां मुखानि । तेभ्यः भ्रष्टाः । અંદર રહેતાં પોપટોએ બખોલમાંથી વેરેલા. અહીં એમ અનુમાન કરી શકાય છે કે પોપટો જે કાંઈ નીવારના દાણા લાવીને વૃક્ષની બખોલમાં મૂકતા હતા ત્યાંથી પડેલા, અથવા તો બખોલમાના પોપટોની ચાંચમાંથી પડેલા, અથવા તો દયાળુ તપસ્વીઓએ બખોલમાં મૂકેલા દાણામાંથી પડેલા, નીવારના દાણાઓ. આમ કેટલાંક વૃક્ષની નીચે બખોલમાંથી પડેલા નીવારના દાણાઓ જણાય છે.

**प्रस्निग्धाः**–प्रकर्षेण स्निग्धाः । અત્યંત ચીકણા.

**उपलाः**–પથ્થરો

**इङ्गुदीफलभिदः**–इङ्गुदीफलानि भेत्तुं शीलं येषां ते । ઇંગુદી ફળ તોડવા વપરાતા, તાપસો ઈંગુદી ફળમાંથી તેલ કાઢતા જેનો ઉપયોગ દીવા માટે અથવા તો વાળ માટે કરવામાં આવતો.

**विश्वासोपगमात्**–વિશ્વાસ પામવાને પરિણામે.

**अभिन्नगतयः**–अभिन्ना गतिः येषां ते । જેમની ચાલ-ગતિ બદલાઈ નથી.

**शब्दं सहन्ते**–રથના અવાજને પણ સહન કરે છે. તપોવનમાં હરણાંઓ પણ એટલાં વિશ્વાસને લીધે નિર્ભય બનેલાં હતાં કે રથ જેવા અપરિચિત અવાજને સાંભળીને પણ તેઓ પોતાની ગતિ વધારી નાસી જવાનો પ્રયત્ન કરતાં નથી, પરંતુ શાંતિથી તે અવાજને સહન કરે છે.

**तोयाधारपथाः**–तोयस्य आधाराः । तेषां पन्थानः । જળાશયના માર્ગો. આવા જ વિચાર માટે જુઓ, निष्कम्पं हरिणाश्चरन्त्यचकिता देशागतप्रत्ययाः । રઘુ.ન. ૧:૧૨

**वल्कलशिखानिष्यन्दरेखाङ्किताः**–वल्कलानां शिखाः, तासां च. निष्यन्दः, तस्य रेखाभिः अङ्किताः । વલ્કલોના છેડાઓમાંથી નીતરતા પાણીની ધારથી અંકિત. આ શ્લોકમાં સ્વભાવોક્તિ અને અનુમાન અલંકાર છે, તથા શાર્દૂલવિક્રીડિત છંદ છે.

**कुल्याम्भोभिः पवनचपलैः**..कुल्या–નહેર.कुल्याल्पा कृत्रिमा सरित् ।–અમર.

**धौतमूला**–धौतानि मूलानि येषाम् ।–તપોવનમાંના વૃક્ષોને પાણી પહોંચાડવા માટે ત્યાં નાની નહેર જેવું બનાવવામાં આવ્યું હતું. યુવાન કન્યાઓ સેચનઘટથી નાના છોડને જળસિંચન કરે, પણ આખા તપોવનના વૃક્ષોને માટે તો આવી નહેર અનિવાર્ય છે.

**किसलयरुचां रागः**–કૂમળાં પલ્લવોનો લાલ રંગ.

**आज्यधूमोद्गमेन**–उद्गमयुतः अथवा उद्गतः आज्यधूमः । ઘીની આહુતિ આપવાથી ઉપર ચડતા ધુમાડાથી.

**भिन्नः**–કૂણાં પાંદડાંઓનો રંગ ધુમાડાથી બદલાઈ જાય છે.

**अर्वाक्**–પાસે જ.

**च्छिन्नदर्भाङ्कुरायां**–छिन्नाः दर्भाङ्कुराः यस्याः तस्याम् । જેનાંની દર્ભ ઘાસની ટોચ તોડી લેવામાં આવી છે. હવે હરણબાળ અહીં કુશની અણીથી વિંધાયા વગર નિઃશંક ફરી શકે છે.

**नष्टाशङ्का**– नष्टा आशङ्का येषां ते । (ગ. મી.) જેમ શંકા દૂર થઈ છે.

मन्दंमन्दं–અત્યંત ધીમે ધીમે. અહીં દ્વિરુક્તિ અત્યંત મંદતા દર્શાવે છે. જુઓ मन्द मन्द नुदति पवनश्चानुकूलो यथा त्वाम् ।–મેઘદૂત. ટીકાકાર રાઘવભટ્ટ, પ્રો રાય વગેરે આ શ્લોકને પ્રક્ષિપ્ત માને છે. તેઓના મતે આગળના જ શ્લોકમાં કરેલી હરણની વાતની અહીં છેલ્લી બે પંક્તિમાં પુનરુક્તિ છે. તેઓ आलवाल અને कुल्या આ બે શબ્દોને પર્યાય માને છે. વળી ૧૪મો શ્લોક આનંદવર્ધને ધ્વન્યાલોકમાં આપેલો છે. આથી તે કાલિદાસનો છે. જ્યારે કાલિદાસ જેવો કવિ બે લગભગ સરખા શ્લોકો સાથે ન જ મૂકે, એમ કહીને તેઓ ૧૫ મા શ્લોકને પ્રક્ષિપ્ત ગણાવે છે. પરંતુ તેઓનો મત યોગ્ય નથી. ૧૪ મા શ્લોક સુધી તપોવનનો ભાગ છે. ત્યાં સુધી તો મૃગો પણ નિર્ભય વિચરી શકે છે હવે તપોવનમાથી આપણે ઉપવન તરફ જઈએ છીએ અને અહીં સુધી તો મૃગ–બાળ પણ આવી શકે છે. આમ અહીં પુનરુક્તિ નથી. પણ વન–તપોવન–ઉપવન અને આશ્રમ એવો ક્રમિક વિકાસ છે. ૧૫મો શ્લોક રાજા ઉત્તરોત્તર આશ્રમની નજીક આવતો જાય છે તે હકીકતને સૂચવવામાં મદદરૂપ થાય છે. આથી તેને પ્રક્ષિપ્ત માનવો ન જોઈએ. પ્રો. ગજેન્દ્રગડકર, શ્રી ઉમાશંકર જોષી વગેરે આને મૂળ વાચનામા લે છે. વળી आलवाल=ક્યારો, અને कुल्या=નીક આ તથા ૧૪ એમ બન્ને શ્લોકોમા કાલિદાસની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિના દર્શન થાય છે. અહીં સ્વભાવોક્તિ તથા કાવ્યલિંગ અલંકાર અને મંદાક્રાન્તા છંદ છે.

मर्यकुपपन्नम्–ગતું બરોબર છે.
स्तोकमन्तरम्–થોડુંક અંતર.
उपरोधः–વિઘ્ન.
प्रग्रहाः–લગામ.

હોત. આમ, રાજાના આ વિનીતવેષાભરણથી નાટકીય હેતુ પણ સરે છે. विनीतवेषेण એ પાણિનિના इत्थंभूतलक्षणे (૨/૩/૨૧) સૂત્ર પ્રમાણે ઉપલક્ષણના અર્થમા તૃતીયા વિભક્તિ થયેલી છે જુઓ विनीतवेषाभरण. पश्येत् कार्याणि कार्यिणाम् ।–મનુસ્મૃતિ ૮:૨.

**निमित्त सूचयन्**–શુકન સૂચવીને હિન્દુઓમા શુકન–અપશુકનની માન્યતા પ્રાધાન્ય ધરાવે છે, તથા વિવિધ અગોના સ્ફુરણથી આ શુકન વગેરે સૂચવાય છે. દા.ત, પુરુષના જમણા અંગનું ફરકવું અને સ્ત્રીઓના ડાબા અંગનું ફરકવું શુકન માનવામા આવે છે. જ્યારે તેનાથી વિપરીત અપશુકન છે. અહીં આગળ રાજાનો જમણો હાથ ફરકે છે. પરંતુ આ બાહુસ્ફુરણની સૂચના પ્રેક્ષકોને કેવી રીતે કરી શકાય ? પ્રાચીન સંસ્કૃત રંગભૂમિમા આને માટેની કોઈ વિશિષ્ટ યુક્તિ હશે.

**शान्तमिदं आश्रमपदं**...આ આશ્રમનું સ્થાન શાન્ત છે. તેમા વસનારાઓ ઇન્દ્રિયાકર્ષણથી પર, માનસિક શાંતિથી યુક્ત છે.

**स्फुरति च बाहुः**–અને હાથ, જમણો હાથ ફરકે છે. એમ માનવામા આવે છે કે જમણા હાથનુ સ્ફુરણ ઉત્તમ સ્ત્રીના લાભનું સૂચક છે—वामेतरभुजस्पन्दो वरस्त्रीलाभसूचकः ।

**इहास्य फलम् कुतः ?** રાજાને આશ્ચર્ય એ વાતનું થાય છે કે અહીં આશ્રમમા આવું ફળ કેવી રીતે મળી શકે ? આશ્રમમા આવો કોઈ લાભ થવો એ રાજાને મન અશક્ય લાગે છે. પણ તે પોતાના મનનુ સમાધાન કરે છે.

**भवितव्यानां**–બનવાની વસ્તુના.

**द्वाराणि**–દ્વાર, જેના દ્વારા એ વસ્તુ બને છે તે.

**भवन्ति सर्वत्र**–બધી જ જગ્યાએ બને છે. વિધિએ જે નક્કી કર્યું છે તેને સ્થળ કે કાળના બંધનો લાગતા નથી. કેટલાક વિદ્વાનો એમ માને છે કે શાકુન્તલમા આરંભથી માંડીને અંત સુધી વિધિએ જ મોટો ભાગ ભજવ્યો છે, અને સંપૂર્ણ નાટકમા વિધિની વિચિત્રતા આલેખાઈ છે. આ હકીકતને સમર્થિત કરવા તેઓ એમ દર્શાવે છે કે શરૂઆતમા જ રાજાના આશ્રમપ્રવેશ સાથે તેના જમણા બાહુનું ફરકવું એ ભવિતવ્યતાની જ નિશાની છે.

**दक्षिणेन वृक्षवाटिकाम्**–વૃક્ષોના બગીચાની જમણી બાજુએ. શ્રી ઉમાશંકર જોષી કહે છે, "જમણો બાહુ ફરક્યો અને જમણી બાજુથી જ ભાવિનું દ્વાર ઊઘડતું હોય તેવો વાતચીતનો અવાજ સંભળાય છે।" અહીં દિશા સૂચવનાર સ્થાનવાચી શબ્દ પાણિનિના एनपा द्वितीया (૨/૩/૩૧) સૂત્ર પ્રમાણે દ્વિતીયા કે ષષ્ઠી વિભક્તિ લે છે જુઓ एनपान्तेन द्वितीया स्यात् । एनपेति योगविभागात् षष्ठ्यपि । दक्षिणेन ग्रामं ग्रामस्य । एनबन्तम् ।—સિદ્ધાન્તકૌમુદી

आलाप इव–કાંઈક વાતચીત જેવું. આ आलाप इव किंचित्‌ના જેવો વાક્યખંડ છે, અને સંસ્કૃતનો રૂઢપ્રયોગ છે.

स्वप्रमाणानुरूपैः–પોતાના પ્રમાણ–માપને અનુરૂપ.

सेचनघटैः–सेचनार्थाः घटाः । तैः । (મધ્યમપદલોપી) જળ સીંચવાના ઘડાઓ.

अहो मधुरमासां दर्शनम्–આમનું દર્શન મધુર છે. રાજા સૌંદર્યને પારખી શકે છે, અને તેની પ્રશંસા પણ કરી જાણે છે. પરંતુ અહીં એ નોંધવું જોઈએ કે અત્યારે તો એ ત્રણે સખીઓના માધુર્યની વાત કરે છે.

आसाम्–કહે છે. अस्याः–નહીં. કેવળ શકુન્તલા પ્રત્યેના આકર્ષણની અહીં વાત નથી.

. शुद्धान्तदुर्लभमिदं...शुद्धान्तदुर्लभम्–અંતઃપુરમાં પણ દુષ્પ્રાપ્ય. शुद्धान्ते दुर्लभम् । (સ. તત્પુ.)–शुद्धः अन्तः यस्य । (બ. વ્રી )–જેનો મધ્યભાગ શુદ્ધ છે તે, અથવા તો જેનો અંત ભાગ–હદ શુદ્ધ છે તે. ખરેખર शुद्धान्तेऽपि એમ હોવું જોઈએ, તેથી અહીં અનભિહિતવાચ્યતાનો દોષ છે.

वपुः–શરીર, રૂપ કે લાવણ્ય. वपुः शरीरे लावण्ये जले दीप्तौ च सज्जने ।–કેશવ. उद्यानलताः–બગીચામાં સંભાળથી ઉછેરવામા આવેલી લતા.

· वनलताभिः–જંગલમાંની લતા, કોઈ પણ જાતની કાળજી વગર ઊછરેલી. गुणैः–ગુણો દ્વાગ–સુગંધ, સૌંદર્ય વગેરેથી.

दूरीकृता–દગવાઈ છે. दूर + कृ નું ચ્વિ રૂપ, કર્મણિ ભૂતકૃદંત પું. પ્ર. બ. વ. વનલતા ઉદ્યાનલતાને ટપી ગઈ. અહીં બે ભિન્ન વર્ગની વાત કરવામાં આવી છે તેથી लता શબ્દ બે વાર પ્રયોજાયા છતાં કથિતપદદોષ થતો નથી. દુષ્યન્ત અત્યાર સુધી એવા ખ્યાલમાં હતો કે જે કાંઈ સૌંદર્ય હોય તે તેના અંતઃપુરમાં જ હોઈ શકે. પરંતુ આ ત્રણ કન્યાઓના સૌંદર્યે તે એવો તો પ્રભાવિત થયો છે કે તેને લાગે છે કે આવું રૂપ તો તેના અંતઃપુરમાં પણ દુર્લભ છે. એક ક્ષણ તે માની શકતો નથી કે આશ્રમવાસીઓમાં આવું રૂપ હોઈ શકે. આ જ હકીકતને વધારે સ્ફુટ કરવા માટે તે ઉદ્યાનલતા અને વનલતાનો આધાર લે છે. કાલિદાસ પ્રકૃતિનો કવિ છે અને તે પોતાના ઘણા અલંકારો માટે પ્રકૃતિને ઉપમાન તરીકે સ્વીકારે છે. અહીં નિદર્શના અલંકાર તથા આર્યા છંદ છે.

यथोक्तव्यापारा–કહ્યા પ્રમાણે વ્યાપાર કરતી. यथोक्तः व्यापारः यस्याः सा । उक्तस्य अनतिक्रमः यथोक्तम् ।

हला–અભવચસ્ક તથા સખીઓ માટે વપરાતું આ સંબોધન છે. જુઓ, समानाभिस्तथा सख्यो हलाभाष्याः परस्परम् ।–નાટ્યશાસ્ત્ર ૧૭:૮૯.

**वृक्षकाः**–નાનાં વૃક્ષો. અહીં અલ્પત્વ કે હ્રસ્વત્વને સૂચવવા માટે પાણિનિના हृस्वे (૫/૩/૮૬) સૂત્ર પ્રમાણે क ઉમેરાય છે.

**नवमालिका...पेलवा**–નવમાલિકાના પુષ્પ જેવી કોમળ.

**आलवालपूरणे**–आ (समन्तात्) लव (जललव) आगति (गृह्णाति) तत् आलवालम् । ક્યારાઓ. તાત કાશ્યપ અમને (પ્રિયંવદા, અનસૂયાને) તો વૃક્ષોને પાણી સીંચવાના કાર્યમાં નિયોજે તે તો ઠીક, પણ નવમાલિકા પુષ્પ જેવી પેશલ શકુન્તલાને પણ આ કાર્યમાં જોડે તેનાથી એવું જ અનુમિત થાય કે તેઓને શકુન્તલા કરતાં આશ્રમવૃક્ષો પ્રિયતર છે.

**सोदरस्नेहः**–समानं उदरं येषां ते सोदराः । तेषां स्नेहः । શકુન્તલા અનસૂયાની વાતનો સુંદર જવાબ આપતાં કહે છે કે તાત નિયોગને લીધે નહીં, પણ વૃક્ષો પ્રત્યેના બંધુભાવથી પ્રેરાઈને તે જળસિંચન કરે છે. "શકુન્તલા પ્રકૃતિની પુત્રી હતી, કોઈ માનુષી સ્ત્રી એની જનેતા ન હોતી. પ્રકૃતિને ખોળેથી એ કરવને મળી હતી."

**असाधुदर्शी**–साधु द्रष्टुं शीलं अस्य स साधुदर्शी । न साधुदर्शी असाधुदर्शी । સમ્યક્ દૃષ્ટિવિહીન, અવિવેકી. વૃક્ષવાટિકા પાછળથી સખીઓનો વાર્તાલાપ સાંભળતાં રાજાને શકુન્તલા કઈ તે જણાય છે, અને ત્રણે સખીઓ પ્રત્યેનો સમાન ભાવ હવે શકુન્તલા પ્રતિ કેન્દ્રિત થવા લાગ્યો છે.

**इदं किलाव्याजमनोहरं...**થોડું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા દુષ્યન્તને લાગે છે કે ત્રણે સખીઓમાં શકુન્તલા અત્યંત સુંદર છે. હવે તેની સ્પષ્ટ સહાનુભૂતિ તેના પ્રત્યે છે. આવા રૂપને તપને યોગ્ય બનાવવા ઇચ્છતા ઋષિના કાર્ય પ્રત્યે તે આદર દાખવી શકતો નથી.

**अव्याजमनोहरम्**–व्याजेन मनोहरं व्याजमनोहरम् । (तृ. तत्पु.) न व्याजमनोहरम् अव्याजमनोहरम् । (नञ् तत्पु.) સ્વાભાવિક રીતે જ સુંદર.

**तपःक्षमम्**–તપને યોગ્ય.

**किल**–આનાથી રાજાની અરુચિ જણાય છે. किल संभाव्यवार्तयोः हेत्वरुच्योर-लीके च ।–હૈમ.

***शमीलतां***–શમી વૃક્ષની ડાળીને. કેટલાક લોકો અહીં ***समिल्लता*** એવો પાઠ સ્વીકારે છે. પરંતુ समिध् એટલે જ બળતણ માટે કાપેલી વૃક્ષની ડાળી. પછી તેની સાથે लता શબ્દ સુસંગત થતો નથી. વળી શમીનું વૃક્ષ અત્યંત કઠણ હોય છે, આથી નીલકમળની ધારથી શમીવૃક્ષની ડાળીને કાપવાની ક્રિયામાં તે બંને વચ્ચેનો વિરોધ વધારે સ્પષ્ટ બને છે.

**व्यवस्यति**-પ્રયત્ન કરે છે. વિ+અવ+સોનું વર્તમાનકાળ ત્રી. પુ. એ. વ. આ શ્લોકમા નિદર્શના અલંકાર તથા વંશસ્થવિલ છંદ છે.

**पादपान्तर्हित एव**-વૃક્ષની પાછળ છુપાઈને જ. શકુન્તલાથી આકર્ષાઈને રાજા હવે તેને સૂક્ષ્મતાથી નિહાળવાનો નિર્ધાર કરે છે.

**विश्रब्धां**-વિશ્વાસથી વર્તતી. અહીં, **विश्रब्धं** એવો પાઠ છે. પણ તે पश्यामि ક્રિયાપદનું ક્રિયાવિશેષણ બને છે. અર્થાત્ કેહું નિરાંતે જોઈશ. પરંતુ આને બદલે, **विश्रब्धां**-વધારે સારું છે, કારણ કે યથેચ્છ વિહરતી પ્રિયતમાને જોવામાં રસિકજનોને વધુ આનંદ આવે છે. **विस्त्रस्ताम्**-એવો પાઠ પણ છે, તેનો અર્થ તો સરખો જ છે. પરંતુ નામ તરીકે विश्वस्ता નો અર્થ વિધવા થાય છે અને તેથી અનુચિતત્વાર્થત્વ નામનો કાવ્યદોષ થાય છે. જુઓ, विश्वस्तो जातविश्वासे ।। विश्वस्ता विधवा स्त्रियाम् ।–મેદિની.

**अतिपिनद्धेन**-અતિશય કડક બાધેલા.

**नियन्त्रितास्मि**-હલનચલન ન કરી શકાય તેમ જકડી છે.

**पयोधरविस्तारयितृकम्**-पयोधरयोः विस्तारयितृ । तदेव । શકુન્તલા પોતે યૌવનમા પ્રવેશી છે, પરંતુ તે જાણતી નથી અને આથી તેના અતિશય તંગ વલ્કલ માટે પ્રિયંવદાનો વાક કાઢે છે જ્યારે પ્રિયંવદા તેને કહે છે કે એ તો પયોધરોનો વિસ્તાર કરનાર યૌવનનો વાક છે.

**सम्यक्**-બરાબર. રાજા અહીં પ્રિયવંદાની સાથે સહમત થાય છે. રાજાનો શકુન્તલા માટેનો રસ વૃદ્ધિ પામે છે અને પ્રશંસાનું રૂપ લે છે.

**इदमुपहितसूक्ष्म**...રાજા શકુન્તલાના શરીરનું વર્ણન કરતા કહે છે કે આટલી સુંદર શકુન્તલા વલ્કલમાં શોભતી નથી.

**स्तनयुगपरिणाहाच्छादिना**-स्तनयुगस्य परिणाहं छादयितुं शीलमस्य तेन ।। સ્તનયુગલની વિશાળતાને ઢાંકનાર. परिणाहो विशालता ।–અમર.

**स्कन्धदेशे**-ખભા ઉપર.

**उपहित**-બાંધેલી.

**सूक्ष्मग्रन्थिना**-सूक्ष्मा ग्रन्थिर्यस्य । ઝીણી ગાઠ. શકુન્તલાના વિકસતા યૌવનને પરિણામે તેના પયોધરોનો વિસ્તાર થયો હતો. આથી જૂનાં વલ્કલો ટૂંકાં થતાં હતા અને એક ઝીણી ગાઠ પણ મુશ્કેલીથી બાંધી શકાતી હતી. સૂક્ષ્મ શબ્દ અહીં સહેતુક છે

**अभिनय**-નવું અર્થાત્ કે વિકસનું.

**पाण्डुपत्रोदरेण पिनद्ध**-પીળા પાંદડામા બંધાયેલા.

**स्वां शोभां न पुष्यन्ति**–પોતાની શોભાને ધારણ કરતું નથી. અહીં પુષ્ ધાતુ રૂઢ અર્થમાં વપરાયો છે. જુઓ–सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम् ।–મેઘદૂત. રાજા અત્યારે તપોવનમાં છે અને આથી એને ઉપમાઓ પણ વનને અનુરૂપ જ સૂઝે છે. કેટલાક લોકો આ શ્લોકને પ્રક્ષિપ્ત માને છે, કારણ કે આ અને આની પછીના શ્લોકમાં બે વિરોધી વિચારો છે. પરંતુ રાજાના માનસિક વિચારોના ક્રમમાં જોતાં જણાશે કે આ શ્લોક સંપૂર્ણ તર્કસંગત છે. હસ્તિનાપુરનો રાજા દુષ્યંત અંતઃપુરના અને નગરના સૌંદર્યથી ટેવાયેલો હતો. અત્યંત સુંદર શકુન્તલાને જોતાં પણ પ્રથમ ક્ષણે તો તેને એમ લાગે છે કે આનું અભિનવ વપુ સુંદર વસ્ત્રાલંકારોથી વધુ સુંદર લાગત. પરંતુ હજી વધારે નિરીક્ષણને લીધે તેને જણાય છે કે વલ્કલમાં હોવા છતા પણ શકુન્તલાનું વપુ સુંદર નથી એમ નહીં. અહીં ઉપમા અલંકાર અને માલિની છંદ છે.

**काममननुरूपम्**–અનુરૂપ નથી.

**वपुषो**–શરીરને. કેટલાક અહીં वयसो એવો પાઠ લે છે, પરંતુ આગળના શ્લોકમાં શારીરિક સૌંદર્યની જ વાત હોવાથી वपुषो પાઠ જ વધુ યોગ્ય છે.

**सरसिजमनुविद्धं...शैवलेन**–શેવાળથી **अनुविद्ध**–વીંટળાયેલું.

**सरसिजम्**–કમળ. પાણિનિના तत्पुरुषे कृतिबहुलम् (૬/૩/૧૪) સૂત્ર પ્રમાણે થતો અલુક્ સમાસ છે. આથી આપણને सरसिज, અને सरोज બે રૂપો મળે છે.

**मलिनम्**—મલિન–ઘેરું.

**लक्ष्म**—ડાઘ.

**लक्ष्मीं तनोति**—શોભા વધારે છે.

**अधिकमनोज्ञा**—મનને વધારે ગમે તેવી. मनः जानाति असौ ।

**तन्वी**—કૃશાંગી. કૃશતા એ સૌંદર્યની નિશાની મનાતી. જુઓ तन्वी श्यामा शिखरिदशना...।–મેઘદૂત.

**मधुराणां आकृतीनाम्**–મધુર આકૃતિવાળાને. मधु माधुर्यं राति माधुर्यमस्य अस्ति इति मधुरम् ।

**किमिव हि मण्डनं न**–શું ભૂષણરૂપ હોતું નથી. આ શ્લોકની પ્રથમ પંક્તિમાં सरसिजम् અને ત્રીજી પંક્તિમા इयम् કર્તા છે. જ્યારે બીજી પંક્તિમાં हिमांशुः હોવું જોઈએ તે નથી. આથી અહીં પ્રક્રમભંગનો દોષ થાય છે રાઘવભટ્ટ અહીં એવો સુધારો સૂચવે છે કે शिशिरकिरणमाली सुन्दरो लक्ष्मणापि । આવા જ વિચારો માટે જુઓ :–सर्वशोभनीयं सुरूपं नाम ।–પ્રતિમાનાટક. तथापि पुष्णाति नभः श्रियं परां न रम्यमाहार्यमपेक्षते गुणम् ।–કિરાત. ૪:૨૩ रम्याणां विकृतिरपि श्रियं तनोति ।

આ શ્લોક સાહિત્યદર્પણમાં માધુર્યના ઉદાહરણ તરીકે ટાંકવામાં આવ્યો છે. માધુર્યની વ્યાખ્યા છે : सर्वावस्थाविशेषेषु माधुर्यं रमणीयता । આ શ્લોકમાં અર્થાન્તર-ન્યાસ તથા પ્રતિવસ્તૂપમા અલંકાર અને માલિની છંદ છે.

**वातेरितपल्लवाङ्गुलीभिः**–वातेन ईरितानि पल्लवानि एव अङ्गुलयः । ताभिः । પવન વડે હલાવાયેલા પલ્લવો રૂપી આંગળીઓથી

**त्वरयतीव**–જાણે કે ઉતાવળ કરાવે છે.

**केसरवृक्षकः**–બકુલવૃક્ષ.

**संभावयामि**–સત્કાર કરું. અહીં આગળીઓના ઈશારાથી પોતાની પ્રિય-તમાને બોલાવતા પ્રિયતમનું સૂચન છે. ચબરાક પ્રિયંવદા આ સૂચન પકડી લઈને શકુન્તલાની મીઠી મજાક કરવાનું ચૂકતી નથી. તે શકુન્તલાને બકુલવૃક્ષ પાસે થોડી વાર ઊભા રહેવાનું કહે છે. ત્યાર પછીના શકુન્તલાના **किं निमित्तम्** આટલા શબ્દો કેટલીક પ્રતોમાં નથી. પરંતુ શકુન્તલાને આમ એકાએક ઊભા રહેવાનું કહેતાં આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે અને આથી "શા માટે ?" એમ પૂછ્યા પછીનું પ્રિયંવદાએ દર્શાવેલું કારણ વધારે સાહજિક લાગે છે.

**लतासनाथ**–લતાથી યુક્ત. सनाथ શબ્દનો અર્થ થાય છે, પતિથી યુક્ત અને મોટે ભાગે સૌભાગ્યવતી સ્ત્રીઓ માટે તે પ્રયોજાય છે. ગૌણ અર્થમાં મલિન-રક્ષક યુક્ત એવો તેનો અર્થ થઈ શકે. જુઓ–सनाथा इदानीं धर्मचारिणः । શકુન્તલાના ત્યાં ઊભા રહેવાથી બકુલનું વૃક્ષ જાણે કે લતાથી યુક્ત હોય એવું લાગે છે. નાયિ-કાઓની નાજુક, સુંદર, કૃશ દેહયષ્ટિની સરખામણી માટે સંસ્કૃતમાં લતાનો આધાર અનેકવાર લેવાય છે. શકુન્તલા પોતાની પ્રશંસાથી ખુશ થતાં કહે છે અને આથી તે પ્રિયંવદાને મીઠું બોલનારી કહે છે,–અને તેના નામની સાર્થકતા સિદ્ધ કરે છે–प्रियं वदति असौ प्रियंवदा ।

**प्रियमपि तथ्यम्**–પ્રિયંવદાએ માત્ર પ્રિય જ નહિ સત્ય પણ કહ્યું છે. ઘણી વાર એવું બને છે કે પ્રિય વચન સત્યથી વેગળું હોય, પરંતુ રાજાને લાગે છે કે તેણે પ્રિય અને તથ્ય કહ્યું છે.

**अधरः किसलयरागः......**શકુન્તલા પ્રત્યેના માત્ર આકર્ષણમાંથી રાજા હવે જાણે કે તેની પ્રાપ્તિ માટેની અભિલાષા સેવતો થઈ જાય છે. શકુન્તલાનું લાવણ્ય તેને લોભનીય લાગે છે.

**किसलयरागः**–किसलयरागः इव रागः यस्य । કુંપળાં પલ્લવોના રંગ જેવો જેનો રંગ છે; અર્થાત્ કે લાલ અધરોષ્ઠ.

**कोमलविटपानुकारिणौ**—कोमलौ विटपौ अनुकुरुतः तौ । કોમળ વૃક્ષની શાખાઓ જેવા બાહુ. વૃક્ષમા જેમ પુષ્પો હોય છે તેમ શકુન્તલાનાં અંગોમા આકર્ષનારું યૌવન હતું.

**संनद्धम्**–સર્વત્ર વ્યાપ્ત. सम्+नह् કર્મણિ ભૂત કૃદંત. શકુન્તલાના સૌંદર્યનું વર્ણન કરતા દુષ્યંત તેના પ્રત્યેક અંગને પ્રકૃતિસૌંદર્યની સાથે સંકલિત કરે છે. પ્રકૃતિના મહાકવિનું એકેય વર્ણન પ્રકૃતિના ઉલ્લેખથી વંચિત છે ખરું ? આવા ઉલ્લેખો કાલિદાસમા અન્યત્ર પણ છે. अमदयन्मधुगन्धसनाथया किसलयाधरसंगतया मनः । कुसुमसंभृतया नवमल्लिका स्मितरुचा तरुचारुविलासिनी ॥–રઘુવંશ ૯:૪૨. આ શ્લોકમા ઉપમા અલંકાર અને આર્યા છંદ છે.

**स्वयंवरवधू**—स्वयं वियते पतिरत्र इति स्वयंवरः । तत्र वधूः । (ષ. તત્પુ.) અથવા स्वयं वृणीते पतिम् असौ स्वयंवरा । (ઉપપદ) सा च असौ वधूश्च । (કર્મધારય) વનજ્યોત્સ્નાએ સહકાર વૃક્ષને પોતાની મેળે જ પોતાના પતિ તરીકે પસંદ કર્યો હતો.

**सहकार**—અતિશય સુગંધિત મંજરીઓવાળું આ આંબાનું વૃક્ષ છે. પોતાની માદક શક્તિથી એ વિયુક્ત યુગલને મેળવી આપે છે. આથી તેને સહકાર કહે છે. सहकारयति मेलयति वियुक्तमपि द्वन्द्वम् ।

**विस्मृतासि**–"તું ભુલાઈ છે", પરંતુ અહીં "તું ભૂલી ગઈ છે". આમ કર્મણિ ભૂત કૃદંત કર્તરિના અર્થમા વપરાયું છે. કાલિદાસે આવા પ્રયોગ અન્યત્ર પણ કર્યા છે. अहो विस्मृत मम हृदयम् ।–વિક્રમોર્વશીયમ્. प्रथम पुनः पुत्रदर्शनेन विस्मृतास्मि ।–વિક્રમો૦ વ્યાકરણની દૃષ્ટિએ આને આ પ્રમાણે સમજાવી શકાય : विस्मृत विस्मरणम् नपुंसके भावे क्तः । विस्मृतमस्या अस्ति सा । (विस्मृत=अच् मत्वर्थीय) विस्मृता ।

**लतापादपमिथुनस्य**–लता च पादपः च इति लतापादपौ । (द्वन्द्व) तयोः मिथुनम् । (ષ તત્પુ ). લતા અને વૃક્ષનું યુગલ.

**व्यतिकरः**–સંયોગ.

**नवकुसुमयौवना**–नवानि कुसुमानि यस्मिन् । तादृशं यौवनं यस्या. सा । નવકુસુમોના ચિહ્નવાળુ યૌવન. કેટલાક આ સમાસને આ પ્રમાણે પણ સમજાવે છે : नवकुसुममेव यौवनं यस्याः सा । નવપુષ્પો જ જેનું યૌવન છે. પરંતુ આ યોગ્ય નથી, કારણ કે નવકુસુમ એ તો યૌવનનું કારણ છે, યૌવન પોતે નહીં. અહીં જેને યૌવનમા સ્નેહદર્શન (કુસુમ) થયું છે તેવી યુવતીનું સૂચન છે.

**स्निग्धपल्लवतया**–स्निग्धानि पल्लवानि यस्य । तस्य भावः । तया । સુંદર પલ્લવોથી યુક્ત. અહીં પણ પ્રેમાળ (સ્નિગ્ધ) પ્રિયતમ (પલ્લવ)નું સૂચન છે.

**उपभोगक्षमम्**–ઉપભોગ માટે યોગ્ય. શકુન્તલા સહકાર વૃક્ષ અને વનજ્યો-
-ત્સ્નાનું મિલન અત્યંત રસપૂર્વક જુએ છે. આ તેના ઉચ્ચારણમાં, અને કાર્યમાં
ઈર્ષાનો કંઈક અંશ જણાય છે, જાણે કે તે પોતે પણ ઇચ્છે છે કે તે વનજ્યોત્સ્નાની
જગ્યાએ હોય. ચતુર પ્રિયંવદા તેના મનના આ વિચારો જાણી જાય છે અને
શકુન્તલાની મીઠી મજાક કરવાની તક છોડતી નથી. શકુન્તલા પોતે મોઢેથી તો
ના પાડે છે, પરંતુ જે રીતે એ ના કહે છે તે જ તેની આતરિક લાગણીઓ સ્પષ્ટ
કરે છે. અહીં પ્રિયંવદા અને અનસૂયાના પાત્રની વિલક્ષણતાઓ જણાય છે. પ્રિયં-
-વદા કંઈક ચંચળ રમૂજી વૃત્તિવાળી અને ચતુર છે. જ્યારે અનસૂયા ગંભીર અને
મિતભાષી છે. પ્રકૃતિના આવા રોમાંચક દશ્યોની અસર તેના પર ઓછી થાય છે.

**अतिमात्रम्**–અત્યંત. मात्रायाः अत्ययः अतिमात्रम् । (અવ્યયીભાવ) मात्रा
શબ્દ અહીં સમયમર્યાદા અથવા ધ્યાનની મર્યાદાને ઉલ્લેખે છે.

***अपि नाम कुलपते...अपि नाम***–આશા કે આકાંક્ષાને સૂચવે છે.

**असवर्णक्षेत्रसंभवा**–અસમાન વર્ણની પત્નીમા જેનો જન્મ થયો છે. समानः
वर्णः यस्य तत् सवर्णम् । (બ. વ્રી.) પાણિનિના समानस्य...વગેરે (૬:૩:૮૪) સૂત્ર
પ્રમાણે સમાસની શરૂઆતમા આવતા **समान** નો **स** થાય છે. न सवर्णम्
असवर्णम् । (નગ્ તત્પુ.), असवर्णम् क्षेत्रम् असवर्णक्षेत्रम् । (કર્મધારય), तस्मिन् सभवः
यस्याः सा । (બ. વ્રી.). દુષ્યંત હવે શંકુતલાથી સંપૂર્ણ આકર્ષિત થયો છે અને
તેની સાથે પરણવાની ઇચ્છા ધરાવે છે. પરંતુ મુશ્કેલી ત્યા છે કે જો શકુન્તલા
બ્રાહ્મણકન્યા હોવ તો તેમ બનવું સંભવિત નથી, કારણ કે ક્ષત્રિયો બ્રાહ્મણકન્યાને
પરણી શકતા ન હતા. જુઓ शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते । ते
च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥–મનુસ્મૃતિ ૩:૧૩. આથી તે ઇચ્છે છે
કે (अपि नाम) શકુન્તલા કણ્વની અસમાન વર્ણની પત્નીનું સંતાન હોય. જો આમ
હોય તો શકુન્તલા मूर्धाभिषिक्त અથવા मूर्धावसिक्त નામે ઓળખાતી સંકર પ્રજાની
હોવાથી રાજાના તેની સાથેના લગ્નમા વાંધો આવે નહીં. કાલિદાસના સમયમાં
આવી સંકર પ્રજાઓ પિતાના વર્ણની નહીં, પરંતુ નીચલા (માતાના) વર્ણની
ગણવામાં આવતી હશે. પોતાના મનમાં ઊઠતા 'આ યોગ્ય છે કે કેમ ?' એવા
આતરિક સંઘર્ષના શમન માટેનો જાણે કે રાજાનો આ પ્રયાસ છે. જો કે અહીં
એ નોધવું જોઈએ કે થોડી વાર પછી જ કન્યાઓ સાથેના વાર્તાલાપમાં જે કહે
છે કે–भगवान्काश्यपः शाश्वते ब्रह्मणि स्थित इति...તેની સાથે આ વિધાન અસંગત છે.

**कृतम् संदेहेन**–શંકા કરવાની જરૂર નથી.

**असशयं क्षत्रपरिग्रहक्षमा...असंशयम्**–संशयस्य अभावः । અથવા
न विद्यते सशयः यस्मिन् कर्मणि यथा तथा ।

(અવ્યયીભાવ) નિઃશંક.–**क्षत्रपरिग्रहक्षमा**–क्षत्रस्य क्षत्रेण वा परिग्रहः । तस्य क्षमा । ક્ષત્રિયને માટે સ્વીકારવા યોગ્ય. અથવા ક્ષત્રપરિગ્રહં ક્ષમતે અસૌ । ક્ષત્રિયના સ્વીકારની જેનામાં યોગ્યતા છે.

**आर्य**–ઉદાત્ત.

**संदेहपदेषु**–संदेहानां पदानि, तेषु । સંદેહ–શંકાના વિષયોમાં.

**अंतःकरणप्रवृत्तयः**–મનની વૃત્તિઓ–Intuition.

**प्रमाणम्**—પ્રમાણ. આ શબ્દ હમેશાં બહુવચનમાં વપરાય છે. જુઓ श्रुतयः प्रमाणम्, वेदाः प्रमाणम् । શકુન્તલાને વરવા ઉત્સુક બનેલા રાજાના આંતર–મનને–તેમાં ઊઠતા પ્રશ્નને શમાવવાનો જ રાજાનો આ પ્રયત્ન છે. બ્રાહ્મણકન્યાને તે સ્વીકારી શકે તેમ નથી, પરંતુ તેનું આર્ય મન સાક્ષી પૂરે છે કે क्षत्रपरिग्रहक्षमा છે. પોતાને જ આર્ય તરીકે ઓળખાવવો અને સજ્જનોમાંનો એક માનવો તે પ્રકારની આત્મશ્લાઘા દુષ્યન્તને ધીરોદાત્તપણામાંથી ચ્યુત નથી કરતી ? આવો પ્રશ્ન પણ સંભવી શકે છે. પરંતુ આત્મસ્તુતિ અહીં સીધી રીતે થઈ નથી. વળી ન્યાયી હૃદયના વિશ્વાસનું તે પરિણામ છે. આથી નાયકના ધીરોદાત્તત્વને તેમાં વાંધો આવતો નથી. અને અંતે તો "To love and be reasonable is not permissible to a human being." આમ પોતાના મનની ખાતરી હોવા છતાં આ બાબતમાં તત્ત્વાન્વેષણ કરીને જ તે આગળ વધવા માગે છે. તેથી દુષ્યંતને વિલાસી કે ભ્રમરવૃત્તિનો ન માની શકાય. કવિ અહીં એક પ્રસિદ્ધ સત્ય રજૂ કરે છે. જ્યારે બુદ્ધિથી કશો માર્ગ ન સૂઝે ત્યારે અંતરના અવાજથી સંદેહ દૂર થાય છે. પરંતુ દરેકની અંતઃસ્ફુરણાને પ્રમાણભૂત ન ગણી શકાય, તે તો ઉદાત્ત મનવાળા સજ્જનની જ હોવી જોઈએ. દશરૂપકકાર આ શ્લોકને अभिलाषा ના ઉદાહરણ તરીકે ટાંકે છે. આ શ્લોકમાં અર્થાન્તરન્યાસ અલંકાર અને વંશસ્થવિલ છંદ છે.

**सलिलसेकसंभ्रमोद्गतो**–सलिलस्य सेकः । तस्य संभ्रमः । तेन उद्गतः ।

જળસિંચનથી ગભરાઈને ઊડેલો **अभिवर्तते**–આજુબાજુ ફરે છે. ભ્રમર શકુન્તલાના વદનની આસપાસ ભમે છે આથી લાગે છે કે તેનો શ્વાસોચ્છ્‌વાસ સુગંધિત હશે. આનાથી તેનું પદ્મિનીત્વ સૂચવાય છે. સામુદ્રિક શાસ્ત્રમાં પદ્મિનીનાં લક્ષણો નીચે પ્રમાણે ગણાવ્યાં છે : भवति कमलनेत्रा नासिका क्षुद्ररन्ध्रा अविरलकुचयुग्मा चारुकेशी कृशाङ्गी । मृदुवचनसुशीला गीतवाद्यानुरक्ता सकलतनुसुवेशा पद्मिनी पद्मगन्धा ॥ –રતિમંજરી.

**चलापाङ्गां दृष्टिं**...ભમરને શકુન્તલાના મુખની આસપાસ ફરતો જોઈને દુષ્યંત ઈર્ષા અનુભવે છે અને ભમરને પોતાનો હરીફ માને છે.

**वेपथुमतीं**–કંપતી.

**चलापाङ्गां**–चलौ अपाङ्गौ यस्याः सा । (બ. વ્રી.) ચંચળ નેત્રોવાળી શકુન્તલાના નયનો આમેય ચંચળ તો હતાં જ, પણ ભયને લીધે અત્યારે વિશેષ ચંચળ બન્યાં છે. આથી તેના સૌંદર્યમાં વૃદ્ધિ થાય છે.

**बहुशः**–અનેક વાર. દુષ્યંતને થાય છે કે આ ભમર તો અનેક વાર તેનાં નેત્રોનો સ્પર્શ કરી શકે છે જ્યારે પોતાને તો એક વાર પણ તેની તક મળતી નથી.

**कर्णान्तिकचरः**–कर्णस्य अन्तिकम् । तत्र चरति असौ । (ઉપપદ) કાનની પાસે ફરનારો.

**रहस्याख्यायी**–रहस्य आचष्टु शीलमस्य । ગુપ્ત વાત કરતો. પ્રણયીજનો મોટે ભાગે મુખના સ્પર્શના લોભથી જ ગુપ્ત વાત કાનમાં કહેવાની ઇચ્છા રાખે છે. જુઓ **मृदु स्वनसि**–મધુર ગુંજન કરે છે.

**करं व्याधुन्वत्या**.–હાથ હલાવતી હોવા છતા. અહીં करौ એવું પાઠાન્તર છે પરંતુ એક હાથે ભમરને ઉડાડતી હોય એ ચિત્ર વધારે સ્વાભાવિક લાગે છે. જો તેના બંને હાથ ઊંચા હોય તો તે દેખાય નહીં. વળી કદાચ તેના એક હાથમા સેચનઘટ હશે આથી करं વધારે સારો પાઠ છે. व्याधुन्वत्याः એ અનાદરાર્થે ષષ્ઠીનો પ્રયોગ છે.

**रतिसर्वस्वम्**–સર્વ આનંદનો સાર–all in all.

**अधरं पिबसि**–ટીકાકાર રાઘવ કહે છે કે અત્યંત પાસેથી આદરપૂર્વક જુએ છે એવો કરવો જોઈએ–सादरं विलोकयसि इति भ्रमरपक्षे । अन्यथा तेन दश एव क्रियेत ।–રાઘવ. અહીં પ્રથમ ત્રણ પંક્તિમા નેત્રચુંબન, રહસ્યાખ્યાન, અને અધરચુંબનની વાત કરી છે.

**तत्त्वान्वेषात्**–तत्त्वस्य अन्वेषः । तस्मात् । સત્યની શોધમા.

**हताः**–હણાયા, ઇચ્છા પૂર્ણ જ ન થઈ.

**वयम्**–અહીં अहम् ના અર્થમાં વપરાયેલું છે. ભમર જે મેળવી શકે છે તે પોતે પ્રાપ્ત ન કરી શકવાને કારણે પોતાની જાત પ્રત્યે તિરસ્કારમાં અહીં બહુવચનનો પ્રયોગ કર્યો છે.

**कृती**–प्रशस्तं कृतम् अस्य । પ્રશસ્ય કાર્ય કરનાર, અથવા ધન્ય. દુષ્યન્ત શકુન્તલા પ્રત્યેના પ્રેમમાં એટલો તો ગળાબૂડ છે કે તેની પાસે રહેલા ભમરને પણ તે સાંખી શકતો નથી. ઉપરાંત અત્યારે તેને લાગે છે કે કોઈ સત્યની શોધ વગર

હકકામુકનો ભાવ દર્શાવનાર ભ્રમર પણ તેના કરતાં વધુ સારો છે—ધન્ય છે. જ્યારે તત્ત્વની શોધમાં તેણે ગુમાવ્યું છે. આ શ્લોકમાં સ્વભાવોક્તિ, સમાસોક્તિ, વ્યતિરેક, અને ઉત્પ્રેક્ષા અલંકાર તથા શિખરિણી છંદ છે.

ધૃષ્ટોઃ—નફ્ફટ.

**न विरमति**—અટકતો નથી. रम् ધાતુ આત્મનેપદી છે, પરંતુ જ્યારે તે वि, आ કે परि ની સાથે વપરાય છે ત્યારે પાણિનિના व्याङ्परिभ्यो रमः (૧:૩:૮૩) સૂત્ર પ્રમાણે પરસ્મૈપદી થાય છે.

अन्यतः—બીજી જગ્યાએ.

पदान्तरम्—अन्यत् पदम् । બીજે પગલે. આ અનિયમિત સમાસ છે.

दुर्विनीतेन—दुष्टं विनीतं यस्य । (બ. વ્રી.) અવિનયી.

**अभिभूयमानां मां परित्रायेथां**—આ એક રૂઢપ્રયોગ છે. તેનો અર્થ છે मम अभिभवं અથવા अभिभवात् मा परित्रायेथां । ત્રાસ પમાડાતી મને બચાવો. अभिभूयमानां—अभि+भू નું કર્મણિ વર્તમાન કૃદંત સ્ત્રી. દ્વિ. એ. વ.

आक्रन्द—(મદદ માટે) બૂમ પાડ, બોલાવ.

तपोवनानि—तपःसाधनानि वनानि । (મધ્યમપદલોપી).

**राजरक्षितव्यानि**—राज्ञा रक्षितव्यानि । (તૃ. તત્પુ.) રાજાએ તપોવનનું રક્ષણ કરવાનું હોય છે.

प्रकाशयितुम्—પ્રગટ કરવાનો, જાહેર થવા માટે.

अवसरः—પ્રસંગ. સખીઓએ તો મશ્કરીમાં જ કહ્યું હતું કે તને બચાવનાર અમે કોણ ? દુષ્યંતને બોલાવ. પરંતુ અત્યાર સુધી વૃક્ષની ઓથે રહેલા રાજા માટે પ્રગટ થવાનો આ સારો પ્રસંગ છે. આથી તે કહે છે. न भेतव्यं न भेतव्यं । અત્યાર સુધીની રાજાની બધી જ ઉક્તિઓ સ્વગત છે. "બીશો નહીં, બીશો નહીં" એમ તે મધ્યાને સંબળાય તેમ બોલે છે. પરંતુ તે કન્યાઓથી થોડો દૂર હોવાને લીધે તેઓ આસાની શકતી નથી. પરંતુ એટલું કહેવામાં તો રાજાને થાય છે કે આ તો તેનું રાજાપણું પ્રગટ થઈ જશે અને તો કન્યાઓ સાથે મુક્તપણે વાત કરવાને બદલે તેઓ રાજાની આગતાસ્વાગતામાં પડી જાય. આથી દુષ્યંત પોતાને રાજાના પ્રતિનિધિ તરીકે ઓળખાવે છે. જો કે કન્યાઓને તેના રાજા હોવાની ખાતરી આગળ તો થાય છે જ. આ ભ્રમરબાધા પ્રસંગ નિરૂપીને કવિએ રાજાનો અત્યંત કુશળતાપૂર્વક પ્રવેશ કરાવ્યો છે. શકુન્તલાના વદનની આસપાસ ફરતો ભ્રમર

અસ્થિર યુવાનીનું પ્રતીક છે અને તેના જ અનુસંધાનમાં રાજાના સ્વભાવ ઉપર પણ તે પ્રકાશ પાડે છે પાંચમા અંકમાં હંસપદિકા પણ રાજાને अभिनवमधुलोलुप જ કહે છે ને।

**कः पौरवे वसुमतीं दुर्विनीतानां शासितरि**–દુષ્ટોને દંડ દેનાર અહીં શબ્દ સહેતુક છે, કારણ કે અવિનયી ભ્રમર શકુન્તલાને ત્રાસ ઉત્પન્ન કરતો હતો.

**पौरवे वसुमतीं शासति**—પૌરવ–પુરુવંશનો રાજા પૃથ્વી ઉપર શાસન કરે છે ત્યારે અહીં અનાદરના અર્થમાં સતિસપ્તમીનો પ્રયોગ છે

**मुग्धासु**–નિર્દોષ રાજા અહીં પોતાને વિષે ત્રીજા પુરુષમાં વાત કરે છે જેથી તે રાજા તરીકે ઓળખાઈ ન જાય વળી તે જાણે છે કે શકુંતલા જ ભ્રમરથી ત્રાસ પમાડાતી હતી છતાં પોતાના અજ્ઞાનને દર્શાવતા નિર્દોષ તપસ્વીકન્યાઓની વાત તે કરે છે અહીં રાજા પોતાને દુર્વિનીતના શાસક તરીકે ઓળખાવે છે પરંતુ તે પોતે જ આશ્રમ પ્રત્યે અવિનય આચરે છે તેમાં નાટ્યકીય વક્રતા—Dramatic iron રહેલી છે આ શ્લોકમાં આર્યા છંદ છે

**किंचिदिव**–કાંઈક રાજાનું–નગરવાસીનું આગમન થતા આશ્રમકન્યા સહેજ ગભરાય તે સ્વાભાવિક છે પરંતુ ત્રણેમાં અનસૂયા કાંઈક વિશેષ ગંભીર હોવાથી તે સૌથી પ્રથમ પોતાની જાતને કાબૂમાં લે છે અને રાજાને પરિસ્થિતિથી વાકેફ કરે છે વળી જ્યારે રાજા શકુન્તલાને પ્રશ્ન પૂછે છે ત્યારપછી તે જ પરિસ્થિતિ સંભાળી લે છે અને શકુન્તલાને તેની અતિથિસત્કારની ફરજનું ભાન કરાવે છે

**आर्य**—મહાનુભાવ

**अत्याहितम्**–મોટો ભય ગજબ થયો –अतीवमाहितं मनसि ।

**अभिभूयमाना**–પરાભવ પમાડાતી ત્રાસ પમાડાતી

**कातरीभूता**–ગભરાઈ હતી कातर+भू નુ च्वि રૂપ કર્મણિ ભૂત કૃદન્ત સ્ત્રી પ્ર એ વ અહીં अभूततद्भाव ના અર્થમાં च्वि રૂપ પ્રયોજ્યું નથી આવા ઉ. હવે આગળ દર્શાવેલા છે

**अपि तपो वर्धते**–આ બહુ જ વ્યાવહારિક પ્રશ્ન છે રાજાનું બાહ્ય વર્તન પરિણામ ઇંગિત આચાર પ્રમાણેનું છે તે શકુન્તલાને પ્રશ્ન પૂછે છે તે પણ સ્વરની પ્રતિનિધિ છે માટે હવે પછી શકુન્તલાની બન્ને સખીઓનો વિલક્ષણ સ્વભાવ વિશેષતયા સ્ફુટ થાય છે

**साध्वस**–અમર૦માં આને ભય–ભીતિનો પર્યાય ગણાવવામાં આવે છે પરંતુ તેનો અર્થ 'મૂંઝવણયુક્ત' એવો વધારે સારો છે તે ઉપરાંત, તેમાં ભયની પણ આછી રેખા હોય છે શકુન્તલા વગર બોલ્યે ઊભી રહે છે ત્યારે અનસૂયા તેને પોતાની ફરજનું ભાન કરાવે છે

**अतिथिविशेषलाभेन**–વિશિષ્ટ અતિથિના આવવાથી. विशेषयुतः अतिथिः અથવા તો અતિથીના विशेषः ।

**उटजम्**–પર્ણકુટીમાં. उटः तृणपर्णादिः । तस्माज्जायते ।

**फलमिश्रम्**–ફળસહિતનુ.

**अर्घम्**–અતિથિના સત્કાર માટે અર્ઘ આપવામાં આવે છે, તેમા પાણી, દૂધ, કુશ, દહીં, ઘી, ચોખા, જવ, સરસવ વગેરે આઠ વસ્તુઓ હોય છે. आपः क्षीरं कुशाग्रं च दधि सर्पिः सतण्डुलम् । यवः सिद्धार्थकश्चैव अष्टाङ्गोऽर्घः प्रकीर्तितः ॥

**पादोदकं**–पादार्थम् उदकम् । (ચ. તત્પુ.) પગ ધોવા માટેનું પાણી.

**भवतीनां**...રાજા આતિથ્ય માટેની કોઈ તકલીફ ન લેવા જણાવે છે, કારણ કે તેનની મધુર વાણીથી જ સત્કાર તો થઈ ગયો છે. અત્યાર સુધી માત્ર અનસૂયા જ બોલી છે, પરંતુ રાજા બહુવચન પ્રયોજે છે. તે પોતે પણ જાણે કે ઇચ્છે છે કે બધાની સાથે ખાસ કરીને શકુન્તલાની સાથે વાર્તાલાપ આગળ ચાલે.

**सूनृतया**–सुष्ठु नृत्यन्ति जना अनया इति । સત્ય અને મીઠી सूनृतं प्रिये सत्येऽथ । (અમર.) અત્યાર સુધી શાંત રહેલી પ્રિયંવદા હવે વચ્ચે બોલે છે. દુષ્યંત જેવા સુસંસ્કૃત પુરવાસીને જોતા તેને વાત કરવાની ઇચ્છા થાય છે.

**प्रच्छायशीतलायाम्**–प्रकृष्टा छाया यस्या सा प्रच्छाया । (બ. વી.) सा च शीतला च प्रच्छायशीतला । तस्याम् । (કર્મધારય). ઘન છાયાવાળી અને શીતળ.

**सप्तपर्णवेदिकायां**–સપ્તપર્ણની વેદી ઉપર. આ વૃક્ષની દાંડી પર સાત પાંદડા હોય છે. તેથી તેને સપ્તપર્ણ કહે છે.

**मुहूर्तम्**–ખરેખર તો ૪૮ મિનિટ કે ૨ ઘડીના સમયને મુહૂર્ત કહેવામાં આવે છે. પરંતુ સામાન્ય રીતે તે 'થોડી વાર'ના અર્થમા વપરાય છે. પાણિનિના कालाध्वनोरत्यन्तसंयोगे । (૨/૩/૫) સૂત્ર પ્રમાણે અહીં દ્વિતીયા થાય છે.

**परिश्रमविनोद**–થાક દૂર કરો.

**अनेन कर्मणा**–આ કાર્યથી અર્થાત્ કે જળસિંચનના કાર્યથી.

**अतिथीनां**–અહીં દુષ્યંત એકલો જ છે. છતા આદરના અર્થમા બહુવચન વાપરવામા આવ્યું છે

**पर्युपासनम्**–પાસે બેસવું. પ્રિયંવદા પોતાના રમૂજી સ્વભાવને લીધે દુષ્યંતની સાથે સુંદર વાર્તાલાપ કરે છે, જ્યારે અનસૂયા માને છે કે જેઃ અતિથિનો આપણે પરંપરાગત વિધિથી સત્કાર કર્યો નથી, તેમની સાથે બેસવાથી આદર પણ દર્શાવી શકાશે.

**किं नु खलु इमं जनं प्रेक्ष्य...तपोवनविरोधिनः**—તપોવનને માટે પ્રતિકૂળ–અસંગત.

विकार–विक्रियन्ते अनेन । અહીં આગળ વિકાર એટલે પ્રેમ.

गमनीया–વશ થવું. દુષ્યંતને જોવાની સાથે જ શકુન્તલાના હૃદયમાં અવનવી લાગણી જન્મે છે, પરંતુ તે રોજ કરતાં કાંઈક જુદી જ છે. વળી તપોવનના વાતાવરણ સાથે તે સુસંગત પણ નથી. શમપ્રધાન તપોવનમાં આ યૌવનનો વિકાર કેવી રીતે સંભવી શકે? શકુન્તલા પોતે પોતાની આ વિચિત્ર અને નવી માનસિક અવસ્થાને સમજી શકે છે ખરી, પરંતુ તે સમજાવી શકે તેમ નથી. પ્રણયના પંથે પગરણ માંડતી પ્રત્યેક યુવતીની આવી લાગણી હોય છે. અહીં ભાવ નામના અંગ વિકારનો ઉલ્લેખ છે એમ ટીકાકાર રાઘવ કહે છે. अनेनास्या भावो नामाङ्गजो विकार उक्तः । निर्विकारात्मके चित्ते भावः प्रथमविक्रिया । શેક્સપિયરની જેમ કાલિદાસ પણ પ્રથમ દૃષ્ટિએ અનુભવાતા પ્રેમનો ઉદ્ગાતા છે–"Who ever so loved who has not loved at first sight ?"

समवयोरूपरमणीयम्–સમાન વય અને રૂપને લીધે રમણીય. તપોવનમાં પ્રવેશવાની સાથે તો દુષ્યન્ત ત્રણે કન્યાઓથી આકર્ષાયો હતો—(अहो मधुरमासां दर्शनम् ।) પરંતુ પછીથી તે જોઈ શકયો કે ત્રણેમાં શકુન્તલા સૌથી સુંદર છે. તેણે તેની પ્રશંસા પણ કરી છે, અરે, પ્રેમમાં પણ પડી ચૂકયો છે. જ્યાં અહીં ત્રણે જણાની વાત કરે છે. તે ત્રણે કન્યાઓની પ્રથમ અસરને જણાવે છે અથવા તો તે લાંબા સમયથી કન્યાઓને જોઈ રહ્યો છે એવી તેને ખબર પડવા દેતી નથી.

मोहार्दम्–शोभनं हृदयं यस्य सुहृत् । तस्य भावः ।=મૈત્રી.

जनान्तिकम्–આ એક નાટયોક્તિ છે. નાટકમાં કેટલીક ઉક્તિઓ મર્યાદિત પાત્રો માટે હોય છે તેને जनान्तिक કે अपवारित કહેવામાં આવે છે. દશરૂપકમાં તેની વ્યાખ્યા આપવામાં આવી છે: त्रिपताककरेणान्यानपवार्यान्तरा कथाम् । अन्योन्यामन्त्रणं यत्स्याज्जनान्ते तज्जनान्तिकम् ॥ પરંતુ આ ઉક્તિઓ પ્રેક્ષકો તો સાંભળે જ છે.

चतुरगंभीराकृतिः–चतुरा गंभीरा च आकृतिः यस्य । (બ. વ્રી.) ચતુર અને ગંભીર આકૃતિવાળા.

मधुरम् અને प्रियम् એ બે आलपम् નાં ક્રિયાવિશેષણો છે. મીઠું અને પ્રિય બોલતા.

प्रभावयान्–પ્રભાવશાળી. પ્રિયંવદા રાજાના સંસ્કૃત વર્તન, સુંદર આકૃતિ અને પ્રિય મીઠાં વચનોથી પ્રભાવિત થયેલી છે.

मधुरालापजनित–મીઠાં વચનોથી ઉત્પન્ન થયેલો.

विस्रम्भः–વિશ્વાસ.

मां मन्त्रयते–મને બોલવા પ્રેરે છે.

**कतम आर्येण...पदमुपनीतः।** અહીં સુધીનાં વાક્યોમાં તે સમયની ઔપચારિક તથા વિવેકની ભાષા જણાય છે. આ દર્શાવે છે કે કન્યાઓ વનમાં ઊછરેલી હોવા છતાં પણ લોકવ્યવહારથી જ્ઞાત હતી. (वनौकसोऽपि लौकिकज्ञाः। ) પર્યાયોક્ત અલંકારનાં તે સુંદર ઉદાહરણો છે.

**राजर्षिवंशो...** કન્યાઓએ દુષ્યંતને રાજા તરીકે ઓળખ્યો છે માટે નહીં, પરંતુ તેની આકૃતિ કોઈ ઉચ્ચ વંશનાને છાજે એવી હતી. આથી અહીં કહે છે કે ક્યા રાજાના વંશને તમે અલંકૃત કરો છો ?

**विरहपर्युत्सुकजनः**-विरहेण पर्युत्सुकः जनः यस्मिन् । ક્યા પ્રદેશના લોકોને વિરહથી ઉત્સુક કર્યા છે ? અર્થાત્ કે તમે ક્યાંથી આવો છો ? આવા જ વિચાર માટે જુઓ—तत् कथय आगमनेन अपुण्यभाक् कतमो विजृम्भितविरहव्यथः शून्यतां नीतो देशः ।– હર્ષચરિત.

**सुकुमारतरोऽपि**-અત્યંત સુકુમાર હોવા છતાં. तर પ્રત્યય અધિકતાદર્શક છે પરંતુ ક્યારેક અતિશયતા દર્શાવવા માટે પણ પ્રયોજાય છે.

**तपोवनगमन...उपनीतः।** પોતાને તપોવનમાં આવવાનો શ્રમ કેમ આપ્યો છે ? અનસૂયા ગંભીર શાંત સ્વભાવવાળી છે. તે રાજાને આ ઔપચારિક પ્રશ્નો પૂછવાની જવાબદારી સંભાળે છે.

**मा उत्ताम्य**-उद्+तम् ઉપરથી બનાવેલું આ રૂપ છે. અધીરું ન થા.

**आत्मापहारम्**-પોતાની જાતને છુપાવવી રાજાને પોતાની સાચી ઓળખાણ આપવી નથી આથી તે દ્વિધામાં છે કે મારી જાતની ઓળખ કઈ આપું ? અથવા તો પોતાને કેવી રીતે છુપાવવો ? આથી તે દ્વિઅર્થી વાક્યનો આશ્રય લઈને પોતાને અસત્ય ભાષણના દોષમાંથી મુક્ત રાખે છે. આમાંનો એક અર્થ પોતાના સંતોષ માટે છે, જ્યારે બીજો કન્યાઓએ પૂછેલા પ્રશ્નના જવાબમાં છે.

**पौरवेण राज्ञा**-(૧) પૌરવ રાજાથી–મારા પિતાથી, (૨) પૌરવ રાજાથી–દુષ્યંતથી.

**धर्माधिकारे**-(૧) રાજકાર્યની મારી ફરજ બજાવવા માટે, જેમાં તપસ્વીઓના રક્ષણનો પણ સમાવેશ થઈ જાય છે. (૨) ધર્મના રક્ષણ માટે નિમાયેલો અધિકારી જે તપોવનયાત્રા તથા ધર્મક્રિયાઓ નિર્વિઘ્ને થાય છે કે નહીં તેની દેખભાળ વગેરે માટે આવે છે.

**नियुक्तः**-નિમાયેલો.

**अविघ्नक्रियोपलम्भाय**-अविघ्नाश्च ताः क्रियाश्च तासाम् उपलम्भः । तस्मै । ધર્મક્રિયાઓ વિઘ્નરહિત છે કે કેમ તે જાણવા માટે.

**धर्मारण्यं**–धर्मार्थं धर्मसाधनं वा अरण्यम् । (भ. प. લોપી.)

**सनाथा**–નાથયુક્ત. રાજાની અહીં પ્રશંસા છે. તેને લીધે ધર્મચારીઓ રક્ષણયુક્ત બન્યા છે.

**शृङ्गारलज्जां**–शृङ्गारजनिता लज्जाम् । શૃંગારલજ્જા. શકુન્તલા અત્યારે જાણે છે કે જેના પ્રત્યે તેનું મન આસક્ત થયું હતું તે ઉચ્ચ કુળને છે અને આથી તેના પ્રત્યેનો શકુન્તલાનો પ્રેમ દૃઢ થાય છે અને માટે જ શૃંગારલજ્જાનો અભિનય તેનાથી થઈ જાય છે.

**आकार**–આકૃતિ અથવા ચેષ્ટા. પરંતુ અહીં ચેષ્ટાનો જ અર્થ છે, જેનાથી આંતરિક લાગણીઓનું જ પ્રદર્શન થાય છે. आकारौ इङ्गिताकृती । (અમર).

**संनिहितः**–હાજર.

**जीवितसर्वस्वेन**–જીવનસર્વસ્વ અર્થાત્ કે શકુન્તલા, કારણ કે તે તો कुलपतेरुच्छ्वसितम् હતી ને !

**कृतार्थ**–कृतः अर्थः येन । ધન્ય. પરસ્પરની ચેષ્ટાથી સખીઓ સમજે છે કે તેઓ અન્યોન્યના પ્રેમમાં છે. આથી તે મશ્કરી કરે છે કે જો કુલપતિ હોત તો પોતાના જીવનસર્વસ્વ શકુન્તલાથી જ અતિથિનો સત્કાર કરત. શકુન્તલાને આ મજાક ગમે તો છે. પરંતુ જાણે કે ન ગમતી હોય તેમ ગુસ્સે થાય છે. પરંતુ તેની આ જ ચેષ્ટા હકીકતનું સમર્થન કરે છે.

**अपेतम्**–જાઓ. अप+इ નું આજ્ઞાર્થ બી. પુ. દ્વિ. વ.

**सखीगतं**–તમારી સખીને લાગતું.

**अनुग्रह**–કૃપા.

**अभ्यर्थना**–માગણી.

**शाश्वते**–શાશ્વત, शश्वद्भव शाश्वतम् । અથવા शाश्वतिकम् ।

**ब्रह्मणि**–બ્રહ્મચર્યમાં. બ્રહ્મનો અર્થ થાય છે વેદ, પરમ તત્ત્વ, તપ વગેરે. वेदस्तत्त्वं तपो ब्रह्म ब्रह्मा विप्रः प्रजापतिः । (અમર). વેદના અભ્યાસ માટે કે તપ માટે, અથવા તો પરમતત્ત્વની પ્રાપ્તિ માટે બ્રહ્મચર્ય આવશ્યક છે. આથી લક્ષણાથી ब्रह्मन्‌નો અર્થ પણ બ્રહ્મચર્ય થઈ શકે.

**आत्मजा**–પોતાની પુત્રી. રાજા હેતુપુરઃસર આ શબ્દનો પ્રયોગ કરે છે. કન્યા કે દુહિતાને બદલે આત્મજા શબ્દના પ્રયોગથી સૂચવાય છે કે શકુન્તલા કણ્વની પોતાની પુત્રી કેવી રીતે હોઈ શકે? કારણ કે તેઓ તો બ્રહ્મચર્યમાં સ્થિત છે. तत्त्वान्वेषणનું આ પ્રથમ સોપાન છે. આગળ દુષ્યંત એવી ઇચ્છા રાખે છે કે આ કુલપતિની अन्यक्षेत्रसमुद्भवा પુત્રી હોય, અર્થાત્ કે કણ્વને એકથી વધુ પત્નીઓ

હોવી જોઈએ. જ્યારે અહીં તેમના શાશ્વત બ્રહ્મચર્યની વાત કરે છે. આ બન્ને વિરોધી વિધાનો છે.

**कौशिक इति गोत्रनामधेयो**–કૌશિક નામવાળા ગોત્રનો. અહીં વિશ્વામિત્રનો ઉલ્લેખ છે. कुशस्य कुशिकस्य वा गोत्रापत्यं पुमान् कौशिकः। વિશ્વામિત્ર કુશ–કુશિકના પ્રપૌત્ર હતા તેથી તેમને કૌશિક કહેવામાં આવે છે. કુશિકના પુત્ર કુશનાભ, તેના ગાંધી અને તેનો પુત્ર તે વિશ્વામિત્ર. જુઓ, ब्रह्मयोनिर्महानासीत् कुशो नाम महातपाः।...स पिता मम काकुत्स्थः गाधिः परमधार्मिकः। कुशवंशप्रसूतोऽस्मि कौशिको रघुनन्दन॥–રામાયણ, બાલકાંડ. મહાભારત પ્રમાણે વિશ્વામિત્ર કુશિકના પૌત્ર છે. જુઓ, कान्यकुब्जे महानासीत् पार्थिवो भरतर्षभ। गाधीति विश्रुतो लोके कुशिकस्यात्मसंभवः। तस्य धर्मात्मनः पुत्रः समृद्धबलवाहनः। विश्वामित्र इति ख्यातो बभूव रिपुमर्दनः।–મહાભારત, આદિપર્વ.

**गोत्रनामधेयो**–गोत्रकृतं नामधेयं यस्य सः। આ પાણિનિના सापेक्षत्वेऽपि गमकत्वात् समासः (૧/૨૪/૫૪) સૂત્ર પ્રમાણે થતો સાપેક્ષ સમાસ છે.

**महाप्रभावो**–महान् प्रभावः यस्य। મહાન પ્રભાવશાળી. વિશ્વામિત્ર અત્યન્ત પ્રભાવશાળી ઋષિ હતા. જન્મે ક્ષત્રિય હોવા છતા અત્યંત કઠિન તપશ્ચર્યાથી તેઓએ બ્રહ્મર્ષિનું બિરુદ મેળવ્યું હતું. તેમણે શુનઃશેપને વરુણના હાથમાંથી બચાવ્યો. ત્રિશંકુને અંતરિક્ષમાં લટકતો રાખ્યો અને નવું વિશ્વ સર્જવાની પ્રવૃત્તિ આદરી વગેરે હકીકતો તેમના પ્રભાવને સ્પષ્ટ કરે છે.

**प्रभवम्**–જન્મ.

**उज्झितायाः**–ત્યજાયેલી.

**शरीरसंवर्धनादिभिः**–ઉછેરવું. આમ તો વિશ્વામિત્ર તેના જન્મદાતા છે પરંતુ તેને ઉછેરવાને પરિણામે કણ્વ પણ તેના પિતા છે. જુઓ उपसृष्टं गतश्चाहमपश्यं शयितामिमाम्। निर्जने विपिने रम्ये शकुन्तैः परिवारिताम्॥...आनयित्वा ततश्चैनां दुहितृत्वे न्यवेशयम्।–મહાભારત, આદિપર્વ. વળી મહાભારતમાં એવું પણ કહેવાયું છે કે–शरीरकृत् प्राणदाता यस्य चान्नानि भुञ्जते। क्रमेणैते त्रयोऽप्युक्ताः पितरो धर्मशासने॥

**कौतूहलम्**–कुतूहलमेव कौतूहलम्।

**आमूलात्**–શરૂઆતથી. અહીં આ કર્મપ્રવચનીય છે અને અભિવિધિના અર્થમાં –પાણિનિના पञ्चम्यपाङ्परिभिः। (૨/૩/૧૦) સૂત્ર પ્રમાણે પંચમી વિભક્તિ થાય છે.

**उग्रे तपसि वर्तमानस्य**–ઉગ્ર તપ કરતા હતા ત્યારે.

**किमपि**–કાંઈક. કાલિદાસ ઘણી વાર આને ક્રિયાવિશેષણના અર્થમાં પ્રયોજે છે. स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनः... ।–મેઘદૂત.

**जातशङ्कैः**–जाता शङ्का येषां तैः । જેનામાં શંકા ઉત્પન્ન થઈ છે.

**अप्सरा**–अप्सु सरति प्रचलति, अद्‌भ्यः उद्गच्छति वा । આ અપ્સરાઓ પહેલાં જળદેવતાઓ હશે, પરંતુ પાછળથી તેઓ સુરાંગનાઓ ગણાવા લાગી. તેઓ અત્યંત સૌંદર્યયુક્ત, ચિરયૌવના તથા લલિતકળાઓમાં નિષ્ણાત હતી. સ્વર્ગની વારાંગનાઓ તરીકેનું તેમનું સ્થાન હતું, તથા જ્યારે જ્યારે ઇન્દ્રને પોતાનું ઇન્દ્રાસન જતા રહેવાનો ભય લાગ્યો છે ત્યારે તપમાં ભંગ પડાવવા તેણે અપ્સરાઓને મોકલી છે. રામાયણ પ્રમાણે અપ્સરાઓ સમુદ્રમંથન પ્રસંગે અમૃતની સાથે સમુદ્રમાંથી ઉત્પન્ન થઈ છે. જુઓ अप्सु निर्मथनादेव रसात्तस्माद्वरस्त्रियः उत्पेतुर्मनुजश्रेष्ठ तस्मादप्सरसोऽभवन् । –રામાયણ, બાલકાંડ. મહાભારત તેને અરિષ્ટા ઋષિની પુત્રીઓ ગણાવે છે. इमं त्वप्सरसां वंशं विदितं पुण्यलक्षणम् । अरिष्टासूत सुभगा देवी देवर्षितः पुरा ।–મહાભારત, આદિપર્વ. બાણ કાદમ્બરીમાં અપ્સરાઓનાં ૧૪ કુળનો ઉલ્લેખ કરે છે.

**नियमविघ्नकारिणी**–વ્રતભંગ–બ્રહ્મચર્યમાં વિઘ્ન ઉત્પન્ન કરનાર.

**अन्यसमाधिभीरुत्वम्**–अन्येषां समाधिः । तस्मात् भीरुः । तस्य भावः । બીજાઓના તપનો ભય. સમાધિને અહીં યોગદર્શનના પારિભાષિક અર્થમાં ન લેતાં તપના સામાન્ય અર્થમાં જ લેવાનો છે. યોગદર્શન પ્રમાણે સમાધિ ૮મી અને છેલ્લી સ્થિતિ છે–यमनियमासनप्राणायामप्रत्याहार–धारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ।–યોગસૂત્ર.

**वसन्तोदारसमय**–આ પ્રાકૃત પદનો અનુવાદ वसन्तावतारसमये એવો થાય, કારણ કે પ્રાકૃત ओदार–એ સંસ્કૃત अवतार જેવું રૂપ છે. પરંતુ રાઘવભટ્ટ "प्राकृते पूर्वनिपातनियमः" એ અનુસાર उदारवसन्तसमये આવો અર્થ કરે છે. પરંતુ કાલિદાસે અન્યત્ર પણ वसन्तावतारना અર્થમાં वसन्तोदार એવું પ્રાકૃત રૂપ પ્રયોજ્યું છે, આથી वसन्तावतार અનુવાદ ખોટો નથી–વસંત ઋતુના આગમન પ્રસંગે.

**इति अर्धोक्ते...**–અનસૂયા શકુન્તલાના જન્મની વાત કરે છે, પરંતુ જ્યાં શૃંગારની વાત આવી ત્યાં તે અટકી જાય છે. લજ્જાને લીધે તે વાક્ય પૂરું કરી શકતી નથી. પરંતુ જે બોલી નથી તે ન બોલીને જ જાણે કે તે બોલી. બંગાળના કવિ કાલિદાસ સ્વાભાવિક કન્યાભાવવાળી અનસૂયા પાસે વધારે બોલાવતા નથી, પણ માત્ર સૂચન આપીને જ કહેવાનું કહી દે છે, વળી એ પણ નોંધવું પડે કે મહાભારતમાં તો પોતાના જન્મની હકીકત શકુંતલા જ કહે છે, જ્યારે અહીં તો અનસૂયા પાસે કહેવરાવીને કવિએ કાવ્યોચિત ફેરફાર પણ કર્યો છે.

શકુન્તલાના જન્મની વાત મહાભારતના આદિપર્વમાં આવે છે. વિશ્વામિત્રના તપમાં ભાગ પડાવવા આવેલી મેનકા પોતાના કાર્યમાં સફળ થાય છે; પરંતુ શકુન્તલાનો જન્મ થતાં તેને વનમાં છોડીને તે સ્વર્ગમાં પાછી ચાલી જાય છે. રામાયણના બાલકાંડમાં પણ વિશ્વામિત્ર–મેનકાની વાત આવે છે, પરંતુ ત્યાં મેનકા વિશ્વામિત્ર સાથે દસ વર્ષ તેના આશ્રમમાં રહી, પછી વિશ્વામિત્ર અન્યસ્થળે તેનો ત્યાગ કરીને તપ કરવા ગયા એવો ઉલ્લેખ છે. આ દશ વર્ષ દરમિયાન શકુન્તલાનો જન્મ થવાની વાતનો કોઈ ઉલ્લેખ જ નથી.

**परस्तात्**–પછીનું.

**अवगम्यते**–સમજાય તેવું છે.

**अप्सरःसंभवा**–अप्सराः संभवः यस्याः सा ।–અપ્સરાથી ઉત્પન્ન થયેલી.

**मानुषीषु कथं वा...मानुषीषु**–*मनोरम्याणि स्त्रियः मानुष्यः तासु ।* મનુષ્યોમાં. **कथं वा**–ક્યાથી હોય ? અહીં વસ્તુની અશક્યતા ઉપર ભાર મુકાયો છે.

**प्रभातरलं ज्योतिः**–ચંચળ વીજળી, અથવા તો ચમકતું તેજ. કાલિદાસ પોતાની નાયિકાઓને વીજળીની સાથે સરખાવે છે. જુઓ, *कनकनिकषस्निग्धा विद्युत् प्रिया न ममोर्वशी* ।–વિક્રમોર્વશીય. રાઘવ ભટ્ટ *प्रभातरलं ज्योतिः*માં ચંદ્ર વગેરેનો ઉલ્લેખ જુએ છે પરંતુ તે યોગ્ય નથી અહીં આગળ શકુન્તલાના અલૌકિક સૌંદર્યનું વર્ણન છે. રાજા શકુન્તલાની પ્રશંસા કરે છે. આ શ્લોકમા પ્રતિવસ્તૂપમા અલંકાર તથા અનુષ્ટુપ્ છંદ છે.

**अधोमुखी**–શકુન્તલા પોતાની પ્રશંસાથી લજ્જિત થઈને મુખ નીચું કરીને ઊભી રહે છે. કવિએ સુંદર શબ્દચિત્ર આપ્યું છે.

**लब्धावकाशो**–*लब्धः अवकाशः येन ।* જેને તક મળી છે. શકુન્તલા *क्षत्रपरिग्रहक्षमा* છે કે નહીં તે જાણવા દુષ્યંતે જે પ્રયત્ન કર્યો હતો તે અહીં પૂરો થાય છે. તે જાણે છે કે શકુન્તલા ક્ષત્રિયની અપ્સરાથી થયેલી પુત્રી છે, અને આથી તેને માટે યોગ્ય છે. પરંતુ હજી એક મુશ્કેલી છે.

**परिहासोदाहृतां**–મશ્કરીમા બોલાયેલું.

**वरप्रार्थनां**–વર માટેની અરમાન. પ્રિયંવદાએ મશ્કરીમાં શકુન્તલાના વરની વાત કરી હતી આથી દુષ્યંતને વિચાર થાય છે કે શું શકુન્તલા અન્ય જન પ્રત્યે આસક્ત થઈ ચૂકી છે ? જો એમ હોય તો પછી રાજા માટે કોઈ પણ જાતની આશા રહેતી જ નથી.

**धृतद्वैधीभावकातरम्**–દ્વિધામા પડીને શંકા અનુભવે છે. પ્રિયંવદાએ માત્ર મશ્કરી જ કરી છે કે તેણે ખરેખર શકુન્તલાના વરની વાત કરી એથી મૂંઝવણમાં

રાજા મુકાયો છે. द्विप्रकारकं द्वैधम् । द्वैधेनावस्थितिः द्वैधभावः । द्वैधभावः एव द्वैधीभावः ।' स्वार्थे च्विः । धृतः द्वैधीभावः येन । तच्च अत एव कातरं च । કેટલીક પ્રતમાં "सख्या...मे मनः ।" વિધાન નથી. પરંતુ આ વિધાનથી આપણે જાણી શકીએ છીએ કે રાજાના મનમાં કંઈક વિચારો ચાલે છે. તે દ્વિધામાં મુકાયેલો છે. આથી તેના મુખ ઉપરના ભાવથી ચતુર પ્રિયંવદા સમજી જાય છે કે રાજાને હજી પણ કાંઈક પૂછવાનું–કહેવાનું છે. માટે તે કહે છે **पुनरपि वक्तुकाम इवार्यः ।'** આથી પ્રિયંવદાના વાક્યને માટે ઉપરનું રાજાનું વાક્ય પણ આવશ્યક છે.

**वक्तुकामः**–બોલવાની ઇચ્છાવાળો. वक्तु कामः यस्य सः । (બહુવ્રીહિ)

**तर्जयति**–ડરાવે છે. तर्ज् ધાતુ આમ તો આત્મનેપદનો છે. પરંતુ અહીં તે પરસ્મૈપદમાં પ્રયોજાયો છે. આથી વ્યાકરણદોષ થાય છે. પરંતુ કેટલાક વૈયાકરણો આનો બચાવ કરવા કહે છે કે બધા ધાતુઓ ઉભયપદી છે.

**सम्यगुपलक्षितं**–બરોબર સમજાયા. અહીં એમ જણાય છે કે રાજા હજી પણ માનસિક રીતે સ્વસ્થ નથી તેથી किंतु सख्याः...વગેરે વાક્ય પ્રક્ષિપ્ત નથી.

**सच्चरितश्रवणलोभात्**–सतां चरितम् । तस्य श्रवणम् । तस्य लोभः । तस्मात् । સજ્જનોનું ચરિત સાંભળવાના લોભથી.

**अनियन्त्रणानुयोगः**–કોઈ પણ પ્રતિબંધ સિવાય. न नियन्त्रणं नियन्त्रणा वा यस्मिन् स अनियन्त्रणः । तादृशः अनुयोगः यस्य ।

**वैखानसं किमनया...वैखानसं व्रतं**–તાપસોનું વ્રત. वैखानसस्य इदं ।' वैखानसम् ।

**व्यापाररोधि**–व्यापारं रोद्धु शीलम् अस्य । પ્રવૃત્તિને રોકનારું. સ્વાભાવિક રીતે જ તપસ્વીજીવનમાં મદનની પ્રવૃત્તિને અવકાશ નથી.

**आहो**–અથવા अहो उताहो किमुत विकल्पे किं किमुत च । (અમર).

**सदृशेक्षणवल्लभाभिः**–सदृशानि ईक्षणानि यासां ताः । अत एव वल्लभाः । ताभिः । અથવા सदृशानि ईक्षणानि । तैः वल्लभाः । ताभिः । પોતાનાં સદૃશ નયનોથી પ્રિય. રાજા કહે છે કે શકુન્તલાને સમાન આંખોવાળી હરણીઓ પ્રિય છે તેથી તે કદાચ જીવનભર અહીં રહેવાનું પસંદ કરે, કારણ કે સહુને પોતાના પ્રિય જનની વચ્ચે રહેવું ગમે છે. અહીં કેટલાક मदिरेक्षणवल्लभाभिः એવો પાઠ લે છે, પરંતુ તે સ્વીકાર્ય નથી. કારણ કે હરણની આંખો માટે મદિર શબ્દ વપરાતો નથી. ઉપરાંત, આમ કહેવાથી શકુન્તલા તથા હરિણીઓનાં નેત્રનું સાદૃશ્ય પણ સ્પષ્ટ થતું નથી.

**अत्यन्तम्**–अन्तम् अत्ययः । મૃત્યુ સુધી.

**निवत्स्यति**–રહેશે. नि + वस् નું સામાન્ય ભવિષ્યકાળ ત્રી. પુ. એ. વ. આ શ્લોકમાં જે બે વિકલ્પો આપવામાં આવેલા છે તેનું મહત્ત્વ નથી, પરંતુ રાજાના પ્રશ્નનો જે જવાબ છે તે વિશેષ મહત્ત્વનો છે. રાજા પોતે પણ કાશ્યપને એટલા અસાધુદર્શી માનતો નથી કે એક ક્ષત્રિય અને અપ્સરાની પુત્રીને જીવનભર તપસ્વી વ્રતમાં બાંધી રાખે. પરંતુ આ પ્રશ્નથી રાજા જાણી શકશે કે શકુન્તલાનાં લગ્ન અંગે કોઈ વિચારણા થઈ ચૂકી છે, તેણે પોતાના સાથીને પસંદ કરી લીધો છે. પણ આવું સીધું તો કેવી રીતે પૂછી શકાય? આથી તે બે વિકલ્પો દર્શાવે છે, જેના જવાબ પરથી રાજાનો તત્ત્વાન્વેષ પૂર્ણ થશે. આ શ્લોકનો છંદ વસંતતિલકા છે.

**धर्मचरणेऽपि**–ધર્માચરણની બાબતમાં. પણ સામાન્ય રીતે સ્ત્રીઓ ધર્મના આચરણ માટે તો સ્વતંત્ર હોય છે. પરંતુ શકુન્તલા તો તેમાં પણ પરવશ હતી. તો પછી લગ્ન જેવી મહત્ત્વની બાબતોમા તો તે હોય જ. अपि શબ્દ શકુન્તલાની પરાધીનતા ઉપર ભાર મૂકે છે.

**अनुरूपवरप्रदाने संकल्पः**–પ્રિયંવદા પહેલાં તો શકુન્તલાની પરવશતા દર્શાવે છે પણ પછીથી જાણે કે રાજાની અધીરાઈને સાંત્વન આપતી હોય તેમ કહે છે કે ગુરુની ઇચ્છા આને અનુરૂપ વરને આપવાની છે. આથી રાજાના મનમાં આશા ઉત્પન્ન થાય છે કે પોતે શકુન્તલાને માટે 'અનુરૂપ વર' બની શકે છે.

**दुरवापा**–દુર્લભ. दुःखेन अवाप्यते असौ ।

**इयं प्रार्थना**–આ મનોરથ, અર્થાત્ કે શકુન્તલા માટેની અભિલાષા. દુષ્યંતનો તત્ત્વાન્વેષ અહીં સમાપ્ત થાય છે, તેને એમ લાગે છે કે પોતાની ઇચ્છાની પૂર્તિ દુર્લભ નથી જ. અહીં બે નકારાત્મક છે તેથી તેનો ભાર વધારે લાગે છે.

**भव हृदय साभिलाषं...अभिलाष**–પ્રેમની ઈચ્છા.

**संदेहनिर्णयः**–सदेहाना निर्णयः । શંકાનું સમાધાન. રાજાને આ બાબતમા જે કંઈ શંકા હતી, તે બધી જ દૂર થઈ છે. શકુન્તલા બ્રાહ્મણકન્યા છે કે ક્ષત્રપરિગ્રહક્ષમા છે, તે વાગ્દત્તા છે કે કેમ, વગેરે બધા જ તેના સંદેહો દૂર થયા.

**यदग्निं आशङ्कसे**–અગ્નિ હોવાની શંકા કરે છે. રાજાનું અતિ ઉચ્ચ ચારિત્ર્ય અહીં સ્પષ્ટ થાય છે. જો શકુન્તલા બ્રાહ્મણકન્યા હોત કે પછી વિવાહિતા હોત તો તેને અગ્નિની જેમ અસ્પર્શ્ય જ તે ગણાત. **स्पर्शक्षमं रत्नं**–પરંતુ રાજાની સ્થિતિ અત્યારે એવી છે કે જેને તે અગ્નિની જ્વાળા સમાન માનતો હતો તે જ સૂક્ષ્મ નિરીક્ષણથી સ્પર્શને યોગ્ય રત્ન જણાય છે. આ શ્લોકમા નિદર્શના અલંકાર તથા આર્યા છંદ છે.

**सरोषमिव**–ગુસ્સે થઈ હોય તેમ. **इव** શબ્દથી જણાય છે કે શકુન્તલા ખરેખર ગુસ્સે થઈ નથી, પણ માત્ર તેવો અભિનય જ કરે છે.

**असंबद्धप्रलापिनी**–ગમે તેમ બોલનારી.

**अकृतसत्कारम्**–अकृतः सत्कारः यस्य तम्। (બ વ્રી.) જેનો સત્કાર કરવામાં આવ્યો નથી.

**स्वच्छन्दतः**–પોતાની ઇચ્છા મુજબ. શકુન્તલાને તો અતિથિસત્કારના કાર્ય માટે નિયુક્ત કરવામાં આવી હતી, આથી પોતાની મરજી પ્રમાણે, અતિથિનો સત્કાર કર્યા વગર તે ચાલી જાય તે યોગ્ય નથી. અનસૂયાના મનમાં આ હકીકત ખૂંચે છે એટલે તે શકુન્તલાને પોતાની ફરજનું ભાન કરાવે છે.

**आः कथं गच्छति**–કેટલીક આવૃત્તિઓમાં દુષ્યંતની આ સ્વગતોક્તિ છે. દુષ્યંતની અધીરાઈને સૂચવવા માટે આ વાક્ય હોય તો કશું અયોગ્ય નથી.

**चेष्टाप्रतिरूपिका**–चेष्टायाः प्रतिरूपिका। प्रतिबिम्बितं रूपं अस्याः सा प्रतिरूपा। प्रतिरूपा एव प्रतिरूपिका। स्वार्थे कन्। શારીરિક ચેષ્ટાનું જ પ્રતિબિમ્બ પાડતી કામીજનોની મનોવૃત્તિ એટલી પ્રગળ હોય છે કે તે શારીરિક ચેષ્ટા જેવી જ લાગે. દુષ્યન્ત પોતાનું જ ઉદાહરણ આપતાં કહે છે કે શકુન્તલાની પાછળ જવાની તેની ઇચ્છા એટલી પ્રબળ હતી કે તે પોતાના સ્થાનથી જરા પણ ન ખસવા છતાં જાણે કે જઈને પાછો આવ્યો હતો.

**अनुयास्यन् ...मुनितनयां**–મુનિકન્યાને. અહીં આ શબ્દ સહેતુક વાપરવામાં આવેલો છે, મુનિકન્યા–જેનામાં ગૂઢ દાહોત્તેજક તેજ છે તેને અનુસરવું કેટલું અવિચારી ગણાય!

**सहसा**–વૈદિક सहस् ની તૃતીયા વિભક્તિ છે. તેનો અર્થ થાય છે બળ અથવા શક્તિ. सहसा ને अनुयास्यन् તથા वारितप्रसरः બંનેની સાથે લઈ શકાય. શકુન્તલાને જતાં જોઈને सहसा अनुयास्यन् ઝડપથી તેના પાછળ જવા માગતી પોતાની જાતને અટકાવી અથવા તો તેની પાછળ જવા માંગતી પોતાની જાતને મુનિકન્યાનો ખ્યાલ આવવાથી વિનયને લીધે એકાએક અટકાવી.

**अनुच्चलन्नपि**–ન ચાલવા છતાં પણ. દુષ્યંત પોતાની જગ્યાએથી એક ડગલું પણ ખસ્યો નથી પરંતુ જાણે કે તેની પાછળ જઈને પાછો આવ્યો છે. આ શ્લોકમાં વિભાવના અલંકાર તથા આર્યા છંદ છે.

**निरुध्य**–રોકીને. नि + रुध् નું સંબંધક ભૂતકૃદંત.

**मधुकरम्**–ભ્રમર ચડાવીને.

**વૃક્ષસેચને દ્વે**–બે વૃક્ષોને પાણી પાવાનું લેણું છે. એમ લાગે છે કે ત્રણે સખીઓએ અંદરોઅંદર વૃક્ષોને પાણી પાવાની બાબતમાં કોઈક વ્યવસ્થા કરેલી છે. પ્રિયંવદાએ શકુન્તલાના બદલે બે વૃક્ષોને પાણી પાયું હશે. આમ પ્રિયંવદા તેની લેણદાર છે. તેથી અત્યારે તે શકુન્તલાને કહે છે કે તું પોતાની જાતને ઋણમુક્ત કરીને જા. પ્રાચીન સમયના લેણદારનો દેવાદાર ઉપર બધો જ અધિકાર રહેતો અને પોતાનું લેણું ચૂકતે કરવા માટે બજારમાં દેવાદારનું વેચાણ પણ કરી શકતો. પ્રિયંવદાનો આશય તો માત્ર અહીં કોઈ પણ બહાને શકુન્તલાને રોકી રાખવાનો જ છે, અનસૂયા અને પ્રિયંવદા બંનેનાં વિલક્ષણ વ્યક્તિત્વ પણ અહીં જણાય છે. અનસૂયા અતિથિ-વિશેષના સત્કારની ફરજ દર્શાવીને શકુન્તલાને રોકી રાખવા માગે છે જ્યારે પ્રિયંવદા ખૂબીપૂર્વક પોતાના ઋણની વાત મૂકે છે. વળી આ જ પ્રસંગને લીધે રાજાને આગળ વધવાની પણ તક મળે છે.

**स्रस्तांसावतिमात्रलोहित...घटोत्क्षेपणात्**–ઘડો ઊંચકવાને લીધે.

**स्रस्तांसौ**–ઢળેલા ખભા.

**अतिमात्रलोहिततलौ**–અત્યંત લાલ હથેળીવાળા. આ બંને સ્ત્રીસૌંદર્યના ચિહ્નો છે.

**प्रमाणाधिकः**–પ્રમાણથી વધારે

**अद्यापि**–હજી પણ. રાજાને એ ખ્યાલ તો છે કે વૃક્ષસેચનને ઘણો સમય થઈ ગયો છે.

**कर्णशिरीषरोधि**–કાન પરના શિરીષપુષ્પની પ્રવૃત્તિને રોકતું

**घर्माम्भसां**–પ્રસ્વેદના બિંદુઓનો.

**जालकम्**–સમૂહ

**बद्धं**–જામેલો હતો. કેટલેક સ્થળે स्रस्त એવો પાઠ પણ છે, પરંતુ આગળની પંક્તિમા જ स्रस्त શબ્દ આવતો હોવાથી અહીં પુનરાવર્તન યોગ્ય નથી. વળી स्रस्त એટલે નીચે પડેલા. જો પ્રસ્વેદના બિંદુઓ નીચે પડી ગયાં હોય તો પછી કર્ણશિરીષરોધિ કેવી રીતે બની શકે?

**मूर्धजा**.–વાળ.

**एकहस्तयमिताः**–एकहस्तेन यमिताः । એક હાથથી રોકેલા. આ શ્લોકમા સ્વભાવોક્તિ અલંકાર અને શાર્દૂલવિક્રીડિત છંદ છે. અહીં શકુન્તલાના થાકના ચિહ્નો વર્ણવવામાં આવ્યા છે. શ્રી ઉમાશંકર જોષી જણાવે છે તેમ શકુન્તલાએ નવમાલિકાનો એક ઘડો નાખ્યો તેને ઠીક ઠીક સમય થયો છે. બધાને આરામ પણ મળ્યો છે. આથી ઘડો ઊંચકવાના શ્રમનું કે શ્રમથી અથવા ગરમીથી થતા પરસેવાનું વર્ણન કાઈક વધુ પડતું લાગે. વાળ છૂટી ગયા હોય તો તે બાંધવાનો સમય ન મળે એવું નથી. વળી अद्यापि શબ્દ વચ્ચે સમય વીત્યો છે તેનું રાજાને ભાન છે

જ એમ દર્શાવે છે. અહીં તો પાણી પાવાના બહાના નીચે શકુન્તલાની કામાવસ્થાનાં રાજાની અનુભવી આંખોએ પકડેલાં ચિહ્નો વર્ણવવાનો આશય છે. સંસ્કૃત નાટ્યશૈલીમાં આવા શ્લોકો સ્વતંત્ર મુક્તક રૂપે આપવામાં આવતા હોવાથી તેમને પૂર્ણ સૌંદર્ય રસયુક્ત બનાવવામાં આવે છે. પરંતુ નાટ્યકાર્યમાં તે બંધબેસતા આવે છે કે કેમ તે તરફ ઉત્તમ કલાકારો પણ દુર્લક્ષ સેવે એ અસંભવિત નથી. કામસૂત્ર વગેરે શાસ્ત્રોને અનુરૂપ વર્ણન કરવાની રૂઢિ પણ સંસ્કૃત ગ્રંથોમાં અગત્યનો ભાગ ભજવે છે. રાજાના આ શબ્દોમાં અનુભવી પ્રેક્ષકો સંભોગ શૃંગારનું વર્ણન પણ જોઈ શકે છે.

**अनृणाम्**–न विद्यते ऋणं यस्याः । ताम् (બ. વ્રી.) ઋણમુક્ત.

**नाममुद्राक्षराणि**–नाम्ना मुद्रा । (મધ્યમ પદલોપી) तस्याः अक्षराणि । (ષ. તત્પુ.) નામ યુક્ત વીંટીના અક્ષરો.

**अनुवाच्य**–વાંચીને–આશ્રમકન્યાઓ વીંટી પરના અક્ષરો વાંચી શકે છે તેથી માની શકાય કે પ્રાચીન સમયમાં કન્યાઓને પણ શિક્ષણ આપવામાં આવતું હશે. પ્રિયંવદા અને અનસૂયા બંને રાજાના પ્રભાવશાળી વ્યક્તિત્વથી કાંઈક સંદેહમાં તો છે, તેમાં આ મુદ્રા ઉપરના અક્ષરો વાચ્યાથી પરસ્પરને સહેતુક જુએ છે. રાજા પોતાની ઓળખ છુપાવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ આ પછીના પ્રિયંવદાના વાક્યથી જણાય છે કે તેઓ દુષ્યંતથી હવે અજાણ રહ્યાં નથી.

**अलम् अस्मान् अन्यथा संभाव्य**–મને કોઈ બીજો ધારતાં નહીં. કેટલીક આવૃત્તિઓમાં अस्मान् શબ્દ નથી. अस्मान् એમ કહેતાં તો રાજા ભારોભાર અસત્ય ઉચ્ચારે છે એમ કહેવાય. જો કે શકુન્તલાને મદદ કરવા જતાં પોતે એકાએક ખુલ્લો પડી જાય છે તેથી પોતાની જાતને છુપાવવા તે એકાએક અસત્ય બોલી જાય તે અસ્વાભાવિક નથી.

**राज्ञः परिग्रहः**–રાજાની ભેટ. રાજા અહીં બે મોઢે બોલે છે. રાજાની ભેટ એટલે રાજા તરફથી પોતાને મળેલી આ ભેટ છે તેથી મને **राजपुरुष** અર્થાત્ કે રાજાનો પરિજન સમજો. આ અર્થ કન્યાઓને માટે છે. જ્યારે પોતાના અંતરને માટે રાજાની અર્થાત્ મારી તમને આ ભેટ છે. આથી મને રાજા રૂપી પુરુષ राजा चासौ पुरुषश्च तम् । અર્થાત્ કે રાજા જ સમજો. રાજાને જરૂર આવ્યે પોતાની જાતને જાહેરાવતી પડ્યા પડશે એટલે જો નરાતર અસત્ય બોલે એ યોગ્ય પણ નથી અને જરૂરનું પણ નથી.' પરંતુ અત્યારે તેનું રાજાપણું સ્વાભાવિક મિલનની વચ્ચે આવે તેથી તે દ્વિઅર્થી ઉક્તિઓનો આશ્રય લે છે. પરંતુ અહીં એટલું તો સ્પષ્ટ છે કે વીંટી જે નાટકમાં અગત્યનો ભાગ ભજવે છે તેની સાથે આરંભથી જ અસત્ય અને સંદિગ્ધતાની છાપ જોડાયેલી છે.

**अथवा महाराजेन** ।–દુષ્યંતે પોતાને છુપાવવા માટે ભલે દ્વિઅર્થી શબ્દોનો આશ્રય લીધો હોય, પરંતુ તેમા તે સફળ નીવડતો નથી. ચતુર પ્રિયંવદા સમજી જાય છે અને કહે છે કે ત્યારે આ વીંટીને આંગળીનો વિયોગ થાય તે યોગ્ય નથી. (अङ्गुलीयकमङ्गुलीवियोगम् ।) તે શકુન્તલાને કહે છે કે આર્યના વચનથી જ તું ઋણમુક્ત છે, અનુકંપાવાળા આર્યે અથવા મહારાજે તને છોડાવી. તે અહીં સ્પષ્ટ કરે છે કે તેઓ દુષ્યંતને ઓળખી ગયા હતા. વળી અહીં પ્રિય બોલનાર પ્રિયંવદાના જ મુખમાથી અંગુલિવિયોગની વાત સરી પડી, એ શુ ભાવિના ભણકારા હશે?

**यथात्मनः प्रभविष्यामि**–પ્રિયંવદા શકુન્તલાને હવે જવાનું કહે છે, પરંતુ આપણે જાણીએ છીએ તેમ શકુન્તલાને ખરેખર તો જવું હતું જ નહિ. અત્યારે તે દુષ્યંત પ્રત્યેના પ્રેમમા એટલી મગ્ન છે કે, દુષ્યન્તની હાજરીમાં પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જ ભુલાઈ જાય છે. આથી તે કહે છે કે જો મારું પોતાનું માગી જાન ઉપર ચાલશે તો. ઉત્તરરામચરિતમા પણ સીતા આવું જ કહે છે–

मगनु तस्मै कोपयिष्यामि । यदि त प्रभवमाणा अहम् आत्मनः प्रभविष्यामि ।

કાલિદાસ અને ભવભૂતિનો દામ્પત્ય પ્રેમનો આદર્શ તો એ છે કે ઇષ્ટ જનની હાજરીમા અન્યનો સમય આત્મા જ પ્રભાવિત થઈ જાય છે.

ઈશ, શબ્દ પ્ર+ભૂ ધાતુ આવે–કોઈના ઉપર રાજ્ય કરવું કે સ્વામી બનવાના અર્થમા વપરાય ત્યારે તે શબ્દ પાણિનિના अधीगर्थदयेशां कर्मणि । (૨/૩/૫૨) સૂત્ર પ્રમાણે ષષ્ઠી વિભક્તિમાં મુકાય છે.

**का त्व विसर्जितव्यस्य......** તું મને રોકનારી કે જવા દેનારી કોણ? શકુન્તલા પ્રિયંવદા પર ગુસ્સો કરે છે. તે કહે છે કે રોકાવું કે જવું તે હું મારી ઇચ્છા પ્રમાણે જ કરીશ. તું વચ્ચે કહેનારી કોણ? શકુન્તલા અહીં માત્ર અભિનય જ કરે છે. જેથી દુષ્યંત પાસે વધારે સમય રહેવાનું તેને કારણ મળી શકે.

મોનિયર વિલિયમ્સ કહે છે કે विसर्जितव्यस्य _ તથા रोद्धव्यस्य એ વિશિષ્ટ પ્રાકૃત રૂઢપ્રયોગો છે, જે સંસ્કૃત विसर्जनाय અને रोधनाय ના સમાન છે.

**किं नु खलु यथा...**દુષ્યંતને બાહ્ય વસ્તુઓ વિશેનો સંદેહ તો દૂર થઈ ગયો છે કે શકુન્તલા ક્ષત્રપરિગ્રહક્ષમા છે. વળી તે વિવાહિતા પણ નથી. વળી તે અનુરૂપ વર હોવાથી તેના પિતા તરફથી પણ કોઈ મુશ્કેલી નથી. પરંતુ મોટો પ્રશ્ન તે છે કે શુ શકુન્તલા પણ તેના માટે એવો જ પ્રેમ રાખે છે ખરી? પરંતુ તેને ખાતરી થાય છે કે શકુન્તલા પણ તે જ પ્રમાણે તેનામા આસક્ત_છે._

**लब्धावकाशा मे प्रार्थना** ।–જુઓ लब्धावकाशो मे मनोरथः । આ પ્રમાણેની પુનરુક્તિ કાલિદાસને યોગ્ય નથી.

**वाचं न मिश्रयति**...શકુન્તલા પણ પોતા પ્રત્યે આસક્ત છે એ અનુમાન માટેનાં કારણો આ શ્લોકમા વર્ણવ્યાં છે. પ્રથમ તથા તૃતીય પંક્તિમા કાલ્પનિક વિરોધ રજૂ કરાયો છે જે દ્વિતીયા અને ચતુર્થ પંક્તિમા દૂર કરાયો છે. લજ્જાશીલ હિન્દુ કન્યાઓ પોતાનો પ્રેમ કઈ રીતે વ્યક્ત કરે છે તેનું સરસ ચિત્ર આ શ્લોકમા છે.

**वाचं न मिश्रयति** વાતમાં ભળતી નથી. **कर्णं अभिमुखं ददाति**—ધ્યાનથી સાંભળે છે.

अभिमुख એટલે કોઈની સામે ઊભા રહેવું અર્થાત્ કે ધ્યાનપૂર્વક. કાન અભિમુખ હોઈ શકે નહિ. આથી અહીં લક્ષણાથી અર્થ લેવાનો છે કે ધ્યાનયુક્ત મનુષ્ય.

**मदाननसंमुखीना**—મારા મુખ સામે મુખ રાખીને.

*सम सर्वं मुखं संमुखम् । सर्वस्य दर्शना (दर्शयति असौ) संमुखीना । मदाननस्य संमुखीना ।* સંમુખ શબ્દને તદ્ધિત પ્રત્યય ख (ईन) લગાડવાથી પાણિનિના यथामुख-संमुखस्य दर्शनः खः । (૫/૨/૬) સૂત્ર પ્રમાણે સંમુખીના શબ્દ બને છે. सम सर्वं मुखं संमुखम् । समशब्दस्य अन्तलोपो निपात्यते । सर्वस्य मुखस्य दर्शनः संमुखीनः ।—(સિ. કૌ.) તેને સ્ત્રીલિંગનો પ્રત્યય आ લગાડતા संमुखीना શબ્દ બને છે.

**भूयिष्ठं**—ઘણાં સમયને માટે, મોટે ભાગે. જુઓ अभिरूपभूयिष्ठ અથવા शल्यमांसभूयिष्ठः ।

**अन्यविषया दृष्टिः**— બીજી વસ્તુઓ પ્રત્યે તેની નજર હતી નહિ. શકુન્તલા રાજાની સામે સતત જોઈ રહેતી ન હતી. આ બહુ આશાસ્પદ ચિહ્ન નથી. છતાં તેની દૃષ્ટિ લાંબા વખત સુધી અન્ય વિષયોમા પણ રહેતી ન હતી અર્થાત્ કે તે. રહી રહીને રાજા પ્રત્યે નજર નાખી લેતી ખરી. કોઈની વાત ધ્યાન દઈને સાંભળવી કે વારંવાર તેની તરફ જોઈ લેવું આ બંને પ્રેમની નિશાનીઓ છે. આ શ્લોકમા સ્વાભાવોક્તિ તથા કાવ્યલિંગ અલંકાર અને વસંતતિલકા છંદ છે.

**तपोवनसत्त्वरक्षार्थं**—तपोवनस्य सत्त्वानि । तेषां रक्षा । तस्यै । તપોવનનાં સત્ત્વોની રક્ષા માટે—શકુન્તલા મહિત ।

**मृगयाविहारी**—मृगयया विहरति असौ ।

આ શ્લોકમા દુષ્યંત નજીક છે એવા અનુમાન માટે કારણ આપવામાં આવ્યું છે.

**तुरगखुरहतस्तथा**...तुरगखुरहतः—तुरगाणां खुरैः हतः ।—ઘોડાઓની ખરીઓથી ઉડાડેલી.

**परिणतारुणप्रकाशः**—परिणतः अरुणः इति परिणतारुणः । (કર્મ.) तस्य प्रकाशः इव प्रकाशः यस्य । (બ. વ્રી.) મધ્યાહ્નના સૂર્યના પ્રકાશ જેવા રંગવાળી.

**शलभसमूह**—તીડનું ટોળું.

**विटपविषक्तजलार्द्रवल्कलेषु**–विटपेषु विषक्तानि जलार्द्राणि वल्कलानि येषाम् । (બ વ્રી) ડાળીઓ પર લટકતા ભીના વલ્કલોવાળા

**आश्रमद्रुमेषु**–આશ્રમના વૃક્ષો ઉપર ઘોડાઓની ખરીથી ઊડેલી લાલ ધૂળ આશ્રમવૃક્ષો પર પડે છે, તેને યોગ્ય રીતે જ લાલ તીડના ટોળાની ઉપમા આપવામા આવી છે

તપસ્વીઓએ સ્નાન પછી સૂકવેલા વલ્કલોને આ ધૂળ મલિન કરતી હતી, તે શુ દુષ્યન્તે કલુષિત કરેલ આશ્રમના શુદ્ધ વાતાવરણનુ સૂચક નથી ? આ શ્લોકમા ઉપમા તથા અનુમાન અલકાર અને પુષ્પિતાગ્રા છદ છે

**तीव्राघातप्रतिहततरु** तीव्र आघात, तेन प्रतिहत । तादृश तरु । तस्य स्कन्ध । तस्मिन् लग्न एक दन्त यस्य । (બ વ્રી.)

ભારે ધક્કાથી પાડી નાખવામા આવેલા વૃક્ષના થડમા જેનો એક દાત ભરાઈ ગયો છે તેવો રથને જોવાથી ભડકેલો હાથી એમ્ના બધા ગભરાટમા છે કે પોતાના જ ધક્કાથી પડી ગયેલ વૃક્ષના થડમા ભરાયેલા પોતાના દતૂશળને કાઢવા ઊભો રહેતો નથી અને આખા થડને ઉપાડીને જ ભાગી રહ્યો છે ઉપરના સમાસને બે વિભાગમા પણ વહેચી શકાય

तीव्राघात तरु, અને स्कन्ध न्त ।– 'ભારે ધક્કાથી જેણે ઝાડને પાડી નાખ્યુ છે તેવો અને '(વળી વળીને પાછુ જોતા) જેનો દતૂશળ ખભામા લાગેલો છે તેવો' પરતુ પહેલો અર્થ વધારે સારો છે

**पादाकृष्टव्रततिवलयासङ्गसंजातपाश**–पाद आकृष्ट व्रतत्य । तासा वलयानि । तेषाम् आसङ्ग । तेन संजात पाश यस्य । (બ વ્રી) પગથી ખેચાયેલા વેલાઓના ભાગા વળગવાથી જે ફસો પાન છે

**भिन्नसारङ्गयूथ**–भिन्न सारङ्गाणा यूथ येन । (બ વ્રી) હરણાઓના ટોળાને ભગાડતો

**मूर्त तपस विघ्न इव** તપના મૂર્તિમત વિઘ્ન જેવો

**स्यन्दनालोकभीत**–स्यन्दनस्य आलोक । तस्माद् भीत । રથને જોવાથી ભડકેલો

**धर्मारण्य**–धर्माय धर्मसाधन वा अरण्यम् । (મધ્યમપદલોપી) પોતાના જેવા જ ગતિ ૫ રથને જોઈને 'આ વળી કયુ પ્રાણી હશે' એ વિચારે ભડકી ઊઠેલો હાથી દોડવા લાગે છે વૃક્ષ અને લતાઓનો નાશ કરતો હરણાઓને ભગાડતો તે આશ્રમની કુટિરોને પણ નુકસાન કરે છે આથી જ તો તેને તપનુ મૂર્તિમાન વિઘ્ન કહે છે આ જ શબ્દો દુષ્યન્તને પણ લાગુ પાડી શકાય તેમ છે આ શ્લોકમા સ્વભાવોક્તિ તથા ઉત્પ્રેક્ષા અલકાર અને મન્દાક્રાન્તા છદ છે

अहो धिक् । सैनिका अस्मदन्वेषिणः...सैनिकानी જગ્યાએ पौराः એવો પાઠ છે–તો અહીં 'શિકારમાં સાથે આવેલા પુરજનો' અર્થ લેવો જોઈએ. બાકી નગરના માણસો આટલે દૂર સુધી આવે એ સંભવિત નથી. રાજાની શોધ તો સૈન્યના માણસો કરે. અથવા તો સૈનિકો પણ પુરમાંથી સાથે આવેલા હોઈ, આશ્રમજનોથી ભિન્ન એવા વીર તરીકે તેમનો ઉલ્લેખ શક્ય છે.

**अस्मदन्वेषिणः**–અમને શોધતા. **उपरुन्धन्ति**–હેરાન કરે છે, ત્રાસ ઉપજાવે છે.

**आरण्यकवृत्तान्तेन**–आरण्यकस्य वृत्तान्तः तेन।–હાથીના સમાચારથી, વનચરની માહિતીથી.

अरण्यते पथ्यध्यायन्यायविहारमनुष्यहस्तिष्विति वाच्यम् । એ વાર્તિક અનુસાર वुञ् (अक) પ્રત્યય લાગતા **आरण्यक** શબ્દ બને છે.

**सम्भ्रमम्**–ઉતાવળિયા.

**असंभावितातिथिसत्काराः**-असंभावितः अतिथिसत्कारः याभिः ताः। (બ. વ્રી.) જેઓએ યોગ્ય અતિથિસત્કાર કર્યો નથી તેવી. **पुरस्कृतः**–સત્કાર થયો છે.

**अभिनवकुशसूच्या**–अभिनवः कुशः। तस्य सूचि.। तया। દર્ભાંકુરની અણીથી **परिक्षत**–વીંધાયો છે.

**परिक्षत** અને **परिलग्नम्**માંનો परि શબ્દ સૂચવે છે કે પગમાંથી કાંટો કાઢતા તથા વસ્ત્ર છૂટું કરતા વાર લાગશે જ અને આથી તે લાંબા સમય સુધી દુષ્યન્તને જોઈ શકે કેટલીક વાચનાઓમાં શકુન્તલાની આ ઉક્તિઓ નથી પરંતુ માત્ર અભિનય શકુન્તલાના હેતુને સમજાવવા માટે પૂરતો નથી, પ્રેક્ષકોને માટે તેની આ ઉક્તિઓ જરૂરની છે. વળી બીજા અંકમાં રાજા પણ તેના આ કાર્યનો ઉલ્લેખ કરે છે વિક્રમોર્વશીયમમાં ઉર્વશી પણ આવા જ બહાના નીચે પુરૂરવાની સામે જોઈ લે છે

दृढं खलु रुग्णा। दुर्मोचनीयेव प्रतिभाति मे। આથી શકુન્તલાની આ ઉક્તિઓ હશે જ એમ માનવું જોઈએ. અહીં એ પણ નોંધપાત્ર છે કે શકુન્તલા અનસૂયાને ઉદ્દેશીને બોલે છે, તોફાની પ્રિયંવદાને નહીં કારણ કે તે બોલ્યા વગર રહેત જ નહીં.

**मन्दौत्सुक्यः**–मन्दम् औत्सुक्यं यस्य सः। (બ. વ્રી) મંદ ઉત્સુકતાવાળો.

**अनुयात्रिकान्**–સાથે આવેલા અનુચરોને.

**शकुन्तलाव्यापारात्**–શકુન્તલા સંબંધી પ્રવૃત્તિથી.

**गच्छति पुरः......पुरः गच्छति**–આગળ જાય છે.

**असंस्थितं चेतः**–અસ્થિર ચિત્ત–**पश्चाद्**—પાછળ.

**धावति**—દોડે છે.

**પ્રતિવાત**-પવનની વિરુદ્ધ દિશામાં.

***નીયમાનસ્ય***-લઈ જવાતા-***કેતો***:-ધ્વજના.

**ચીનાંશુકમિવ**-રેશમી વસ્ત્રની માફક.

આ શ્લોકમા રાજા પોતાની શારીરિક તથા માનસિક પ્રવૃત્તિનો ભેદ દર્શાવે છે. તેનું શરીર આગળ જાય છે જ્યારે મન પાછળ જાય છે. આ શ્લોકમાં ઉપમા અલંકાર તથા આર્યા છંદ છે.

***નિષ્ક્રાન્તાઃ સર્વે***-બધા જાય છે. અત્યારે રંગભૂમિ ઉપર એક જ પાત્ર છે તેથી નિષ્ક્રાન્તઃ જોઈએ પણ પરંપરાનુસાર બહુવચન વાપરવામા આવ્યું છે.

અભિજ્ઞાન શાકુન્તલની પ્રસ્તાવના અને પ્રથમ અંક મહાકવિના કલાવિધાનનો પરિચય આપવા માટે પૂરતાં છે. પ્રસ્તાવના પૂર્ણ થયા પછી મૃગની પાછળ પડેલો દુષ્યન્ત પ્રવેશે છે. આશ્રમમૃગને હણાતો બચાવવા આવેલા ઋષિકુમારો તેને આશ્રમમા આવવાનું આમંત્રણ આપે છે અને રાજા આશ્રમકન્યા શકુન્તલાને વીંધવાનું કારણ બને છે. કણ્વને અનુપસ્થિત રાખીને કવિએ કેટલું બધું સૂચવી દીધું છે। શકુન્તલાના ભાગ્યમા કાંઈક વિપરીત છે, અને આ તેનો પ્રણય સરળતાથી નિર્વિઘ્ને પૂર્ણ થવાનો નથી. વળી કણ્વની ગેરહાજરી જ દુષ્યન્ત અને શકુન્તલાના પ્રણય-વિકાસ માટેનું કારણ છે

દોડતા ઘોડા, નાસતા હરણો, તાપસો, આશ્રમ, ઉપવનપ્રદેશો, નિર્દોષ આશ્રમકન્યાઓ તેમના મધુર આલાપો, પ્રકૃતિ પ્રેમ, ભ્રમરબાધા પ્રસંગનું વર્ણન, પ્રેમની અપરિચિત લાગણી અનુભવતી શકુન્તલાનું ચિત્ર, ધર્મારણ્યમાં વિઘ્ન બનીને પ્રવેશતો હાથી, બહાનું બનાવી વાર લગાડતી શકુન્તલા તથા નગરગમન પ્રતિ મંદઔત્સુક્ય બનેલો રાજા—વગેરે વર્ણનો અત્યન્ત કુશળતાપૂર્વક નિરૂપાયા છે.

કાલિદાસે આ અંકમા સૂચનો-પ્રતીકો ઠેર ઠેર મૂકેલા છે. કેસરવૃક્ષ અને નવમાલિકા દુષ્યન્ત અને શકુન્તલાના પ્રતીક છે તો ભ્રમરબાધા પ્રસંગમાનો ભ્રમર દુષ્યન્તની માનસિક વૃત્તિને સૂચવે છે. ધર્મારણ્યમા પ્રવેશતા મૂર્તિમાન વિઘ્ન સમાન હાથીની પાછળ પણ દુષ્યન્તની છાયા જણાયા વગર રહેતી નથી

આ અંકમા નાટ્યકાર પાત્રોનો પ્રવેશ સુંદર રીતે કરાવ્યો છે. પ્રસ્તાવનાના અન્તમા હજી તો પ્રેક્ષકો નટીના ગીતની અસરમાંથી મુક્ત થાય છે ત્યા તો દુષ્યંત પ્રવેશે છે મૃગની પાછળ પડેલા દુષ્યન્તના માર્ગમા એકાએક ઋષિઓ આવે છે. તેમના આમંત્રણથી આશ્રમમા ગયેલો રાજા વૃક્ષની ઓથેથી આશ્રમકન્યાઓની વિસ્રમ્ભકથા સાભળે છે તથા યોગ્ય તક મળ્યે પોતાની જાતને પ્રગટ કરે છે. દુષ્યન્તનો કન્યાઓ સાથેનો વાર્તાલાપ પૂરો થવાની તૈયારીમા હોય છે પરંતુ પ્રેક્ષકો એ વિષે વિચારે એ પહેલા જ નેપથ્યમાથી તપસ્વીઓનો અવાજ સંભળાય છે.

આ અંકમાં પ્રિયંવદા તથા અનસૂયા એ સખી બેલડીનું વિશિષ્ટ પાત્રનિરૂપણ પણ સ્પષ્ટ બને છે. અનસૂયા અચુકા વિનાની ધીર, ગંભીર અને શાન્ત છે. તે વ્યવહારુ અને જીવનની ગંભીર બાજુને જોનારી છે. જ્યારે પ્રિયંવદા મીઠું બોલનારી ચતુર તથા હાજરજવાબી છે તે રમતિયાળ છે અને જીવનને બહુ હળવી રીતે લે છે.

કાલિદાસનો પ્રકૃતિ પ્રેમ—વર્ણન, કલા, અલંકારયોજના તથા લાઘવભરી ચોટ સંવિધાન કલાનો પરિચય આ અંકમાં થાય છે

## અંક બીજો

શાકુંતલનો બીજો અંક વસ્તુની દૃષ્ટિથી ધીમો છે. આમાં વસ્તુવિકાસ મંથર ગતિએ થાય છે. પ્રથમ અંકમાં આપણે જાણીએ છીએ કે, દુષ્યંત અને શકુંતલા પ્રથમ દૃષ્ટિએ જ એકબીજા તરફ આકૃષ્ટ થાય છે આમ નાટ્યવસ્તુનું બીજ અર્થાત્ દુષ્યંત અને શકુંતલાનો પ્રેમ પ્રથમ અંકમાં સ્થાપિત થઈ ચૂક્યો છે બીજા અંકમાં પણ આશ્રમનું વાતાવરણ તેનું તે જ છે વિદૂષકની વિનંતીથી રાજા મૃગયા બંધ કરે છે, અને શકુંતલાના વિચારમાં જ મગ્ન રહે છે. શકુંતલાને મળવા માટે તે બહાનું ગોખે છે. બંનેનું મિલન થાય તો જ વસ્તુવિકાસ થાય. આ મિલન માગનો માર્ગ ખુલ્લો થઈ જાય છે કણ્વની ગેરહાજરીને લીધે રાક્ષસો યજ્ઞકાર્યના વિઘ્ન નાખે છે તેથી આશ્રમના યજ્ઞાદિ કાર્યના સંરક્ષણ માટે દુષ્યંતને આમંત્રણ આપવામાં આવે છે એ જ સમયે રાજધાનીમાંથી રાજાની માતાનો સંદેશો આવે છે કે, "पुत्रपिंडपालनव्रत" નિમિત્ત દુષ્યન્ત જલદી રાજધાની પાછો આવે એક બાજુ ઋષિઓનું કાર્ય છે અને બીજી બાજુ માતાની આજ્ઞા છે તો શું કરવું? એવી દ્વિધામાં દુષ્યંત પડે છે છેવટે તે વિદૂષકને પોતાના નાના ભાઈ તરીકે રાજધાની મોકલે છે અને પોતે આશ્રમમાં જવાનું નક્કી કરે છે

આમ, દુષ્યંત કણ્વની ગેરહાજરીમાં આશ્રમમાં રહી શકે છે તેના માર્ગમાં વિઘ્ન નથી. દુષ્યંતે છેવટે કહ્યું કે શકુંતલા તો કામથી અજાણ છે તેથી તે અત્યંત નિર્દોષ છે અને દુષ્યંતનો તેના પ્રત્યેનો પ્રેમ પરિહાસ જ છે આમ ભોળા વિદૂષકને રાજાએ ભોળવ્યો અને તેનું ફળ પાંચમા અંકમાં જોવા મળે છે

**विदूषक**.—विशेषेण दूषयति इति विदूषकः । સંસ્કૃત નાટકના નાયકને તેના શૃંગાર કાર્યમાં મદદ કરનાર અનેક પ્રકારની વ્યક્તિઓ હોય છે જેવી કે વિદૂષક, ચેટ વગેરે. વિદૂષક બ્રાહ્મણ હોય છે અને રાજાનો નર્મ સુહૃદ હોય છે. એની સમજુતી સાહિત્યદર્પણકાર નીચે પ્રમાણે આપે છે

"कुसुमवसन्ताद्यभिधः कर्मवपुर्वेषभाषाद्यैः । हास्यकरः कलहरतिर्विदूषकः स्यात् स्वकर्मज्ञः ।"

**भो दष्टम्** અથવા **दिष्टम्** । 'દિષ્ટ' એટલે 'દૈવ', 'દષ્ટ' એટલે 'જોવું'. વિદૂષક કહે છે, 'મારી હાલત જોઈ" "वयस्यभावेन" એટલે મૈત્રીભાવથી રાજાની મિત્રતાથી સુખ થવું જોઈએ તેના બદલે વિદૂષકને કંટાળો આવે છે, કારણ કે વિદૂષકને મૃગયામાં રસ નથી.

**आहिण्डयते**—આ + हिण्ड् નું કર્મણિ વર્તમાનકાળ ૩ જો પુરુષ એકવચન. જવું, ચાલવું, હેંડવું.

**कटुकानि**—સહેજ ગરમ. ગ્રીષ્મની ગરમીને કારણે પાણી કંઈક ગરમ થઈ ગયું છે (luke-warm)

**शूल्यमांसभूयिष्ठ**—મોટે ભાગે સળિયા પર સેકેલા માંસવાળો શૂલે सम्कृत-शूल्य मांसम् । આ પ્રમાણે સળિયા પરનું સેકેલું માંસ એ જ ભોજનનો મુખ્ય ભાગ હતો. વિદૂષક બ્રાહ્મણ છે છતાંયે માંસભક્ષણનો ઉપયોગ કરે છે તેથી કહી શકાય કે તે સમયે બ્રાહ્મણોમાં પણ માંસ ખાવાની પ્રથા હતી.

**तुरगानुधावनकण्डितसन्धे**—तुरगाणाम् अनुधावनेन कण्डिताः सन्धयः यस्य तस्य । વિદૂષક રાજાના ઘોડાને પોતાના ઘોડાથી અનુસરતો હતો આથી તેના સાંધા હચમચી ગયા. પરિણામે રાત્રે પણ પૂરતું સૂવાનું ન મળતું.

**दास्यापुत्रैः**—દાસીપુત્ર. નિંદા અર્થે વપરાય છે. સંસ્કૃતમાં આ એક અપશબ્દ છે અને આ ષષ્ઠી અલુક્ તત્પુરુષ સમાસ છે

**शकुनिलुब्धकैः** અથવા **श्वगणिलुब्धकैः**—પહેલા પાઠમાં 'પક્ષીઓના શિકારી' એ અર્થ લેવાનો છે. આ શિકારીઓ પક્ષીઓના માળામાંથી ચૂપચાપ પક્ષીઓને પકડી લે છે. પરંતુ મોટા ભાગે બીજો પાઠ સ્વીકારવામાં આવે છે જેનો અર્થ થાય છે. 'કૂતરાના ટોળાવાળા શિકારીઓથી'. રાજાની મૃગયા, લશ્કર વગેરે જોતાં પંખીઓ કરતાં જંગલી પ્રાણીઓનો શિકાર હોય એમ લાગે છે. ચોથા શ્લોક પછી 'પ્રાણીઓને વેરી લીધાં છે' એમ સેનાપતિ કહે છે અને શ્લોક ૬ના શિકાર બંધ રાખવાની વાત છે ત્યાં જંગલી પાડા, હરણાં ને વરાહોની વાત છે, પંખીઓની નથી. આ બધું જોતાં श्वगणिलुब्धकैः પાઠ સારો છે. અત્યાર સુધી વિદૂષકે પોતાના વિહાર, પાન, ભોજન અને શયનની વાત કરી તેમાં તેને જરાય સુખ મળતું નથી. આટલેથી રામ ન હોય તેમ બીજી પીડા વધે છે મુનિકન્યા શકુંતલાને જોઈને રાજા પ્રેમમાં પડ્યો છે ને હવે રાજવાની તરફ જવાની વાત કરતો નથી.

**गण्डस्योपरि**—ગૂમડા ઉપર ફોલ્લી થઈ. એક મોટી પીડા તો છે જ, તેમાં બીજી પીડા ઉમેરાઈ. શિકાર પાછળ રખડવાની પીડા હતી જ તેમાં હવે રાજા પ્રેમમાં પડ્યો છે એટલે પીડા વધી.

**अद्यापि प्रभातमासीत्**—આજે પણ રાજા શકુંતલાના વિચાર કરતો હતો તેમાં ને તેમાં જ પ્રભાત થયું. ઉજાડી આખે પરોઢ થયું.

**का गतिः** —હવે શો ઉપાય ? શું થાય ?

**कृताचारपरकर्माणम्**–आचारप्राप्तानि परिकर्माणि इति आचार परिकर्माणि। कृतानि आचार परिकर्माणि येन तम् । નિત્યકર્મથી જે પરવાર્યો છે. પરિકર્મ એટલે અંગસંસ્કાર, અંગલેપન, વગેરે રીતે પણ વિગ્રહ થઈ શકે. कृतः आचारः (સ્નાનાદિ) परिकर्म (અંગલેપન વગેરે) च येन तम् । (બ. વ્રી.) यवनीभिः–યવની સ્ત્રીઓથી. આ સ્ત્રીઓ વનમાં પણ રાજાની સાથે તેના શસ્ત્રો ગખી સાથે જતી. यवन શબ્દનો અર્થ ચોક્કસ નથી. આયોનિયન (ગ્રીક) પરથી આ શબ્દ આવ્યો હોય એ શકય છે. પછીથી બધા ગ્રીકો, ઈગનીઓ, અરબો, વગેરે માટે તે શબ્દ પ્રચલિત થયો. મનુના મતે યવનો મૂળે ક્ષત્રિય હતા. પછી આર્ય સંસ્કારોનો લોપ થવાથી તે બધા શૂદ્ર બની ગયા. (મનુસ્મૃતિ ૧૦ : ૪૩–૪૪)

**શ્લોક ૧ :** प्रिया न सुलभा (इति) कामम् । मनः तु तद्भावदर्शनाश्वासि । मन्मथे अकृतार्थेऽपि उभयप्रार्थना रतिं कुरुते । (આર્યા ७६)

રાજાને શકુન્તલાના ચિંતન દરમ્યાન આ સૂઝે છે કે શકુન્તલાને મેળવવી સહેલી નથી. કારણ કે તેના પિતાની સંમતિ વગેરે લેવાનું છે. તેણે શકુન્તલાનો ભાવ જોયો છે તેથી મનમા કંઈક આશ્વાસન લે છે. એકબીજા પર પ્રેમ કરતા યુગલનો પ્રેમ ભલે કૃતાર્થ ન થયો હોય તો [પણ બંને એકબીજાને ઇચ્છે છે (उभयप्रार्थना) તે વસ્તુ જ આનંદ આપે છે. કાલિદાસે માલવિકાગ્નિમિત્રમાં પ્રેમલગ્નનું સમર્થન કર્યું છે અને આ શ્લોકને મળતા વિચારો રજૂ કર્યા છે. ત્યાં કવિ કહે છે—

*अनातुरोत्कण्ठितयोः प्रसिध्यता समागमेनापि रतिर्न मां प्रति ।*

*परस्परप्राप्तिनिराशयोर् वरं शरीरनाशोऽपि समानुरागयोः ॥*—માલવિકાગ્નિ. ૩.૧૫

भावदर्शनाश्वासि પાઠ હોય તો આવો અર્થ થાય : તેના ભાવના દર્શન માટે પ્રયત્ન કરે છે. આ પાઠ બરોબર નથી, કારણ કે રાજાએ તેના ભાવનું દર્શન કર્યું છે અને તેને માટે પ્રયત્ન કરવાનો રહેતો નથી. 'જો भाविदर्शनायासि હોય તો તેના ભાવિ દર્શન માટે પ્રયત્ન કરે છે, આમ થાય. પણ આ બરોબર નથી, કારણ કે રાજાને શકુન્તલાને મળવામા મુશ્કેલી નથી. આશ્રમની જવાબદારી શકુન્તલા પર જ છે તેથી મળી શકાય.

**आत्माभिप्रायसंभावितेष्टजनचित्तवृत्ति**–आत्मनः अभिप्रायः, । तेन सभाविता इष्टजनस्य चित्तवृत्तिः येन । પોતાના મત પ્રમાણે ઇષ્ટજનની ચિત્તવૃત્તિની કલ્પના કરતો. प्रार्थयिता–પ્રેમી. विडम्ब्यते–ઉપહાસપાત્ર બને છે. કોઈ પુરુષ કોઈ સ્ત્રીના પ્રેમમાં હોય છે ત્યારે તે પણ તેને પ્રેમ કરે એમ તે ઇચ્છે છે. તે સ્ત્રી તેની તરફ પ્રેમ બતાવે છે એ સૂચવવા તે પોતાની રીતે તેના હાવભાવનો અર્થ ઘટાવે છે. ખરી રીતે તેના હાવભાવ તેના તરફનો પ્રેમ સૂચવતા હોય જ એવું નથી આમ તે પુરુષ પોતાને ઘણી વાર ઉપહાસપાત્ર બનાવે છે. રાજા પોતાનો દાખલો નીચેના શ્લોકમાં આપીને સૂચવે છે કે કદાચ તે પણ આ રીતે ઉપહાસપાત્ર બન્યો હોય.

**શ્લોક ૨ :** अन्वयः अपि नयने प्रेरयन्त्या तया यत् स्निग्ध वीक्षितम्, नितम्बयोः गुरुतया विलासात् इव यद् च मन्द यानम्, मा गाः इति उपरुद्धया सा सखी यदपि सासूयम् उक्ता, तत् सर्वं मत्परायणं किल । अहो कामी स्वता पश्यति । (શાર્દૂલવિક્રીડિત ૭'૬)

કામી માણસ પ્રિયાની બધી ચેષ્ટાઓમાં પોતાપણું જુએ છે. સ્નિગ્ધદર્શન, મન્દગમન અને સાસૂયવચન શકુન્તલા માટે સ્વાભાવિક હોઈ શકે પણ આ પોતાને ઉદ્દેશીને છે એમ રાજા માને છે. આમ એ પોતાની જાતને ઉપહાસપાત્ર બનાવે એવી શક્યતા રહેલી છે.

**हस्तपादम्**—હાથ અને પગ. हस्तौ च पादौ च । (સમાહાર દ્વન્દ્વ) द्वन्द्वः प्राणितूर्यसेनाङ्गानाम् । (पा. २–४–२) આ સૂત્ર પ્રમાણે પ્રાણીઓ, વાદ્યો અને સેનાના વિભાગોનો દ્વન્દ્વ સમાસ નપુંસકલિંગ અને એકવચનમાં હોય છે. एषां द्वन्द्वः एकवत् स्यात् । पाणिपादम् । ( सि. कौ. )

**जापयिष्यामि**–હું જય જય કહીશ. जि નું પ્રેરક સામાન્ય ભવિષ્યકાળ, પહેલો પુરુષ એ. વ.

**गात्रोपघातः**—અંગોનું રહી જવું તે. गात्राणाम् उपघातः । (ષ. તત્પુ.)

**वेतसः**—નેતરનો છોડ.

**कुब्जलीलाम्**–(૧) કૂબડાની લીલા (૨) કુબ્જ નામના છોડનું વર્તન. વેતસનો છોડ પાણીના વેગને લીધે કૂબડા જેવું વર્તન કરે છે એટલે કે વાંકો વળી જાય છે અથવા તો વેતસનો છોડ કુબ્જના છોડનું અનુકરણ કરે છે. જેમ પાણીના વેગથી વેતસનો છોડ વળી જાય છે, તેમ આપને લીધે મારી પણ આવી દશા થઈ છે ને હું કૂબડા જેવો બની ગયો છું. વિદૂષક સામાન્ય રીતે વિકૃતાંગ હોય છે.

**प्रत्यहं**–अहनि अहनि इति । (અવ્યયીભાવ) પ્રતિદિન, હરરોજ.

**श्वापदसमुत्सारणैः**–श्वापदानां समुत्सारणैः । વન્ય પશુઓને (ગુફાઓમાંથી) બહાર લાવવાથી. દિવસમાં અનેકવાર આ કાર્ય કરવું પડ્યું હશે, તેથી બહુવચન છે.

**सक्षोभितसधिबन्धाना**– संक्षोभिता सधीना बन्धा येषाम् । (બ. વ્રી) હચમચી ગયેલા સાંધાવાળા.

**अनीश** –કાબૂ નથી, સમર્થ નથી

तत् विश्रम्यतामूने સ્થાને तत् प्रसादयिष्यामि विलक्ष्य मामेकाहमपि तावद्विश्रमितुम्––એવો પાઠ છે પણ તે સારો નથી કારણ કે વિદૂષકને તો જ્યારે જોઈએ ત્યારે રાજા મળી શકે પણ વિદૂષક રાજાની પણ ચિંતા કરે છે તેથી ઇચ્છે કે શિકાર જ બંધ રહે તો સારુ, જેથી રાજાને આરામ મળે ને રાજાને શકુન્તલાને મળવાની તક મળે ઋષિકુમારોના આમંત્રણથી આ તક પણ મળે છે

શ્લોક ૩ इत्म् अधिज्य आहितसायक धनु मृगेषु नमयितु न शक्त अस्मि यै (मृगै) सह वसतिम् उपेत्य प्रियाया मुग्धविलोकितोपदेश कृत इव । (પુષ્પિતાગ્રા છંદ)

રાજા હરણોને મારવા માટે ધનુષ્ય પર બાણ ચઢાવે છે ત્યા તેને હરણોની આંખો જોઈને શકુન્તલાની આંખો યાદ આવી જાય છે ને તે બાણ છોડી શકતો નથી દુષ્યત કલ્પના કરે છે કે હરણોએ જાણે શકુન્તલાની સાથે રહીને તેને મુગ્ધ દૃષ્ટિપાત કરવાનુ શિક્ષણ આપ્યુ છે

**आहितसायक**––आहित सायक यस्मिन् । (બ. વ્રી) જેમા બાણ ચડાવવામા આવ્યુ છે તેવુ

**मुग्धलोकितोपदेश** –સુંદર દૃષ્ટિપાતવિષયક શિક્ષણ मुग्धानि विलोकितानि (કર્મ) तेषु उपदेश । (ષ તત્પુ)

**किमपि**–કંઈક અપ્રસ્તુત

**अरण्ये मया रुदितमासीत्**–મે અરણ્યરુદન કર્યું મારું તો તમે સાંભળ્યું જ નહિ.

**अनतिक्रमणीयम्**–ન ઉલ્લંઘી શકાય તેવુ

**मधिदापम्**–અધૂરુ

**मादकवादिशाय**—મારુ ખાવામા, અનાયાસ કર્મમા મને મ . કરજો એમ રાજા વિદૂષકને કહે છે તે કર્મ એટલે 'કાર્ય' એ અર્થમા વાપરે છે વિદૂષક ' ' ને 'ક્રિયા' ।। અર્થમા લે છે એટલે એને 'મોદકખાદિકા' યા ખાવી જાય છે વિદૂષકને મન મોદકખાદિકા સિવાય બીજુ અનાયાસ કર્મ ન હોય શકે આમ વિદૂષક હાસ્ય ઉત્પન્ન કરે છે

**सुगृहीत क्षण**—આનંત્રણ સ્વીકાર્યું ગણ–સમય, આરામનો સમય પ્રસંગને આમંત્રણ આપતી વખતે કહેવામા આવે છે—मत्सम्पादने क्षत '' वरणाय । અમારે ઘેર તમારે આરામનો સમય ગાળવો આવા આમંત્રણ માટે વપ

શબ્દનો ઉપયોગ કરવામા આવતો તેથી તેનો રૂઢ અર્થ થયો 'ભોજનનુ આમત્રણ' અથવા આમત્રણ

**दौवारिक** દ્વારપાલ द्वारि नियुक्त । तत्र नियुक्त । (पा ४-४-६९) એ સૂત્ર પ્રમાણે આ શબ્દ બને છે

**दृष्टदोषापि**—રાજાએ ચાર વ્યસનનો-મૃગયા, દ્યૂત, મધુપાન અને સ્ત્રીથી દૂર રહેવુ જોઈએ મૃગયામા ગુણો અને દોષો પણ છે ગુણોનુ વર્ણન ચોથા અને પાચના શ્લોકમા આવે છે હિસા, ક્રૂરતા વગેરે દોષો છે પણ રાજાની બાબતમા તો મૃગયા ગુણરૂપ જ નીવડે છે

શ્લોક ૪ गिरिचर नाग इव देव अनवरतधनुर्ज्यास्फालनक्रूरपूर्व, रविकिरणसहिष्णु क्लेशालेश अभिन्नम्, अपचितमपि गात्रं व्यायतत्वादलक्ष्यं प्राणसारं गात्रं बिभर्ति । (માલિની છંદ)

મૃગયા કેવી રીતે ગુણરૂપ થઈ તે સેનાપતિ બતાવે છે

**अनवरतधनुर्ज्यास्फालनक्रूरपूर्वं**—સતત ધનુષ્ ની દોરી ઘસાવાથી જેનો આગલો ભાગ કઠણ થયો છે अनवरतम्-સતત

**धनुर्ज्या**—ધનુષ્યની દોરી

**आस्फालनम्**-ઘસાવુ

**क्रूर**—કઠણ

**पूर्व**-પૂર્વભાગ કાંડુ ધનુષ્યની દોરી ઘસવાથી કાંડુ મજબૂત થાય છે તેથી પૂર્વનો અર્થ 'કાંડુ' કર્યો છે પણ પૂર્વ આ અર્થમા સામાન્ય રીતે વપરાતો નથી (પ્રો ગજેન્દ્રગડકર) अनवरत धनुर्ज्याया आस्फालनम् । तेन क्रूर पूर्व यस्य । (ભ શ્રી) શ્રી રાય આસ્ફાલનનો ખેચવુ અર્થ કરે છે દોરી ખેચવાથી પૂર્વભાગ છાતી વગેરે મજબૂત થાય છે તેમના મતે આમા સતસતો આમ અર્થ છે ધનુષ્યની દોરી સતત ખેચવાને લીધે જેનો આગનો ભાગ (છાતી) ઘસાયો છે' આ અર્થની સામે પણ વિરોધ લઈ શકાય आस्फालनનો અર્થ ખેચવુ' થતો નથી क्रूर પણ 'કસાયેલ' અર્થમા વપરાતુ નથી આ બે અર્થોમાથી પહેલો અર્થ કઈક સારો લાગે છે

*अनवरत* —નાગની સાથે પણ તે શબ્દ अनवरत धनुषि (प्रियालद्रुमे) ज्यया (भूमौ) च आस्फालन तेन क्रूर पूर्व (પૂર્વભાગ) यस्य । પ્રિયાલવૃક્ષ અને જમીન પર સતત ઘસવાથી જેનો આગળનો ભાગ (માથુ, દશૂળ) વગેરે કઠણ થયો છે

**रविकिरणसहिष्णु**—સૂર્યના કિરણોને જે સહન કરી શકે છે

**क्लेशलेशैः** —જરા પણ થાકની अभिन्नम्—અસર વિનાના સ્વલ્પેશ થાક છે પણ તે યોગ્ય નથી લેશ પણ પરસેવો ન થવો એ યોગ્ય સ્થિતિ નથી

વળી 'કાલિદાસ' મૃગયાથી થતા પરસેવાનું ઘણી વાર વર્ણન કરે છે.'—રઘુવંશ ૯–૬૮, ૧૩–૩૫.

**अपचितमपि**—સુકાયેલું, ક્ષીણ થયેલું હોવા છતાં. વ્યાયામથી મેદ ગળી જાય છે. તેથી શરીર જરા ક્ષીણ થયેલુ લાગે છે.

**व्यायतत्वाद्**—પૂર્ણ રીતે વિકસેલ હોવાથી.

**प्राणसारं**—(૧) प्राणस्य सारः । तम् । બળના સારરૂપ, (૨) प्राणः सारः (स्थिरांशः) यस्मिन् तम् । બળ જેમાં સ્થિરભાગરૂપે રહેલું છે તેવો.

**गृहीतश्वापदमरण्यम्**—શિકારનાં પ્રાણીઓથી ભરેલ અરણ્યને ઘેરી લીધું છે. गृहीताः श्वापदाः यस्मिन् । (બ. વ્રી.)

**मन्दोत्साहः**—મન્દ ઉત્સાહવાળો. પાઠાન્તર भग्नोत्साहः છે પણ તે યોગ્ય નથી. વિદૂષકની ઇચ્છાને માન આપીને આજે શિકાર બંધ રાખવો છે. તેથી રાજા કહે છે કે મારો ઉત્સાહ મંદ છે, મારો ઉત્સાહ ભાંગી ગયો છે એમ તે કહેતો નથી.

**माढव्य**—વિદૂષકનું નામ છે.

**स्थिरप्रतिबन्धः**—स्थिरः प्रतिबन्धः यस्य । (બ. વ્રી.) મક્કમ વિરોધવાળો, મક્કમ નિશ્ચયવાળો.

અહીં જનાન્તિકમાં કવિએ હજૂરિયાના સ્વભાવનું વાસ્તવિક વર્ણન કર્યું છે. હજૂરિયા પોતાના રાજાની ઇચ્છા પ્રમાણે, પોતાને ગમે કે ન ગમે તેવું કાર્ય કરે છે ને રાજાની ખુશામદ કરે છે.

શ્લોક ૫ : वपुः मेदश्छेदकृशोदरं लघु उत्थानयोग्यं भवति, सत्त्वानामपि भय-क्रोधयोः विकृतिमत् चित्तं लक्ष्यते । यद् इषवः चले लक्ष्ये सिध्यन्ति स च धन्विनाम् उत्कर्षः । मृगयां मिथ्यैव व्यसनं वदन्ति । ईदृक् विनोदः कुतः (लभ्यते) ? (શાર્દૂલવિક્રીડિત છંદ)

સેનાપતિ મૃગયાથી થતા લાભ ગણાવે છે. આ જ પ્રકારનું વર્ણન રઘુવંશ સર્ગ ૯, દશકુમારચરિત (આઠમો ઉચ્છ્વાસ) અને કામન્દક નીતિસાર (૧૫)માં મળી આવે છે. મૃગયાની વિશેષતા અહીં બતાવી છે.

**वपुः**—શરીર.

**मेदश्छेदकृशोदरं**—मेदसः छेदः । (ષ. તત્પુ.) तेन कृशं उदरं यस्य तत् । (બ. વ્રી.) મેદ ઘટવાથી કૃશ થયેલ ઉદરવાળું.

**मनुष्यनासिकालोलुपस्य**—મનુષ્યના નાકના લોભી. રીંછોને મનુષ્યનું નાક ગમે છે.

**जीर्णभल्लस्य**—ઘરડા રીંછના

**શ્લોક ૬ :** महिषाः शृङ्गैः मुहुस्ताडित निपानसलिलं गाहन्ताम्। मृगकुल छायाबद्धकदम्बकं रोमन्थम् अभ्यस्यतु। वराहततिभिः पल्वले मुस्ताक्षतिः विश्रब्धं क्रियताम्। इदं च अस्मद्धनुः शिथिलज्यावन्धं विश्राम लभताम्। (શાર્દૂલવિક્રીડિત છંદ)

**निपानसलिलम्**–તળાવના પાણીમા

**छायाबद्धकदम्बकम्**–છાંયડામા ટોળું વળીને. छायासु बद्धानि कदम्बकानि यथा स्यात् तथा। (અવ્યયી.).

**कुल**–એક જ વર્ગનું ટોળું (सजातीयगण).

**कदम्बकम्**–જુદા જુદા વર્ગની વ્યક્તિઓનો સમૂહ

**रोमन्थम्**–વાગોળવું.

**वराहततिभिः**–वराहाना ततिभि। (ષ તત્પુ.) વરાહોની હારોથી. वराहपतिभिः (મોટા વરાહોથી) પાઠ છે. દુષ્યન્તને મોટા વરાહોના શિકારમા પણ રસ હોય પણ ઉપર मृगकुलम् આવ્યું છે તેની સાથે वराहततिभिः યોગ્ય લાગે છે.

**मुस्ताक्षतिः**–મુસ્તા (મોથ ઘાસ)નું ખોદવું. આ સુગંધી ઘાસ છે.

**पल्वले**–ખાબોચિયામાં.

**शिथिलज्यावन्धम्**–शिथिलः ज्यायाः बन्धः यस्य तत्। (ન. બ્રી.) જેની પણછનો બંધ ઢીલો થયો છે એવું.

**विश्रामम्**–વ્યાકરણની દૃષ્ટિએ અશુદ્ધ છે. विश्रम શબ્દ શુદ્ધ છે, પણ સંસ્કૃત કવિઓ વિશ્રામ શબ્દ ઘણી વાર વાપરે છે.

મમ્મટે काव्यप्रकाश મા આ શ્લોકને भग्नप्रक्रमता ના ઉદાહરણ તરીકે ટાંક્યો છે. આ શ્લોકમાં ત્રીજા પાદમા કર્મણિ પ્રયોગનું ક્રિયાપદ છે. જ્યારે બીજા ત્રણ પદોમા કર્તરિ પ્રયોગનાં ક્રિયાપદો છે. મમ્મટ ત્રીજો પાદ આમ વાંચવાનું સૂચવે છે. विश्रब्धा रचयन्तु सूकरवरा मुस्ताक्षतिम्. રાઘવભટ્ટ આ પ્રમાણે સુધારો સૂચવે છે–कुर्वन्त्वसभियो वराहततयो मुस्ताक्षतिम्. અલંકાર–સ્વભાવોક્તિ.

**प्रभविष्यवे**–સ્વામીને यत् रोचते–જે ગમે.

**શ્લોક ૭ :** शमप्रधानेषु तपोधनेषु दाहात्मक तेजः गूढम् अस्ति हि। स्पर्शानुकूलाः सूर्यकान्ताः इव (ते तपोधनाः) अन्यतेजोऽभिभवात् तत् वमन्ति। (ઉપજાતિ છંદ)

**शमप्रधानेषु**–शमः प्रधानम् येषु। (ન. બ્રી) शमप्रधान शम–સંયમ, મનનો નિગ્રહ, જ્યારે दम એટલે ઇંદ્રિયોનો નિગ્રહ સરખાવો—लौकिकव्यापारात् मनसः उपरमः शमः। बाह्यकरणानामुपरमो दमः।–रत्नप्रभा

**सूर्यकान्ताः**–સૂર્યકાન્ત મણિઓ. સંસ્કૃત સાહિત્યમા એવો ઉલ્લેખ મળે છે કે જ્યારે આ મણિઓ પર સૂર્યના કિરણો પડે ત્યારે તે અગ્નિનું વમન કરે છે.

સામાન્ય રીતે સૂર્યકાન્ત મણિઓ સ્પર્શી શકાય તેવા હોય છે. પણ જ્યારે તેના પર સૂર્યનું તેજ પડે ત્યારે તે ગરમ બની જાય છે, તેમ ઋષિઓ પણ સામાન્ય રીતે શાંત હોય છે, પણ જ્યારે કોઈ તેજસ્વી પુરુષ (દા. ત. સૈનિકો) તેમનું અપમાન કરે ત્યારે તે ગુસ્સે થઈને દાહક બની જાય છે.

**अन्यतेजोऽभिभवात्**–બીજા તેજના પીડવાથી.

**वमन्ति**—કાઢે છે. સંસ્કૃત આલંકારિકો वम् (ઓકવું), निष्ठीव् (થૂંકવું) અને उद्गृ આ ધાતુઓના વાચ્યાર્થમા પ્રયોગને ગ્રામ્ય માને છે. પણ જો આ ધાતુનો લક્ષ્યાર્થ ઔપચારિક અર્થમા વપરાય તો અતિ સુંદર અર્થ આપે છે એમ તેઓ માને છે. સરખાવો—*निष्ठ्यूतोद्गीर्णवान्तादिगौणवृत्तिव्यपाश्रयम् । अतिसुन्दरमन्यत्र ग्राम्यकक्षां विगाहते* ॥–काव्यादर्श १:९५.

**ध्वंसताम्**–નાશ પામે. પાઠ ભેદ ध्वसितः–નાશ પામ્યો

**निर्मक्षिकम्**–मक्षिकाणाम् अभावः । (અવ્યયીભાવ) માખીઓ વિનાનું સ્થાન, એકાન્ત સ્થાન.

**पादपच्छायायाम्**–વૃક્ષની છાયામા. पादपस्य छायायाम् । (ષ. તત્પુ)

**अविरललतावितानसनाथे**–ગીચ લતાઓના ચંદરવાવાળા. પાઠભેદ अस्मिन् पादपच्छायाविरचितवितानसनाथे (વૃક્ષની છાયાએ રચેલા ચંદરવાળા) બરોબર નથી, કારણ કે છાયા જમીન પર હોય છે અને ચંદરવો ઊંચે હોય છે તેથી છાયા વિતાન કેવી રીતે બની શકે ?

**सुखासीनः**—सुखम् आसीनः । પ્રાકૃત एदु ની સંસ્કૃત છાયા एतु કરવી જોઈએ. તેનો અર્થ 'આવે' કરી શકાય. પણ મોટા ભાગની આવૃત્તિઓમાં एतु પાઠ મળે છે જેનો ખોટી રીતે 'આવો' અર્થ કરવામાં આવે છે.

**अनवाप्तचक्षुःफल**—अनवाप्तं चक्षुःफलं येन । જેણે આંખોનું ફળ પ્રાપ્ત કર્યું નથી એવો

**ननु भवानग्रतो मे वर्तते** । તમે તો મારી સામે જ છો. રાજા વિદૂષકને કહે છે કે તેં જોવા જેવી વસ્તુ જોઈ નથી તેથી તારી આંખોએ એનું ફળ મેળવ્યું નથી. રાજા શકુન્તલાની વાત કરે છે. પણ વિદૂષક ચતુરાઈથી કહે છે–આપ જ મારી સામે છો. આપ દર્શનીય છો તેથી મારી આંખો નકામી નથી.

**सर्वः कान्तमात्मीयं पश्यति**—સૌ પોતાનાને સુંદર દેખે છે. આ એક પ્રસિદ્ધ ને અનુભવસિદ્ધ વાક્ય છે. હમેશાં પ્રિયજનને પોતાની પ્રિયતમા સુંદર જ લાગે છે કે માતાને પોતાનું કાળુ કૂબડું બાળક પણ સુંદર જ લાગે છે. આ પ્રમાણે વિદૂષકને રાજા સુંદરતમ લાગે છે એમ દૃષ્યન્ત સૂચવે છે.

**ललामभूता**—અલંકારરૂપ. ललामभूता અનિયમિત સમાસ છે તેને નીચે પ્રમાણે સમજાવી શકાય :

(૧) વૈયાકરણ કૈયટ भूत ને ઉપમાવાચી इव કે સમ ના અર્થમા સમજે છે. સરખાવો—सामान्यमिव सामान्यभूतम् । भूतशब्द उपमार्थे । આ રીતે ललामभूत નો વિગ્રહ આ પ્રમાણે થાય શબ્દ ललाम. કે ललामन् છે

(અ) ललामः इव અથવા ललाम इव ।

(આ) ललामेन समा અથવા ललाम्ना समा ललामभूता । (નિત્યસમાસ) મેદિની-કોશમા પણ भूत=सम આપેલ છે.

(૨) सुप्सुप् સમાસમાં ગમે તે શબ્દનો અન્ય શબ્દ સાથે સમાસ થઈ શકે છે, તે પ્રમાણે આ સમાસને सुप्सुप् સમાસ તરીકે સમજાવી શકાય. ललाम भूता અથવા ललामभूता.

**अस्य अवसर न दास्ये**-એને (વધારે કહેવાની) તક નહીં આપુ.

શ્લોક ૮ : तत् मुने अपत्यम् सुरयुवतिसंभवम् उज्झिताधिगत (च वर्तते) किल । शिथिलम् अर्कस्य उपरि च्युत नवमालिकाकुसुमम् इव (अस्ति) । (આર્યા ૭'૯)

**उज्झिताधिगतम्**—(મેનકાએ) ત્યજેલ અને (કણ્વે) મેળવેલ. આદૌ उज्झित पश्चाद् अधिगतम् । કર્મધારય સમાસ.

**अर्क**—આકડો. આ શ્લોકમા પૂર્ણોપમા અલંકાર છે.

**सुरयुवति**—नवमालिका, **अपत्यम्**—कुसुमम्, **मुनि**—अर्क, **उज्झित**—शिथिल; **अधिगत**—च्युत, આમ સરખામણી કરવામા આવે છે શ્રી ઉમાશંકર જોષી સૂચવે છે તેમ કણ્વઋષિને આકડાની ઉપમા અપાઈ છે તેમા અનૌચિત્ય છે.

**पिण्डखर्जुरः**—(૧) એક જાતનુ અતિ મધુર પ્રકારનુ ખજૂર, (૨) ઢગલા બંધ ખજૂર વડે

**उद्वेजित**—કંટાળેલ.

**तिंतणी**—આમલી.

**अभिलाष**—ઇચ્છા, ભાવ.

**स्त्रीरत्नपरिभोगिण**—ઉત્તમ સ્ત્રીઓનો ઉપભોગ કરનાર.

**अभ्यर्थना**—ઝંખના.

વિદૂષકે રાજાની સામે નીતિવિષયક વાધો રજૂ કર્યો પણ તેનું રાજાએ સમાધાન કર્યું એટલે હવે તે રાજાની રુચિની મશ્કરી કરે છે. મશ્કરી કરવા માટે મેંટયા હતીને તે કહે છે. કોઈ માણસ અતિ મીઠું ખજૂર ખાઈને કંટાળે ને પછી તેને આમલી ખાવાની ઇચ્છા થાય છે. પરંતુ તે આમલી લાબો વખત ખાય નહી

પણ થોડા વખત પછી છોડી દે છે અથવા મીઠી વસ્તુની વધારે ઇચ્છા થાય તે માટે તેનો ચટણી તરીકે ઉપયોગ કરે છે. વળી આમલી ખાવાની ઇચ્છા જ માણસની હલકી રુચિ બતાવે છે. તે પ્રમાણે રાજા અંતઃપુરમાં ઉત્તમ સ્ત્રીઓનો ઉપભોગ કરીને કંટાળ્યો છે તેથી તેને વૈવિધ્યને ખાતર નવી કન્યા શકુન્તલા માટે આકર્ષણ થયું છે પણ થોડા વખત પછી તેને છોડી દેવાનો. વળી આવી વનકન્યા પ્રત્યે ઇચ્છા થવી એ પણ રાજાને માટે શોભાસ્પદ નથી; ઊલટું તે હલકી રુચિ બતાવે છે. માટે આવી સામાન્ય સ્ત્રીની ઇચ્છા તેણે કરવી નહીં જોઈએ.

**न तावदेनां पश्यसि, येनैवमवादीः**—આ વાક્યમાં કાળનો પ્રયોગ વિચિત્ર લાગે છે. ભૂતકાળની ક્રિયા (दर्शन) માટે વર્તમાનકાળ (पश्यसि) વપરાયો છે અને વર્તમાન ક્રિયા (वदन) માટે ભૂતકાળ (अवादीः) વપરાયો છે. અશ્વઘોષના બુદ્ધચરિતમાં આવા પ્રયોગ મળે છે. કદાચ આવા પ્રયોગ રૂઢ હશે.

શ્લોક ૯ : (सा) विधिना चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा (नु) । (सा विधिना) मनसा रूपोच्चयेन कृता नु । धातुः विभुत्वं तस्याः वपुः च अनुचिन्त्य मे सा अपरा स्त्रीरत्नसृष्टिः प्रतिभाति । (વસંતતિલકા છંદ)

સંસ્કૃત સાહિત્યમાં સ્ત્રીસૌન્દર્યનું આવું વર્ણન ઘણી જગ્યાએ મળી આવે છે. પ્રેમીઓ પોતાની પ્રિયતમાના સર્જન માટે કોઈ બીજો જ સર્જનહાર તથા નવા જ પ્રકારની સામગ્રીની કલ્પના કરે છે.

*परिकल्पितसत्त्वयोगा*—परिकल्पितः सत्त्वस्य योगः यस्याम् । જેમાં પ્રાણનો સંબંધ જોડ્યો છે, જેમાં પ્રાણ પૂર્યા છે.

रूपोच्चयेन—रूपाणाम् उच्चयः । तेन । (૫. તત્પુ.) રૂપોના સમૂહથી.

धातुः—બ્રહ્માનું.

विभुत्वम्—શક્તિ, નિર્માણકૌશલ.

अपरा स्त्रीरत्नसृष्टिः—(૧) બીજું સ્ત્રીરત્નનું સર્જન. બ્રહ્માએ પહેલાં તિલોત્તમા નામની ઉત્તમ સ્ત્રીનું સર્જન કર્યું હતું. મહાભારત પ્રમાણે તેને જગતની બધી સુંદર વસ્તુઓમાંથી સર્જવામાં આવી હતી.

> तिलं तिलं समानीय रत्नानां यद् विनिर्मिता ।
> तिलोत्तमेति तत्तस्या नाम चक्रे पितामहः ॥ (महाभारत आदिपर्व)

આમ શકુન્તલા તિલોત્તમા પછીનું બ્રહ્માનું બીજું સર્જન છે. બ્રહ્માએ ઉત્તમ સર્જનો કરવાની પોતાની શક્તિ પહેલાં બતાવી છે તેથી તેણે આ અનુપમ સૌંદર્યવાળી શકુન્તલાનું સર્જન કર્યું હશે.

(૨) ઉત્તમ સ્ત્રીનું જુદું જ, અનેરું કે અજબ સર્જન. બ્રહ્માએ જગતનું સર્જન કર્યું છે. જગતની બધી સુંદર સ્ત્રીઓ જોઈએ તો એક પણ સુંદરી શકુન્તલાના અનુપમ સૌંદર્યની બરોબરી કરી શકે તેમ નથી. આથી એમ કહી શકાય કે, જગતની બધી સુંદર-સ્ત્રીઓનો સર્જનહાર બ્રહ્મા આનો નિર્માતા નથી; તેનો નિર્માતા કોઈ જુદો જ હોવો જોઈએ. આમ, શકુન્તલા કોઈ બીજા સર્જનહારનું અનેરું સર્જન જણાય છે. આ બીજો અર્થ વધારે સારો લાગે છે, કારણ કે (क) દુષ્યન્ત એમ નથી કહેતો કે શકુન્તલા તિલોત્તમા કરતા ભિતરનું બીજું સર્જન છે. બીજા અર્થ પ્રમાણે શકુન્તલા અનુપમ સર્જન બને છે. (ख) વિક્રમોર્વશીયમાં પુરૂરવા ઉર્વશી માટે બીજા સર્જનહારોની કલ્પના કરે છે. (ग) તિલોત્તમાનું સર્જન વિશ્વકર્માએ કર્યું હતું, બ્રહ્માએ નહીં. વાચકને વળી તિલોત્તમાની કથાનું જ્ઞાન હોવું જોઈએ.

રાઘવ ભટ્ટ આ શ્લોકમા समाप्तपुनरात्तत्व દોષ જુએ છે. આ શ્લોકમાં ત્રીજા પાદમાં અર્થ પૂરો થઈ જાય છે અને ચોથો પાદ છૂટો—ઉપરના ત્રણ પાદ સાથે સંબંધ વગરનો—લાગે છે. તેથી ઉપરનો દોષ આવે છે. રાઘવ ભટ્ટ આ દોષ દૂર કરવા ત્રીજાને ચોથા પાદ તરીકે અને ચોથા પાદને ત્રીજા પાદ તરીકે વાચવાનું સૂચન કરે છે.

આ શ્લોકમાના વિચારો માટે સરખાવો—

सा रामणीयकनिधेरधिदेवता वा सौन्दर्यसारसमुदायनिकेतनं वा ।
तस्याः सखे नियतमिन्दुसुधामृणालज्योत्स्नादि कारणमभून्मदनश्च वेधाः ॥

—मालती. १–२१

सर्वोपमाद्रव्यसमुच्चयेन यथाप्रदेशं विनिवेशितेन ।
सा निर्मिता विश्वसृजा प्रयत्नादेकस्थसौन्दर्यदिदृक्षयेव ॥—कुमारसंभव १–४९

प्रत्यादेश:—ठपકો, ઉતારી પાડનાર.

શ્લોક ૧૦ : अनघ तद्रूपम् अनाघ्रातं पुष्पम्, करुहैः अलून किसलयम्, अनाविद्धं रत्नम्, अनास्वादितरस नव मधु, पुण्यानाम् अखण्ड फलमिव च । विधिः इह कं भोक्तारं समुपस्थापयति (तत्) न जाने । (શિખરિણી છંદ)

કવિએ કુમારી કન્યાના સૌંદર્યનું સરસ વર્ણન કર્યું છે. 'उपमा कालिदासस्य' એ ઉક્તિનું સુંદર ઉદાહરણ આ શ્લોક પૂરું પાડે છે.

अनघम्—નિર્મળ, દોષરહિત.
अनाघ्रातं—ન સૂંઘેલ.
करुहैः—નખોથી.

**अलूनम्**—નહીં ચૂંટેલ.

**अनाविद्धम्**—ન વીંધેલું. રાઘવ ભટ્ટ आविद्धના બે અર્થ આપે છે : (૧) વધારે વીંધાયેલું, (૨) કુટિલ.

ઉપયુક્ત રત્ન વીંધાયેલું હોય છે તેથી अनाविद्ध એટલે 'ન વીંધેલું' અર્થ કરવો સારો છે. અહીં **अनामुक्तम्**-(ન પહેરાયેલું) પાઠ છે, પણ કૌમાર્ય માટે अनाविद्ध પાઠ ઉચિત છે.

**नवमधु**—નવું મધ. આનો અર્થ 'નવી મદિરા' કરવો બરોબર નથી, કારણ કે જૂની મદિરા વખણાય છે, નવી નહીં.

**अखण्डं फलम्**—(૧) અનેક જન્મનાં પુણ્યોનું અખંડ ફળ.

જે માણસે અનેક જન્મોમાં ઘણાં પુણ્ય કર્યાં હોય તે શકુંતલાને મેળવીને બધાં પુણ્યોનું એક સામટું ફળ મેળવે છે. (૨) પૂર્ણ કે શાશ્વતકાળ સુધી ભોગવી શકાય તેવું ફળ. સામાન્ય રીતે પુણ્યનો ક્ષય થાય છે એટલે તેના ફળના ઉપભોગનો પણ અંત આવે છે. દા. ત., પુણ્ય ક્ષીણ થાય ત્યારે સ્વર્ગરૂપ ફળના ઉપભોગનો અંત આવે છે, જ્યારે શકુન્તલાની બાબતમાં એવું નથી.

**इह**—શકુન્તલાને ભોગવનાર વ્યક્તિની રાજાને ઈર્ષા આવે છે.

**न जाने**—શકુન્તલાને

**समुपस्थास्यति**—सम्+उप+स्था ધાતુ જ્યારે 'પૂજા કરવી' એ અર્થમાં હોય છે ત્યારે આત્મનેપદી બને છે, પણ 'નજીક જવું' એવા સામાન્ય અર્થમાં હોય ત્યારે તે પરસ્મૈપદી હોય છે.

**तेन हि**—જો શકુન્તલા આટલી બધી સુંદર હોય તો તો જલ્દી કરો. તે કોઈ ચીકણા માથાવાળા શુષ્ક તાપસને પરણી ન જાય! વિદૂષક આનંદવાક્યોથી હાસ્ય પીરસે છે.

अन्तरेण–અવ્યય છે ને બીજી વિભક્તિ લે છે. अन्तरान्तरेण युक्ते ।–પા. आभ्यां योगे द्वितीया स्यात् । (સિ. કૌ.).

**दृष्टिरागः**–દૃષ્ટિની પ્રીતિ. दृष्टिसूचितः रागः । (મધ્યમપદલોપી). વિદૂષક સામાન્ય રીતે મૂર્ખ મનાય છે પણ તેવો નથી. તે રાજા પાસેથી જાણવા માગે છે કે શકુન્તલાએ દૃષ્ટિથી પ્રેમનું સૂચન કર્યું હતું કે નહીં. સ્ત્રીના પ્રેમનું પ્રથમ ચિહ્ન આંખ દ્વારા જોવા મળે છે.

**अप्रगल्भः**—નમ્ર, શરમાળ.

**શ્લોક ૧૧** : मयि अभिमुखे (सति तया) ईक्षितं संहृतम् । (तया) अन्यनिमि-

त्तक्रनोदयम् हसित (क्रतम) । अमो विनयवारितवृत्ति मन्न तया न विव्रत न च सवृत । (દ્રુતવિલંબિત છંદ)

**अन्यनिमित्तकृतोदयम्**--अन्यस्माद निमित्तात् कृत उदय यस्य तत् । (બ વ્રી) બીજા કારણે ઉત્પન્ન થતુ

**न विवृत** —પૂરેપૂરો ન જણાવ્યો ખુ નો ન કર્યો न सवृत –પૂરેપૂરો ન છુપાવ્યો

**छद्मात्र —छद्म पत्र** । જોનાવે ત. મુસ્સુ્ સમાન વિદૂષક રાજાની મશ્કરી કરે છે તમારા પ્રથમ મિત્રને જ શકુન્તલા ચોડી તમારા ખોળામા બેસી જવાની હતી ?

**શ્લોક ૧૨** तन्वी कतिचिदेव पदानि गत्वा दर्भाङ्कुरेण चरण क्षत इति अकाण्डे स्थिता । द्रुमाणा शाखासु असक्तमपि वल्कल विमोचयन्ती विवृत्तवदना च आसीत् । (વસતતિલકા છંદ)

**विवृत्तवदना**—विवृत्त वदन यस्या सा । (બ વ્રી) મુખ ફેરવીને

**गृहीतपाथेय** —ભાથુ સાથે ને નીકળી પડેલ गृहीत पाथेय येन । (બ વ્રી) पथि साधु पाथेयम् । पथ्यतिथिवसतिस्वपतेर्ढञ् । पा ૪–૪–૧૦૪ સૂત્ર પ્રમાણે पथिन् શબ્દને ને માટે ઉપયોગી' અથવા ને માટે સારુ અર્થમા ढञ् (एय) तद्धित પ્રત્યય લગાડવામા આવે છે સરખાવો आतिथेयम्

**कृत त्वया उपवन तपोवनम्**– તમે તપોવનને ઉપવન બનાવી દીધુ છે તપોવન તો તપ માટે હોય તેને બ ને તમે તેને શૃગારનુ સ્થ ન કરી દીધુ છે। આ નાના વાકયમા પહેલા ત્રણ અ કના મુખ્ય ધ્વનિ—શૃગાર –નુ સૂચન જોઈ શકાય છે શાકુન્તલના સાત અ કોના બે ભાગ પાડી શકાય પહેલા ત્રણ અ કને પછીના ચાર અ ક પહેલા ત્રણ અ ક શૃગારપ્રધાન છે જ્યારે બાકીના ચાર અ ક શૃગારપ્રધાન નથી

આ વાકયમા अविमृष्टविधेयाश નો દોષ છે तपोवनम् उपवनम् कृतम् । હોવુ જોઈએ

**नीवारा** —સામો

**षष्ठभागम्**—મનુસ્મૃતિ પ્રમાણે રાજા પ્રજા પાસેથી આવકનો છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ કર તરીકે લઈ શકતો धान्यानामष्टमो भाग षष्ठो द्वादश एव वा । मनुस्मृति ७–१३० । અને માટે षष्ठांशवृत्ति એવો શબ્દ કાલિદાસે પાંચમા અ કમા વાપર્યો છે

**भागधेयम्** (નપુ) ભાગ भागधेय (पु) કર

विहाय—છોડીને.

कुरमेव भागधेयमेते तपस्विनो निर्वपन्ति । (બીજો જ કર તે તપસ્વીઓ આપે છે), એ પાઠમાં કરનો ઉલ્લેખ રાજા કરે તે યોગ્ય નથી; વળી પોતે એમનું 'રક્ષણ' કરે તો પુણ્ય મળે, એવો એની ફરજનો ઉલ્લેખ આ પાઠમાં નથી. આમ આ પાઠ સારો ન ગણાય.

શ્લોક ૧૩ : नृपाणां वर्णेभ्यः यद् धनम् उत्तिष्ठति तद् क्षयि । आरण्यका हि अक्षय्य तपःषड्भागम् नः ददति । (અનુષ્ટુપ્ છંદ).

वर्णेभ्यः—(ચાર) વર્ણોમાંથી—બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે પાસેથી, क्षयि—નાશવંત.

अक्षय्यम्—નાશ ન પામે તેવું

आरण्यकाः—તપસ્વીઓ

तपःषड्भागम्—તપનો છઠ્ઠો ભાગ. મનુ કહે છે કે રાજા પ્રજાનું સારી રીતે રક્ષણ કરે તો તેમના તપનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે.

> सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ।
> अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥—મનુસ્મૃતિ ૮.૩૦૪

षड्भागम्—વ્યાકરણની દૃષ્ટિએ આ શબ્દ શુદ્ધ નથી. नः—અમને, રાજાઓને.

सिद्धार्थौ—(અમારો) અર્થ સિદ્ધ થયો છે. सिद्धः अर्थः ययोः तौ (બ. વ્રી.)

धीरप्रशान्तस्वरैः પાઠમાં તૃતીયા 'इत्थंभूतलक्षणे' અર્થમાં છે. ધીરપ્રશાન્ત સ્વરવાળા.

શ્લોક ૧૪ : अमुना अपि सर्वभोग्ये आश्रमे वसतिः अध्याक्रान्ता । अयम् अपि रक्षायोगात् प्रत्यह तपः सचिनोति । वशिनः अस्य अपि केवल राजपूर्वः मुनिः इति पुण्यः शब्दः चारणद्वन्द्वगीतः (सन्) द्या स्पृशति । (મન્દાક્રાન્તા છંદ)

આ શ્લોકમાં પહેલી ત્રણ પંક્તિઓ દ્વારા રાજા અને ઋષિ વચ્ચેનું સામ્ય બતાવ્યું છે. ચોથી પંક્તિમાં રાજા અને ઋષિ કેટલેક અંશે ભિન્ન છે એમ બતાવ્યું છે. આખો શ્લેષ પર આધાર રાખે છે.

सर्वभोग्ये आश्रमे—(૧) રાજા અર્થે—બધાથી ભોગવી શકાય એવા આશ્રમમાં—ગૃહસ્થાશ્રમમાં. બધા જ માણસો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશી શકે છે.

सर्वैः भोग्ये । અથવા જેના પર બીજા (આશ્રમો)નો આધાર છે તે, सर्वैः (इतरैः आश्रमैः) भोग्ये (सेव्यते) ।

સરખાવો—

> यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
> तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्वे आश्रमाः । —મનુસ્મૃતિ ૩-૭૭

(૨) ઋષિ સાથે—બધા (અતિથિઓ)થી ભોગવી શકાય એવા આશ્રમમાં. કોઈ પણ અતિથિ આશ્રમમાં જઈને આશ્રમનું આતિથ્ય ભોગવી શકે છે.

**वसतिरध्याक्रान्ता**—રહેવાનું સ્વીકાર્યું છે.

**रक्षायोगात्**—(૧) રાજા સાથે— રક્ષણકાર્ય કરવાથી, (૨) ઋષિ સાથે—(અ) ગંખ લગાડવાથી. (આ) (જગતના) રક્ષણ માટે યોગાભ્યાસ કરવાથી.

**प्रत्यह**—રોજરોજ. अहनि अहनि इति । (અવ્યયીભાવ.)

**वशिनः**—(૧) રાજા સાથે—(રાજ્યનો) વશકર્તા.

(૨) ઋષિ સાથે—(વાસનાઓનો) વશકર્તા.

**केवलम्**—રાજા અને મુનિ—ઋષિ—વચ્ચેનો ભેદ સૂચવે છે.

**राजपूर्वः**-(ઋષિપદની) આગળ રાજપદ હોય છે. રાજાને રાજર્ષિ કહેવામાં આવે છે જ્યારે મુનિને ઋષિ કહેવામાં આવે છે. માત્ર 'રાજ' શબ્દ પૂરતો ભેદ છે.

**चारणद्वन्द्वगीत**.-चारणाना द्वन्द्वानि । तैः गीतः । (તૃ. તત્પુ) ચારણદ્વન્દ્વોથી ગવાયેલ.

**धाम**-સ્વર્ગને.

**स्पृशति**-સ્પર્શે છે, પહોંચે છે. રાજર્ષિ તરીકે દુષ્યંત સ્વર્ગમાં પણ પ્રસિદ્ધ છે.

**वलभित्सखः**-ઇન્દ્રનો મિત્ર. वलभिदः सखा । (૫. તત્પુ.) ઇન્દ્રે બલ કે વલ નામના અસુર-વૃત્રના ભાઈનો વધ કર્યો હતો તેથી ઇન્દ્ર વલભિદ્ કહેવાય છે. राजाहः-सखिभ्यष्टच् । पा. ૫-૪-૯૧ (સૂત્ર પ્રમાણે તત્પુરુષ સમાસના અંતે सखिनुं सख थाय છે.

**શ્લોક ૧૫** : यद् नगरपरिघप्रांशुबाहुः अयम् एकः उदधिश्यामसीमां कृत्स्नां धरित्रीं भुनक्ति एतत् न चित्रम् । हि दानवैः बद्धवैराः सुराः अस्य अधिज्ये धनुषि पौरुहूते वज्रे च समितिषु विजयम् आशंसन्ते । (મંદાક્રાન્તા છંદ)

**नगरपरिघप्रांशुबाहुः**-नगरपरिघौ इव प्रांशू बाहू यस्य । (બ. વ્રી.) જેના બાહુ નગરના આગળા જેવા લાંબા છે.

**उदधिश्यामसीमाम**-(૧) उदधिभिः श्यामाः सीमाः यस्याः ताम् । (બ. વ્રી.) —સમુદ્રોને લીધે શ્યામ સીમાવાળી. (૨) उदधयः एव श्यामाः सीमाः यस्याः ताम् । (બ. વ્રી.) સમુદ્ર જેની શ્યામ સીમા છે.

**धरित्रीम**-પૃથ્વીનું.

**भुनक्ति**-રક્ષણ કરે છે. भुज્નો અર્થ 'રક્ષણ કરવું' ન થતો હોય ત્યારે તે આત્મનેપદી હોય છે. भुजोऽनवने । पा. (૧-૩-૬૬) ओदनं भुंक्ते । वृद्धो जनो दुःखशतानि भुङ्क्ते । वुभुजे पृथिवीपालः पृथिवीमेव केवलाम् मुजेरर्थः । अवनं किम् । महीं भुनक्ति ।

**चित्रम्**–આશ્ચર્યકારક.

**बद्धवैराः**– बद्धं वैरं यैः ते । (બ. વ્રી.) જેઓએ વેર બાંધ્યું છે.

**पौरुहूते**–ઇન્દ્રના (पुरुहूतस्य इदम् ।) पुरुहूतः શબ્દ ઇન્દ્રના વિશેષણ તરીકે ઋગ્વેદમાં ઘણી વાર વપરાય છે. ((पुरुभिः हूतः ઘણાથી બોલાવાયેલો.)

સરખાવો—रिक्तपाणिर्न पश्येत राजानं देवतां गुरुम् ।

**कतिपयरात्रम्**–થોડી રાતો માટે.

(१) कतिपयाः रात्रयः यस्मिन् स कतिपयरात्रः (कालः) । तम् । (બ. વ્રી.) (પ્રો. ગજેન્દ્રગડકર) (२) कतिपयाः रात्रयः समाहृताः इति कतिपयरात्रि+अच् समासान्त =कतिपयरात्रः । तम् । (શ્રી રાય)

**सारथिद्वितीयेन**–સારથિની સાથે सारथिना द्वितीयः । तेन (તૃ. તત્પુ.) અથવા सारथिः द्वितीयः यस्य । तेन । (બ. વ્રી.)

**अनुकूला**–આપને આ વિનંતી અનુકૂળ છે, કારણ કે તેથી હવે આપ આશ્રમમાં સહેલાઈથી જઈ શકશો. अनुकूलो गलहस्तः પાઠ છે. "તમારી ગળચી પકડી છે પણ તે તમને અનુકૂળ છે." વિદૂષકના મુખમાં શોભે એવો આ હાસ્ય-રસિક પાઠ છે પણ મોટા ભાગની આવૃત્તિઓ આ પાઠ સ્વીકારતી નથી.

**શ્લોક ૧૬** : पूर्वेषाम् अनुकारिणि त्वयि इदं युक्तरूपम् । पौरवाः आपन्नाभय-सत्रेषु दीक्षिताः । (અનુષ્ટુપ્ છંદ)

**युक्तरूपम्**–જુઓ ૧–૧૨

**आपन्नाभयसत्रेषु**–દુઃખીઓને અભય આપવા માટેનાં સત્રોમાં. ૧૩થી ૧૦૦ દિવસ ચાલતા યજ્ઞને सत्र કહે છે.

**दीक्षिताः**–દીક્ષા લીધી છે, જેમ યજ્ઞ માટે દીક્ષિત યજ્ઞ સિવાય બીજું કશું કરે નહીં તેમ પૌરવ રાજાઓ પણ દુઃખીઓનું રક્ષણ કરવાના યજ્ઞમાં દીક્ષિત છે અને એકાગ્રતાથી તે જ કાર્ય કરે છે. તાપસ કુમારો યજ્ઞની પરિભાષામાં વાત કરે છે. કાલિદાસ જુદા જુદા પ્રકારનાં પાત્રો માટે તેમને અનુરૂપ ભાષા યોજે છે.

**अनुपदं**–પગલે પગલે. पदस्य पश्चात् । (અવ્યયીભાવ)

**सपरिवाहम्**–परिवाहेण सहितम् । (સહ બ. વ્રી.) (કુતૂહલ) ઊભરાઈ જતું હતું मा भैषीः–બીશ મા । भैषीः=अभैषीः, भीनुं અદ્યતન ભૂતકાળ બી. પુ. એ. વ. न माङ्योगे । (६–४–७४) સૂત્ર પ્રમાણે અદ્યતન ભૂતકાળના રૂપની આગળ मा અવ્યય આવે ત્યારે અદ્યતન ભૂતકાળના अनो લોપ થાય છે. (मा अभैषीः=मा भैषीः) આવું રૂપ સામાન્ય રીતે બીજા પુરુષ એકવચનમાં આજ્ઞાર્થ બનાવે છે.

**पुत्रपिण्डपालनः**—पुत्रस्य पिण्डः पाल्यते अनेन । પુત્રના પિંડનું પાલન કરનાર. હિંદુ ધર્મશાસ્ત્રો પ્રમાણે શ્રાદ્ધક્રિયામા પુત્ર પિતૃઓને પિંડ આપે છે ને તેથી તેઓ સંતુષ્ટ રહે છે. દુષ્યંત અપુત્ર હતો. તેને પુત્ર થાય તો દુષ્યંતના મૃત્યુ પછી પિતૃઓનું શ્રાદ્ધ અટકે નહીં આ હેતુથી દુષ્યંતની માતા ઉપવાસ કરે છે. પાઠાન્તર निवृत्तपारणः કે प्रवृत्तपारणः मे—(ચોથે દિવસે) ઉપવાસના પારણા છે એટલો અર્થ આપે છે, જ્યારે 'पुत्रपिंडपालन' સૂચવે છે કે રાજા અપુત્ર છે અને તેની અપુત્રતા ટાળવા માટે તેની માતા ઉપવાસ કરે છે. આમ 'पुत्रपिण्डपालन' પાઠ સારો છે. વળી કેટલાક વિવેચકોને મતે વારંવાર આવતો દુષ્યંતની અપુત્રતાનો ઉલ્લેખ એમ સૂચવે છે કે, દુષ્યંત આશ્રમમા આવી શકુન્તલાના પ્રેમમા પડ્યો, તે વિલાસિતાને કારણે નહીં પણ શકુન્તલામા તેને પુત્રની માતા મળી તેથી. શકુન્તલાની બાબતમા દુષ્યંતના મનમા આવો વિચાર હશે કે કેમ, તે તો કહેવું મુશ્કેલ છે.

**संभावनीया**—માન રાખજે.

**अनतिक्रमणीयम्**—અનુલ્લંઘનીય.

**प्रतिविधेयम**—ઉપાય.

**त्रिशङ्कुरिवान्तराले तिष्ठ**—ત્રિશંકુની જેમ વચમા રહો. વિદૂષક હાસ્યરસિક ભાષામા કહે છે કે તમે આશ્રમે પણ ન જાઓ કે રાજધાનીએ પણ ન જાઓ, પણ ક્યાંક વચ્ચે રહો !

હરિશ્ચંદ્રનો પિતા ત્રિશંકુ સૂર્યવંશી રાજા હતો. ત્રિશંકુની કથા રામાયણ (બાલકાંડમા)મા અને હરિવંશમા વર્ણવેલી છે. તેણે માનવદેહે સ્વર્ગે જઈ શકાય તે માટે પોતાના પુરોહિત વસિષ્ઠને યજ્ઞ કરવા કહ્યું પણ તેણે ના પાડી. વસિષ્ઠના પુત્રોએ પણ ના પાડી. તેણે બીજા પુરોહિત પાસે જવાનું કહ્યું એટલે વસિષ્ઠપુત્રોએ ગુસ્સે થઈને તેને શાપ આપીને ચાંડાલ બનાવ્યો. ત્રિશંકુ વિશ્વામિત્ર પાસે ગયો ને તેના પર દયા લાવીને તેણે યજ્ઞ કરવાનું સ્વીકાર્યું. પણ દેવોએ આ યજ્ઞમા ભાગ લેવાની ના પાડી. આથી ગુસ્સે થઈને વિશ્વામિત્રે પોતાના તપોબળથી ત્રિશંકુને સ્વર્ગ તરફ મોકલવો શરૂ કર્યો. પણ ઇન્દ્ર વગેરે દેવોએ તેને પૃથ્વી પર પાછો ધકેલવા માંડ્યો. ત્રિશંકુએ વિશ્વામિત્રને મદદ માટે બૂમ પાડી. વિશ્વામિત્રે 'તિષ્ઠ તિષ્ઠ' એમ કહીને તેને નીચે આવતો અટકાવી દીધો. આમ ત્રિશંકુ સ્વર્ગ ને પૃથ્વી વચ્ચે લટકી રહ્યો. પછી દેવોએ તેને આકાશમા નક્ષત્ર બનાવીને શાશ્વતપદ આપ્યું. વિદૂષક કહે છે કે રાજાને પણ બે બાજુએ જવાની માગણી છે એટલે તેની દશા ત્રિશંકુ જેવી છે

શ્લોક ૧૭ : कृत्ययोः भिन्नदेशत्वात् मे मनः पुरः शैले प्रतिहतं स्रोतोवहः स्रोतो यथा, द्वैधीभवति । (અનુષ્ટુભ્ છંદ)

प्रतिहतम्–અથડાયેલ.

स्रोतोवहः–નદીનો.

स्रोतः–પ્રવાહ.

द्वैधीभवति—(૧) દ્વિધા અનુભવે છે, (૨) બે ભાગમાં વહેંચાઈ જાય છે.

महाब्राह्मण–કટાક્ષમાં છે. પણ વિદૂષક આ કટાક્ષ સમજતો નથી. તે ખુશ થાય છે. शङ्खे तैले तथा मांसे वैद्ये ज्योतिषिके द्विजे । यात्रायां पथि निद्रायां महच्छब्दो न दीयते ॥

तपोवनोपरोधः–તપોવનને નડતર.

युवराजः–વિદૂષકે પહેલાં કહ્યું હતું કે હું તો રાજાના નાના ભાઈની જેમ જઈશ. હવે દુષ્યંત પોતું લશ્કર સાથે લઈ જવા કહે છે એટલે વિદૂષક કહે છે કે હવે તો હું યુવરાજ બન્યો. આ યુવરાજ શબ્દ સૂચક છે. રાજા અપુત્ર છે એટલે તેનો નાનો ભાઈ યુવરાજ બની શકે. તેથી વિદૂષક પોતાને યુવરાજ કહે છે. આમ કવિ ચતુરાઈથી વારંવાર રાજાની અપુત્રતા આગળ ધરે છે એ સૂચક છે.

चपलः—ચાવળો, ચાંપલો.

શ્લોક ૧૮ : वयं क्व, मृगशावैः समम् एधितः परोक्षमन्मथः जनः क्व । सखे, परिहासविजल्पितं वचः परमार्थेन न गृह्यताम् । (વૈતાલીય છંદ)

દુષ્યન્ત વિદૂષકને નગરજન અને અરણ્યવાસી વચ્ચેનું વૈષમ્ય બતાવે છે. ક્યાં શહેરના કૃત્રિમ વાતાવરણમાં દુષ્યન્ત અને ક્યાં કુદરતના ખોળામાં ઊછરેલી શકુન્તલા ?

શકુન્તલા પ્રેમ અને રાગમાં શું સમજે ? તે તો હરણાં સાથે ઊછરેલી છે. મારે તે વળી તેની સાથે પ્રેમ હોઈ શકે ? મેં જે કહ્યું હતું તે મશ્કરીમાં જ કહ્યું હતું. તે તારે સાચું માનવું નહીં. ભોળો વિદૂષક રાણીને આ વાત કહી દે તેથી તેના મનમાંથી આ વાત જ રાજા કાઢી નાખવા માગે છે.

બે क्व શબ્દો વૈષમ્ય બતાવે છે.

मृगशावैः—હરણાંનાં બચ્ચાં સાથે.

**परिहासविजल्पित**- परिहासेन विविध अथवा विरुद्ध जल्पित । મશ્કરીમાં વિવિધ પ્રકારનું બોલવું અથવા મશ્કરીમાં ગમેતેમ ખોટું બોલવું

**परमार्थेन**–સત્ય

મગનભાઈ ચતુરભાઈ પટેલ પોતાના અનુવાદમાં આ શ્લોકનું વિવેચન કરતાં લખે છે 'વાત કરીશ નહીં એમ જો રાજાએ કહ્યું હોત તો વિદૂષક વાત કરે તેમ નહોતું જ, કારણ ? રાજાને કોઈ રીતે હાનિ થાય એવું [?] બ્રાહ્મણ મિત્રને હાથે અસંભવિત હતું છતાં પાંચમા અંકના સ્મૃતિવિભ્રમના ઉપર શુભેચ્છક મિત્રનો પણ અંકુશ રહે નહિ એ સત્ય કવિની દૃષ્ટિ બહાર ગયું નહિ અને એનો સચોટ ઉપાય એક જ હતો કે વાત મનમાંથી જ ખસેડી નાખવી તાપસ કન્યાના અભિલાષાનો અસંભવ બતાવવા યોજેલું કારણ કેટલું રમ્ય છે ! આ કારણના જ રસિકતાથી ઊભરાઈ જતા ધ્વનિવાળો પ્રેમ ઊછળી રહ્યો છે, અને વિશુદ્ધ પ્રેમ આવા સરળ જીવનમાં જ મુખ્યત્વે કરીને રહે છે એવું સુંદર સૂચન પણ કર્યું છે ! વિદૂષક બાપડો આ સૂચન સમજી શક્યો નહિ !' 'રાજા નરમ જૂઠ બોલ્યો પણ તેમાં પણ સત્ય લપકી રહ્યું હતું જે વિદૂષકની જાડી બુદ્ધિ પામી શકી નહિ'' –શ્રી ઉમાશંકર જોશી શાકુન્તલ (પૃ ૮૬–૮૭)

આ અંકમાં આપણે જોયું તેમ રાજા આશ્રમમાં રહેવાના નિમિત્તને સ્વીકારે છે અને વિદૂષકને રાજધાનીમાં મોકલે છે આ અંકમાં કાલિદાસે દુષ્યન્તને પ્રજા પ્રત્યે વફાદાર બતાવ્યો છે પોતાનું કાર્ય છોડીને તે પરોપકાર માટે પ્રયત્નશીલ છે તે જાણે છે કે આશ્રમનું રક્ષણ એ તેનું કર્તવ્ય છે તેને ઋષિમુનિઓ માટે આદરભાવ છે તેણે છેલ્લે પોતાના પ્રેમને પરિહાસવિજલ્પિત કહ્યો તેની પાછળનું કારણ દાક્ષિણ્ય છે પણ એવું ન કર્યું હોત તો વધુ સારું થાત

## અંક ત્રીજો

ત્રીજા અંકના પ્રારંભમાં વિષ્કંભકમાં આશ્રમનો એક શિષ્ય પ્રતાપી પાર્થિવ દુષ્યન્તની મહાનુભાવતાનું વર્ણન કરે છે

**कुशान् आदाय**–શિષ્ય કુશ એટલે કે દર્ભ લેતું કરતો કરતો પ્રવેશ કરે એ રંગમંચની દૃષ્ટિએ ઘણું ઉપયુક્ત છે અન્ય અંકની શરૂઆતમાં પ્રેક્ષકોના માન સિક રીતે પણ વ્યવસ્થિત થઈ જાય એવો હેતુ પણ કવિનો હશે **प्रतिग्रमात्रे**– દાખલ થતાં વેંત જ ! આ અનિયમિત સમાસ છે, જે પાણિનિના ૨ ૧ ૭૨ સૂત્ર–**मयूरव्यंसकादयश्च** પરથી સિદ્ધ થયો છે આ શબ્દ प्रविग्रमात्रम्, तस्मिन् प्रविग्रमात्र अथवा प्रविश्य एव प्रविग्रमात्रम् । तस्मिन्–એ રીતે બનાવી શકાય આવા શબ્દો

મોટે ભાગે નપુંસકલિંગમાં હોય છે પરંતુ કાલિદાસ તેમને વિશેષણ તરીકે લે છે એટલે प्रविष्टमात्रे એ प्रविष्टमात्रनुं સપ્તમી એ. વ. પણ હોઈ શકે રઘુવંશ (૫ ૫૧)ના આવા જ પ્રકારનો પ્રયોગ પુંલિંગમાં કર્યો છે– स विद्धमात्र किल नागरूपमुत्सृज्य तस्मिन्स्मितसन्यदुष्ट ।

શ્રી ગર્ગ मात्रने પ્રમાણના અર્થમાં સૂચવે છે—प्रविष्ट इत्येतत् प्रमाणम् अस्य इति प्रविष्टमात्र । तस्मिन् । અથવા બહુવ્રીહિ તરીકે લેતા, प्रविष्ट इति मात्रा यस्य । तस्मिन् ।

આ એક જ સ્થનમાં मात्र અને एव એ બન્ને અવધારણાર્થ હોવાથી બન્નેમાંથી એક અનાવશ્યક છે એમ ટીકાકાર માને છે પરંતુ શ્રી ગજેન્દ્રગડકર બન્નેને આવશ્યક સમજે છે તેઓ મુજબ, એકનો ક્રિયા સાથે અને બીજાનો સમય સાથે સંબંધ છે રાજાએ કેવળ પ્રવેશ જ કર્યો અને તપોવનમાં શાંતિ થઈ ગઈ, તથા રાજાએ પ્રવેશ કર્યો કે તરત જ શાંતિ થઈ ગઈ. આમ, मात्र અને एव બન્ને યથાસ્થાને જ ઉપયુક્ત છે

**निरुपप्लवानि**–निर्गता उपप्लवा येषा तानि । (બહુવ્રીહિ) ઉપદ્રવ કે વિઘ્ન વિનાના કુલપતિ કણ્વ ઘણા સમય માટે પ્રવાસે ગયા છે અને એમની અનુપસ્થિતિમાં રાક્ષસોથી યજ્ઞને રક્ષવા આશ્રમવાસીઓના નિમંત્રણને સ્વીકારી દુષ્યંત આશ્રમમાં રહે છે આમ ઘણા સમય માટે દુષ્યન્તને આશ્રમમાં રહેવાની તક મળે એ તેમના પરસ્પર પ્રણયના વિકાસ માટે અને એ રીતે નાટકના કથાવસ્તુના પરિણામ માટે આવશ્યક છે

શ્લોક ૬

દૂર રહેલાને બાણસંધાનની આવશ્યકતા જ નથી તેના ધનુષ્યના ટંકાર માત્રથી જ વિઘ્નો દૂર થઈ જાય છે જાણે કે એ ટંકાર ધનુષ્યનો રોષપ્રેરિત હુંકાર હોય! ઉત્પ્રેક્ષા અલંકાર છે સમાસોક્તિમાં બધાં પદો શ્લિષ્ટ નથી હોતાં. ટીકાકાર પદોનું સામ્ય કેવળ સૂચિત હોય છે યુદ્ધ પણ હુંકારથી જ દુશ્મનોને દૂર હઠાવતા હોવાથી દુષ્યન્ત સાથે તેમનું સામ્ય માની શકાય. हुकारास्त्रा हि रुद्रा । (મલ્લિનાથ કુમાર. ---૮)

ધ્વનિત હુંકારને ઉપમાન તરીકે લઈ, ધનુષને ज्याशब्दैनेवनी સાથે લે છે તેનાથી નતે આ एकदेशविवर्तिना उपमामा ગર્જને ગજપતિની સાથે સરખાવ્યો છે પણ આ અર્થઘટન કાલિદાસને અભિપ્રેત હોય એમ લાગતું નથી વળી, એ રીતે લેતા ધનુષ ઉપમાન નિરર્થક બની જાય છ કવિ કાલિદાસની પરિણામની આ ભૂમિકા આવા દોષો બનતાં સુધી ન આવે

આ શ્લોકનો અનુષ્ટુપ છંદ છે

**आकाशे**—અર્થાત્ **आकाशभाषित.** આ એક પ્રકારનું રંગમંચ સૂચન છે. મંચ પર કેવળ એક જ પાત્ર હોય, ત્યારે તે જાણે દૂર કોઈને જુએ છે એવો દેખાવ કરી મોટેથી તેને પ્રશ્ન પૂછે છે અને પછી જાણે એ પ્રશ્નનો જવાબ સાભળ્યો હોય તેમ किं भणसि, किं ब्रवीषि વગેરેથી શરૂ કરી જવાબ પ્રેક્ષકોને સંભળાવે છે, અને તેના અંતમા इति એમ કહે છે. આ યુક્તિથી અનાવશ્યક પાત્રનો મંચ પર પ્રવેશ ટાળી શકાય છે. તેની પારિભાષિક વ્યાખ્યા આ પ્રમાણે છે :

किं ब्रवीषीत्येवमादि विना पात्रं ब्रवीति यद् ।
श्रुत्वेवानुक्तमप्येकस्तत् स्यादाकाशभाषितम् ॥ –दशरूपक १. ६७.

**उशीरानुलेपनम्**–ઉશીરનો લેપ. નાયક કે નાયિકા તીવ્ર મદનાગ્નિથી પીડિત થાય છે ત્યારે તેમના શરીર પર ઉશીર, નલિનીપત્ર, મૃણાલદંડ, ચંદન, વગેરે દ્વારા ઠંડક કરવાનો પ્રયત્ન કરાય છે સસ્કૃત ગ્રથોમા આવા પ્રકારનુ વર્ણન બહુ કરવામા આવ્યું છે. કાદબરી, દશકુમારચરિત વગેરેમા આવું વિસ્તૃત વર્ણન પ્રાપ્ત થાય છે.

**वैतानिकम्**—યજ્ઞનું. वितान શબ્દને इक પ્રત્યય લાગ્યો છે. वितानस्य इदम् અથવા विताने भवम् । शान्त्युदकम्–શાંતિ આપતું જલ. યજ્ઞક્રિયામા મત્રોચ્ચાર દ્વારા પવિત્ર બનેલ જલ શાંતિદાયક મનાય છે.

**गौतमीहस्ते**—ગૌતમીની સાથે. આ અંકને અંતે બન્ને પ્રેમીઓ આર્યા ગૌતમીના આગમનથી જ વિયુક્ત થાય છે. તે વખતે તેનું આગમન અચાનક અને અસ્થાને ન લાગે તે માટેની તૈયારી કુશળ કવિએ પ્રારંભથી જ કરી રાખી છે.

**इति विष्कम्भकः**—નાટકમા કેટલાક કથાંશો એવા હોય છે, જે ભજવવા જેટલા રસિક નથી હોતા કે શાસ્ત્રનિષેધને પરિણામે ભજવી શકાતા નથી અને છતા જેમનુ જ્ઞાન નાટકના કથાવસ્તુના તંતુઓને એકસૂત્રમા બાધવા આવશ્યક હોય છે. તેવા કથાંશોને વિષ્કભક કે પ્રવેશકમા સમાવી લેવામા આવે છે. વિષ્કંભક નાટકની શરૂઆતમા કે બે અંક વચ્ચે આવે છે. જ્યારે પ્રવેશક માત્ર બે અંકની વચ્ચે જ આવે છે. બન્નેમા બની ગયેલા બનાવોનો નિર્દેશ અને ભાવિઘટનાઓનું પ્રત્યક્ષ કે પરોક્ષ સૂચન એક કે ત્રણ પાત્રોના સંવાદો દ્વારા કરવામાં આવે છે.

વિષ્કંભક બે પ્રકારના હોય છે : શુદ્ધ અને મિશ્ર. જો બધા પાત્રો મધ્યમ હોય અને સંસ્કૃતમા વાત કરતા હોય, તો તે શુદ્ધ વિષ્કંભક કહેવાય છે. જો પાત્રો મધ્યમ અને હીન હોય અને સસ્કૃત તથા પ્રાકૃત બન્નેમાં વાત કરતાં હોય, તો તે મિશ્રવિષ્કંભક કહેવાય છે. વિશ્વનાથ તેમની સમજૂતી આ પ્રમાણે આપે છે.

वृत्तवर्तिष्यमाणानां कथांशानां निदर्शकः ।
संक्षिप्तार्थस्तु विष्कम्भ आदावङ्कस्य दर्शितः ॥
मध्येन मध्यमाभ्यां वा पात्राभ्यां सम्प्रयोजितः ।
शुद्धः स्यात् स तु सङ्कीर्णो नीचमध्यमकल्पितः ॥–સાહિત્યદર્પણ

પ્રવેશકમાં બધાં નીચ પાત્રો હોય છે, અને પ્રાકૃત ભાષામાં વાત કરે છે

प्रवेशकोऽनुदात्तोक्त्या नीचपात्रप्रयोजितः ।
अङ्कद्वयान्तर्विज्ञेयः शेषं विष्कम्भके यथा ॥–સાહિત્યદર્પણ

પ્રસ્તુત વિષ્કંભક શુદ્ધ પ્રકારનો છે. તેમાં શિષ્ય (નર્મપત્ર)ની સ્વગતોક્તિ છે. આ દ્વારા કવિએ ઘણી માહિતી આપી દીધી છે : (૧) વિદૂષકને નગર તરફ મોકલી રાજા એકલો જ આશ્રમમાં ગયો છે અને પોતાના આગમન માત્રથી જ રાક્ષસોના વિઘ્નને દૂર કર્યું છે. (૨) શકુન્તલાને લૂ લાગી છે, અને તે ખૂબ જ અસ્વસ્થ છે વાસ્તવિક રીતે તો તે કામાગ્નિથી પીડાય છે. (૩) ભોળો બ્રહ્મચારી શુદ્ધ શાંતિજળ ગૌતમી સાથે મોકલવાનો છે. આ નાનકડી ઉક્તિ અંકને અંતે બન્ને પ્રણયીઓને વિખૂટાં પાડવા માટે પશ્ચાદ્ભૂ તૈયાર કરે છે આમ આ વિષ્કંભક સંક્ષિપ્ત છતાં રોચક અને મહત્ત્વપૂર્ણ છે.

**કામયમાનાવસ્થ** —कामयमानस्य अवस्था इव अवस्था यस्य स । (બહુવ્રીહિ). કામાતુર અવસ્થામાં અહીં कामयानावस्थ એવું પાઠાંતર મળે છે. રાઘવભટ્ટ આ પ્રમાણે સમજાવે છે : यद्वा कामस्य याने उद्गमने आरोहणे वा या अवस्था. अभिलाषाद्या: ता यस्य स । પણ આ અર્થ બહુ સ્વાભાવિક નથી લાગતો. વર્તમાન કૃદંતના આન પ્રત્યયની પૂર્વે ય લગાડીને વકલ્પિક રીતે 'માન' પ્રત્યય પ્રાપ્ત થાય છે એ નિયમને આધારે कामयमान અને कामयान એ બન્ને પ્રાપ્ત થય છે कामयानशब्द: सिद्धोऽनादिश्चेत्—(વામન–કા સૂ ૫. ૨. ૮૩)

શ્લોક ૨ થી ૭ વિષે વાચનઓમાં મતભેદ છે નિર્ણયસાગરની રાઘવભટ્ટની ટીકાયુક્ત વાચનામાં ચાર શ્લોક છે (૨, ૩, ૬, ૭) અને શ્રી કાળેએ સંપાદિત કરેલ રાઘવભટ્ટની ટીકાવાળી આવૃત્તિમાં પાંચ શ્લોક છે (૨, ૩, ૫, ૬, ૭). વિદ્યાસાગર ચાર શ્લોક આપે છે. મોનિયર વિલિયમ્સ દેવનાગરી વાચનાને આધારે આઠ શ્લોક સ્વીકારે છે. આ આઠ શ્લોકોમાંથી મૂળ કાલિદાસના કેટલા હશે, એ પ્રશ્ન વિચારણીય છે રંગમંચ પર એકલો દુષ્યન્ત આટલા બધા શ્લોક બોલ્યા કરે એમાં ઔચિત્ય અનૌચિત્ય લાગે છે ખરું, પણ સંસ્કૃત નાટકોની પ્રણાલીથી પરિચિત વ્યક્તિને આમાં કશું અસ્વાભાવિકતા નથી લાગતી કાલિદાસનો પુરૂરવા પણ પ્રિયા ઉર્વશી ખોવાઈ જતાં (વિક્રમોર્વશીય અંક ૪) આ જ પ્રમાણે એકલો ઘણા શ્લોકો બોલે છે.

વળી, રાજાના પ્રવેશસમયે મધ્યાહ્નકાલ સૂચિત છે, અને અ કને અંતે રાત્રિપ્રારંભ સૂચવાયો છે. એ વચ્ચેનો સમય કેવી રીતે વ્યતીત થયો એ કદાચ આ શ્લોકો દ્વારા કવિ સમજાવવા પ્રયત્ન કરતા હોય, એ શક્ય છે.

**શ્લોક-૨ :** શકુન્તલાના પોતાના તરફના આકર્ષણને તો રાજા અનુભવી શક્યો છે, પણ સાથે જ એ પણ જાણે છે કે તે સ્વાધીન નથી. વળી તપસ્વીઓના તપઃપ્રભાવથી પણ તે અપરિચિત નથી. છતા, તે પોતાનું હૃદય ત્યાંથી પાછું વાળી શકવા સમર્થ નથી.

**परवती**–પરાધીન

કામદેવ માટે કુસુમાયુધ અને ચન્દ્ર માટે चन्द्रमस्–એ શબ્દપ્રયોગો સાર્થક છે. કામદેવ 'पुष्पधन्वा' છે, પુષ્પો તેના આયુધ છે અને ચન્દ્ર તો સ્વભાવતઃ જ શીતળ અને આહ્લાદક છે. છતા એ બન્ને પ્રેમીઓને ઠગે છે. કામદેવનું શરસંધાન જીવલેણ પણ નીવડે છે, ચંદ્રની શીતલતા પણ વિરહી પ્રેમીને દઝાડે છે. 'चन्द्रमा' શબ્દ આ રીતે સમજાવાય છે. चन्द्र कर्पूरं सादृश्येन मानि तुलयति । चन्द्रम् आह्लाद मिमीते निर्मिमीते इति वा । अथवा चन्दति आह्लादयति इति चन्द्रः । मिमीते कालमिति माः । चन्द्रश्चासौ माश्च ।

**अतिसंधीयते**–विप्रलभ्यते, છેતરાય છે.

**શ્લોક-૩ :** કામદેવનું કુસુમશરત્વ અને ઇન્દુનું શીતરશ્મિત્વ એ બન્ને દુષ્યન્ત જેવા પ્રણયીઓ માટે તો અયથાર્થ બની જાય છે ચંદ્ર જાણે કિરણો દ્વારા અગ્નિ જ વરસાવે છે, અને કામદેવના પુષ્પના બાણ પણ વજ્રસમ બની જાય છે

**कुसुमशरत्वम्**—કામદેવને પુષ્પના બાણો છે. સામાન્ય રીતે કમળ, અશોક, આમ્રમંજરી, નવમાલિકા અને નીલોત્પલ એ પાંચ પુષ્પો કામદેવના બાણ છે

अरविन्दमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पञ्चैते, पञ्चबाणस्य सायकाः ॥

કેટલાક કવિઓ આ સિવાયના પુષ્પોને પણ કામદેવના આયુધ તરીકે ગણાવે છે. કાલિકા પુરાણ (૨–૨૫–૨૬) આ બાણોને જુદા નામ આપે છે.

कौसुमानि तथास्त्राणि पञ्चादाय द्विजसत्तमाः ।
हर्षणं रोचनाख्यं च मोहनं शोषणं तथा ।
मारणं चेति सञ्ज्ञाभिर्मुनिमोहकराण्यपि ॥
संमोहनोन्मादनौ च शोषणस्तापनस्तथा ।
स्तम्भनश्चेति पञ्चैव बाणाः प्रकीर्तिताः ॥

**અયથાર્થમ્**-अर्थस्य योग्यमिति यथार्थम् ।(અવ્યયીભાવ) न यथार्थम् इति अयथार्थम् । (નઞ્ તત્પુરુષ).

**वज्रसारीकरोषि**-વજ્રના બળવાળા કરે છે वज्रस्य सारः वज्रसार । (ષષ્ઠી તત્પુ ) वज्रसारः इव सारः येषां ते वज्रसाराः । (બહુવ્રીહિ) न वज्रसाराः इति अवज्रसाराः । अवज्रसारान् वज्रसारान् करोषि इति वज्रसारीकरोषि । वज्रसार + कृ नु च्वि ૩૫, વર્તમાન કાળ, બીજો પુ. એ વ

શ્લોકનો છંદ માલિની છે, કાવ્યલિગ તથા વિરોધાલંકાર છે.

**શ્લોક-૪** : કામદેવનું શસ્ત્ર તો કુસુમ છે, છતા તે આટલો તીક્ષ્ણ કેમ હોઈ શકે ? આના કારણની રાજા કલ્પના કરે છે કે અવશ્ય મહાદેવના કોપનો અગ્નિ હજુ તેનામા બળી રહ્યો છે એથી જ કામદેવ આટલો ઉષ્ણ છે, અને પ્રેમીઓને બાળી રહ્યો છે નહી તો ભસ્માવશેષ કામ આટલો ઉષ્ણ કેમ હોય ?

કામદહનની પૌરાણિક કથાનો અહી ઉલ્લેખ છે તારકાસુરથી ત્રસ્ત દેવોની સેનાનુ સેનાપતિત્વ શિવ-પાર્વતીના મિલનથી જન્મેલ પુત્ર કાર્તિકેય કરે, તો જ દેવસેના વિજયી થાય. આ માટે, કામદેવે શિવને સમાધિમાથી ચલાયમાન કરવા પ્રયત્ન કર્યો, પણ મહાન યોગી મહાદેવે ત્રીજુ લોચન ખોલીને કામદેવને ભસ્મીભૂત કરી નાખ્યો तावत्स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार । (કુમાર ૩) પણ પાછળથી મદનની પત્ની રતિની વિનવણીથી કામદેવ પુનર્જીવિત થયો. તેને એવું વરદાન મળ્યુ કે કામદેવનો પ્રભાવ તો પહેલા જેવો જ રહેશે, પણ તે અશરીરી રહેશે. આથી જ તે 'અનગ' કહેવાય છે. કુમારસભવમા મદનદહનની વિસ્તૃત કથા છે

**और्व**-હરકોપવહ્નિને સમુદ્રમા બળતા વડવાગ્નિ સાથે સરખાવ્યો છે. પણ આ એક પૌરાણિક માન્યતા છે. ઔર્વ-વડવાનલની કથા મહાભારત તથા હરિવંશમા ભિન્ન ભિન્ન રૂપે પ્રાપ્ત થાય છે.

મહાભારત પ્રમાણે ભૃગુઋષિનો પૌત્ર અને ચ્યવનનો પુત્ર તે ઔર્વ કૃતવીર્ય રાજાએ ભૃગુઓને યજ્ઞમા પુષ્કળ સપત્તિ આપેલી. તેના પુત્રો કાર્તવીર્યોને કોઈક કારણસર તેની આવશ્યકતા પડતા, તેમણે તે ધન ભૃગુઓ પાસેથી માગ્યું. કેટલાક આ રીતે પાછું આપવા તૈયાર ન થયા. તેથી તેણે સમગ્ર ભાર્ગવોનો, ગર્ભસ્થ સતાનો સહિત સપૂર્ણ નાશ કર્યો. ભૃગુકુળની એક સ્ત્રીએ પોતાને ગર્ભને સાથળમા

સંતાડી દીધો. આ રીતે ઉત્પન્ન થયેલા બાળકનું નામ 'ઔર્વ' પડ્યું. તેને જોઈને કાર્તવીર્યો અંધ બની ગયા. તેના ગુસ્સામાંથી અગ્નિની એક શિખા ઉત્પન્ન થઈ. સમસ્ત જગતને બાળી નાખવાની ઇચ્છા અને શક્તિ ધરાવતા તે અગ્નિને તેણે પિતૃઓની ઇચ્છાથી સમુદ્રમા ફેંકી દીધો. આ અગ્નિ હજુ સુધી વડવા (ઘોડી)નું મુખ ધારણ કરીને સમુદ્રમાં રહે છે.

ततस्त क्रोधजं तात और्वोऽग्निः वरुणालये ।
उत्ससर्ज स चैवाप उपयुङ्क्ते महोदधौ ॥
महद्धयशिरो भूत्वा यत्तद्वेदविदो विदुः ।
तमग्निमुद्गिरद्वक्रात् पिबत्यापो महोदधौ ॥ આદિપર્વ—અધ્યાય ૧૨૪. ૧૯૫, ૧૯૬.

હરિવંશમાં નિતાન્ત ભિન્ન કથા આપેલી છે. ઉર્વ નામના મહાસમર્થ ઋષિને દેવોએ પોતાનું વંશવર્ધન કરવા માટે પુત્રોત્પત્તિ કરવાની વિનંતી કરી. તેમણે સંમતિ આપતા કહ્યું કે, તેમનું સંતાન જગતને બાળશે. તેમના પોતાના ઊરુમાથી અગ્નિ (બાળક) ઉત્પન્ન થયો, જે આખા જગતનો કોળિયો કરી જાત. પણ, બ્રહ્માએ તેને રહેવા માટે સમુદ્રમાં મોકલી આપ્યો અને સમુદ્રના તરંગોને તેનો ખોરાક બનાવ્યો. 'મુકુટ' આ અગ્નિનો ઉલ્લેખ કરે છે :

उर्वेण क्लियोनिजपुत्रार्थिना उरुर्मथितः । तत्र ज्वालामयः पुरुषो जातः, तस्य च समुद्र आधार आसीदिति श्रुतिः ।

આખા જગતની બધી નદીઓ પોતાનું બધું પાણી સમુદ્રમા ઠાલવી દે છે, છતા તે કદી છલકાઈ જતો નથી. પોતાના મર્યાદાને ઓળંગતો નથી, એ હકીકતને સમજાવવા વડવાનલની કલ્પના કરવામા આવી હોય એમ લાગે છે. આટલા પ્રાચીન લોકોને બાષ્પીભવનનો ખ્યાલ ન આવે એ સ્વાભાવિક છે.

પ્રો. ગજેન્દ્રગડકર જણાવે છે કે, સમુદ્રના જ્વાળામુખીનું કારણ આપવા માટે વડવાનલની કલ્પના થઈ છે, એમ મોનિયર વિલિયમ્સનું માનવું છે. આ અગ્નિની જ્વાળા કોઈક વાર સમુદ્રની સપાટી પર વડવા (ઘોડી)ના મુખના આકારમાં દેખાતી હોવાથી તેને વડવાનલ કહે છે. કેટલાકને મતે વળી, સમુદ્રના તળિયા પરના ઉચ્ચ ઉષ્ણુનામાનને સમજાવવા વડવાગ્નિની કલ્પના થઈ છે.

**मन्मथः**—मत् मथ्नाति: असौ । જે બુદ્ધિનો નાશ કરે છે તે. તેથી જ કદાચ Love is blind કહ્યું હશે. કાલિકાપુરાણ (૨.૪) પણ કહે છે—

यस्मात् प्रमथ्य चेतस्त्वं जातोऽस्माकं तथा विधेः ।
तस्मान्मन्मथनाम्ना त्वं लोके ख्यातो भविष्यसि ॥

શ્લોકનો છંદ ઉપજાતિ છે. ઉત્પ્રેક્ષા ઉપમા, વિરોધ, આદિ અલંકારો છે.

**શ્લોક–૫** : 'अथवा' કહી દુષ્યન્ત પોતાનો વિચાર બદલાવે છે. આ કામબાણ, જો તું એ માદક અને વિશાળ લોચનોવાળી સુંદરીને અનુલક્ષીને મને પ્રહરતો હોય, તો મને કબૂલ છે. પ્રિયતમાવિષયક બધું–સંતાપ પણ ઇષ્ટ જ છે. ઉત્તરરામ ચરિતની ગમની क्लिम्यसि न प्रेयः (૧–૩૮) કેટલી યથાર્થ લાગે છે ! શ્લોકમાના यदि અને इति વૃત્તપૂરક માત્ર છે. તેમનો વિશેષ અર્થ નથી.

मदिरायतनयनाम्–માદક અને વિશાળ લોચનવાળી. मदिरे च आयते च नयने यस्याः ताम् । मदिरा શબ્દ અનેક રીતે સમજાવાય છે :

(૧) मदयेते इति અથવા माद्यन्ति आभ्यामिति मदिरे । વિશાળ આંખો સૌન્દર્યનું એક લક્ષણ છે.

(૨) मदिरेऽन्तर्वेपमाने । અંદરથી ચંચળ. શ્રી રાય હેમાદ્રિની વ્યાખ્યાનો ઉલ્લેખ કરે છે.

> सौष्ठवेनापरित्यक्ता स्मेरापाङ्गमनोहरा ।
> वेपमानान्तरा दृष्टिर्मदिरा परिकीर्तिता ॥

(૩) मदिरे संजातमदे । (રાઘવ ભટ્ટ). મલ્લિનાથ પણ રઘુ. (૮–૬૮)મા मदिराक्षि= मत्तलोचने અર્થ આપે છે

(૪) मदिर ને સ્થાને 'मदिरा' શબ્દ લેતાં मदिरा इव आयते–મદિરા જેવાં આકર્ષક मकरकेतु–કામદેવ. કારણ કે તેના ધ્વજ પર મગરની આકૃતિ છે, જે પ્રેમીઓને સત્વર ઝડપી લેવાના તેના કાર્યની સૂચક છે.

भगवन् कुसुमायुध...થી...'प्रहरसीति' સુધીના ભાગને કેટલાક વિવેચકો પ્રક્ષિપ્ત માને છે, જે સ્વીકારવામાં ખાસ વાંધો જણાતો નથી.

संस्थिते कर्मणि–(માધ્યંદિન) યજ્ઞકાર્ય પૂરું થયું હોવાથી क्लिन्नम् ને સ્થાને श्रमक्लान्तम् એવું પાઠાંતર છે. क्लिन्नम् પાઠ સારો છે, કારણ કે અહીં શ્રમનો પ્રસંગ નથી. વળી, 'सखेद परिक्रम्य'–એ અભિનય સૂચનાને તે અનુરૂપ છે. 'गच्छामि' પછી કેટલીક વાચનાઓમાં નીચેનો ખંડ મળે છે :

(परिक्रम्य अवलोक्य च) अनया बाल्पादपवीथ्या मुनसुरचिरं गतेति तर्कयामि, कुतः संमीलन्ति न तावद्वन्धनकोषास्तयावचितपुष्पाः । क्षीरस्निग्धाश्चामी दृश्यन्ते किसलयच्छेदाः ॥ આ ખંડ પ્રક્ષિપ્ત જ લાગે છે.

प्रवातसुभगः–प्रकृष्टः वातः प्रवातः । तेन सुभगः । સારા પવનથી રમણીય.

શ્લોક ૬ : પવનઃ शक्यम्—એ રૂઢપ્રયોગ નોંધપાત્ર છે. शक्यम्, युक्तम् વગેરે વિશેષ્યની સાથે લિંગ, વચન વગેરેનો ભેદ હોય તો પણ નપુંસકલિંગ એકવચનમાં વપરાય છે–शक्यमितिरूपं विलिङ्गवचनस्थापि कर्माभिधाया सामान्योपक्रमात्' (વામન–કાવ્યાલંકાર ૫.૨૨, ૨૩.) આ શબ્દપ્રયોગ સાહિત્યમા બહુશઃ થયો છે. જુઓ... शक्य चानेन शाल्मिासादीनि अपि व्रतयितुम् । અથવા शक्यो वारयितुं जलेन हुतभुक् । અથવા शक्यमनेन मरणमपि अनुभवितुम् ।

આ શ્લોકમાં આર્યા છંદ છે. અપ્રસ્તુતપ્રશંસા તથા પર્યાયોક્ત અલંકારો છે.

શ્લોક ૭ : સફેદ રેતીમાંના પગલા માત્રથી જ રાજા નિશ્ચિત શકુન્તલા ત્યા સમીપ હોવાનું અનુમાન કરે છે. નિતંબભારને કારણે પદપંક્તિ પાછળથી રેતીમા વધારે અંદર ગઈ હતી.

શ્લોકમા આર્યા છંદ છે, સ્વભાવોક્તિ તથા અનુમાન અલંકાર છે. સમાન ભાવ વિક્રમોર્વશીય ૪. ૬ મા મળે છે—

पद्भ्या स्पृशेद्‌वसुमतीं यदि सा सुगात्री मेघाभिवृष्टसिकतासु वनस्थलीषु ।
पश्चान्नता गुरुनितम्बतया ततोऽस्या दृश्येत चारपदपङ्क्तिरलक्तकाङ्का ॥

नेत्रनिर्वाणम्–નિર્વાણ બૌદ્ધદર્શનનો પારિભાષિક શબ્દ છે. તેનો વાચ્યાર્થ ‘ઓલવાઈ જવું’ થાય છે. બૌદ્ધ તત્ત્વજ્ઞાન ‘મોક્ષ’ ના પર્યાય તરીકે આ શબ્દને સ્વીકારે છે. મોક્ષમા વૈરાગ્ય અને આત્મવિલોપનના ભાવો સમાવિષ્ટ છે. આત્મવિલોપનથી નિરતિશય આનંદ કે પરમ શ્રેયની પ્રાપ્તિ થતી હોવાથી ‘નિર્વાણ’નો અર્થ ‘નિતાન્ત આનંદ’ થાય. શકુન્તલાના દર્શનથી દુષ્યન્તને અત્યંત આનંદ થયો એ સૂચવવા આ શબ્દ વપરાયો છે

अधिशयाना–સૂતેલી. अधि+शी નું વર્તમાન કૃદંત, સ્ત્રી. પ્રથમા એ. વ. शी, स्था અને आस् ને अधि ઉપસર્ગ લાગેલો હોય, ત્યારે તે ક્રિયાનો આધાર ‘अधिशीङ्स्थासा कर्म (પા. ૧. ૪. ૪૬) એ સૂત્ર દ્વારા દ્વિતીયા વિભક્તિમાં આવે છે.

सुखयति—‘सुख’ પરથી બનેલ નામધાતુ ‘सुखय’નું વર્તમાનકાળ ત્રી. પુ. એ.વ. અહીં, ‘सुखयते’ એવું પાઠાન્તર પણ મળે છે, જેનો અર્થ તને સુખ આપે કે એવો થાય. किं वीजयतो मां सख्यौ ?—સખીઓ, શું તમે મને પવન નાખો છો ? નાટયકાર કાલિદાસની સિદ્ધિ અહીં જણાય છે. અત્યંત કામથી તપ્ત શકુન્તલા એટલી પરેશાન છે કે સખીઓ તેને પવન નાખે છે, એની પણ તેને ખબર નથી

પડતી–કંઈ અસર પણ નથી થતી. સખીઓના પંખાના પવન માટે અન્ય નાટ્યકાર કદાચ કામતપ્તાવસ્થાના દીર્ઘ વર્ણનના લોભમાં તણાઈ જાત.

**શ્લોક ૮ :** તીવ્ર પીડા અનુભવવા છતાં શકુન્તલાનું મનોહર શરીર અત્યંત કમનીય લાગતું હતું. ગ્રીષ્મતાપથી પીડિત શરીર આવી કાન્તિ ધારણ ન કરે. તેથી જરૂર આ તાવ મદનનો જ હોવો જોઈએ, એમ રાજા અનુમાન કરે છે.

प्रशिथिलमृणालैकवलयम्–શકુન્તલા એટલી નાજુક હતી કે માત્ર એક જ કમલતંતુનું વલય ધારણ કરી શકતી અને તે પણ, હમણાં તે દુર્બળ થઈ ગઈ હોવાથી ઢીલું પડતું હતું. રાઘવ ભટ્ટના મતે તાવને કારણે બિસતંતુ સુકાઈ જવાથી તે ઢીલું હતું. साबाधम्–આ समन्तात् बाधा इति आबाधा । तया सहितम् । શકુન્તલાનું અંગે-અંગ પીડા અનુભવતું હતું.

રાઘવ ભટ્ટ આ શ્લોકમાં 'प्रक्रमभंग'નો દોષ બતાવે છે. ત્રીજા ચરણમાં કવિ તાપ શબ્દ વાપરે છે, અને ચોથામાં 'अपराद्ध' શબ્દ વાપર્યો છે. કદાચ 'कथितपददोष'ના ભયે પણ આમ કર્યું હોય. પણ આવાં સ્થળોએ उदेति सविता ताम्रस्ताम्र एवास्तमेति'ની જેમ પૂર્વકથિત પદ જ પ્રયુક્ત થવો જોઈએ. આથી રાઘવ ભટ્ટ ચતુર્થ ચરણ માટે આ પ્રકારની રચના સૂચવે છે : निदाघस्तैवाद्युवतिषु न तापस्तु सुभगः । પણ 'अपराद्धम्' ની સૂચકતા અને યથાર્થતા આના કરતાં વિશેષ છે.

किमपि ને સ્થાને तथापि પાઠ પણ છે. શરીર પીડિત હોવા છતાં કમનીય છે. પણ આ પાઠ સ્વીકારતા, ચતુર્થ ચરણનું રમણીયત્વ નષ્ટ થઈ જાય.

इतिहासनिबन्धेषु–ઈતિહાસ પ્રબંધોમાં 'इतिहास' શબ્દ આ રીતે વ્યુત્પન્ન કરાય છે. ૧) इति ह आस–ખરેખર, આમ હતું. ૨) 'इति ह' इति पारम्पर्योपदेशः । अव्ययम् । तदास्ते अस्मिन् । (ભાનુજી દીક્ષિત). ઈતિહાસમાં રામાયણ, મહાભારત, પુરાણો વગેરેનો સમાવેશ થતો. તેની વ્યાખ્યા આ પ્રમાણે છે :

> धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् ।
> पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

*विकारं खलु.. परमार्थतस्–વાસ્તવિક વ્યાધિ અને તેના કારણને જાણ્યા વિના* તેનો ઉપાય શી રીતે થાય ?

इदानीमपि—હજુ પણ. સ્ત્રીસુલભ લજ્જા ધરાવતી શકુન્તલા હજુ પણ પોતાના મનની વાસ્તવિક સ્થિતિ સખીઓ આગળ રજૂ કરતાં સંકોચ પામે છે.

केवलम्—દિનપ્રતિદિન તું કૃશ થતી જાય છે, છતાં શરીરનું લાવણ્ય એનું એ જ છે. 'लावण्य'ની વ્યાખ્યા આવી છે :

मुक्ताफलेषु छायायास्तरलत्वमिवान्तरा ।
प्रतिभाति यदङ्गेषु लावण्यं तदिहोच्यते ॥

अवितथम्–सत्यम् । विगत 'तथा' अस्मात् इति वितथम् । (અર્થાત્ મિથ્યા) न वितथम् अवितथम् । 'સાચુ' છે'–એમ કહેવા તથા વપરાય; તેથી જ્યાં તથા ન હોય તે અવિતથ=ખોટું, અસત્ય. અને તેથી વિતથ=સત્ય. આ વિશેષણ અહીં ભાવવાચક નામ તરીકે વપરાયું છે.

**શ્લોક ૯ :** રાજા શકુન્તલાના પ્રત્યેક અવયવની કૃશતાનું વર્ણન કરે છે.

क्षामक्षामकपोलम्–क्षामक्षामौ कपोलौ यस्य तत् । (બહુવ્રીહિ)–અત્યંત દુબળા ગાલવાળું. 'क्षाम' શબ્દની પુનરુક્તિ અતિશયતા સૂચવવા માટે છે.

क्लान्ततर –નાજુક કટિભાગ સ્ત્રીના સૌંદર્યનું લક્ષણ છે. શકુંતલાની કેડ ખૂબ જ પાતળી અને ઢીલી થઈ ગઈ હતી. तनु ને સ્થાને 'क्लान्त'નો પ્રયોગ નાયિકાની અસ્વસ્થતા સૂચવે છે.

प्रकामविनतौ—ખભાનું વિનતત્વ પણ સૌંદર્યનું ચિહ્ન છે. આવી કૃશકાય યુવતી મદનથી પીડાય, એ વિચારણીય તો છે જ, પણ છતાં તેનું સૌંદર્ય જરાય ઓછું થયું નથી. જેમ માધવીલતાનાં પાંદડાં પવનથી સુકાઈ જતાં લતાની દશા શોચનીય હોવા છતાં તે સુંદર તો લાગે જ છે તેમ

વિવેચકો આ શ્લોકમાં अविमृष्टविधेयांश દોષ જુએ છે. જ્યારે વાક્યમાં કર્તાને યોગ્ય મહત્ત્વ નથી અપાતું ત્યારે આ પ્રકારનો દોષ ગણાય છે—अविमृष्टः प्राधान्ये-नानिर्दिष्टः विधेयांशः यत्र । અહીં आननम्, असौ વગેરેને પોતાના વિધેયની પછી મૂકવામાં આવ્યા છે આથી રાઘવભટ્ટ આ રચનામાં આ પ્રમાણે સુધારો સૂચવે છે: वक्त्रं क्षामकपोलमुन्नतमुरः અને क्लान्ततरासमुन्नविक नम्रं छविः ।

आयासयित्री–પીડા આપનારી

अत एव खलु निर्बन्धः–એથી જ તો અમારી આજીજી છે, વિનંતી છે. તારી વાતથી અમને ભલે તકલીફ થાય, છતાંય તારે બધું કહેવાનું છે, કારણ કે સ્નેહી-જનો સાથે દુઃખ વહેંચી લઈએ, તો વેદના ઓછી થઈ જાય છે.

અથવા, अत एव...ને कस्य वा...ની સાથે પણ લઈ શકાય. અનાગ સિવાય બીજા કોઈ સાથે તારે એટલી આત્મીયતા જ નથી, કે તું દિલની વાત કહે માટે જ અમારો આગ્રહ છે.

**स्निग्धजनसंविभक्तं**–આ એક અત્યંત સુંદર સર્વ કાલીન સત્ય ઉચ્ચારતી ઉક્તિ છે. સ્નેહી જન આગળ દુઃખનો ભાર હળવો કરતાં ખૂબ શાંતિ પ્રાપ્ત થાય છે. દુઃખ કહેવાથી ઘટે, સુખ કહેવાથી વધે; એવી પ્રચલિત ઉક્તિ પણ છે જ. આવા સમાન વિચાર અન્યત્ર પણ પ્રાપ્ત થાય છે–

आवेदय ममात्मीयं पुत्रदुःखं सुदुःसहम् ।
मयि संक्रान्तमेतत्ते येन सह्यं भविष्यति ॥–નાગાનન્દ ૫ : ૯.
कस्य तावदिमं वृत्तान्तं निवेद्य सह्यवेदनमिव दुःखं करिष्यामि ।–પ્રિયદર્શિકા : ૩.
सुहृत्स्वावेदितरहस्य हि चेतः संविभक्तचिन्ताभारमिव लघुभवति ।–વિદ્ધશાલભંજિકા.

કાલિદાસના આવા વિચારરત્નોને મૂલવીને જ તેના માટે આ ઉક્તિ પ્રસિદ્ધ થઈ છે કે–

उपमा कालिदासस्य नात्क्रष्टेति मतिर्मम ।
अर्थान्तरस्य विन्यासे कालिदासो विशिष्यते ॥

**શ્લોક ૧૦ :** સખીઓના આગ્રહને વશ થઈને શકુન્તલા પોતાના મનની વાત તેમને જણાવશે જ, એમ રાજાને વિશ્વાસ થાય છે. શકુન્તલાના પોતાના તરફના આકર્ષણને તો રાજા અનુભવી રહ્યો હતો, છતાં તેનો જવાબ સાંભળવામાં ગભરાટ, સાધ્વસતા–nervousness અનુભવતો હતો.

समदुःखसुखेन–સમાન દુઃખસુખવાળા. કવિએ હેતુપૂર્વક જ દુઃખ શબ્દને સમાસના પ્રથમ સ્થાન આપી મૈત્રીનો આદર્શ દર્શાવ્યો છે.

नेयं न वक्ष्यति–તે નહીં કહે એમ નહીં. અર્થાત્ અવશ્ય કહેશે પોતાના મનની વાત. બે નકારસૂચક શબ્દો ભારપૂર્વક હકાર સૂચવે છે–द्वौ नञौ प्रकृतार्थं गमयतः । વામન એમ માને છે કે બે નિષેધાર્થ એમ સૂચવે છે કે નિષેધ શક્ય છે છતાં વર્તમાન પરિસ્થિતિમાં નિષેધ નહીં હોય. નાયિકા સ્ત્રીસહજ લજ્જાવશ થઈને પોતાના પ્રેમીનું નામ ન જણાવે, એવો સંભવ છે પણ અહીં શકુન્તલા તો પોતાનું મનોગત જણાવશે જ. જુઓ, सम्भाव्यनिषेधनिवर्तने द्वौ प्रतिषेधौ । (કાવ્યાલંકારસૂત્ર : ૫ ૧:૯)

**શ્લોક ૧૧** હવે રાજાએ શ્રોતવ્ય–સાંભળ્યું ! શકુન્તલાના પોતાના જ મુખે તેના પોતાની તરફના અનુરાગના એકરારથી રાજા ખૂબ જ વિશ્વસ્ત થયો. પહેલાં જે કામદેવ રાજાની પીડાનું કારણ હતો, તે જ હવે પીડા દૂર કરનાર બન્યો. ગ્રીષ્મને અંતે વાદળાથી ઘેરાયેલો દિવસ, હવે વરસાદ આવશે, અને તાપ ઓછો થશે, એ વિચાર

પ્રેરી આનંદ આપે છે અથવા આગશ વા ગાથી ઘેરાયેલુ હોય તો અસહ્ય તાપ લાગે પણ વગ્મા વગ્મના ૦૦ થાન તેની રીતે કામદેવ તાપનુ કારણ હતુ પણ તેને જ મારણે ગજાને શાન્તિ મળી

**अग्रन्याम** ને સ્થાને રાઘવ **'अर्धन्याम'** પા૦ પણ મળી આવે છે દિવસ અર્ધા ભાગમા સૂર્યના તાપને લીધે સખત ગરમી કેનાવીને અસહ્ય ગને છે પણ બપોર પછી સહ્ય ગને છે તે રીતે કામદેવ પ્રથમ અસહ્ય પણ હવે સહ્ય બન્યો છે પરતુ પ્રથમ પાઠ સ્વાભાવિક રીતે જ વધુ સરગ અને તેથી ઉપાદેય બને છે ૨ ન વલીમા સમાન વિચાર પ્રાપ્ય થાય છે नवनि प्राप्रपि निनरामम्यर्णरागमो दिवस । —રત્નાવલી ૩ ૧૦

मन्यदि नामनुमन्म्–પ્રિય સખીઓની અનુમતિ વિના શકુન્તલા બિનજવાર રીથી કઈ મરતી નથી

निलोन्कम्–निलामश्रमुन्कम् । (ન. ૫ લો.) તનવાળુ પાણી અન્યેષ્ટિ કર્મમા આ પાણી વપ ાન કે નહી તો એગને ક ાજ જો માગ ઉપર અનુક પા ન દર્શાવે તો માગ માટે તિલોદક તગર કરો, અર્થાત્ હ મરી જઈશ શકુન્તલાની આ હઠ તો નથી ને ? સખીઓને તો 'હા' કહેવા સિવાય બીજો માર્ગ જ ન રહ્યો ।

શકુન્તલાની આવી નાજુક સ્થિતિની ગભીરતા તેની ચાલાક સખીઓ સમજી શ કે અને તેના ન ા ને વવાની પ ; લે છે આખરે અવાન તરક આશ્ચર્યણ નથી થ ુ । (प्रकाशन्) સ વિ ાગ્ગા હત સુરીના ન વાક્યોની ઉક્તિની વહેચણી ા ા ન વિ ાનો એ મન નહો

પ્રો ાજેન્દ્ર ક ના નને (प्रकाशन्) सखि अपराति એ બે વા ય અનસૂયા બોને છે તથા ક सहले એ વાક્ય પ્રિયવદા ઉચ્ચારે છે તેઓ કહે છે કે, શકુન્તલાએ જ્યાર પોતાના પ્રેમની કબૂ ાત કરી ત્યાર સન પ્રથમ ને નમીઓએ અનુરોઅદર વાન કરી પ્રિયવ ાએ અનસૂયાને શકુન્તલાએ ઉચિનતમ પાત્ર પસંદ કર્યું હોવાથી આપણે સંમતિ આપવી જોઈએ, એમ કહ્ અનસૂયાએ પ્રિ વદા સાથે સહમત થઈ શકુન્તલાને અભિનદી અને કહ્ ક જેવી રીતે મ ન ની નદી સિવાય બીજા ાઈને મળી નથી, તેવી રીતે તે પણ યાગ્ય પાત્ર પસદ કર્યું છે પ્રિયવદા પ ; ક सहले ઇત્યાદિ ઉપમા દ્વારા પોતાની સનતિ જણાવે છે

તેઓ એમ પ ; ઉમેરે છે કે શકુન્તલાની વાતને પરસ્પર સ ાતિ આપી દેવ ષ્ના ાભીર પ્રકૃતિની અનસૂ ાની જ પ્રથમ સનતિ વધુ ઉચિત છે વળી सखि अन्यत्र वानु દષ્ટાન્ત પ । તેની ગભીર પ્રકૃતિને અનુરૂપ છે ક सहलेના ની ઉપમા પ્રિયવ ાની ચપળ પ્રકૃતિને વધુ મળતી આવે છે

પરતુ થી ઉમાશકર જોષી અહી જુદી રીતે સમજે છે તેઓ प्रकाशन थी માને સહતે સુધીનુ આખ વિધ ન એક જ પાત્રના–પ્રિયવ ના મુખમા મૂકે છે

"શકુન્તલાએ પ્રણયનો એકરાર કર્યો કે તરત જ બન્ને બ્હેનપણીઓ અંદરોઅંદર ગુસપુસ કરી, શકુન્તલાના પ્રણયને વધાવી લેવાના નિર્ણય પર આવે છે. એ વખતે પ્રિયંવદા જ અચકાયા વિના વધામણીના પ્રિય શબ્દો બોલે એ ઉચિત છે. એનો આનંદ એક ઉપમામાંથી છલકાઈને બીજી ઉપમામાં વહે છે...શકુન્તલાને પક્ષે એની રાજા માટેની આસક્તિ યોગ્ય છે, એમ પ્રિયંવદા કહે એ બરાબર છે, કેમ કે એ પોતાને ખાતરી હોઈ અભિનંદન–વચન ઉચ્ચારે છે. અલબત્ત, અનસૂયા સાથે સંતલસ કર્યા પછી જ. ("શાકુન્તલ, પૃ. ૧૦૧–૧૦૪").

ક્ષ્મિત્ર...અનુવર્તેતે । અહીં સુંદર અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. સાથે જ કાલિદાસના ખગોળશાસ્ત્રના જ્ઞાનને પણ આ વાક્ય દર્શાવે છે. વિશાખે વિશાખા નક્ષત્રની બે તારલી (અપ્રસ્તુત) અને અનસૂયા–પ્રિયંવદા એ બે સખીઓ (પ્રસ્તુત). શશાઙ્કલેખા–ચંદ્રલેખા (અપ્રસ્તુત), શકુન્તલા (પ્રસ્તુત). પ્રસ્તુત–અપ્રસ્તુતમાં લિંગવ્યત્યયનો દોષ નિવારવા વપરાયેલ શશાંકને બદલે શશાંકલેખા શબ્દ કવિની સાવધાની દર્શાવે છે. શકુન્તલાના કૃશ તનનું સૂચન પણ થાય છે જ ! આકાશમાં રહેલા આ સોળમા નક્ષત્રમાં બે તારાઓ હોય છે. તે ચંદ્રની નિકટમાં જ રહે છે. રાજા કહેવા માગે છે કે, વિશાખાની બે તારલીઓ જેમ ચંદ્રને જ અનુસરે, તેમ આ બે સખીઓ પણ શકુન્તલાની ઇચ્છાને અનુરૂપ વર્તે તેમાં શી નવાઈ ?

મોનિયર વિલિયમ્સ વિશાખે=શકુન્તલા અને શશાઙ્કલેખા=દુષ્યન્ત અર્થ કરે છે. 'જેમ વિશાખા નક્ષત્ર ચંદ્ર સાથે જોડાવા ઇચ્છે તેમ શકુન્તલા ચંદ્ર શી રાજા દુષ્યંત સાથે જોડાવાને ઇચ્છે એમાં શું આશ્ચર્ય ?" ચંદ્રની ૨૭ પત્નીઓમાંની વિશાખા પણ એક છે, એ પૌરાણિક માન્યતા મોનિયર વિલિયમ્સના અર્થઘટનનો આધાર છે. પણ તે બહુ યોગ્ય નથી. વિશાખે દ્વિવચનમાં છે. અને શશાઙ્કલેખા સ્ત્રીલિંગમાં છે. આવા દોષો કાવ્યશાસ્ત્રને માન્ય ન હોય. તેથી આ અર્થ બહુ સ્વીકાર્ય નથી.

નિભૃતમ્–છૂપી રીતે. શકુન્તલાની વિરહવેદના જોઈને અનસૂયા પ્રિયંવદાને કહે છે કે છૂપી રીતે અને છતાં જલદીથી શકુન્તલાના મનોરથ સંપાદન કરવા માટે આપણે પ્રયત્ન કરવો જોઈએ. ચકોર પ્રિયંવદા માટે જલદીથી કાંઈ સાધવું સરળ છે, કારણ કે તેણે રાજાને તીવ્ર વિરહવેદનાથી પીડાતો અને શકુન્તલાની યાદમાં તડપતો જોયો છે! આ કાર્ય 'ચૂપકીથી' પણ કરવાનું છે, જે થોડું મુશ્કેલ કાર્ય છે. કણ્વની આશ્રમમાં અનુપસ્થિતિ હોતાં અન્ય આશ્રમવાસીઓ આ વાત ન જાણે એ જ વધુ યોગ્ય છે.

શ્લોક–૧૨ : કામનાએ વિરહી દુષ્યંત આ શ્લોકમાં વર્ણન કરે છે. શકુન્તલાની યાદમાં અનેક રાતો નિદ્રાવિહીન જ પસાર થઈ જાય છે. હાથ પર માથું રાખીને

સૂતો હોય ત્યારે અનસ્તાપને લીધે આંખના ખૂણામાંથી નીકળતા ગરમ આંસુથી કડાનાં મણિ ઝાંખા પડી જાય છે. કુશળતાને કારણે હંમેશા કાંડા પર સરી જતા કડાને રાજા વારંવાર ઉપર પાછું ઠેલે છે !

આ શ્લોકના અર્થઘટનમાં વિદ્વાનોમાં મતભેદ છે. રાઘવ ભટ્ટ, ગજેન્દ્રગડકર, શ્રી ઉમાશંકર જોષી વગેરે અંતિમ ચરણનો स्रस्त स्रस्त कनकवलय मणिबन्धनात् मया मुहुः प्रतिसार्यते—એ પ્રમાણે અન્વય કરી, ઉપર મુજબ અર્થ આપે છે. શ્રી રાય, મોનિયર વિલિયમ્સ, વગેરે कनकवलय मणिबन्धनात् स्रस्त स्रस्तं मया प्रतिसार्यते એ મુજબ અન્વય કરે છે. એ પ્રમાણે લેતા કાંડા પરથી સરી જતા કડાને ઉપર ચડાવાય છે—એવો અર્થ થાય.

કડું કાંડાનું આભૂષણ છે. સ્વાભાવિક સ્થિતિમાં કડું કાંડા પર જ રહે, પણ કૃશ હોય તો પ્રકોષ્ઠના ભાગમાં ગમે તે સ્થળે હોય અર્થાત્ કાંડા અને કોણીની વચ્ચે હોઈ શકે (જુઓ મેઘદૂત—कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठ । આ રીતે વિરહી યક્ષનું વર્ણન છે) ઢીલા થઈ ગયેલા કડાને દુષ્યન્ત કાંડાથી ઉપરના ભાગમાં ચડાવીને રાખે એ સ્વાભાવિક છે પરંતુ અત્યારે તો દુષ્યન્ત એટલો કૃશ થઈ ગયો છે કે કડું પણ ઘસાવાથી પડેલા દાગ (ડાઘા) ને અડતું જ નથી, તે વારંવાર નીચે સરી પડે છે, અને દુષ્યન્તને વારંવાર તે ઉપર યથાસ્થાને ચડાવવું પડે છે. શ્રી ગજેન્દ્રગડકરના મતે अनभि० એ વિશેષણ કડાની સામાન્ય સ્થિતિ બતાવે છે. કડું કાંડા પર રહેતું હોવાથી સામાન્ય રીતે ધનુષ્યની દોરીથી પડેલા ડાઘને સ્પર્શે છે, પણ ઉપર ચડાવવામાં આવે છે ત્યારે તે તેને સ્પર્શતું નથી.

રાઘવભટ્ટ આ પ્રમાણે સમજાવે છે :

स्वभावत एव वलयस्य शिथिलत्वे कामावस्थाकृततनुतापशीर्णि भवतीति यस्य **स्वभावस्थितिसूचकं** विशेषणमाह अनभिलुलितोऽस्पृष्टो ज्याघाताङ्को येन तत् । तदुपरिभागे गाढत्वेन स्थितत्वात् ।

મો. વિલિયમ્સ મુજબ, રાજા પથારીમાં બેઠા બેઠાં જ—જરા પણ સૂતા વિના રાત્રિઓ વિતાવે છે. શ્રી ગજેન્દ્રગડકર, વગેરે મુજબ રાજા પથારીમાં હાથ પર માથું ટેકવીને સૂએ છે અને તેના ઊના ઊના આંસુઓથી કડાના મણિ ઝાંખા પડી જાય છે ડાબા હાથ પર માથું ટેકવી સામાન્ય રીતે સૂવાની ટેવ લોકોને હોય છે, તથા હાથ, કડું અને આંખ વગેરે ડાબી બાજુના જ લેવા યોગ્ય થાય.

विगलितवर्णारत्नम्—ઝાંખા થયેલા મણિવાળું. विगतः वर्णः । येषां ते विवर्णाः । विवर्णाः मणयः यस्य तत् विवर्णमणि । अविवर्णमणि विवर्णमणि कृतं विवर्णमणीकृतम् । (નિ ૩૫.)

प्रतिसार्यते—प्रति+सृनुं પ્રેરક કર્મણિ વર્ત. કાળ. ત્રી. પુ એ. વ.

मदनलेख –પ્રેમપત્ર પ્રિયંવદા પ્રેમપત્ર લખવાની સલાહ આપે છે, અને રાજાને પહોંચાડવાની જવાબદારી પણ માથે લે છે. देवताशेषापदेशेन–દેવતાના પ્રસાદના બહાને દેવતાશેષા એટલે દેવનિર્માલ્ય. દેવને ચઢાવેલ પુષ્પ, પ્રસાદ, વગેરેને શેષા કહે છે. प्रसादान्निजनिर्माल्यदाने शेषेति कीर्तिता ।–विश्वनाथ. माल्यस्रगादिदाने स्त्री शेषा । –વૈજયન્તી.

શ્લોક–૧૩ : કોઈ પ્રેમી, જેને તે ચાહે એ કન્યાને મેળવે પણ ખરો અને નયે મેળવે. પણ, કોઈ સુંદર કન્યા સ્વયં જેને ચાહતી હોય તે પુરુષ તેને માટે કદી દુર્લભ હોઈ શકે ખરો ? એથી વિપરીત, સુંદર કન્યાના પ્રિયપાત્ર થવામાં તે આનંદ અનુભવે. કવિએ દેવી લક્ષ્મીનું ઉદાહરણ આપી પોતાના કથનનું સમર્થન કર્યું છે. કુમારસંભવમાં પાંચમા સર્ગમાં બ્રહ્મચારી વિશે શિવ પાર્વતીને કઠોર તપ ન કરવા સમજાવે છે, ત્યાં આના જેવો જ વિચાર પ્રાપ્ત થાય છે: दिवं यदि प्रार्थयसे वृथा श्रमः पितुः प्रदेशास्तव देवभूमयः । अथोपयन्तारमलं समाधिना न रत्नमन्विष्यति, मृग्यते हि तत् ।–૫. ૪૫

અહીં દૃષ્ટાંત અલંકાર છે.

नियोजितेदानीमस्मि–શકુન્તલા કહે છે કે સખીઓની ઇચ્છાને વશ થઈ તે પ્રેમપત્ર લખે છે. અલબત્ત તેમની સંમતિ છે જ આમાં.

શ્લોક–૧૪ : શકુન્તલાના મુખ પરથી જ તેના પોતા તરફના અનુરાગને રાજા સ્પષ્ટ અનુભવી શકતો હતો. कण्टकितेन–कण्टकः सञ्जातः अस्य इति कण्टकितः । तेन । પાણિનિના 'तदस्य सञ्जातं तारकादिभ्य इतच्' (પા. સૂ. ૫. ૨. ૩૬)ને આધારે આ શબ્દ બન્યો છે. तारकाः संजाता अस्य तारकितं नभः । आकृतिगणोऽयम् । (સિ. કૌ.)

नखैः–નખ વડે અક્ષરો કોતરીને લખ. પ્રેમપત્ર શેના પર, કેવી રીતે લખવો, એ બધી સૂચના પણ પ્રિયંવદા આપે છે. અનસૂયા આ બધા સમય દરમ્યાન લગભગ મૌન છે એ પણ નોંધપાત્ર છે.

શ્લોક–૧૫ : આશ્રમમાં જ ઊછરેલી કન્યાને તદ્દન અનુરૂપ આ પ્રેમપત્ર ખરેખર અત્યંત રમણીય છે. તારું હૃદય તો હું નથી જાણતી પણ હે નિર્દય, જેના બધા અભિલાષો તારામાં જ કેન્દ્રિત થયા છે એવી મારા અંગોને કામ રાત્રે અને દિવસે પણ તપ્ત કરે છે!

वृत्तमनोरथायाः–તારે માટે તડપે છે, તેના वृत्तमनोरथानि એવો પાઠ છે, પણ અંગોને મનોરથ ન હોય, તેથી પ્રથમ પાઠ વધુ સારો છે. રાઘવભટ્ટ લખે છે: रति

विषये वृत्ता जाता मनोरथा येषा तानि । आलिङ्गनभुजयोर्मनोरथ , त्वत्कान्तिमय प्रवाहपान
तु चक्षुषा , त्वद्वचनामृतसरसि निमज्जन च श्रवणयो , त्वन्मुखसरोजश्वासाघ्राण नासो शशाङ्क
कोमलत्वदङ्करोहण नितम्बस्य, त्वत्करतलमेलन कुचयोरि यादि । પણ આવુ અર્થઘટન શ્લોકની
રમણીયતાને ઘટાડી નાખે છે

વલીય અહી ક્રિયાવિશેષણ તરીકે વપરાયુ છે પરિકર અલકાર છે

**શ્લોક-૧૬** ગજા કહે છે કે કામ તને તો તપાવે છે પણ મને તો
બાળે છે શ્રી ગજેન્દ્રગડકર આના પર ટીકા કરતા લખે છે—

This antithesis between तपति and दहति of which Dusyanta seems to make so much capital has a tinge of artificiality and insincerity, ingrained in the nature of a city-bred man and far removed from the simple grace and naturalness of Shakuntala's stanza Dusyanta's response clearly reveals a desire to appear more tormented and thus in a way to score a kind of victory over Shakuntala

तनुगात्रि—તનુગાત્રીનુ સબોધન એ વ તनूनि गात्राणि यस्या सा तनुगात्रा કે
तनुगात्री । (अङ्गगात्रकण्ठेभ्यो वक्तव्यम् એ વાર્તિકાનુસાર) ગજાનુ પોતાના માટેનુ
ચદ્ર ઉપમાન અને શકુતલા માટેનુ કુમુદ્વતી ઉપમાન પણ સૂચક છે કુમુદ્વતી જેમ
ચંદ્રની પ્રિયતમા છે તેમ જ શકુન્તલા ગજાની—એવો નિર્દેશ છે

**શ્લોક-૧૭** स दष्टकुसुमशयनानि—सदष्ट कुसुमशयन येषु तानि । (બહુવ્રીહિ)—જેમા
પુષ્પપથારી ચોળી ગઈ છે તેવા आशुनिर्मर्दितमृणालवल्यानि—आशु निर्मर्दित मृणालवलय
यै तानि । (બહુવ્રીહિ) જેના કમળતતુઓનુ વલય તુરત જ (आशु) (ગરમીથી) ચીમળાઈ
ગયુ છે તેવા आशुक्लान्त એવુ પાઠાન્તર છે તેનો અર્થ 'તરત ચીમળાયેલા મૃણાલ
તતુઓના ટુકડાઓથી સુગધિત' એવો થાય પુષ્પશય્યાની સુરભિ ઉપરાત જુદી
મૃણાલતતુઓની સુગધનો પણ અહી ઉલ્લેખ છે, જે બહુ આવશ્યક નથી તેથી
પ્રથમ પાઠ વધુ સારો છે પરિકર અલકાર છે, છ આર્યા છે

विदन्ति हि જે કહેવાનુ હોય તેને તે કાર્ય ન કરી દેવા પાછળથી
પસ્તાવો થાય છે ઘણી વાર કોઈ વાત કહેવાની ખૂબ જ ઇચ્છા હોય આ
પસ્તાવો થાય છે ઘણી વાર કોઈ વાત કરવાની ખૂબ જ ઇચ્છા હોય આ
શરમ, ભય, વગેરેને કારણે અપણે કરી નથી શકતા અને પાછળથી પસ્તાવો

થગ કરે છે. સુંદર અર્થાન્તરન્યાસ અલંકાર દ્વારા સામાન્ય જીવનના એક રુરસ સત્યને કાલિદાસે અતિ સહજતાથી રજૂ કર્યું છે.

भगवता मदनेन. 'भग'ની વ્યાખ્યા છે. ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥

सावारणो प्रणयः—મ ને પક્ષે એ જ વિનંતી છે. મારે શકુન્તલાના પ્રાણ બચાવવાના છે, તો શકુન્તલાએ પણ મારા પર અનુગ્રહ કરવાનો છે જ, प्रणयः—યાચના, વિનંતી

किमन्तःपुर ..શકુન્તલા પ્રિયંવદાને કહે છે કે રાજા મારા તરફના પ્રેમને કારણે વિહ્વળ નથી. પણ અંતઃપુરના વિરહને લીધે ઉત્સુક છે. તેના પર દબાણ (उपरोधेन) લાવવાથીય શું ? રાજાના પોતા તરફના આકર્ષણને જાણવા છતા રાજાના મુખે પ્રણયના એકરારને પુનઃ સાભળવા જ શકુન્તલા આ પ્રમાણે કહે છે.

**શ્લોક–૧૮ :** શકુન્તલા નિરંતર રાજાના હૃદયમા જ રહેલી હતી, તેથી તેને તો રાજાની મનઃસ્થિતિનું જ્ઞાન હોવું જોઈએ. તે આમ કેમ કહી શકે ? વળી, એ મદિરેક્ષણાને જોઈને આવી સ્થિતિમા મૂકાઈ ગયેલા રાજાને જો તે અન્યપરાયણ માને, તો મદનબાણથી હણાયેલાને તે ફરી હણી રહી છે !

बहुवल्लभाः...ગંભીર અને ઠરેલ અનસૂયાના મુખમા આ વાક્ય મૂકી કવિએ ઊંડી ચાતુરી દાખવી છે. પ્રિયંવદા અને અનસૂયાના સ્વાભાવગત વૈષમ્યને કવિ કેવળ સૂચવે જ છે અનસૂયા વિનીત રૂપે રાજાને કહે છે કે રાજાને ઘણી પ્રિયતમાઓ હોય છે (આપ પણ રાજા છો, આપને પણ હશે જ.) આવી સ્થિતિમા નમદ જતા રાજા શકુન્તલા તરફ ઉદાસીન બને પણ ખરો, માટે તમે એવું વર્તન તેની તરફ દાખવજો જેથી તેના બંધુજનોને તેના વિરો શોક ન કરવો પડે.

**શ્લોક–૧૯ :** રાજા સ્વીકારે તો છે જ કે તેને ઘણી પત્નીઓ છે. છતા તેના કુળની પ્રતિષ્ઠા રૂપ તો બે જ પત્નીઓ છે : પૃથ્વી અને શકુન્તલા. દુષ્યન્ત રાજા તરીકે પોતાની ફરજ સદા યાદ રાખતો હોવાથી પૃથ્વી તેના કુળની પ્રતિષ્ઠા કહેવાય. વ્યાપક રાજા 'પૃથ્વીપતિ' કહેવાય જ છે.

समुद्ररशना–પાઠાન્તર समुद्ररसना પણ છે. પણ પૃથ્વી સમુદ્ર રૂપી કંદોરાવાળી માનવી વધુ યોગ્ય છે. સાહિત્યમા પણ આ પ્રચલિત છે. જુઓ રઘુવંશ–अनेन यानी विविधर्द्धिते मराकुलीनेन महीय गुर्वी । रत्नानुविद्धार्णवमेखलाया: दिशः सपत्नी भव दक्षिणायाः ॥–(૬:૬૩) 'समुद्ररसना'ને શ્લિષ્ટ માની ટીકાકાર સોલા મુદ્રા મહીશ રસા યન્ય ગ ! (જેના જીવને કુદ્રા લાગી છે, જે મૌન છે) એ રીતે ગર્વના વિશેષણ તરીકે પણ લે છે. પરંતુ કાલિદાસને કદાચ આ અભિપ્રેત નહીં હોય.

રાજા હમણાથી જ શકુન્તલાને પોતાની પત્ની તરીકે જ સ્વીકારે છે એ નોંધવા જેવુ છે શકુન્તલાને પોતાના કુળની 'પ્રતિષ્ઠા' કહીને રાજા પોતાના નિ સતાનત્વને સૂચવે છે અને તેથી તેના પિતૃઓને પણ શ્રાદ્ધ મળ્યા કરશે, એમ પણ સૂચવે છે કેટલાક આવો અર્થ કાઢે વાસ્તવમા કદાચ દુષ્યન્તના મનમા આ વિચાર આવ્યો જ નહી હોય શ્લોકમા તુ યયોગિતા અન કાર છે

સયોજયાર एनम्—સખીઓની ઉપસ્થિતિ કદાચ પ્રમીયુગલને ખટકે, એથી તેમનુ જવુ જ યોગ્ય છે આમ વિચારી પ્રિયવદા અનસૂયાને કહે છે કે આપણે મૃગશિશુનો તેની માતા સાથે મેળાપ કરાવીએ (જેથી રાજા સાથે શકુન્તલાનો પણ મેળાપ થઈ શકે)

અશરણા સખીઓ પોતાને રાજા સાથે આ રીતે છોડી જતા શકુન્તલા લજ્જા પામતા કહે છે કે, 'હુ અશરણ છુ તમારામાથી એક જણ મારી પાસે રહો' સખીઓનો જવાબ પણ કેટલો સુન્દર છે—પૃથ્વી જેને શરણે છે તે તો તારી પાસે જ છે । તુ એકલી નથી

**શ્લોક–૨૦** સખીઓ શકુન્તલાને છોડી જતા રાજા કહે છે કે તારો આરાધયિતા જન–પૂજારી તારી પાસે જ છે પછી પોતે તેની કઈ રીતે સેવા કરી શકે, તે આ શ્લોકમા વર્ણવે છ નલિનીના સુગધી અને શીતલ પત્રો વડે ભીનો પવન નાખી થાક દૂર કરુ કે પદ્મ જેવા તામ્ર ચરણોને મારા ખોળામા મૂકી તેમને હળવેક કરુ ? અહી આર્દ્ર પવન માટે શીકરૈ દ્વારા કારણ મળતુ ન હોવાથી શીકરૈ એમ પાઠ સ્વીકારે છે—कि शीकरै क्लमविनोदिभिरार्द्रवात सचालयामि नलिनीदलतालवृन्तम् । વિનોદિભિ ને સ્થાને નિર્દિભિ એવ પાઠાંતર પણ છે તે શૃગારમય વાતાવરણ જમાવતી વખતે જરા કઠોર લાગે છે

करमोरु करभ इव ऊरू यस्या सा करभोरू । तत्सबुद्धौ । જ્યારે સ્ત્રીલિંગ સમાસનુ પહેલુ પદ ઉપમાનવાચી શબ્દ હોય અને બીજુ પદ ऊरु હોય તો, ऊरु નુ ऊरू થાય છે તેથી करभरू થાય જેનુ આ સબોધન એ વ છે ऊरूत्तरपदादौपम्ये (પા ૪ ૧ ६૯) । उपमानवाचिपूर्वपदमूरूत्तरपद यत्प्रातिपदिक तस्मादूङ् स्यात् । करभोरु । (सिद्धान्तकौमुदी) करभ શબ્દના બે અર્થ થાય છે (૧) હાથીની સૂઢ (૨) કાડાથી ટચલી આગળી સુધીનો હાથનો ભાગ—(मणिबन्धादाकनिष्ठ करस्य करभो बहि । —અમર ) અહી બીજો અર્થ અભિપ્રેત છે આવા ન થતી સૌન્દર્યનુ લક્ષણ ગણાય છે

न माननायेषु–દુષ્યન્ત ભલે તેનો પ્રેમી હોય છતા શકુન્તલા માટે માનાર્હ તો ખરો જ તેની પાસે આવા કાર્ય (પગ ચપાવવાનુ વગેરે) કરાવીને પોતે અપરાધી

નહીં બને. પરંતુ મોનિયર વિલિયમ્સ વગેરે અહીં કણ્વાદિ વડીલોનો ઉલ્લેખ જુએ છે. કણ્વ વગેરેનો હું અપરાધ નહીં કરું, એટલે કે તેમની પરવાનગી સિવાય જરાપણ આગળ નહીં વધું. સંદર્ભની દૃષ્ટિએ શકુન્તલાને અહીં દુષ્યંત જ અભિપ્રેત લાગે છે.

**શ્લોક–૨૧**. આર્યા છંદ છે. વિષમ અલંકાર છે. परिबाधा–परि परितः आसमन्तात् बाधा पीडा । બધી બાજુની–અત્યંત પીડા; परिबाधया पेलवानि । तैः।(तृ तत्पुरुष). રાઘવ ભટ્ટ परिबाधा ને સ્વતંત્ર શબ્દ ગણે છે અને परितः बाधा यस्याः सा એ રીતે સમજાવે છે. તથા मदनपीडादुर्बलैः એવો અર્થ કરે છે.

પૌરવ સંબોધન દ્વારા શકુન્તલા રાજાને તેના ઊંચા કુળની યાદ અપાવે છે. આવો આચાર તેને ન શોભે.

**रक्ष अविनयम्**–અવિનય રોકો. પાઠાંતર 'रक्ष विनयम्' (વિનય સાચવો). પણ છે. શકુન્તલાના સંયમ સાથે અહીં નાટ્યકારનો પણ સંયમ દેખાય છે. કાલિદાસમાં શૃંગારનો સ્થૂળ અતિરેક કદાપિ નથી પ્રવર્તતો. વળી, નાટ્યશાસ્ત્રનો પણ ખુલ્લા શૃંગારિક પ્રસંગોના પ્રદર્શનનો નિષેધ હતો. विदितधर्मा–विदितः धर्मः येन सः । (બહુવ્રીહિ) જેને પોતાના ધર્મનું (ફરજનું) ભાન છે તે, અથવા જે તરુણીઓના ધર્મને જાણે છે તે. બહુવ્રીહિ સમાસમાં જ્યારે એક જ પદની પછી ધર્મ શબ્દ આવે તો તેનું 'धर्मन्' થઈ જાય છે (धर्मादनिच् केवलात् । પા૦ ૫-૪-૧૧૪. केवलात् पूर्वपदात् परो यो धर्मशब्दस्तदन्ताद् बहुव्रीहेरनिच् स्यात् । कल्याणधर्मा । केवलात् किम् । परमः स्वो धर्मः यस्य इति त्रिपदे बहुव्रीहौ मा भूत् । सिद्धान्तकौमुदी.)

**શ્લોક–૨૨** :

राजर्षिकन्यका:—આ શબ્દ શકુન્તલાને મનાવવા–convince કરાવવા વપરાયો છે. શકુન્તલા કેવળ ઋષિકન્યા નહોતી, રાજર્ષિકન્યા હતી. ક્ષત્રિયોને માટે ગાંધર્વ-વિવાહ નિષિદ્ધ નથી. ઘણી ક્ષત્રિયાણીઓએ આ પ્રકારે લગ્ન કર્યાં છે અને વડીલે એ પણ તેનો વિરોધ કર્યો નથી. હિંદુધર્મશાસ્ત્રમાં આઠ પ્રકારના વિવાહોનું વર્ણન મળે છે :

> ब्राह्मो दैवस्तथ चार्षः प्राजापत्यस्तथासुरः ।
> गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमो मतः ॥–મનુસ્મૃતિ : ૩.૨૧)

ગાંધર્વવિવાહ વિશે મનુની આપેલી મનુ કહે છે :

> इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
> गान्धर्वः स तु विज्ञेयः मैथुन्यः कामसम्भवः ॥ (૩:૩૨)

ગાન્ધર્વ વિવાહને આધુનિક પ્રેમલગ્ન સાથે સરખાવી શકાય અત્યારની જેમ પ્રાચીનકાળમા પણ પુરુષ અને સ્ત્રી કોઈ પણ જાતના ધાર્મિક વિધિ વગર સાથે રહી શકતા તેને ધાર્મિક સ્વરૂપ આપવા માટે પ્રાચીન ધર્મશાસ્ત્રીઓએ ગાન્ધર્વ વિવાહની કલ્પના કરી હતી સમાજમા આવો નાનકડો વર્ગ તો ર. હેવાનો અને સમાજશાસ્ત્રીઓએ તેને સ્વીકાર્યો જ છૂટકો

अनुमानयिष्यामि—અનુજ્ઞા મેળવી લઈશ अनु+मन् નુ પ્રેરક સામાન્ય ભવિષ્યકાળ ૧લો પુ એ વ અચાનક પ્રિયતમનુ મિલન થતા વ્યાકુળ તરુણી સખીઓની સલાહ લેવા ચાહે છે.

**શ્લોક ૨૩ :**

अपरिक्षतकोमलस्य—अपरिक्षत (अत एव) कोमल अपरिक्षतकोमल । तस्य । (કર્મધારય) ઈજા ન પામેલ નહી સ્પર્શાયેલ આ કુસુમ અને અધર બન્નેનુ વિશેષણ છે અન્ય કોઈએ પાન ન કર્યું હોવાથી શકુન્તલાના અધરમા અનોખુ આકર્ષણ છે सदयम्—દયાથી આસ્તેથી કામીજનોએ કેવી રીતે વર્તવુ જોઈએ એ વાત્સ્યાયને સૂચવ્યુ છે

कुसुमसधर्माणा हि योषित सुकुमारोपक्रमा ।
तास्त्वनधिगतविश्वास प्रसभमुपक्रम्यमाण सप्रयोगद्वेषिण्यो भवन्ति ॥
—વા કા સૂ ૩ ૨ ૬

शकुन्तला वहिहरति नाट्यन—ભારતીય રગમચ પર યુદ્ધ મૃત્યુની જેમ શૃગારના અતિરેકવાળા પ્રસગ બનાવવાનો નિષેધ છે વળી, શકુન્તલાના મનના સયમ દ્વારા તેના પાત્રને ગરિમા ઉઠાવ મળે છે બે પ્રેમીઓનુ આ મિલન ખરેખર સયમપૂર્ણ અને ઔચિત્યયુક્ત છે चक्रवाकवधू અતિમ ક અનુકપા દર્શાવે છે પ્રેમીઓને એકાન્ત આપવા સખીઓ બહાનુ કરીને ત્યાથી ખસી તો ગઈ પણ પાસે જ રહીને તેઓ ધ્યાન રાખતી હતી. તથી જ ગૌતમીને આવતી જોઈ સૂચક વાક્ય દ્વારા શકુન્તલાને સાવચેત કરે છે चक्रवाकवधू = શકુન્તલા, सहचर = દુષ્યત, रजनी = ગૌતમી. ચક્રવાકીને રાત્રિના આગમનને પોતાના સહચરથી વિખૂટા પડવાનુ હોય છે, તેમ ગૌતમીનુ આગમન થતા શકુન્તલાએ પણ દુષ્યતની વિદાય લેવી ! સુન્દર અપ્રસ્તુતપ્રશસા છે અકના પ્રારભમા શિષ્ય ગૌતમીને ગુરુકન્યા શકુન્તલાની અસ્વસ્થતાના સમાચાર આપી તેની પાસે તમને મોકલુ છુ એમ જણાવે છે તેનુ અનુસધાન છે અહી થાય છે કાલિદાસના નાટકોની વિશેષતા જ એ હોય કે, ગાઈ પણ તેનુ છૂટુ લટકતુ કરતો નથી દરેક પ્રસગ નાટકને કોઈ પણ રીતે ઉપયોગી હોય છે

निराबाधाम्–निर्गता आसमन्तात् बाधा यस्य तत् । જેની બધી પીડા મટી ગઈ છે તેવું વચન ગૌતમી શકુન્તલાની અસ્વસ્થતા પરિહરવા શાન્ત્યુદક લઈ આવી છે પણ તે જાણતી નથી કે તેના આવવાથી જ તેની પીડા વધી ગઈ છે !

परिणत दिवस –દિવસ આથમ્યો પણ દુષ્યન્તે તો હમણા જ કહ્યુ 'अपरिनिर्वाणो दिवस । આથી, 'દિવસ આથમવા આવ્યો છે' એમ અર્થ વધુ યોગ્ય થશે 'आदिकर्मणि क्त । એ નિયમથી આ અર્થ સમર્થિત પણ થાય છે.

लतावलय –લતાવલયને બહાને ચતુર નાયિકા રાજાને સબોધે છે । લતાવલય તથા રાજા બન્ને સંતાપહારક હતા એક શારીરિક તાપને તો બીજો માનસિક તાપને દૂર કરનાર રાજાને ફરી વાર મળવાનુ વચન આપી તેની રજા લે કે શકુન્તલા એટલી સ્વાભાવિકતાથી આ ઉક્તિ બોલે છે કે ગૌતમીને શકા જતી નથી. અહી પણ અપ્રસ્તુતપ્રશસા અલંકાર છે

प्रार्थितार्थसिद्धय ઇચ્છિત વસ્તુઓની સિદ્ધિમા ઘણા વિઘ્નો આવી પડે છે. 'સારા કામમા સો વિઘ્ન' એમ કહ્યુ છે તે સરખાવો–

There's many a slip between the cup and the lip.

શ્લોક–૨૪ ·

ઔપચ્છન્દસિક છદમા રચાયેલ આ સ્વભાવોક્તિ અલકાર દ્વારા નવોઢા નાયિકાનું ... લજ્જા પામતી, સંકોચ અનુભવતી નાયિકાનુ વર્ણન નાયકે કર્યુ છે

पक्ष्मलाक्ष्या —पक्ष्मन्=પાંપણ प्रशस्तानि पक्ष्माणि सन्ति अनयो इति पक्ष्मले । पक्ष्मले अक्षिणी यस्या तस्या । (બ. વ્રી.) મનોહર પાંપણવાળી જેની આખ છે, તેનુ पक्ष्मन् સિધ્માદિગણ મા આવે છે, અને પ્રાશસ્ત્યના અર્થમા તેને વિકલ્પે लच् પ્રત્યય લગાડાય છે રાઘવભટ્ટ આ દ્વારા ચુંબન માટે મુખ ઊંચુ કર્યું, તેવો ધ્વનિ જુએ છે

अधर+ओष्ठની સધિ વિકલ્પે अधरौष्ठ કે अधरोष्ठ થાય છે—ओत्वोष्ठयो समासे वा । (વાર્તિક). स्थूलोतु । स्थूलौतु । बिम्बोष्ठ बिम्बौष्ठ । समासे किम् तवौष्ठ. ।

स्पन्दिता प्रतिपत्तिवाळેવુ विक्लवम् । આ પદ अभिरामम्–મનાઈના શબ્દોથી બોલાઈ ... અને તેથી જ સુ ...

अर्थनिवृत्ति—... ...

શ્લોક ૨૫ :

શાર્દૂલવિક્રીડિત છદ છે, તથા કાવ્યલિંગ અલકાર છે. પ્રિયતમા જતી રહી હોવા છતા પેલો પ્રેમી તેની ... ... વસ્તુઓ જોતો રહે છે, તે ... સ્વાભાવિક છે ... ચતુરાઈથી કવિ રાજાને સતા... ... માટેસે

છે નેપથ્યમાથી સાજના યજ્ઞકાર્યના રક્ષણ માટે કોઈ તાપસ દુષ્યન્તની મદદ માગે છે દુષ્યન્ત પોતાની ફરજ બજાવવા ત્યા જાય છે અને અક પૂરો થાય છે

**શ્લોક-૨૬**

વસતતિલકા છદ તથા ઉપમાલકાર છે સાયન્તને સાજને લગતુ. સાયમ્, ચિરમ્, વગેરે અવ્યયોને 'લગતુ' ના અર્થમા 'तन' એ તદ્ધિત પ્રત્યય લાગે છે— सायं चिरं प्राह्णेप्रगेऽव्ययेभ्यष्ट्युट्युलौ तुट् । (પા ૪ ૩ ૨૩)

सन्ध्यापयोदकपिशा —सन्ध्यापयोदा इव कपिशा । સધ્યા સમયના વાદળા જેવી કૃષ્ણલોહિત સધ્યાના વાદળ જાગ્યા હોય અને તે સધ્યાના લાલ રગને લીધે કપિશ રગના લાગે છે રાક્ષસોની કૃષ્ણલોહિત છાયા હવિનુ ભક્ષણ કરવા પ્રયત્ન કરતી વેદીની આસપાસ ફર્યા કરતી હતી આ શ્લોકમા बहुधा શબ્દ વિષે રાઘવભટ્ટનો અન્વય बहुधा चरन्ति એમ છે, પણ વધુ સારુ તો એ છે કે बहुधा भयमादधाना એમ લેવાય અનેક પ્રકારે ભય ઉપજાવતા રાક્ષસો અનેક રીતે દાવપેચ અજમાવી હવિ પર આક્રમણ કર છે, એવો ભાવ છે

**સમીક્ષા** –રાજા પ્રેમની વિહ્વળતામા વધુ ને વધુ હેરાન થતો હતો અને શકુન્તલા ગઈ છતા તેની બધી તાજી કરાવતી વસ્તુઓને જોતો હતો તે લતામડપમાથી જાય નહી અને આમ જ બોલ્યા કરત, માટે કવિએ આ પ્રમાણે રાક્ષસોનો ભય દર્શાવી દુષ્યતને મચ પરથી અદર મોકલ્યા, એ આયોજનકૌશલ અહી દેખાય છે

શાકુન્તલના પ્રથમ ત્રણ અકો ભૌતિક શારીરિક મિલનને પૂર્ણત સાથે છે દુષ્યત–શકુન્તલા બાહ્યરૂપથી મુગ્ધ થઈ ગાધર્વ લગ્નથી જોડાયા પરન્તુ હજુ આ મિલન ઊર્ધ્વગામી બન્યુ નથી એને કથા અત્યા નાટકનુ વાતાવરણ જુદી જ દિશાએ ચાલે છે

તૃતીય અકમા રાગનો વિકાસ અને પરિણતિ બતાવી છે નાયક અને નાયિકા બન્ને પ્રેમનો એકરાર કરે છે ક્ષત્રિયોને ગધર્વ લગ્નની છૂટ છે અને તે માટે અહી વાતાવરણ તૈયાર થઇ ગયુ જ છે ત્રીજા અકનુ સ્થાન શકુન્તલા જ છે પ્રારભમા શકુન્તલા વિરહવિહ્વલ હતી છે અને પાછળથી તે પ્રેમની ગહરાઈ અનુભવતી યુવતી તરીકે જોવા મળે છે શકુન્તલાના વ્યક્તિત્વનુ એ પાસુ જોવા મળે છે કે તે મનવિહ્વળ હોવા છતા સયમ ગુમાવતી નથી સખીઓ પાસે પોતાના મનની વાત તે એમ જ જણાવી શકતી નથી પણ જ્યારે સખીઓ ખૂબ દબાણ કરે છે ત્યારે જ તેમની આગળ પોતાનુ મન ખોલે છે દુષ્યત સાથના મિલન વખતે પણ તે ખૂબ જ માનસિક સક્ષોભ અનુભવે છે, ગાધર્વવિવાહ માટે વડીલની ગેરહાજરીમા તે મૂઝાય છે, અને રાજાની માગણીને ટાળવાનો પ્રયત્ન કર્યા જ છે

ગૌતમીના આગમનથી પ્રેમીઓના મિલનમા એકાએક ભગાણ પડે છે અને ન છૂટકે શકુન્તલાને જવુ પડે છે, પણ ખરી રીતે તો તે જઈ શકતી નથી. લતામડપને બહાને દુષ્યતને પુનઃ ઉપભોગાય આમત્રણ આપે છે અને આમ પ્રેમમયી યૌવના તરીકે છાપ પાડે છે. વિરોધમય લાગણીઓ દર્શાવતી શકુન્તલા ભારતીય કન્યાની લજ્જાસુલભતા વ્યક્ત કરે છે

દુષ્યત આ અકમા એક મુગ્ધ પ્રેમી, ઉદાત્ત રાજા અને ચતુર પુરુષ તરીકે દેખાય છે. તે ધર્મરક્ષણની પોતાની ફરજમા આતુરતાપૂર્વક સજ્જ છે એ અહી દેખાય છે. શકુન્તલા પ્રત્યેનુ તેનુ આકર્ષણ ચરમ સુધી પહોચ્યુ છે અને આ પ્રેમ અયોગ્ય નથી પણ સમાજ અને શાસ્ત્રાનુમોદિત છે એમ તે જાણતો હોવાથી પ્રેમમાર્ગમા તે નિઃશક આગળ ધપે છે. બને સખીઓમા પ્રિયવદા આ અકમા આગળ પડતો ભાગ લેતી દેખાય છે, જ્યા અનસૂયાનુ ગભીર વ્યક્તિત્વ છુપાયેલુ રહેતુ લાગે. ગૌતમી પણ શુષ્ક તાપસીને બદલે મમતામયી માતા તરીકે અહી દેખાય છે.

આ અકની વિશેષતા એ છે કે કવિએ શૃંગારનુ ઉત્તમોત્તમ નિરૂપણ કર્યું હોવા છતા અત્યત સયમથી કામ લીધુ છે બીજો કોઈ કવિ અહીં વધુ પડતી રમની રેલમછેલ કરી શકત, કઈક અશ્લીલતા લાવી શકત અને મર્યાદાવિહીન શૃગારનિરૂપણ કરી શકત, પણ કવિ કાળ તો શૃગારનો અતુલનીય મર્મજ્ઞ છે જે યથાયોગ્ય વર્ણનની જ રસોત્પત્તિ કરે છે. દુષ્યતશકુન્તલામિલન સક્ષિપ્ત છે છતા ચોટ છે તેમા જ કવિની કળાની સાર્થકતા દેખાય છે

કાલિદાસ સુભગતીનુ આભૂષણ છે. આ અકમા કવિએ માધુર્યનો મધુર નિવેશ, પ્રસાદની નિરૂપણા, પદોની સુદર આયોજના, અર્થનુ સૌષ્ઠવ અને અલકારોનો સજુન પ્રયોગ કર્યો છે. આપણા કવિ શૃગાર અને પ્રેમના ભાવુક સર્જક છે તે આ અકમા જોવા મળે છે. કવિનુ રસમગ્ન હૃદય આ અકમા પૂર્ણત દેખાય છે આપણે કાલિદાસ માટે કહી શકીએ કે—

नष्टेऽस्मिन् कालिदासे तु पर्यन्तं भासीश्वरम् ।
[illegible] ॥

## અંક ચોથો

ચતુર્થ અંકની શરૂઆતમા વિષ્કમ્ભક આવે છે ત્રીજા અંકમા "स्नानलय सम्पहारक, आमन्त्रये त्वा भूयोऽपि परिभागाय" એ શકુન્તલાની ઉક્તિથી પૂરેપૂરુ સૂચિત થયુ છે કે શકુન્તલા-દુષ્યન્ત ગાંધર્વ વિવાહવિધિથી જોડાઈ ગયા છે. આ અંકની શરૂઆતના વિષ્કમ્ભકમા અનસૂયા અને પ્રિયંવદા પુષ્પો એકઠા કરી રહી હોય છે અનસૂયા પ્રારંભમા સ્પષ્ટ રીતે જણાવે છે કે શકુન્તલા ગાન્ધર્વ વિવાહથી निर्वृत्तकल्याणा બની છે

અહી 'કલ્યાણ' શબ્દ લગ્નોન્મુખ સ્ત્રીને માટે વપરાયો હોઈ તેનો અર્થ 'સૌભાગ્ય' કરવો જોઈએ. શકુન્તલા જેને ઝંખતી હતી, અને ન મળે તો તેનુ મૃત્યુ થશે એમ એને લાગતુ હતુ તે તેને મળી ગયો એ જ તેનુ કલ્યાણ

દૃષ્ટિ પૂરી થતા ઋષિઓએ રાજાને નગરમા જવાની રજા આપી એટલે તે નગરમા પાછો ફર્યો હવે શકુન્તલા એકલી પડી તો બીજી બાજુથી દુષ્યંત હતો ત્યા સુધી દુષ્યંત-શકુન્તલાની પ્રવૃત્તિઓના વ્યગ્ર થયેલી પ્રિયંવદા-અનસૂયા પણ કંઈક મુક્ત બની. હવે તેમના મનના વીતી ગયેલો આખો પ્રસંગ ઊભો થાય છે અને હવે તેઓ માત્ર શકુન્તલાના દૃષ્ટિબિંદુથી જ નહિ પણ અત્યંત વ્યાપક દૃષ્ટિબિંદુથી પ્રસંગને નીરખે છે અને એમ થતા જ બન્ને ગભરાઈ જાય છે આ ગભરાટ બન્ને સખીઓ જુદી જુદી રીતે વ્યક્ત કરે છે અનસૂયાને ચિંતા થાય છે કે નગરમા પાછો ગયેલો રાજા દુષ્યન્ત અન્તઃપુરમા પ્રવેશશે અને ત્યા તેની અનેક રાણીઓને મળશે પછી કદાચ અહી બનેલો વૃત્તાંત તે ભૂલી તો નહિ જાય ને? આ ચિંતા તદ્દન વાસ્તવિક છે. નાટકમા રાજા શકુન્તલાને ગમે તે કારણે પણ ભૂલી જાય છે, એટલે એ ચિન્તા સાચી પણ પડી છે અને એ રીતે અનસૂયાની ચિંતામા આવનાર પ્રસંગોએ પોતાનો ઓળા પાડ્યો છે આની જ રીતે પ્રિયંવદાને ચિંતા થઈ છે કે 'પિતાજી આ સાભળીને શુ કહેશે?' ધર્માચરણમા પણ પિતાને પરવશ એવા ગુરુકુળમા રહેનારી પ્રિયંવદાનો ભય ખોટો નથી કાશ્યપના વર્તાવમા નહિ તોપણ એક બીજા ઋષિના શાપે તો તેને પણ સાચો પાડ્યો છે પ્રિયંવદાની ચિંતા ઉપરથી 'Priyamvada is a superficial girl' એવુ શ્રી ગજેન્દ્રગડકરનુ વિધાન યોગ્ય લાગતુ નથી બન્નેની ચિંતા સાચી છે અને ખોટી પણ છે તે સાચી પણ પડે છે અને ખોટી પણ પડે છે બન્નેની ચિંતા સાચી પડે છે તો તેમણે આપેલા સમાધાન પણ સાચા પડે છે ખરેખર તો બન્નેને ચિંતા છે એ જ અગત્યનુ છે આખા વાતાવરણ ઉપર ચિંતાનો ભાર છે નાટકમા ત્રીજા અંકના છેલ્લા શ્લોકે આવા ભાવિ અનિષ્ટ ઓળાનુ સૂચન કર્યુ છે અને દુર્વાસાના શાપમા આ

ચિંતા પ્રસ્ફુટ થાય છે આ ચિંતાઓનો પ્રસંગ નિરૂપવામાં નાટ્યકારની નનો વૈજ્ઞાનિક સૂઝ વરતાઈ આવે છે

**न तादृशा भवन्ति**—સંસ્કૃત સાહિત્યમાં आकृति गुणान् कथयति । यत्रा कृतिस्तत्र गुणा वसन्ति । (બૃહત્સંહિતા) न ह्याकृति सुसदृशी विज हाति वृत्तम् । (મૃચ્છકટિક), भिद्यत वा सद्वृत्तमीदृशस्त्र निर्माणस्य (ઉત્તરરામચરિત) વગેરે આવા અર્થવાળા અનેક વાક્યો આવે છે આ જ બતાવે છે કે પ્રસ્તુત વાક્ય બોલનાર પ્રિયંવદા છીછરી છે એ વિધાન ઉતાવળિયું છે કારણ કે ઉપરના વાક્યો બોલનારા બીજા પાત્રો વિષે આપણે આવું વિધાન કરી શકીએ તેમ નથી આટલું જ નહિ આ વિધાન પણ "Handsome is that handsome does' એ Goldsmithના વાક્યનું વિરોધી નથી અહીં કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે માણસનું ભીતર તેના મુખ ઉપર પ્રતિબિંબિત થાય છે રાજાની મુખાકૃતિ ઉપર ભદ્રતાની, સૌજન્યની છાપ પડી હોય તેવું પ્રિયંવદા વાંચી જાય તો તે છીછરી શાની ? છઠ્ઠા અંકમાં રાજાની આન્તરપીડા અને આત્મનિર્ભર્ત્સના જોતા પણ તેની સહૃદયતા વિષે ભાગ્યે જ શંકા રહે તેમ છે

પ્રિયવદાના વિધાન સાથે સરખાવવા જેવા કેટલાક સુવાક્યો આ રહ્યા

1 "If you get simple beauty and naught else,
You get about the best thing God invents"
–R Browning

2 A thing of beauty is a joy for ever,
Its loveliness increases, it will never
Pass into nothingness —Keats

कन्यका શબ્દ 'कन्–પ્રકાશવું' એ ધાતુ ઉપરથી આવ્યો હોય તે સંભવિત છે क इव नेतव्या એવો પ્રશ્ન જેના વિષે થાય તે कन्या એવી પણ વ્યુત્પત્તિ થઈ છે

बलिकर्मपर्याप्तानि–चल कम बलिकर्म । बलिकर्मणे प्रयाप्तानि–પૂજન કાર્ય માટે પૂરતા

**शकुन्तलायाः सौभाग्यदेवता**–હવે શકુન્તલા પતિ્ણીત બની એટલે તે સૌભાગ્યવતી બની છે માટે તેના સૌભાગ્ય દેવતાની પૂજા આવશ્યક બની આ કાર્ય માટે પુષ્પો વીણવા સખીઓ રોકાય છે તેથી તો દુર્વાસાનો શાપ તેમને કાને પડી શકે અને તેનું નિવારણ તેઓ પ્રાર્થી શકે છે અને એ રીતે સખીના સૌભાગ્યને રક્ષી શકે છે શકુન્તલાની સૌભાગ્ય દેવતાની પૂજાર્થે સખીઓ પુષ્પો એકઠા કરવા લાગી અને ત્યાં જ તેના સૌભાગ્યને હણી પહોંચાડનાર શાપનો અવાજ સંભળાય છે વિધિની કેવી વિચિત્રતા !

**अथ पुनर्हृदयेन असनिहिता**—કેટલીક વાચના પ્રમાણે આ વાક્ય પ્રિય વદાના મુખમા તેની અગાઉ आत्मगतम् એવા સૂચન સાથે મૂકવામા આવે છે આ વાક્યને મનમા બોલવાનો તો કશો અર્થ નથી જો મનમા આ વાક્ય બોલાયુ હોય તો પછી બન્ને સખીઓ એકીસાથે શકુન્તના તરફ જવાનો નિર્ણય કેવી રીતે લે? બીજુ પ્રિયવદાએ તો કહ્યુ હતુ કે 'શકુન્તના ઉટજની પાસે છે' એટલે ત્યાર બા અનસૂયા એ હકીકતમા સુધારો કરીને બોલે તે બરાબર લાગે છે

**अतिथिपरिभाविनि**—આ દુર્વાસાનો શબ્દ છે अतिथि देवा ભવ પ્રમાણે અતિથિને દેવ જ ગણવામા આવતો અતિથિસત્કાર તપોવનનો તો ખાસ મહત્વનો ધર્મ ગણાતો કાશ્યપ અતિથિસત્કાર માટે શકુન્તલાને ખાસ મૂકીને પ્રવાસે ગયા છે આમ શકુન્તલાથી અતિથિનો અનાદર થઈ ગયો તે સ્વ–અધિકાર પ્રમત્તતાને કારણે દુર્વાસાએ તેને શાપ આપ્યો

**શ્લોક-૧** अनन्यमानसा य चिन्तयन्ती तपोवन माम् उपस्थित न वेत्सि स बोधित अपि सन्, प्रमत्त प्रथम कृता कथाम् इव त्वा न स्मरिष्यति। (વ શસ્થવિત)

**अनन्यमानसा**—न अन्यस्मिन् मानस यस्या सा।—અનન્ય ચિત્તવાળી उपस्थित ઉપસ્થિત થયેલા प्रमत्त–કેફમા આવેલા ઉન્મત્ત બનેલા बोधित अपि सन् દુષ્યન્ત શકુન્તલાને પોતાની મેળે તો યાદ નહિ જ કરે પણ યાદ કરાવવામા આવશે ત્યારે પણ યાદ નહિ કરે

આ પહેલા શ્લોક પછીની ઉક્તિઓની ગોઠવણી બાબતમા જુદી જુદી આવૃત્તિઓ જુદો જુદા મત ધરાવે છે ગ્રલાકના મત પ્રમાણે દુર્વાસાને પ્રસન્ન કરવા જનાર પ્રિયવદા હતી, જ્યારે તે સમયે રગભૂમિ ઉપર રહેનાર અને ઠોકર ખાઈને ફૂલ પાડી દેનાર અનસૂયા હતી શ્રી ઉમાશકર જોશીએ આ ક્રમ સ્વીકાર્યો છે તેઓ લખે છે મધુરભાષિણી પ્રિયવદા કુપિત ઋષિને પિગાળવામા કાચ વધુ ફાવે એમ પણ કહી શકાય તથા દુર્વાસાને 'જરા જેવામા કોપી ઊઠતા' 'સ્વ ભાવથી જ વાકા તે બરકબોલી પ્રિયવદા જ કહે અનસૂયાના (અસૂયા વિનાની ના) મોમા એ શબ્દ ન શોભે"

શ્રી ગજેન્દ્રગડકરે આથી બરાબર ઊલટો પાઠ સ્વીકાર્યો છે તેમના મતે દુર્વાસાને પ્રસન્ન કરવાનુ કામ ધીરગભીર અનસૂયા જ કરી શકે A li_ht-hea rted girl like Priyamvada would probably have enraged the sage more અને Anasuya, we know was a cau tious girl

'सुलभकोपः' વગેરે શબ્દો અનસૂયા (તેનું અમુક નામ હોવાને કારણે) ન જ બોલી શકે તે દલીલ બરાબર નથી. એમ તો વિશેષનામના અર્થની દલીલને આધારે પ્રિયંવદાને 'બટકબોલી' કઈ રીતે કહી શકાય? વળી મુખ્ય દૃશ્યની શરૂઆતમાં જ આપણે ચિંતાભારથી દબાયેલી અનસૂયાના મુખમાંથી રાજાને માટે असत्यसंध જેવા શબ્દો સાંભળીએ છીએ જ. એ જ પ્રમાણે પ્રિયંવદા Light-hearted હતી માટે અમુક કામ ન કરી શકે તે પણ બરાબર નથી. ખરી વાત એ છે કે પહેલા અંકથી માંડીને જ આપણે જોઈએ છીએ કે અનસૂયા કંઈક વધારે મોટી લાગે છે, એટલે રાજાની સાથે પણ વાતચીત કરવાની જવાબદારી તેણે સંભાળી હતી. આ રીતે જોતાં અનસૂયા દુર્વાસાને મનાવવા જાય તે પણ બરાબર લાગે છે.

સૌભાગ્ય દેવતાની પૂજા માટે ભેગાં કરેલાં પુષ્પોનું પાત્ર પડી ગયું એ પ્રતીકાત્મક પ્રસંગથી શકુન્તલા ઉપર આવી પડનાર દુર્ભાગ્યનું સૂચન થયું છે.

દુષ્યન્તે શકુન્તલાને આપેલી સ્વનામધેયાંકિત વીંટીનું મહત્ત્વ અહીંથી ઘણું જ વધી જાય છે. આ નાટકને મળેલું अभिज्ञान નામ અહીંથી સાર્થક લાગશે.

दुहितृजनस्य–દુર્વાસા માટે શકુન્તલા દીકરી જ હતી. આ અર્થમાં આપણે દુર્વાસાને પણ કાશ્યપની જેમ જ શકુન્તલાના પિતા કહી શકાય.

દુર્વાસાના શાપની વિસ્તૃત ચર્ચા માટે જુઓ–પ્રસ્તાવના.

ચતુર્થ અંકના આ વિષ્કમ્ભકમાં બન્ને સ્ત્રી પાત્રો છે અને પ્રાકૃત ભાષામાં વાત કરે છે. આમ છતાં તેને વિષ્કમ્ભક કહેવામાં આવ્યો છે. અલબત્ત આ દૃશ્યમાં આખા નાટકને નાટક બનાવે, નાટકમાં મોટી અસર પાડે તેવા પ્રસંગનું નિરૂપણ થયેલું છે; અને કદાચ આવા અગત્યના પ્રસંગના નિરૂપણને લીધે જ આને વિષ્કમ્ભક કહ્યો લાગે છે.

રાખવા ઉપરાંત અપૂર્વ કૌશલથી પ્રવૃત્તની મુખ્ય કથા ઉપર અમંગળનો ઓછાયો જ પાડયો છે. દશ્યને અમંગળ બનાવી દીધું નથી

શ્રી ગજેન્દ્રગડકરે એક પ્રશ્ન ઊઠાવ્યો છે કે પ્રિયંવદા-અનસૂયાએ પોતાની પ્રવૃત્તિ પૈકી સખીથી તો આ આખો પ્રસંગ છુપાવ્યો પણ તેને કાશ્યપથી કેમ છુપાવ્યો ? વિષ્કમ્ભક અને મુખ્ય દશ્ય વચ્ચે વીતેલા છ-સાત માસના ગાળા દરમિયાન માત્ર ચિંતા કરવાને બદલે અનસૂયા જેવી ધીર વ્યક્તિને દુષ્યન્તની પાસે ચીઠી મોકલાવવાનું કેમ ન સૂઝયું ?

આનો ઉત્તર તેઓએ યોગ્ય રીતે જ આપ્યો છે કે આ બન્ને સખીઓની ઉમર જોતા તેમના તરુણ માનસને શાપની ભયાનકતા અને તે ઉપરથી આવી પડનારી શકુન્તલાની કફોડી અને કરપીણ દશાનો પૂરો ખ્યાલ આવ્યો નથી આશાઘેલું તેમનું મન દુર્ભાગ્યની કઠોરતાને કલ્પનામાં પણ ધારણ કરવા તૈયાર નથી એટલે તો મુખ્ય દશ્યના અનસૂયા રાજાને 'અનર્થ' કહી તેના ઉપર રોષ પ્રગટ કરે છે ત્યારે પ્રથમ તેને શાપનો ખ્યાલ હોય તેવી કલ્પના પણ આવતી નથી. પછી આવે છે

શાપની ગંભીરતાને નહિ સમજવાને કારણે જ સખીઓએ કાશ્યપને શાપ અંગે કંઈ કહ્યું નહિ હોય અતિથિનો અનાદર કર્યાનો શકુન્તલાનો અપરાધ કાશ્યપને જણાવી દેવા-ખાન કરીને એ બારેખન પરિસ્થિતિ વચ્ચે તેમનો જીવ પણ કેમ ચાલે ? અને જન્મથી શકુન્તલાને વિદાય આપવામાં આવી, એટલે એ સમય પણ કયા રહ્યો હતો ?

## મુખ્ય દશ્ય

प्रवासात्-प्रवास कृत्वा "ल्यब्लोपे कर्मण्यधिकरणे च" એ વાર્તિક પ્રમાણે અહીં સબંધક ભૂતકૃદન્તને બદલે તેના કર્મની પંચમી વિભક્તિ છે શ્રી ગજેન્દ્રગડકર બીજી રીતે પણ સમજાવે છે प्रवसति अस्मिन् इति प्रवास परदेश । तस्मात् । અત્રમાં અહીં થોડા વિષાદનો આચકો છે. જુઓ : हन्त 'हन्त हर्षेऽनुकम्पायां वाक्यारम्भविषादयो ।'

**શ્લોક-૨** एकत ओषधीना पति अस्तशिखर याति । एकत आविष्कृतारुणपुर - सर अर्क (उदेति) । तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्या लोक आत्मदशान्तरेषु नियम्यते इव । (वसततिलका)

આ શ્લોકમાં પૂર્ણિમા પછીના પ્રભાતનું વર્ણન છે

**आपधिना पति** —ચંદ્ર એમ માનવામાં આવે છે કે ચંદ્ર ઔષધીઓ ઉપર સંજીવનાત્મક અસર ઉપજાવે છે બીજા એક મત પ્રમાણે 'ओषधीना पति' શબ્દો

સોમ નામના ઋગ્વેદ પ્રસિદ્ધ છોડ માટે વાપરવામા આવતા, પણ પાછળથી સોમ ચદ્રનો પણ પર્યાય થઈ ગયો હોવાથી તે ચદ્રને માટે પણ પ્રયોજાય છે

ફૂરતા પ્રભાતનુ સુદર દૃશ્ય આમા કડારાઈ ગયુ છે ચદ્ર ઉપરની આફત અને સૂર્યનો ઉદય આ બન્નેના વર્ણન ઉપરથી અસ્ત પછી ઉદય અને ઉદય પછી અસ્ત એમ કાળની પરિવર્તનશીલતા સૂચવાય છે અહી કશુ સ્થિર નથી, બધુ ગતિમાન છે એક સમય પૂરો થયો, બીજો આવ્યો આમા શકુન્તલાના જીવનમા આવનારા પરિવર્તનનુ સૂચન જોઈ શકાય. પ્રો. બ ક ઠાકોરને લાગે છે કે ચદ્રનુ પતન એ ત્રણ અક સુધી ફૂલ્યાફાલ્યા કરનાર કામદેવનુ પતન છે અને હવે નાટક ઉચ્ચતર આશયોના સૂર્યપ્રકાશ તરફ ગતિ કરે છે

**आविष्कृतारुणपुरःसर**—आविष्कृत अरुण आविष्कृतारुण. । स पुरःसर यस्य ।

આગળ રહેના અરુણને જેણે પ્રગટ કર્યો છે તે અરુણ વિનતા તથા કાશ્યપનો પુત્ર અને ગરુડનો મોટો ભાઈ હતો. હજી તે ગર્ભાવસ્થામા પરિપક્વ થયેલ ન હતો અને તેનો જન્મ થયો હતો તેથી તેના સાથળ ન હતી આથી તેને અનૂરુ પણ કહેવાય છે એક કથા પ્રમાણે રાહુ સૂર્યગ્રહણ વખતે સૂર્યને ગ્રસી જતો, ત્યારે દેવો સૂર્યને મ[illegible] કરતા ન હતા એને સૂર્યે ગુસ્સે થઈને જગતને પોતાના તેજથી બાળી નાખવાનો વિચાર કર્યો આથી ગભરાયેલા દેવો બ્રહ્મા પાસે ગયા, ત્યારે તેમણે કહ્યુ કે અરુણ સૂર્યના રથ પર તેની આગળ બેસશે એને સૂર્યનુ તેજ થોડ રોકાઈ જવાથી તે આખા જગતને બાળી શકશે નહિ આ રીતે તો સૂર્યોદય પહેલા દેખાતી અરુણ ગી આભને જ આ નામ અને રૂપ આપવામા આવ્યા છે

શ્લોક-૩ शशिनि अन्तर्हिते सा एव कुमुद्वती सस्मरणीयशोभा (सती) मम दृष्टिं न नन्दयति । नूनम् अबलाजनस्य इष्टप्रवासजनितानि दुःखानि अतिमात्रदुःसहानि ।

(વસન્તતિલકા)

ચદ્રને અસ્ત થવા લાગતા જ કુમુદોના છોડની શોભા ઓછી થવા લાગી હવે કુમુદ્વતી દૃષ્ટિને સતોષ આપે તેવી રહી નહિ. પ્રકૃતિમા જોયેલી આ ઘટના ઉપરથી શિષ્યને વિચાર આવ્યો કે ઇષ્ટ વ્યક્તિના પ્રવાસને લીધે થયેલ દુઃખ સ્ત્રીઓને માટે દુઃસહ હોય છે અહી સ્પષ્ટ રીતે જ શકુન્તલાની સ્થિતિનુ સૂચન છે અરુણ-કુમુદ્વતી, શકુન્તલાનુ સૂચન કરે છે, જ્યારે ઇન્દુ-શશી ના દુષ્યન્તને કહી શકાય તેમ છે ચન્દ્રનુ અદૃશ્ય થવુ તે જ પ્રવાસ અને દુષ્યન્ત [illegible] નાટ્યકારની [illegible] આ શ્લોકને અચકાય જેને dramatic irony કહે છે તેનો [illegible] નમૂનો ગણે છે

**सम्मरणीयशोभा**—જેની શોભા સ્મરણમાં રાખવા યોગ્ય છે તેવી

**अतिमात्रलघु सहानि**—શબ્દને બદલે अतिमात्रदुःसहानि કે सुदुःसहानि ચાલી શકત. કાલિદાસમાં ઘણીવાર આવી ગૂંચવાડાવાળી રચનાઓ આવે છે. અલબત્ત અહીં તો લાગણીવશ બનેલો શિષ્ય લાગણીના જોશમાં પોતાને થયેલા દુઃખની માત્રામાં અતિશયતા ઉમેરી દે છે એમ કહી શકાય તેમ છે.

શ્રી ગન ઉકના આ શ્લોકોને પ્રક્ષિપ્ત માને છે. કેટલીક વાચના પ્રમાણે આ ઉપરાંત નીચેના બીજા બે શ્લોકો પણ આવે છે.

कर्कन्धूनामुपरि तुहिनं रञ्जयत्यग्रसन्ध्या
दार्भं मुञ्चत्युटजपटलं वीतनिद्रो मयूरः ।
वेदिप्रान्तात् खुरविलिखितादुत्थितश्चैष सद्यः
पश्चादुच्चैर्भवति हरिणः स्वाङ्गमायच्छमानः ॥

[સવારની સંધ્યા કર્કન્ધુઓ ઉપર ઝાકળને રંગીન બનાવે છે. જેની નિદ્રા પૂરી થઈ છે તેવો મોર ઝૂંપડીનું દર્ભનું છાજ છોડે છે. ખરીથી ખોદેલા ઓટલાને છેડેથી હમણાં જ ઊઠેલો મૃગ પોતાનાં અંગોને પ્રસારવતો પગે ઊભો થાય છે.]

पादन्यासं क्षितिधरगुरोर्मूर्ध्नि कृत्वा सुमेरोः
क्रान्तं येन क्षपिततमसा मध्यमं धाम विष्णोः ।
सोऽयं चन्द्रः पतति गगनादल्पशेषैर्मयूखै-
रत्यारूढिर्भवति महतामप्यपभ्रंशनिष्ठा ॥

[પર્વતોમાં વડા એવા સુમેરુને શિખરે પગ મૂકીને અંધારું ઉડાડી દઈને, વિષ્ણુના વચલા ધામની પાર જે પહોંચ્યો હતો, તે આ ચંદ્ર થોડાંક કિરણ બાકી રહ્યાં છે ને આકાશમાંથી પડી ગયો છે. મહાજનોની પણ અત્યંત ચડતી, પડતીમાં પરિણમે છે.]

શ્લોક ૨–૩ તથા ઉપરના બે શ્લોકો મળીને ચારેય શ્લોકો પ્રક્ષિપ્ત છે કે મૂળ કૃતિના જ છે એ બાબતમાં જુદી જુદી વાચનાઓ એકમત નથી. શ્રી ઉમાશંકર જોશી આ ચારેય શ્લોકોને જુદાં જુદાં કારણો આપીને પ્રમાણભૂત તરીકે સ્વીકારે છે. પરંતુ પછીના બે શ્લોકોમાં પહેલાના શ્લોકોના ભાવનું કંઈક અંશે પુનરાવર્તન લાગે છે, એટલું જ નહિ એક જ પાત્રના મુખમાં એક જ દૃશ્યના વર્ણનોનો આટલો વિસ્તાર જેટલો ભવભૂતિને પ્રિય છે તેટલો કાલિદાસને નથી.

**अपटीक्षेपेण**—अपट्याः क्षेपण। પડદો હડસેલીને. નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે (नासूचितस्य पात्रस्य प्रवेशो निर्गमोऽपि वा ।) રંગભૂમિના સૂચન વગર કોઈ પાત્રનો પ્રવેશ કે નિર્ગમન અનુમત નથી પરંતુ જ્યારે પાત્ર કોઈ રીતે અકસ્માત્ ઉત્તેજિત

થઈને પ્રવેશ કરવાનું હોય ત્યારે મોટે ભાગે નાટ્યકાર अपटीक्षेपेण એ સૂચનનો ઉપયોગ કરે છે. अनार्यम्—આર્ય એટલે સારું આચરણ કરવાને યોગ્ય, સારા માણસને શોભે તે રીતે. અહીં અનાર્ય એટલે સારું ન કહેવાય તેવું—ખોટું આચરણ, સારા માણસને ન શોભે તેવું. અનસૂયાએ પહેલા અંકમાં રાજાને માટે आर्य શબ્દ પ્રયોજ્યો છે. હવે અહીં अनार्य શબ્દ પ્રયોજવાનો વખત આવ્યો તે વિધિની વિચિત્રતા જ !

અનસૂયા કહે છે તેમ તે विषयपराङ्मुख હતી તેથી તેને આ બધું શું થઈ રહ્યું છે તેની ખબર પડતી ન હતી, પણ એટલું તો તેને ચોક્કસ લાગ્યું કે રાજાનો શકુન્તલા પ્રત્યેનો વ્યવહાર આર્યને શોભે તેવો નથી.

**काम...भवतु**—'કામની ઇચ્છા ફળી ખરી.' કહેવાય છે કે कामः वामः ! કામ કેવાં તોફાની કૃત્ય કરી શકે તે માટે જુઓ કુમારસંભવ સર્ગ ૩. આ વાક્યમાં અનસૂયાનો આવેશ તૂટી પડ્યો છે. તેની નાટ્યક્ષમતા ઘણી છે. તેની સાથે સ્વપ્ન.નું सकाम इदानीमार्यायौगन्धरायणो भवतु એ વાક્ય સરખાવવા જેવું છે. સંભવ છે કે કાલિદાસ ઉપર અહીં ભાસની અસર હોય.

एतावतः कालस्य બતાવે છે કે શકુન્તલા अभिव्यक्तमत्स्यलक्षणा છે એટલું દર્શાવવા જેટલો લાંબો સમય પસાર થઈ ચૂક્યો છે.

અનસૂયા દુષ્યન્તને વીંટી મોકલાવી દેતી નથી તેનું એક કારણ તે આપે છે તેમ "આ દુઃખશીલ તપસ્વીઓમાંથી કોને કહેવું ?" બિચારા તપ કરતા હોય અને માંડ શાન્તિ પામીને રહેતા હોય ત્યાં તેમના ગોવિંદા જીવનમાં શા માટે દખલગીરી ઊભી કરવી ? અલબત્ત આવી દખલગીરી ક્યારેક ઊભી કરવી પણ પડે તેની સાક્ષ शार्ङ्गरव-शारद्वतने નગરમાં મોકલનાર કાશ્યપને જેટલી હોય તેટલી અનસૂયાને ન જ હોય.

**मार्गगामी दोषः**—અનસૂયા સમજે છે કે શકુન્તલાએ અતિથિસત્કાર ન કર્યો તે તેના દોષને લીધે જ તેને શાપ મળ્યો હતો.

आपन्नसत्त्वा—सत्त्वम् आपन्ना । (द्वि. तत्पु.) प्राप्तापन्ने च द्वितीया । पा. २-२. ४. (एतौ द्वितीयान्तेन समस्येते । आपन्नजीविकः जीविकामापन्नः । सि. कौ.) અનસૂયાની આ ઉક્તિમાં અત્યંત અભિનયક્ષમતા છે. રંગભૂમિ ઉપર તે ઘણું સારું થાય.

**प्रस्थानकौतुकम्**—कौतुक—પરંપરાથી ચાલ્યો આવતો મંગલવિધિ. જુઓ. "कौतुकं नर्मणीच्छायामुत्सवे कौतुकं मुदि । पारम्पर्यागतख्यातमङ्गलोद्वाहसूत्रयोः" ॥—हैम આખા સમાસનો અર્થ—પ્રસ્થાનનો મંગલવિધિ.

मुखशयितपृच्छिका—सुखं च तद् शयितं च सुखशयितम् । सुखशयितं पृच्छति असौ । 'શેષ બરાબર આવી હતી ને ?' તેવું પૂછનારી

**दिष्ट्या धूमाकुलित पतिता**—આ વાક્યમાં કણ્વને અનુરૂપ એવી યજ્ઞની પરિભાષા દ્વારા તેમણે દુષ્યન્ત–શકુન્તલાના સંબંધ અંગે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો છે યજ્ઞ કરનાર–કરાવનારને ખબર હોય છે કે ઘણીવાર હોમ કરતી વખતે ખૂબ ધુમાડો થાય છે તે વખતે યજમાનને વારંવાર આંખો ચોળવી પડે છે કે આંખ લોઈ રાખવું પડે છે. આવા સમયે સંભવત આહુતિ યજ્ઞકુંડના અગ્નિમાં ન પણ પડે, જ્યારે અહીં કણ્વ કહે છે તેમ આહુતિ અગ્નિમાં પડી છે ખરેખર ઋષિ અહીં શું કહેવા માગે છે ? વિદ્વાનોએ જુદી જુદી રીતે અર્થો તારવ્યા છે

૧. કેટલાક યજમાનથી શકુન્તલા સમજે છે યજમાન જેમ ધૂમાકુલિતદૃષ્ટિ હોય છે તેમ અહીં શકુન્તલાની દૃષ્ટિ પણ રાગથી વિવેકહીન બની ગઈ હતી આહુતિ એટલે તેણે કરેલો પ્રેમ, તેણે કરેલું સ્વાર્પણ રાગથી વિવેક ચૂકેલી વ્યક્તિનો પ્રેમ ગમે તેવી નીચ વ્યક્તિ ઉપર પણ પડે પરંતુ સદ્ભાગ્યે અહીં એવું થયું ન હતું અહીં દુષ્યન્ત 'अर्हता प्राग्रसर' હતો. એટલે જે થઈ ગયું તે સારું જ થયું છે આ રીતે જોતા અહીં કાશ્યપે શકુન્તલાએ કરેલા ગાન્ધર્વવિવાહ માટે ટકોર કરી છે તેમ ગણાય

૨ શ્રી રાય સમજાવે છે તેમ કાશ્યપ કહેવા માગે છે કે 'મને પોતાને દુષ્યન્ત શકુન્તલા માટે યોગ્ય પાત્ર છે તેવો ખ્યાલ ન હતો, છતાં સદ્ભાગ્યે એ લગ્ન થઈ ગયું ''

૩ શ્રી ગજેન્દ્રગડકર 'આશ્રમમાં શું ચાલતું હતું, તેની મને ખબર ન હતી, છતાં સદ્ભાગ્યે આ લગ્ન થઈ ગયું ''

એમ લાગે છે કે શ્રી રાયનું અર્થઘટન કાશ્યપના વ્યક્તિત્વને વધારે અનુરૂપ છે યજમાન શબ્દ પુલિંગ છે અને તે काश्यप માટે પ્રયોજાય તે બરાબર છે કાશ્યપ ધૂમાકુલિતદૃષ્ટિ હતા એટલે કે બધા પિતાઓ પોતાની પુત્રીને અનુરૂપ વરને વળાવવાની બાબતમાં ચિંતાતુર હોય છે તેમ ચિન્તાતુર હતા તેમને સ્પષ્ટ ખ્યાલ આવ્યો નહોતો કે દુષ્યન્તને જ શકુન્તલા આપવાની થશે અહીં શકુન્તલા આહુતિનું સ્થાન લે છે અનિવત્મન પિતાને માટે તેમણે શરીરથી અને મનથી જતનપૂર્વક પોષેલી દીકરી મંત્રથી પવિત્ર થયેલી આહુતિ જેવી જ હોય આ આહુતિ યજમાનના કોઈ પ્રયત્ન વગર पावकमां પડી અહીં पावक શબ્દને દુષ્યન્ત માટે લેવો જોઈએ

પાવક એટલે પવિત્ર કરનાર, અગ્નિ એ આહુતિને લઈને દેવો પાસે પહોચાડે છે. આહુતિ પાવકમા ન પડે તો દેવોને મળે નહિ. આને પરિણામે જગતનું કલ્યાણ ન થાય. પણ અહીં એવું થયું નથી. શકુન્તલા–દુષ્યન્તનો સંબંધ જગત માટે કલ્યાણકર નીવડશે એવું સૂચન આમાથી મેળવી શકાય. આમ આ રીતે અર્થ કરતા યજમાન, આહુતિ, પાવક એ શબ્દોના લિંગ કાશ્યપ, શકુન્તલા, દુષ્યન્તને અનુરૂપ થશે. કાશ્યપે આખા ગૃહસ્થાશ્રમને પવિત્ર યજ્ઞનું રૂપ આપીને જીવન વિષેની ભારતીય કલ્પના કહી નાખી છે ! અહીં સર્વું કરીને પણ છેલ્લું કાર્ય તે બધાનો યજ્ઞની વેદીમા ત્યાગ કરવાનું છે. આ અર્થઘટન લઈએ તો શકુન્તલાની આસક્તિ ઉપર કટાક્ષો કરવાની મજા ન માણી શકાય, પરંતુ કાશ્યપના સાત્ત્વિક પિતૃત્વપૂર્ણ વ્યક્તિત્વ માટે આ જ અર્થઘટન યોગ્ય છે.

એક બીજા અર્થઘટન પ્રમાણે 'યજમાન' દુષ્યન્ત માટે યોજાયેલું ગણો, આહુતિ એટલે તેણે મૂકેલો ગર્ભ અને પાવક એ શકુન્તલા. આપણા શાસ્ત્રોમા સ્ત્રીને પાવક કહી છે એટલે એ કલ્પનામાથી આ અર્થ નિપજ્યો છે છતા અહીં તે અનુરૂપ નથી.

**सुशिष्यपरिदत्ता**—વિદ્યા પ્રાપ્ત કરવા માટે પણ અધિકાર જરૂરી ગણાતો. આશ્રમના કુલપતિ અહીં શકુન્તલાને માટે વિદ્યા શબ્દ પ્રયોજે છે અને એ રીતે દુષ્યન્ત માટે સુશિષ્ય. અનધિકારીને આપેલી વિદ્યા આપનાર અને લેનાર બન્ને માટે હાનિકારક નીવડે. આ વાક્યમા વ્યક્ત થતી નિર્મળ ભાવાર્દ્રતાને આધારે પણ આગળ વાક્યને સમજવા પ્રયત્ન કરવો જોઈએ.

**संस्कृतमाश्रित्य**—પ્રિયંવદા અશરીરિણી વાણીને જેમની તેમ જ રજૂ કરે છે એટલે તેણે સંસ્કૃતનો આશ્રય લેવો પડે છે. નારીની પોતાની ઉક્તિઓ તે પ્રાકૃતમા બોલે છે

ભુવ ભૂતયે–દુષ્યન્તે કરેલું ગર્ભાધાન સંસારની આ બાદી માટે નીવડનારું હતું. એટલે જે થયુ હતું તે મંગળ જ હતુ.

**अग्निगर्भां शमीमिव**—જેના અગ્નિ રહેલો છે તેવા શમીવૃક્ષ જેવી. તારકાસુરના નાશ માટે શિવનુ તેજ લઈને જતા અગ્નિથી શિવનું તેજ જીરવાયું નહિ અને તે સંતપ્ત થઈ ગયો. શાંતિ માટે તે પાણીમા પડ્યો. દેવોએ તેની ત્રણેય લોકમા શોધ કરવા માડી. છેલ્લે પાણીમા રહેલા દેડકાથી અગ્નિનો તાપ ન સહન થતા તેણે અગ્નિને જાહેર કરી દીધો. અગ્નિએ શાપ આપીને દેડકાની સ્વાદેન્દ્રિય હરી લીધી પછી અગ્નિ અશ્વત્થ વૃક્ષમા ગયો. ત્યા એક હાથીએ તેને જાહેર કરી દીધો. અગ્નિના શાપને લીધે હાથીની જીભ ઉલટી થઈ ગઈ. ત્યાર બાદ અગ્નિ શમીવૃક્ષમા દાખલ થયો. ત્યા પોપટે તેને જાહેર કરી દીધો જેથી પોપટે

પોતાની ઓન્દાની શક્તિ ગુમાવી. દેવોએ શમીવૃક્ષને પવિત્ર વૃક્ષ ગનાવ્યું અને ત્યા અગ્નિને કાયમ નાખ્યો મહાભારતમા એવી વાત આવે છે કે ભૃગુએ અગ્નિને સર્વભક્ષી બનવાનો શાપ આપ્યો અગ્નિ ભયથી શમીવૃક્ષમા આવે છે અને શમીવૃક્ષની ડાળીઓને ઘસીને અગ્નિ પ્રગટાવવામા આવે છે આના ઉપરથી શમીને અગ્નિ ગર્ભ કહેવામા આવતો હશે અને ઉપર નિર્દેશેલી કથાઓ પ્રચલિત થઈ હશે

કાશ્યપને અશરીરિણી વાણી દ્વારા શકુન્તલાના વિવાહ તથા તેની સગર્ભાવસ્થાની ખબર પડી તેથી ઔચિત્ય અને ગૌરવ જળવાયા છે પિતાની કક્ષાના માણસને આવી વાત ત્રણ સખીઓમાથી કોણ કહી શકત ? આ અશરીરિણી વાણી રજોગુણવિમુખ અંતઃકરણવાળા માણસના દિવ્યના પ્રતિબોધ જેવી છે તપોવનના વાતાવરણના આ અદ્ભુત પ્રસંગ ખટકતો નથી

उत्कण्ठासाधारणम्–समान धारा व्याप्ति यस्य । उत्कण्ठया साधारणम् । ઉત્કંઠા સાથે નાળિકેરસમુદ્ગક–(समुद्गक उद्गच्छति ।) નાળિયેરના દાબડામા तपस्विनी–બિચારી 'तपस्वी चानुकम्पार्हः' ।–अमर मङ्गलसमालम्भनानि–समालभ्यते अलंक्रियते भूष्यते एभि इति समालम्भनानि । मङ्गलाय समालम्भनानि मङ्गलसमालम्भनानि इत्यर्थः । (મ ૫. લે.) મંગળ થાય તે માટે ધારણ કરવામા આવેલી સામગ્રી

शार्ङ्गरवमिश्रा –शार्ङ्गरवे मिश्रा । અથવા शार्ङ्गरव मिश्र प्रधान येषां ते । માલ્લીમાધવ ની ટીકામા જગદ્ધર मिश्र શબ્દ નો અર્થ 'वेदान्तवेदिन' અથવા 'पूज्य' એવો આપે છે

**हस्तिनापुरगामिन** —હસ્તિનાપુર નામ હસ્તી નામના રાજા ઉપરથી પડ્યુ. આ હસ્તી નામનો રાજા દુષ્યતના પુત્ર ભરત, તેના પુત્ર સુમન્યુ અને તેના પુત્ર સુહોત્રનો પુત્ર હતો આમ દુષ્યતના કાળમા તેના નગરને માટે 'હસ્તિનાપુર' એવુ નામ આપીને કાલિદાસે કાલવ્યતિરેક નામનો દોષ કર્યો છે शिखामज्जिता–માથાબોળ ન્હાયેલી.

**स्वस्तिवाचनिकाभि** —स्वस्तिवाचन विद्यते यासां ताभि । २. स्वस्तिवाचने नियुक्ता । ताभि । ३ स्वस्तिवाचनाय हिता । ताभि । ४ श्री शब्द स्वस्ति वाचयन्ति इति स्वस्तिवाचना । ते एव स्वस्तिवाचनका । (कन् स्वार्थे) स्त्रिया स्वस्तिवाचनिका । ताभि ।

**महादेवी**–देवी कृताभिषेकायामितरासु च भट्टिनी । રાજાને ઘણી રાણીઓ હતી આમાથી રાણી તરીકે જેનો અભિષેક થયો હોય તેને દેવી કહેવામા આવતી. આવી રાણીઓમાથી પણ જે પટરાણી હોય તેને મહાદેવી કહેવાતી બહુ પત્નીઓવાળા રાજાને વરતી કન્યાને માટે મહાદેવી શબ્દ પામવો તે પરમ સૌભાગ્ય ગણાતુ

**वनस्पतिः**—वनस्य पतिः वनस्पतिः । આમાં 'पारस्करप्रभृतीनि च संज्ञायाम्' એ પા. ૬–૧–૧૫૭ને આધારે સ્નો ઉમેરો થયો છે.

**શ્લોક–૫** : केनचित् तरुणा माङ्गल्यम् इन्दुपाण्डु क्षौमम् आविष्कृतम् । केनचित् चरणोपभोगसुलभः लाक्षारसः निष्ठ्यूतः । अन्येभ्यः आपर्वभागोत्थितैः किसलयोद्भेदप्रतिद्वन्द्विभिः वनदेवताकरतलैः आभरणानि नः दत्तानि । (शार्दूलविक्रीडित)

क्षौमम्–क्षुमायाः भवम् । क्षुमा–રેશમ. माङ्गल्यम्–આ શબ્દની સમજૂતી ત્રણ રીતે આપવામાં આવે છે :

(१) मङ्गलमेव माङ्गल्यम् ।

(२) मङ्गलमेव माङ्गलम् । माङ्गले साधु माङ्गल्यम् ।

(३) मङ्गले साधु मङ्गल्यम् । मङ्गल्यमेव माङ्गल्यम् । (स्वार्थे अण् प्रत्ययः). માંગલિક.

**चरणोपभोगसुलभः**–ચરણે લગાડવા માટે યોગ્ય.

**अन्येभ्यः**—આ લીટીમાં ટીકાકારને कर्तृप्रक्रमभङ्ग લાગ્યો છે. તેના કહેવા પ્રમાણે ઉપરની લીટીમાં केनचित् એ ૩. વિભક્તિ છે. તેની સાથે બંધ બેસે તેમ અહીં अन्यैः હોવું જોઈએ.

**आपर्वभागः**—पर्वणः भागः पर्वभागः, । तं मर्यादीकृत्य । આનો અર્થ કાંડા સુધી.

**किसलयोद्भेदप्रतिद्वन्द्विभिः**—ફૂટતી કુંપળોની સાથે સ્પર્ધા કરતી.

આ શ્લોકમાં અતિપ્રાકૃત તત્ત્વનો ઉલ્લેખ છે. કાશ્યપનો પ્રભાવ સૂચવવા ઉપરાંત કાલિદાસે અહીં માનવ અને પ્રકૃતિનું ઐક્ય બતાવ્યું છે. શકુન્તલા પ્રકૃતિની પુત્રી હતી એટલે પ્રકૃતિ તેને આણું આપે તે સ્વાભાવિક છે.

**अभ्युपपत्ति**–કૃપા

**अभिषेकायतीर्णाय**–સ્નાન માટે (નદીમાં) ઊતરેલા.

**શ્લોક–૬** : शकुन्तला अद्य यास्यति इति हृदयं उत्कण्ठया संस्पृष्टम्, कण्ठः स्तम्भित-वृत्तिबाष्पकलुषः दर्शनं चिन्ताजडम् । अहो अरण्यौकसः मम तावत् स्नेहात् ईदृशं वैक्लव्यम्, गृहिणः नवैः तनयाविश्लेषदुःखैः कथं नु पीड्यन्ते ।

શાકુન્તલના ચતુર્થ અંકના ઉત્તમ ગણાયેલા ચાર શ્લોકો પૈકી આને પણ ગણવામાં આવે છે.

**संस्पृष्टम्**–સ્પર્શાયું થયું છે. હજુ તો શકુન્તલા જવાની છે એ વિચારે કાશ્યપના અન્યથા શાન્ત હૃદયને આજે ઉત્કંઠા અડી ગઈ. ભારે સંયમી વાક્યોમાં કવિએ ઋષિના અંતરની સ્થિતિ ચીતરી દીધી છે.

**वृत्ति**–પ્ર.૮ સરખાવો–"કંઠે ડૂમો ડુમડ્યું હૃદયે આંખમાં અશ્રુધાર."

**ચિન્તાનડ**-એક વસ્તુ ઉપર વારંવાર વિચાર કર્યા કરવો એ ચિન્તા-
આધ્યાન ચિન્તાથી જડ

**દર્શનમ્**-માત્ર આંખની પ્રવૃત્તિ જ નહિ બધી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ. दृश्यते ज्ञायते अनेन इति दर्शनम् । तनया-પોતાના શરીરમાંથી જન્મેલી પુત્રી કારણ્યતે તો શકુન્તના દત્તક પુત્રી હતી, છતા જો તેમને આટલી વેદના થતી હોય, તો પુત્રીના તાજા વિયોગથી, સગા પિતાઓને કેવી પીડા થતી હશે ? ગધવભ સપ્રમાણતા જાળવવા માટે चिन्ताजड दर्शनम्‌ની જગ્યાએ द्दन्द्रियविड चिन्तया એવો પાઠ સૂચવે છે આ શ્લોકમાં બધા જ પિતાઓના—અરે સ્વજનનો તાજો વિરહ અનુભવતા બધા જ માનવોના હૃદયનુ સ્પંદન ધબકી ઊઠયુ છે क्षौमयुगलम्-પ્રો ગજેન્દ્રગડકરને અહી પ્રશ્ન સૂઝે છે કે આ બે રેશમી વસ્ત્રો કયા કામ હશે ? સીધો જવાબ તો સાડી અને કમજો હોઈ શકે પરંતુ તેઓ આગળ ચાલતા કહે છે તેમ રંગભૂમિ ઉપર એ વસ્ત્રોનુ પરિધાન હવાનુ કાલિદાસ જેવો શિષ્ટ કલાકાર સૂચવે નહિ. આથી તેમના મતે બે વસ્ત્રોમા શાલ અને ઘુંઘટ માટેનો પડદો હોવા જોઈએ

**શ્લોક-૭** शर्मिष्ठा ययाते इव, भर्तु बहुमता भव । त्वम् अपि, सा इव पूरु सम्राज सुतम् आप्नुहि ।

આ આશીર્વાદ સૂચક છે યયાતિ નામના રાજાની સાથે શુક્રાચાર્યની પુત્રી દેવયાનીના લગ્ન થયેલા અને દેવયાનીની સાથે વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા દાસી તરીકે ગયેલી. આમ છતા રાજા શર્મિષ્ઠા તરફ વધારે આકર્ષાયો અને તેને પોતાની પટરાણી બનાવી. આ શર્મિષ્ઠાને પૂરુ નામનો પુત્ર થયો હતો અને તેને રાજગાદી સોપાઈ હતી, તથા તે ચક્રવર્તી રાજા થયો હતો આ આશીર્વાદમા શકુન્તલાને પણ રાજાના અંતઃપુરમા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટેનુ તથા ચક્રવર્તી બને તેવો પુત્ર પ્રાપ્ત કરવાનુ સૂચન છે ગૌતમી કહે છે તેમ वर खलु एष न आशी । આશીર્વાદ સાચા પડે કે ન પડે વરદાન તો સાચુ જ પડે સરખાવો ऋषीणा पुनराद्याना वाचमर्थोऽनुधावति ।-उत्तर

**અગ્નીન્**-અગ્નિહોત્રીના गार्हपत्य आहवनीय અને दक्षिण નામના ત્રણ અગ્નિઓ प्रदक्षिणीकुरुष्व-प्रगतो दक्षिण प्रदक्षिणम् । अप्रदक्षिण प्रदक्षिण सम्पद्यमान करोति स प्रदक्षिणीकरोति । પ્રદક્ષિણા કર. માનનીય વ્યક્તિ તરફ જમણી બાજુ રાખીને તેમની આજુબાજુ ફરવુ એ તેને માન આપવાનો પ્રકાર ગણવામા આવે છે

**ऋक्छन्दसा**-ઋગ્વેદના છંદથી આ શ્લોકમાનો ૭ ૦ ૧૧ અક્ષરોવાળો ત્રિષ્ટુપ્ છંદ હોય તેમ લાગે, પરંતુ તે પણ પૂરો નિયમિત નથી પહેલો પાદ બરાબર ત્રિષ્ટુપ્ લાગે છે પરંતુ બાકીના પાદો બરાબર નથી. શ્રી કાળે કહે છે તેમ પહેલો

અને ત્રીજો પાદ વાતોર્મિ પ્રકારનો તથા બીજો અને ચોથો પાદ શાલિની પ્રકારનો ત્રિષ્ટુપ્ છે

**क्लृप्तधिष्ण्या**.–क्लृप्तानि धिष्ण्यानि येषां ते । જેમના સ્થાન નક્કી થયા છે તે.

**समिद्वन्तः**–સમિધવાળા. અગ્નિમાં હોમવાના પવિત્ર ઇન્ધણો તે સમિધ. આવાં ઇન્ધણો ખેર, પીપળો, આકડો, શમી, ઉદુમ્બર, દર્ભ, દૂર્વા વગેરે ગણાય છે. કેટલીક વાર જુદા જુદા દેવોને માટે જુદાં જુદાં વૃક્ષોનાં લાકડાંઓનો હોમ કરવામાં આવે છે. वैताना–वितानेभवाः । કવિના આ શ્લોકને ઋગ્વેદના મંત્રોની માફક સસ્વર બોલવાનો હોય તેમ લાગે છે. ભવભૂતિએ પણ उत्तररामचरित માં कामान्दुग्धे એ શ્લોક આવી જ રીતે મૂક્યો છે.

શ્લોક–૯ : युष्मासु अपीतेषु या प्रथमं जलं पातुं न व्यवस्यति, या प्रियमण्डना अपि स्नेहेन भवतां पल्लवम् न आदत्ते, व आद्ये कुसुमप्रसूतिसमये यस्याः उत्सवः भवति, सा इयं शकुन्तला पतिगृहं याति । सर्वैः अनुज्ञायताम् । (શાર્દૂલવિક્રીડિત)

આ શ્લોકમાં શકુન્તલાનો વૃક્ષો ઉપરનો ગાઢ સ્નેહ સૂચવાયો છે. વૃક્ષો શકુન્તલા માટે વૃક્ષો ન હતાં, તેનાં સંતાનો જ હતાં.

अपीतेषु–કર્તરિ અર્થમાં વપરાયેલું કર્મણિ ભૂ. કૃ. તેની સમજૂતી નીચે મુજબ આપવામાં આવે છે:

(૧) पीतं–पानम् (नपुंसके भावे क्तः) । पीतम् अस्ति एषां ते पीताः । (पीत+अच् –अर्श आदिभ्योऽच् ।)

(૨) पीता–पीतजलाः । अपीतेषु अपीतजलेषु । આમાં ઉત્તરપદનો લોપ થયો છે.

(૩) कर्तरि क्तः–ગત્યર્થક, અકર્મક વગેરે ધાતુઓનાં કર્મણિ ભૂ. કૃ.નો ઉપયોગ કર્તરિ ભૂ. કૃ. તરીકે થાય, પણ અહીં પાની બાબતમાં અનિયમિત રીતે થયો ગણાય.

શ્લોક–૧૦ : इयम् शकुन्तला वनवासबन्धुभिः तरुभिः अनुमतगमना, यत् कलं परभृतविरुतम् एभिः ईदृशं प्रतिवचनीकृतम् । (અનુષ્ટુભ)

એક પ્રતને અનુસરીને શ્રી નગનભાઈ ચ. પટેલ અને શ્રી ઉમાશંકર જોષી આ શ્લોકને શાર્દૂલ-અંદના મુખમાં મૂકે છે.

**શ્લો:-૧૧** कमलिनीहरितै सरोभि रम्यान्तर, छायाद्रुमै नियमितार्कमयूखताप कुशेशयरजमृदुरणु अस्या पन्था शान्तानुकूलपवन च शिव च भूयात्। (વસન્તતિલકા)

શ્વિક પનાના આદર્શમાર્ગનુ અહી સૂચન છે અથવા પ્રો ગજેન્દ્રગડકર કહે છે તેમ દુષ્યન્તનુ જાહેર બાનકાન ખાતુ ઘણુ કાર્યક્ષમ હોવુ જોઈએ

**कमलिनीहरितै** –કમળના છોડથી હરિયાળા

**छायाद्रुमे** –छायाप्रधाना द्रुमा । त । (મધ્યમપદલોપી) ટીકાકારને અહીં विशेषणक्रममङ्ग નો દોષ લાગે છે કારણ કે પહેલી પંક્તિમા सरोभि ને માટે વિશેષણ છે, જ્યારે छायाद्रुम માટે નથી

**कुशेशय**–कुशे जले शेते इति । (कुश+शी+अच्) मृदुरणु –માર્ગ ઉપરની ધૂળ કમળની રજના જેવી મૃદુ હોય અથવા તો પવન આવતા સરોવરના કમળોમાથી ઊડેલી રજથી મિશ્રિત થઈને મૃદુ બની હોય

**शान्तानुकूलपवन.**–શકુન્તલાનો માર્ગ શાન્ત અને અનુકૂળ પવનવાળો અને કલ્યાણકારક હો એવો આશીર્વાદ (भूयात्‌થી) વ્યક્ત થય છે આમ તો વાત થઈ છે જે માર્ગે શકુન્તલાને હસ્તિનાપુર જવુ હતુ તે માર્ગની, પરંતુ આ લીટીમા રહેલા ગાભીર્ય અને ગૌરવથી આશીર્વાદ આખા જીવનપથને લાગુ પડે છે એવુ સૂચન તરત જ મનમા પહોંચી જાય છે શબ્દોની અર્થવાહક લસરકટાઓને કારણે આ પંક્તિ રસિકોના મુખ માટે અમૃત બની ગઈ છે

રાઘવભટ્ટ આ શ્લોકમા માર્ગ માટે પ્રયોજાયેલા रम्यान्तर नियमितार्कमयूखताप, मृदुरणु, शान्तानुकूलपवन અને शिव એ પાચેને શકુન્તલા માટે આશીર્વાદાત્મક ગણે છે શ્રી ત્ર शान्तानुकूल અને शिव ઉપરાત मृदुरणुत्वने આશીર્વાદમા ઉમેરે છે

**आर्यपुत्रदर्शनोत्सुकाया** –સાસરે જતી બધી કન્યાઓની માનસિક સ્થિતિ આમા વ્યક્ત થઈ છે

**શ્લો:-૧૨** मृगा उद्गलितदर्भकवला मयूरा परित्यक्तनर्तना, अपसृतपाण्डुपत्रा लता अश्रूणि मुञ्चन्ति इव । (આર્યા)

આ શ્લોકના શકુન્તલાને વિદાય આપના તપોવનની અવસ્થ દોરી છે પ્રકૃતિ માનવની સાથે જાણે સમવસ્થા, દુ ખ સંવેદન અનુભવે છે ।

આની સાથે સરખાવો रघु० १४–६९ नृत्य मयूरा कुसुमानि वृक्षा दर्भानुपात्तान्विजहुर्हरिण्य । तस्या प्रपन्ने समदु खभावमत्यन्तमासीद्रुदित वनेऽपि ॥ આના મંગિમે નિરૂપેલ માનવ-પ્રકૃતિનુ ઐક્ય નજરે પડે છે

सान्त्वा–समान उत्र रुदिता ।

શકુન્તલાને વિદાય આપનારાં બધાં જ પ્રકૃતિતત્ત્વનું શકુન્તલા સાથે કશુંક સામ્ય છે જ. એટલે શકુન્તલા અને પ્રકૃતિ વચ્ચે એકસૂરતા છે. નવમાલિકા લતા હમણાં જ વૃક્ષરાજ આમ્રવૃક્ષ સાથે જોડાઈ હતી. શકુન્તલા પણ દુષ્યંત સાથે જોડાઈ હતી.

**શ્લોક-૧૩ :** मया तदर्थे प्रथमम् एव संकल्पितम् आत्मसदृशम् भर्तारम् इव सुकृतैः गता । इयं नवमालिका चूतेन संश्रितवती । संप्रति अहम् अस्यां त्वयि च वीतचिन्तः ।
(વસંતતિલકા)

**वीतचिन्तः**—वीता चिन्ता यस्य सः । જેની ચિન્તા ચાલી ગઈ છે તેવો.

**निक्षेपः**—થાપણ.

*अयं जनः*—પ્રકૃતિની લાગણીની વચ્ચે સખીઓની પણ લાગણી મૂકીને કાલિદાસે એ રીતે પણ પ્રકૃતિ–માનવને ગૂંથી દીધા છે

**अनघप्रसवा**-નિર્વિઘ્ન પ્રસૂતિવાળી. સગર્ભા સ્ત્રીઓની નિર્વિઘ્ન પ્રસૂતિની ચિન્તા સ્ત્રીઓને સ્વાભાવિક રીતે જ હોય છે. અહીં શકુન્તલા પણ સગર્ભા છે. એટલે શકુન્તલાને સગર્ભા મૃગી પ્રત્યે વિશેષ મમભાવ છે. ઉપર જણાવ્યું છે તેમ દરેક પ્રકૃતિતત્ત્વ શકુન્તલાની કોઈને કોઈ સ્થિતિ સાથે સામ્ય ધરાવે છે.

**શ્લોક-૧૪ :** यस्य कुशसूचिविद्धे मुखे त्वया व्रणविरोपणम् इङ्गुदीनां तैलं न्यषिच्यत, सः अयं श्यामाकमुष्टिपरिवर्धितकः पुत्रकृतकः मृगः ते पदवीं न जहाति ।
(વસંતતિલકા)

શકુન્તલાએ કેટલી ચીવટથી મૃગનું માતૃકાર્ય કર્યું હશે અને કેટલા લાડથી તેને ઉછેર્યો હશે તે આ શ્લોકમાં જણાવ્યું છે. જેણે માને જોઈ જ નથી એવા મૃગની મા શકુન્તલા બની હતી. એક મા તો ચાલી ગઈ, હવે આ બીજી મા પણ જવા તૈયાર થઈ. મૃગ વસ્ત્રનો છેડો પકડીને તેને જતા રોકે છે. શકુન્તલાનું પણ આવું જ હતું ને ? તેને પણ કાશ્યપે આવી જ રીતે ઉછેરી હતી અને હવે તે પણ કાશ્યપની ઓથ છોડી દે છે. આમ મૃગબાલ અને શકુન્તલા વચ્ચે પણ ગાઢ સામ્ય છે.

**पुत्रकृतकः**—કૃતકપુત્ર. (૧) कृतकः पुत्र =कृतकपुत्रः અથવા पुत्रकृतकः 'कडाराः कर्मधारये' પા. ૨.૨. ૩૮ પ્રમાણે कृतकને कडारादिમાં ગણીએ તો આ પ્રકારનો સમાસ થનારો શક્ય. પરંતુ આ નિયમ બહુવ્રીહિને જ લાગુ પડે છે. (૨) पुत्रः कृतः पुत्रकृतः । (સુપ્સુપા સમાસ). स एव पुत्रकृतकः ।

**શ્લોક-૧૫ :** उत्पक्ष्मणोः नयनयोः उपरुद्धवृत्तिं बाष्पं स्थिरतया विरतानुबन्धं कुरु । अलक्षितनतोन्नतभूमिभागे अस्मिन् मार्गे ते पदानि विषमीभवन्ति खलु । (વસંતતિલકા)

**उत्पक्ष्मणो** –उद्गतानि पक्ष्माणि ययोः तयोः । ઊંચી પાંપણવાળી. શકુન્તલાની આંખમાં આંસુ ભરાયાં હતાં એટલે શકુન્તલાને આંખો ઊંચી રાખીને ચાલવું પડતું હતું. જો શકુન્તલા આંખોને નીચી કરી નાખે તો આંસુનો પ્રવાહ વહી જાય એટલું જ નહિ પણ શકુન્તલા ભાગી પડે. પરંતુ આંખો ઊંચી હોવાથી જ શકુન્તલાના પગલા આડાઅવળા પડતા હતા. કાલિદાસનું માનવવર્તનનું જ્ઞાન કેટલું સૂક્ષ્મ છે ! પિતા કાશ્યપ પુત્રીના ભાવોને કેટલી વત્સલતાથી છતાં ચીવટથી જુએ છે !

**अनुबन्ध**–સાતત્ય.

**ओदकान्तम्**–उदकान्त मर्यादीकृत्य । સ્નેહીજનને જળાશય સુધી વળાવવા જવાનો રિવાજ હતો. સરખાવો શ્રુતિ · ओदकान्त प्रियं प्रोथमनुव्रजेत । क्षीरवृक्ष–ક્ષીરપ્રધાન વૃક્ષ. । જેમાંથી દૂધ જેવો રસ નીકળે છે તેવા વૃક્ષો–प्लक्ष, न्यग्रोध, अश्वत्थ, उदुम्बर, मधूक વગેરે

**युक्तरूपम्**–प्रशस्त युक्तम् । આ સ્વતંત્ર શબ્દ જ છે

**हला पश्य०**—કાશ્યપ દુષ્યન્તને આપવા માટેનો કોઈ સુયોગ્ય સંદેશો આપવાની મુદ્રામાં હોય, પણ બાકીના મુખ્ય પાત્રોને–ખાસ તો એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં સંક્રમણ કરતી શકુન્તલાને શું કરવું ? શકુન્તલાનું હૃદય તો વિવિધ ભાવપલટાઓ અનુભવતું હશે રંગભૂમિની કલાની દૃષ્ટિએ તથા મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ શકુન્તલાને ક્રિયાશીલ બનાવવી એ જરૂરી હતું. કવિએ પોતાની એ સૂઝ બતાવી છે.

મો. વિલિયમ્સ करोमि પછી इति વાંચે છે અને એ રીતે આખું વાક્ય ચક્રવાકી પોતાના સહચરને ઉદ્દેશીને કહે છે એવો અર્થ કરે છે. પરંતુ આ બરાબર નથી

શ્રી. મગનભાઈ ચ. પટેલને લાગ્યું છે કે સૂર્ય ઊગી ગયો છે, હમણાં એક પ્રહર પૂરો થશે અને હજી ચક્રવાક જોડું છૂટું કેમ હોય ? પરંતુ શ્રી ઉમાશંકર જોશી કહે છે તેમ ક્ષીરવૃક્ષની છાયામાં આ કમલકુંજ હોય અને હજી આ યુગલ હવે જાગૃતિ પામતું હોય તેમ માની શકાય

આની સાથે સરખાવો· स्वप्नवासवदत्त અંક–૩ : "दुष्करं खलु अहं करोमि । इयमपि नामैवं मन्त्रयते" ।

આ આખા દૃશ્યમાં શકુન્તલાના ભાવિ દુઃખનું સૂચન હોય તેમ લાગે છે. દુષ્યન્તે તરછોડેલી શકુન્તલા કેવળ 'આશાબંધ'થી જ ટકી રહી શકે

**गुर्वपि विरहदुःख**–સરખાવો : आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां सद्य पाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ।–मेघदूत

**શ્લોક–૧૭ :** अस्मान् संयमधनान् आत्मनः उच्चैः कुलं च त्वयि अस्याः कथमपि अबान्धवकृतां तां स्नेहप्रवृत्ति च साधु निचिन्त्य त्वया इयं सामान्यप्रतिपत्तिपूर्वकं द्रष्टव्या । अतः परं भाग्यायत्तम् । तद् वधूबन्धुभिः न खलु वाच्यम् । (શાર્દૂલવિક્રીડિત)

કાશ્યપે પોતાનો સંદેશો ઘણી કુશળતાથી ઘડયો છે

**संयमधनान्**–સંયમ એ જ જેમનું ધન છે તેવા. સામાન્ય રીતે વિવાહ સંબંધ બાંધવા માટે સંપત્તિનું પણ સરખાપણું જોવાય છે. અહીં રાજાની સંપત્તિની તો વાતો જ શી થાય ? પરંતુ તેની સરખામણીમા શકુન્તલાના પિતા નિર્ધન હતા. દુષ્યંતની બધી સ્ત્રીઓમા કદાચ શકુન્તલાનું પિતૃકુળ વધારેમા વધારે નિર્ધન હશે. પરંતુ તેથી શકુન્તલા અવગણનાને પાત્ર ન હતી; કેમકે તેના પિતાની પાસે એક જુદા જ પ્રકારનું–સંયમરૂપી ધન હતું, તેથી તેમને પણ બરાબર માન આપવું જોઈએ. આ શબ્દના બીજાં બે અર્થઘટનો કરવામા આવ્યા છે : (૧) અમારી પાસે સંયમ રૂપી ધન છે. એટલે शमप्रधान હોવાની સાથે સાથે અમારામા गूढं दाहात्मक तेजः પણ છે. (૨) અમારું ધન તો સંયમ જ છે. તમે કદાચ અમારી સાથે ગમે તેમ વર્તો તોપણ અમે સંયમ છોડશુ નહિ, માટે તમે સમજીને જ આની સાથે યોગ્ય રીતે વર્તશો.

આ શ્લોકમા જણાવ્યુ છે કે અમે છીએ સંયમધન, તમારું કુળ ઊંચું છે. વળી તમે સ્વજનોને વચમા રાખ્યા સિવાય પરસ્પર સમજીને જ સ્નેહપ્રવૃત્તિ કરી છે. આ ત્રણ બાબતો જોતા તમે આની સાથે સામાન્ય સન્માનથી વર્તશો એ અપેક્ષા રાખી શકાય.

**अबान्धवकृताम्**—આમા કાશ્યપની ટકોર કે કટાક્ષ કલ્પી શકાય તેમ છે, છતાં વિવેકપૂર્વક કાશ્યપના પાત્રને સમજીને જોઈએ તો તેઓ એમ કહેવા માગે છે કે શકુન્તલા પ્રત્યેનો તમારો સ્નેહ સ્વયંભૂ છે, કૃત્રિમતાથી કોઈએ સર્જાવેલો નથી. એ જોતાં તમારી પાસેથી આના પ્રત્યે सामान्यप्रतिपत्तिની અપેક્ષા રાખી શકાય. તેમાં મારે શું કહેવાનું હોય ?

કાશ્યપનું સાત્ત્વિક વત્સલ વ્યક્તિત્વ જોતા તેની પાસે मनस्यन्यद् वचस्यन्यद्‌ની અપેક્ષા રાખી શકાય નહિ. અલબત્ત આ શ્લોકમા દુષ્યન્તને ઉદ્દેશીને કહેલા વાકયો કૌશલ્યયુક્ત, સીધા, સાફ, સોંસરવા ઊતરી જાય તેવા છે.

કેટલાક લોકો सामान्यप्रतिपत्तिपूर्वकम् ને सा मा अन्यप्रतिपत्तिपूर्वकम् એમ છૂટું પાડીને, 'તારે તેને બીજાને, અપાતા સન્માનની દૃષ્ટિએ જોવી જોઈએ નહિ,' એટલે કે વિશેષ સન્માન આપવું જોઈએ, એમ અર્થ કાઢે છે. વળી બીજા કેટલાક તેને सा मान्यप्रतिपत्तिपूर्वकम् એટલે કે 'તેને તારે ઉદાત્ત માનની દૃષ્ટિએ જોવી' એવો પણ અર્થ તારવે છે. પરન્તુ બન્ને અર્થ કૃત્રિમ છે.

**भाग्यायत्तमत परम्**–ભાગ્યીય ઋષિ છે’ એ તો ભાગ્યાયત્તતાની જ વાત કરે છે.

શાકુન્તલને Destiny Play માનનારાઓને અહીં એક પ્રમાણ મળી જાય તેમ છે.

કન્યાના પ્રત્યેક પિતાને દીકરીને પહેલીવાર સાસરે મોકલતી વખતે જમાઈને કે જમાઈના વડીલોને આવું જ કંઈક કહેવાનું હોય लौकिकज्ञाः–લોકવ્યવહારને જાણનાર. કેટલાકનો મત છે કે કાલિદાસે કાશ્યપ દ્વારા ખરેખર પોતાના માટે જ આ કહ્યું છે. પરંતુ કાલિદાસની શૈલી જોતા આ બરાબર લાગતું નથી. એવું જ પછીના વાક્ય न खलु ..नाम માટે કહી શકાય.

**न खलु.**—બુદ્ધિશાળી માણસોને બધું સમજવા માટે સ્વાનુભવની જ જરૂર પડતી નથી તેઓ તો સામાન્ય નિરીક્ષણથી તથા તેજસ્વી વિવેકબુદ્ધિથી વણુ કહ્યાને પણ સમજી શકે છે. કેટલાક (બુદ્ધિ વગરના) તો તે સ્વાનુભવથી પણ શીખી શકતા નથી.

**શ્લોક ૧૮ :** शुश्रूषस्व गुरून्, सपत्नीजने प्रियसखीवृत्तिं कुरु, भर्तुः विप्रकृता अपि रोषणतया (तस्य) प्रतीपं मा गमः स्म, परिजने भूयिष्ठं दक्षिणा भव, भाग्येषु अनुत्सेकिनी (भव)। एवं युवतयः गृहिणीपदं यान्ति। वामाः कुलस्य आधयः (भवन्ति)। (शार्दूलविक्रीडित)

પત્નીને ગૃહિણીપદ મેળવવા માટે સ્ત્રીઓએ કઈ રીતે વર્તવું જોઈએ તેનો અહીં સૂત્રાત્મક ઉપદેશ છે આ બધા મુદ્દાઓ સોનેરી છે.

सपत्नीजने–જ્યારે बहुपत्नीत्व सामान्य હતું તે જમાનામાં ઘર સાચવવા માટે સપત્નીઓ પ્રત્યે સખીભાવથી રહેવું આવશ્યક હતું. કજીયા ને કલેશ ઊભો કરવાથી ઘર તૂટી જ પડે.

गृहिणीपदं—સ્ત્રીને માટે ગૃહિણી બનવું તે સન્માન્ય ગણાતુ. ગૃહિણીના મહત્ત્વ માટે સરખાવો

'न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते ॥–મનુ

કેટલાક भाग्येषु ને બદલે भोगेषु વાંચે છે તે બરાબર નથી. भाग्य એટલે શકુન્તલાને દુષ્યંત જેવાની રાણી થવાનું અને તે અંગે બધું કંઈ મેળવવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું તે वामा –प्रतीपवर्तिनी वामा ।–अमर

साहित्यदर्पणकार આને उपदिष्ट નામના અલંકારનું દૃષ્ટાન્ત માને છે. જુઓ: 'उपदिष्टं मनोहारि वचनं शास्त्रानुसारतः ।'

**मलयतटोन्मूलिता**...જ્યાં પોતાનો ઉછેર થયો હતો, જેના વાત્સલ્ય રસથી પોતે પોષાઈ હતી અને જેના વગર પોતાના અસ્તિત્વની જ કલ્પના અશક્ય હતી, તે પિતાનું ઘર અને પિતાનો ખોળો કાયમને માટે છોડી દેવાની ઘડી આવી પહોંચી ત્યારે શકુન્તલા જે નાજુક સંઘર્ષ અનુભવે તેનું આ વાક્યમાં સરસ ચિત્ર છે. અહીં मलय=तात, तट=अङ्क, चन्दनलता=शकुन्तला અને उन्मूलिता=परिभ्रष्टा. પોતાનું મૂળિયું જ્યાં બંધાયું હોય તે ઘરને છોડીને તદ્દન અજાણ્યા સ્થળમાં જતાં કન્યાઓ જે બેચેની અને બહાવરાપણું અનુભવે તે અહીં વ્યક્ત થાય છે.

**શ્લોક ૧૯** : अभिजनवतः भर्तुः श्लाघ्ये गृहिणीपदे स्थिता, तस्य विभवगुरुभिः कृत्यैः प्रतिक्षणम् आकुला, अचिरात् प्राची इव अर्कं पावनं तनयं प्रसूय, वत्से, मम विरहजां शुचं त्वं न गणयिष्यसि । (હરિણી)

દીકરી સાસરે જાય ત્યારે તો માતાપિતા અને પુત્રી બન્ને વિરહદુઃખ અનુભવે. પરંતુ પછીથી પોતાનો માણસ અને પોતાનું ઘર મળી જતાં ધીમે ધીમે દીકરી પોતાના પતિના કુટુંબના કામમાં રોકાઈ જાય, સંતાન થાય અને તેની આળ-પંપાળમાં વખત ક્યાયે વીતી જાય ત્યારે માતાપિતાનો વિરહ લાગે નહિ. માનવજીવનને સોંસરવું જોનાર કાશ્યપ સાચે જ ધીમત્ હતા તેમ લાગે છે.

**अभिजनवतः**–ઊંચા કુળવાળા અથવા ઘણા કુટુંબ પરિવારવાળા; (अभितः जनवतः).

**विभवगुरुभिः**–સમૃદ્ધિથી મોટાં. સમૃદ્ધિ વધારે તેમ કામ પણ વધારે.

**प्राची इव अर्कम्**–આ સુંદર ઉપમામાં प्राची શકુન્તલા માટે અને पावनम् अर्कम् તેના પુત્ર માટે છે. પૂર્વદિશા સૂર્યને જન્મ આપતાં જ જેમ આખો સંસાર પ્રવૃત્તિમય થઈ જાય છે, તેમ શકુન્તલાને પણ થશે તેવું સૂચન છે. તેનો પુત્ર સૂર્યના જેવો જ પાવનકારી હશે તેવો આશીર્વાદ પણ અહીં છુપાયેલો છે.

**अतिस्नेहः पापशङ्की**–આ વાક્યમાં કાલિદાસનો માનવસ્વભાવનો સૂક્ષ્મ અભ્યાસ દેખાય છે. જેના ઉપર અતિસ્નેહ હોય તેનું બૂરું થયું હશે તેવી શંકા ઝટ આવે છે સરખાવો: 'स्निग्धे पात्रं विशङ्क्यते स्नेहात् ।' युगान्तरम्–अन्यत् युगम् युगान्तरम् । યુગ એટલે ત્રણ કલાકનો સમય અથવા એક પ્રહર. આ રીતે આખા દિવસના આઠ યુગ થાય. બીજાઓના મત પ્રમાણે યુગ એટલે આકાશની ચાર હાથ જેટલી (हस्तचतुष्कम्) જગ્યા. શાર્ઙ્ગરવનાં વચનો લાગણીઢીલા વાતાવરણમાં અતિઆવશ્યક એવી દઢતા પ્રેરે છે. આમાં દેખાતું તેનું વ્યક્તિત્વ પછીના અંકમાં વિશેષ સ્ફુટ થશે.

**શ્લોક–૨૦** : चिराय चतुरन्तमहीसपत्नी भूत्वा, अप्रतिरथं दौष्यन्तिं तनयं निवेश्य, तदर्पितकुटुम्बभरेण भर्त्रा सार्धं अस्मिन् शान्ते आश्रमे पुनः पदं करिष्यसि । (વસંતતિલકા)

૧૯મા અને ૨૦ મા શ્લોકમાં થઈને જીવનની આખી પરિક્રમાનું વિહંગાવલોકન થઈ જાય છે. આશ્રમમાંથી નીસરી પાછા આશ્રમમા આવતાં જીવનનું આવર્તન પૂરું થાય છે. અથવા કહો કે શાંત આશ્રમ એ જ કાલિદાસને મન જીવનનો સમ છે. આશ્રમમાંથી શરૂ થયેલી પ્રવૃત્તિની સમાપ્તિ આશ્રમમાંની વિરતિમા આવે છે. पूर्णात्पूर्णमुदच्यते । चतुरन्ता–चत्वारः अन्ताः यस्याः सा । સરખાવો–

'पौरवाणां धराकरो दुष्यन्तो नाम वीर्यवान् ।
पृथिव्याश्चतुरन्ताया गोप्ता भरतसत्तम' ॥ –महा० आदिपर्व.

**तदर्पितकुटुम्बभरेण**–પુત્રને પરણાવીને અને પછી તેના ઉપર કુટુંબનો બોજો નાખીને પિતા વાનપ્રસ્થાશ્રમ સ્વીકારતો. જુઓ : मनुस्मृति–६:२–३

गृहस्थस्तु यदा पश्येद्वली पलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥
संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥

**अप्रतिरथम्**–न विद्यते प्रतिरथः यस्य तम् । જેનો હરીફ નથી તેવા.

**दौष्यन्तिम्**–दुष्यन्तस्य अपत्यं पुमान् । तम् ।

**तपश्चरणपीडितम्**–પ્રેમાળ પુત્રીની વત્સલ પિતા પ્રત્યેની લાગણીની બધી સુંવાળી મીઠાશ આમા વ્યક્ત થઈ ગઈ છે.

**શ્લોક–૨૧ :** (हे) वत्से त्वया रचितपूर्वम् उटजद्वारि विरूढम् नीवारबलिं विलोकयतः मम शोकः कथं नु शमम् एष्यति ।

કિલકિલાટથી ઘરના જ નહિ પણ હૈયાના ખૂણેખૂણાને ભરી દેતી પુત્રીની કાયમી વિદાય થતાં સુક્કાભઠ દિવસો ગાળતા પિતાની કંપાવી મૂકે તેવી યન્ત્રના આ શ્લોકમાં વ્યક્ત થઈ છે. આ કરુણ શ્લોકનો મર્મ પામતાં જ સહૃદયીની આંખ ભીની થયા વગર ભાગ્યે જ રહે. પુત્રીવિરહી કાશ્યપની વ્યથા કેટલી ઊંડી છે તેનો ખ્યાલ આમાંથી આવે છે. કાશ્યપ એકદમ પોતાના ઉપર કાબૂ મેળવી લે છે અને રજા આપી દે છે : गच्छ । शिवास्ते पन्थानः सन्तु । स्नेहप्रवृत्तिः एवंदर्शिनी । કાશ્યપ આખા વ્યથાપૂર્ણ પ્રસંગમાંથી તટસ્થ થઈને તત્ત્વને જોતા લાગે છે. જેના ઉપર સ્નેહ હોય તેના વગર ગમું જ શુષ્ક લાગે, મન ક્યાંય ચોંટે જ નહિ.

**શ્લોક–૨૨ :** कन्या परकीयः एव हि अर्थः । ताम् अद्य परिग्रहीतुः संप्रेष्य अयं मम अन्तरात्मा प्रत्यर्पितन्यास इव प्रकामं विशदो जातः ।( ઇન્દ્રવજ્રા)

વિદાય વસમી હોય છે, પરંતુ આખરે તો પુત્રીને આપી જ દેવાની હોય છે. એ તો નહી પારકી થાપણ. આપી દેતાં હૃદય ઉપરનો ભાગ જાણે કે ઊતરી જાય છે. આમા પણ પિતાઓનો સાર્વજનિક ભાવ રજૂ થયો છે.

આ ચતુર્થ અંકને આખા નાટકમાં શ્રેષ્ઠ ગણવામા આવે છે. તેના મૂલ્યાકન માટે જુઓ પ્રસ્તાવના.

## પાંચમો અંક

શાકુન્તલનો પાચમો અક નાટ્યતત્ત્વની દૃષ્ટિએ ઘણીવાર ચતુર્થ અંક કરતા પણ વધારે વખણાય છે કોઈકે કહ્યુ છે કે :

शाकुन्तलचतुर्थोऽङ्कः सर्वोत्कृष्ट इति प्रथा ।
न सर्वे संमता यस्मात् पञ्चमोऽस्ति ततोऽधिकः ॥

આ અંકમા દુષ્યન્ત શકુન્તલાનો પ્રત્યાદેશ કરે છે.

**आसनस्थः राजा**–પડદો ઊપડે ત્યારે રાજા આસન ઉપર બેઠેલો હોય તે સ્થિતિ માટે *ततः प्रविशति आसनस्थः राजा*–એવું રંગસૂચન આપવામા આવ્યું છે. આમ અહીં બેઠેલા રાજા નજરે પડે છે.

સંગીતશાળા-પ્રાચીન સમયમા કલાઓનું સન્માન સવિશેષ થતું હતું અને ત્યારે રાજાઓના મહેલમા સંગીતને માટે જુદો ઓરડો રખાતો.

संगीत–गीत वाद्यं च नृत्य च त्रय सगीतमुच्यते ।

**कलविशुद्धा**–કલ એટલે મધુર અને સ્પષ્ટ તથા *विशुद्ध*–એટલે અશુદ્ધિ વગરનું, સૂરીલું. कल વિશેષણ ગાયકના કંઠને વધારે લાગુ પડે, છતા અહીં બન્ને વિશેષણોને આલંકારિક રીતે ગીતને લાગુ પાડવામા આવ્યા છે. ગીત સંપૂર્ણ રીતે મધુર અને સૂરીલું હતું.

**स्वरसयोगः**–જુદા જુદા સ્વરોની સંગતિ वर्णपरिचय–એટલે વર્ણ. જુદા જુદા રાગમા આવતા જુદા જુદા સ્વરો. શંકરના મત પ્રમાણે વર્ણો ચાર પ્રકારના છે–

गीतिषु चत्वारो वर्णा भवन्ति । यदाह भरतः–स्थायी तथैव सचारी तथारोहावरोहणौ । वर्णाश्चत्वार एवैते कथिताः सर्वगीतिषु ।

શ્લોક–૧ : मधुकर, अभिनवमधुलोलुपः त्वम् चूतमञ्जरीम् तथा परिचुम्ब्य कमलवसति-मात्रनिर्वृत. (सन्) एना कथं विस्मृतः असि । (અપરવક્ત્ર)

આ અન્યોક્તિ છે. તેમા મધુકરને ઉદ્દેશીને ખરેખર તો હંસપદિકાએ રાજાને ટોણો માર્યો છે. હંસપદિકા (અથવા આ નામનો અર્થ કરીએ તો હંસના જેવાં પગલાંવાળી) રાજાની એકવારની પ્રિયતમા હતી, અને તેની સાથે રાજાએ ઘણા ભોગો ભોગવ્યા હતા. પણ હવે રાજાએ તેને છોડીને મોટી રાણી વસુમતીની સાથે

રહેવા માડ્યું છે. આથી હંસપદિકા રાજાની રસવૃત્તિ ઉપર કટાક્ષ કરે છે આ શ્લોકમા મધુકર શબ્દ પ્રચ્છન્નપણે રાજાના માટે છે. શ્રી કાળેને મધુપ શબ્દ અહીં વધારે યોગ્ય લાગે છે.

**अभिनवमधु**—નવા નવા મધ, અહી નવી નવી સ્ત્રીના સૌદર્ય

**चूतमञ्जरी**—આંબાની મંજરી. આ શબ્દ હંસપદિકા માટે છે, कमल—વસુમતી માટે છે. वसति એટલે માત્ર નિવાસ, ઉપભોગ નહિ. અહી ઉપભોગના અભાવનું સૂચન છે તેમ લઈ શકાય. कमल—પૂરું વિકસેલું કમળ યૌવનના સૌન્દર્યનો અભાવ સૂચવે છે હંસપદિકાના ગીતના નાટયગત મહત્ત્વ માટે જુઓ પ્રસ્તાવના.

**रागपरिवाहिणी**—રાગ એટલે આસક્તિ—રાજાના ભાવથી છલકાતી; અથવા સંગીતના રાગથી છલકાતી. सकृत्कृत०—અહી अत्र जनः થી યોગ્ય રીતે જ હંસપદિકા સમજવાની છે. આમ છતા કેટલાક તેને દુષ્યંત માટે વપરાયેલું ધારે છે. प्रणय.–પ્રેમ રાઘવ ભટ્ટ प्रणय. નો અર્થ याच्ञा=માગણી લે છે. એ રીતે આખી લીટીનો ભાવાર્થ એ છે કે હંસપદિકાએ એકવાર પોતાની યાચના રાજાને મોકલાવી હતી

**परकीयैः हस्तैः**—બીજાના હાથો દ્વારા હંસપદિકા વિદૂષકને બીજાના હાથો દ્વારા પકડશે અને માર ખવડાવશે આ રીતે તે રાજા ઉપરની દાઝ રાજાના 'वयस्य' ઉપર ઢોળશે

**शिखण्डकैः**—ચોટલીથી

**वीतराग**—જેની આસક્તિ ચાલી ગઈ છે તેવો. नास्ति इदानीं मे मोक्ष—હવે મારા છુટકારો નહિ થાય वीतराग ની દૃષ્ટિએ મોક્ષ એટલે સંસારમાથી મુક્તિ. માણસની આસક્તિ ઓસરી ગઈ હોય તો તો તેને મોક્ષ મળવો જ જોઈએ પણ ત્યા તો અપ્સરાઓ તેને પકડે તો તેને મોક્ષ ન મળે અહીં સૂચવાય છે કે વિદૂષક આ આખા અંકની ક્રિયા દરમિયાન પાછો આવી શકશે નહિ.

**नागरिकवृत्त्या**—નગરવાસીની રીતભાતથી સામાન્ય રીતે વિદૂષક પાસે નાગરિક વૃત્તિની અપેક્ષા રાખી શકાય નહિ. તેની રજૂઆત એવી મારી હોય કે નામેના માણસમા ભેગા ગુસ્સો વધે. એટલે જરા સભ્યતાથી વાત કરવાની રાજા વિદૂષકને ભલામણ કરે છે. રાઘવ ભટ્ટ નાગરિક વૃત્તિને પારિભાષિક શબ્દ ગણે છે અને તેમા હાથથી અમુક પ્રકારનો અભિનય કરવાના આવે છે. જુઓ :
'नागरिकवृत्त्येति त्रिपताकस्य नर्तनाद नीचैः वक्राद्यानयोग्य' फलिताङ्गुलिर्यदि ।

**इष्टजनविरहात् ऋते**—આ શબ્દ નાયકના જ હૃદય પ્રેક્ષકને પહેલવહેલી વાર સાક્ષાત્કાર થાય છે કે દુર્વાસાનો શાપ સંપૂર્ણપણે પોતાનો પ્રભાવ પાડી ચૂક્યો છે. રાજાની इष्टजन-શકુન્તલા રાજાના મહેલના બારણે આવી ગઈ છે, તે જ વખતે રાજાને તેના અંગે કશું યાદ આવતું નથી.

સંગીતની અસરથી રાજા વલસ્દુત્કણ્ઠિત થઈ ગયો છે. જે બહારના બારણે આવી રહી છે, તેણે જ જાણે રાજાની ભીતરનાં દ્વાર ખખડાવ્યા, પણ રાજાને કશું દેખાતું નથી. તેની સ્મૃતિની આડે દુર્વાસાના શાપે પડદો પાડી દીધો છે. રાજાને લાગે છે કે કદાચ કોઈ ગયા જન્મની પ્રીત મનમાં જાગી ઊઠી છે.

**શ્લોક-૨ :** यत् सुखितः अपि जन्तुः रम्याणि वीक्ष्य मधुरान् च शब्दान् निशम्य पर्युत्सुकीभवति, तत् नूनं भावस्थिराणि जननान्तरसौहृदानि चेतसा अबोधपूर्वं स्मरति ।

**सुखितः अपि**—सुखमस्य संजातमिति । અહીં કદાચ સુખી એટલે જેને કોઈનો વિરહ થયો નથી અને તેથી દુઃખ કરવાપણું નથી તે. સરખાવો : मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः । मेघदूत । रम्याणि વિશેષણ પછી રાઘવ ભટ્ટ વિશેષ્ય તરીકે वस्तूनि ને અધ્યાહાર્ય ગણે છે, જ્યારે ટીકાકાર કાટયવેમ रूपाणि ને અધ્યાહાર્ય ગણે છે. रम्याणि નું વિશેષ્ય આપ્યું નથી, જ્યારે मधुरान् નું વિશેષ્ય આપ્યું છે. આથી અહીં प्रक्रमभङ्ग નામનો દોષ ગણવામા આવે છે.

अबोधपूर्वम्—बोधः (ज्ञानं) पूर्वं यथा स्यात् तथा बोधपूर्वम् । न बोधपूर्वम् अबोधपूर्वम्=विषयविशेषज्ञानाभावपूर्वम् । રાઘવ ભટ, સ્મૃત વિષયના વિશેષ જ્ઞાનનો પહેલેથી અભાવ હોય તે રીતે.

**भावस्थिराणि**—भाव એટલે સસ્કાર, ભાવના, વાસના. મનોવિજ્ઞાનની ભાષામા engrams. માણસ જે કોઈ અનુભવ કરે છે તેનો લીસોટો અજ્ઞાતપણે તો મનમા રહેલો છે જ. કયારેક તે જ્ઞાત થઈને સ્મૃતિ રૂપે બહાર આવે, કયારેક ન પણ આવી શકે. વિલિયમ્સ भाव નો અર્થ હૃદય લે છે, એટલે કે હૃદયમા દઢીભુત થયેલા.

**चेतसा**—રાજાના મનમા પૂર્વે કરેલી કોઈ પ્રીતિનો સાદ ઊભો થયો છે, પરંતુ બુદ્ધિથી તે વિવેક કરી શકતો નથી કે આ કોનો સાદ છે.

जननान्तर માટે સરખાવો : मनो हि जन्मान्तरसंगतिज्ञम् ।–रघु०

આ શ્લોકમા આખ કે કાનથી પમાતી સૌન્દર્યની અનુભૂતિનું સ્વરૂપ પકડવા પ્રયત્ન કરવામા આવ્યો છે. કલા જ્યારે ભાવકને તદ્રૂપ અને વિગલિતવેદ્યાન્તર કરી દે ત્યારે ભાવક શાનો અનુભવ કરી રહ્યો હોય છે ? બહારની દુનિયાનું ભાન લુપ્ત થતા જ માણસનું અંતર ઊઘડી જાય છે, ત્યા કોઈક અવર્ણનીય સૃષ્ટિ દેખાય છે. તે કશુંક સાંભળે છે. એ તેનું ભારે નિકટનું અને તેનું જ છે અને છતાય એ 'કશુંક' તે શું એ તે પકડી શકતો નથી. પેલું ભીતરમાં રહેલું બાહ્ય જગતમા આવતું નથી, (કદાચ તેનું બાહ્ય જગત કોઈકનાથી સંશય છે) અને એટલે જ તેને ન સમજાય તેવી બેચેની થાય છે.

**प्रस्थानविक्लवगतेः**—હવે તેની ચાલ લથડે છે. હવે લાકડી માત્ર આચાર તરીકે નહિ પણ ટેકો લેવા માટે જરૂરી બની હતી. આ પાત્રે એક જ શ્લોકમા પોતાનું વ્યક્તિત્વ ખુલ્લું કરી દીધું.

कार्यासन—તેને धर्मासन કે व्यवहारासन પણ કહે છે ગજા માડ આશ્રય લેતો હોય ત્યા વળી તેમા ડખલ કરી તે કંચુકીના વાર્ધકયસુલભ વાત્સલ્યને ગોઠતું નથી. પણ શું કરે ? લોકતંત્રાધિકારમા વિશ્રાન્તિ હોતી જ નથી.

**શ્લોક ૪ :** भानु सकृद्युक्ततुरग एव । गन्धवहः रात्रिदिव प्रयाति । शेषः सदैव आहितभूमिभारः । षष्ठांशवृत्तेः अपि एषः धर्मः । (ઇન્દ્રવજ્રા)

સૂર્ય, પવન અને શેષની જેમ રાજાનું કામ લોકતંત્ર ચલાવવાનું છે, અને લોકતંત્ર ચલાવનારને આરામ કેવો ? શેષ એ નાગનું નામ છે તે કદ્રુ અને કાશ્યપનો પુત્ર હતો. બ્રહ્માની આજ્ઞાથી તે પોતાની હજાર ફેણ ઉપર પૃથ્વીને ઉપાડે છે.

षष्ठांशवृत्ति.—(ઊપજનો) છઠ્ઠો ભાગ જેની આજીવિકા છે તેવો. રાજાને ઊપજનો છઠ્ઠો ભાગ આપવામા આવતો

**શ્લોક-૫** (एष. देवः) प्रजाः स्वा प्रजा इव तन्त्रयित्वा श्रान्तमना॰ (सन्) द्विपेन्द्रः यूथानि दिवा सचार्य रविप्रतप्तः (सन्) शीत स्थानम् इव विविक्तम् निषेवते । (ઉપજાતિ)

રાજા પોતાના સંતાનોની માફક પ્રજાનુ પાલન કરતો. સરખાવો : रघु૦મા દિલીપ માટેનુ વાકય—प्रजाना विनयाधानाद्रक्षणाद्भरणादपि । स पिता पितरस्तेषा केवल जन्महेतव ॥ રાજાને द्विपेन्द्र સાથે, પ્રજાને यूथानि સાથે, श्रान्तमनाःને रविप्रतप्त સાથે તથા विविक्तम्‌ને शीत स्थान સાથે, સરખાવેલ છે.

**उपत्यका**—પર્વતની તળેટીનો પ્રદેશ अधित्यका એટલે પર્વત ઉપરનો ઉચ્ચ પ્રદેશ. किं काश्यपस देशहारिणः तपस्विनः ।—આ અભિનેય ઉક્તિમા કાશ્યપ અને તપસ્વી શબ્દ ઉપર વજન છે એ શબ્દો સાભળતા રાજા ઘણા સન્માનપૂર્વક તેને પોતાની ઉક્તિમા બેવડે છે શ્રી રાય सादरम्‌ની જગ્યાએ सविस्मयम् મૂકે છે અને सस्त्रीकाः શબ્દ ઉમેરે છે. એટલે કે કાશ્યપનો સદેશો લાવનાર મંડળીમા સ્ત્રીઓ છે, તેનાથી તેને આશ્ચર્ય થાય છે પણ કાશ્યપ અને तपस्वी શબ્દે જ તેનામા સન્માન પ્રેર્યું હતું. એ બે શબ્દોને જ ફરીથી બોલે છે એમ માનવું વધુ સ્વાભાવિક લાગે છે

**उपाध्यायः**—एकदेश तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।

योऽध्यापयति वृत्त्यर्थमुपाध्याय॰ स उच्यते ॥

श्रौत-श्रुतिविहित [અથવા उपेत्य अधीयते अस्मात् ।]

अग्निशरणमार्गम्—તપસ્વીઓની સાથે અગ્નિશાળામા મુલાકાત લેવી જોઈએ.

સરખાવો : कौटिलीय अर्थशास्त्रः
अग्न्यागारगतः कार्यं पश्येद्वैद्यतपस्विनाम् ।
पुरोहिताचार्यसखः प्रत्युत्थायाभिवाद्य च ॥

**चरितार्थता**—કૃતાર્થતા.

दुःखोत्तरा—दुःखम् उत्तरं प्रधानं यस्याम् । એટલે કે દુઃખબહુલ. અથવા दुःखम् उत्तरम् अनुगामि यस्याम् । અથવા दुःखानुगता इत्यर्थ दुःखेन उत्तरा ।

**राज्ञां तु**—સામાન્ય માણસને જ્યારે એક કામ પૂરું થાય ત્યારે આનંદ–'હાશ' થાય પરંતુ રાજાને તો એક કામ પૂરું થયુ ન થયું ત્યા બીજુ આવ્યું જ સમજો.

જ્યારે એક ગંભીર પ્રશ્ન આવી રહ્યો છે, ત્યારે રાજા આમ થાકેલી મનોદશામા છે.

**શ્લોક–૬ :** प्रतिष्ठा औत्सुक्यमात्रम् अवसाययति । लब्धपरिपालनवृत्तिः एव क्लिश्नाति । स्वहस्तधृतदण्ड राज्य स्वहस्तधृतदण्डम् आतपत्रम् इव यथा श्रमाय (भवति तथा) अतिश्रमापनयनाय न भवति । (વસંતતિલકા)

**प्रतिष्ठा**—રાજગાદી ઉપર સુસ્થિર થવું તે, અથવા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ.

अवसाययति—અંત લાવે છે.

પહેલી બે પંક્તિ. જે અપ્રાપ્ય હોય તે પ્રાપ્ત થાય એટલે માત્ર ઉત્સુકતા મતોષાય; પણ મળ્યું તેને સાચવવાની ચિંતા કોરી ખાય.

બીજી બે પંક્તિમા રાજા કહે છે કે તાપથી બચવા હાથમા છત્રનો દાંડો પકડીને બેસનારને તરત જ ખબર પડે છે કે આ તો થાક દૂર થવાને બદલે વધતો જાય છે. તાપ સહવાના ક્લેશ કરતા ભાર ઉપાડવાનો ક્લેશ વધી જાય છે. રાજ્યનું પણ આવું જ છે

વહીવટની જવાબદારી ઉપાડનારાઓના મનની અશાંતિ આ શ્લોકમા વ્યક્ત થઈ છે. दण्ड શબ્દ ૧. છત્રનો દાંડો અને ૨. રાજાની દંડશક્તિ આ બન્ને અર્થોમા અહીં વપરાયો છે.

**वैतालिकः**—विविधेन तालेन चरति । અથવા विविधतालः प्रयोजनमस्य इति वा । અથવા વિવિધા તાલાઃ વિતાલા । વિતાલ શિલ્પમસ્ય ।

તાલ સંગીતનો શબ્દ છે અને સમથી સમ સુધી પહોંચવાના એક આવર્તનના કાલખંડોનું માપ બતાવે છે તાલ જુદા જુદા પ્રકારના છે. વૈતાલિક સંગીતજ્ઞ હોઈને વિવિધ તાલ જાણતો.

બીજી રીતે વૈતાલિક રાજાના પણ આખા દિવસના કાર્યના કાલખંડોનો નિર્દેશ કરતો. એટલે કે મનુએ કરી આપેલા વિભાજન અનુસાર રાજાને એક પછી એક બદલાતા સમયખંડની જાણ કરતો. આ કામ તે રાજા માટે પ્રશંસાપૂર્ણ કાલ-અનુરૂપ ગીત ગાઈને કરતો. અમરકોશ પ્રમાણે રાજાને ઊંઘમાથી જગાડનારને જ વૈતાલિક કહેવાય છે. (वैतालिकाः बोधकराः ।)

અહીં બન્ને વૈતાલિક રંગભૂમિ ઉપર આવતા નથી.

**શ્લોક-૭ :** स्वसुखनिरभिलाषः (सन्) लोकहेतोः प्रतिदिनं खिद्यसे । अथवा ते वृत्तिः एवंविधा एव । पादपः हि मूर्ध्ना तीव्रम् उष्णम् अनुभवति, छायया संश्रितानां परितापं शमयति । (માલિની)

લોકો માટે પોતાના સમયનો ભોગ આપવો તે રાજાને માટે સ્વભાવગત હતું.

**શ્લોક-૮ :** आत्तदण्ड. विमार्गप्रस्थितान् नियमयसि, विवाद प्रशमयसि, रक्षणाय कल्पसे । विभवेषु अतनुषु (सत्सु) ज्ञातयः सन्तु नाम । त्वयि तु प्रजानां बन्धुकृत्यं परिसमाप्तम् । (માલિની)

**आत्तदण्डः**-જેણે દંડને ધારણ કર્યો છે તેવો. સામાન્ય રીતે સગાંઓ સુખમા જ સાથે રહે છે, દુઃખમાં ખસી જાય છે. પરંતુ પ્રજાનો સાચો સ્વજન તો રાજા છે કે જે સુખમાં જ નહિ, દુઃખમા પણ સાથે રહે છે.

આ બન્ને શ્લોક ભાગી પડેલા રાજાને પોતાના સ્વરૂપનું ભાન કરાવીને ટટ્ટાર કરે છે.

**होमधेनुः**-होमार्था धेनुः । હોમ માટે ઉપયોગી દ્રવ્યો આપનારી ગાય.

**अग्निशरणालिन्दः**-અગ્નિશાળાના દ્વાર પાસેનો ચોગ્ગમ ઓટલો.

**શ્લોક ૯ :** किं तावत् व्रतिनाम् उपोढतपसाम् (ऋषीणां) तपः विघ्नैः दूषितम् । उत धर्मारण्यचरेषु प्राणिषु केनचित् असत् चेष्टितम् । आहोस्वित् वीरुधां प्रसवाः मम अपचरितैः विष्टम्भितः । इति आरूढबहुवितर्कं मे मनः अपरिच्छेदाकुलम् ।

તપસ્વીઓ કેમ આવ્યા હશે તે અંગે રાજા તર્કવિતર્ક કરે છે. પોતાના કોઈ સંભવિત અપકૃત્ય વિષે તેને ભય પણ છે, છતાં શકુંતલા બાબતની કલ્પના સુદ્ધાં તેના તર્કવિતર્કોમાં સમાવેશ પામતી નથી. અનિશ્ચયને લીધે તેનું મન ઊંચું રહે છે.

**उपोढतपसाम्**-જેમનું તપ વધી રહ્યું છે તેવા.

**आहोस्वित्**-રાજાના અપકૃત્યોની વનસ્પતિ ઉપર પણ અસર પડતી તેમ મનાતું. સરખાવો: 'પ્રામમાતા' નામનું કાવ્ય.

**अपरिच्छेदाकुलम्**—અનિશ્ચયને લીધે આકુળવ્યાકુળ.

**आरूढबहुवितर्कम्**-જેમાં અનેક તર્કવિતર્ક ઉભરાઈ આવ્યા છે તેવું.

**सुचरितनन्दितः**-સારા ચરિત્રથી આનંદ પામેલા.

**समाजयितुम्**—અભિનંદવાને

રાજાએ જે તર્ક નહોતો કર્યો, તે પ્રતિહારીએ ઉમેર્યો વહીવટની ઉપાધિથી ગ્રસ્ત હોવાથી જ રાજાને કાર્ય કર્યું આવું આનંદપ્રદ સુઝયું નહિ હોય

આ અંકમા રાજા મૂગો થઈલો હતો, હંસપદિકાની ગીતિએ તેના ભીતરને ઢંઢોળીને તેને અસ્તવ્યસ્ત કરી નાખ્યો અને માંડ આરામ લેતો હતો, ત્યા પાછું કામ આવી પડ્યું —શકુન્તલાની મંડળીને મળતી વેળા આ બધાની રાજા ઉપર અસર છે

**શ્લોક–૧૦** कामम् महाभाग असौ नरपतिः अभिन्नस्थिति (वर्तते)। वर्णानाम् अपकृष्ट अपि कश्चित् (कामम्) अपथ न भजते । तथापि शश्वपरिचितविविक्तेन मनसा इद जनाकीर्ण (स्थान) हुतवहपरीत गृहम् इव मन्ये । (શિખરિણી)

**महाभाग** –महान् भाग यस्य स । મહાન ભાગ્યવાળા અથવા आरभ्योत्पत्ति-मामृत्यो कलङ्का यस्य नो भवत् । स्याच्चरातुपमा कीर्तिर्महाभाग स उच्यते । ઉત્પત્તિથી માંડીને મૃત્યુ સુધી જેને કલંક લાગ્યું ન હોય, અને જેની કીર્તિ અનુપમ હોય તેને 'મહાભાગ' કહે છે અત્યારે રાજાને માટે 'મહાભાગ' અને 'અભિન્નસ્થિતિ' એવા શબ્દો વાપરનાર શાર્ઙ્ગરવનો થોડા જ વખત પછી તેની સાથે તીક્ષ્ણતાથી વાત કરવાનો પ્રસંગ આવવાનો છે

**अभिन्नस्थिति** –જેણે સ્થિતિ–ધર્મની મર્યાદા તોડી નથી તેવો એટલે કે આ રાજા પોતાનુ વર્ણાશ્રમપાલન કરવાનુ કામ બરાબર બજાવે છે તેમાથી જરા પણ ચસકયો નથી

वर्णानाम् अपकृष्ट –વર્ણોમા અધમ, અધમવર્ણનો

**परिचितविविक्तेन**–એકાંત જ જેને પરિચિત છે તેવા, जनाकीर्णम्–લોકોથી ભરેલા (સ્થાન) અહીં માત્ર વિશેષણ જ છે, વિશેષ્ય નથી, (विशेषणमात्रप्रयोगे विशेष्यप्रतिपत्ति ।) અહીં તો આ પ્રયોગ ઉચિત લાગે છે, કારણ કે શાર્ઙ્ગરવને સ્થાન પ્રત્યે નહિ પણ તેની જનાકીર્ણતા પ્રત્યે ધ્યાન દોરવું છે

શાર્ઙ્ગરવને આ સ્થળમાં આવતા જ અણગમો થાય છે શાર્ઙ્ગરવને કહેવુ છે કે સ્થાન પ્રત્યેના અણગમાનું કારણ ત્યાં રહેતા માણસોનું દુરાચરણ હોઈ શકે, પણ અહીં તો કાંઈ તેવું નહિ હોય એકાન્તથી જ ટેવાયેલા મારા મનને આ, લોકોથી ઉભરાયેલું સ્થાન ગમતું નથી શાર્ઙ્ગરવનો પ્રત્યાઘાત ઘણો તીવ્ર છે સ્થાનને માટે, તે हुतवहपरीत गृहमिव કહે છે શાર્ઙ્ગરવનો ઉત્પાત ખોટો નથી. જેના મનની ભોંય તદ્દન સાત્ત્વિક–નિર્મળ હોય–આશ્રમિક રહેવા જ ટેવાયેલી હોય, તેને બાકીની મુગ્ધ ચી ૨૪ આવ્યો અકારી મૂ. તો હંસપદિકાઓના દૂષક વાળા, સ્વાર્થ

પાછળ દૃષ્ટિ મૂકતાં, છઠ્ઠા અંકમાં દેખાય છે તેવા સૂચક, જાનુક વગેરેના વાતાવરણમાં તેને ઉકરડાની જ બદબૂ આવે ને ? અહીંની શાંતિ સળગી ઊઠેલા ઘરમાં બેઠેલા માણસની જેવી જ ને ?

**શ્લોક–૧૧ :** (अहमपि) इह स्नातः अभ्यक्तम् इव, शुचिः अशुचिम् इव, प्रबुद्धः सुप्तम् इव स्वैरगतिः बद्धम् इव सुखसङ्गिनं जनम् अवैमि ।

આ સ્થળ વિષેનો શારદ્વતનો અભિપ્રાય એવો જ હોવા છતાં તેનો પ્રત્યાઘાત એટલો તીવ્ર નથી. તેણે યોજેલી ઉપમાઓ જોતાં લાગે છે કે તેનામાં સમભાવ વિશેષ છે. બીજી રીતે કહીએ તો શાર્ઙ્ગરવ (તેનો પ્રત્યાઘાત જોતાં લાગે છે તેમ) બહિર્મુખ વધારે લાગે છે, જ્યારે શારદ્વત વધારે અંતર્મુખ. એ બન્ને ભેગાં થઈને સમપ્રમાણ વ્યક્તિ બને છે. આમ દુષ્યન્તની સામે આવનાર પ્રસંગ વખતે આ બન્નેની ઉપસ્થિતિ જરૂરી છે. માનવસ્વભાવના સૂક્ષ્મ અભ્યાસી નાટયકારે પ્રવેશ કરતાં જ આ બન્ને પાત્રોનો પરિચય આપણને આપી દીધો, તે છેક સુધી ચાલુ રહે છે

શ્રી રાય વગેરે વિવેચકોને લાગ્યું છે કે अभ्यक्तमिव स्नातः વગેરે જુદાં જુદાં ઉપમાનો દ્વારા અનુક્રમે દેહશુદ્ધિ, મનઃશુદ્ધિ, પ્રબોધ અથવા તત્ત્વજ્ઞાન અને મોક્ષનું સૂચન થયું છે.

अभ्यक्त–તેલમાલીસ કરાયેલો. અભ્યક્ત જ્યાં સુધી સ્નાન ન કરે ત્યાં સુધી તેને ચાંડાલ ગણવામાં આવતો. સરખાવો : "तैलाभ्यङ्गे चिताधूमे मैथुने क्षौरकर्मणि । तावद्भवति चाण्डालो यावत्स्नानं समाचरेत् ।"

**यामेतरत्**–वामात् इतरत् । ડાબાથી બીજું એટલે જમણું. જમણા અંગનું સ્પંદન સ્ત્રીઓને માટે અપશુકનિયાળ લેખાય છે, જ્યારે ડાબા અંગનું સ્પંદન પુરુષો માટે ઈષ્ટ ગણાતું નથી. પુરુષને જમણા અને સ્ત્રીને ડાબા અંગનું સ્પંદન લાભદાયી ગણાય છે. સરખાવો : शार्ङ्गधरपद्धति શ્લોક ૨૫૪૨.

**प्रतिहतम् अमङ्गलम्**–'અમંગળ ટળો' એમ ગૌતમીનું કહેવું છે.

शुभानि ते भर्तृकुलदेवताः वितरन्तु–લગ્ન પછી પતિના કુળદેવતાઓ જ સ્ત્રીના કુળદેવતાઓ ગણાય છે.

**महाब्राह्मण**–સામાન્ય રીતે બ્રાહ્મણ વગેરે કેટલાક શબ્દોની આગળ महा લગાડતાં નિન્દાત્મક અર્થ પેદા થાય છે. (જુઓ : मन्त्रे तैले क्रिये ग्रामे रैवे ज्योतिषिके तथा । यात्रायां पथि निद्रायां महच्छब्दो न दीयते ॥ પરંતુ અહીં એવો નિન્દાત્મક અર્થ નથી. અહીં તેનો અર્થ છે મહાન બ્રાહ્મણ.

તદ્દન સાદા વાતાવરણમાંથી આવતો આ શિષ્ય નગરના અને રાજમહેલના ભપકાથી અંજાતો તો નથી જ, પરંતુ જરા સરખીયે કૃત્રિમતાને મિજાજથી ખંખેરી નાખે છે. શાર્ઙ્ગરવનું ગૌરવ કેવું આત્માના જ વિશુદ્ધ તેજ ઉપર ઊભું રહ્યું છે!

**મધ્યસ્થા.**–તટસ્થ. શાર્ઙ્ગરવ પુરોહિતને કહેવા માગે છે કે રાજાની નમ્રતા માટે તમને ધ્યાન દોરવા જેવું લાગતું હશે. અમને એવું લાગતું નથી; કારણ કે નમ્રતા તો તેમનો સ્વભાવ જ છે. અલબત્ત શાર્ઙ્ગરવે પણ રાજાના વ્યક્તિત્વને અંજલિ આપી, પણ ખુશામતની જરા શી છાંટ વગર

**શ્લોક-૧૨ :** तरवः फलागमैः नम्राः भवन्ति, घना नवाम्बुभिः दूरविलम्बिनः (भवन्ति)। सत्पुरुषा. समृद्धिभिः अनुद्धताः (भवन्ति)। परोपकारिणाम् एषः स्वभावः एव। (વંશસ્થવિલ)

આ શ્લોક ભર્તૃહરિના નીતિશતકમાં પણ આવે છે. શ્રી કાળે અનુમાન કરે છે કે કાલિદાસ જ આ શ્લોકનો ખરો રચયિતા હશે અને નીતિશતકના કોઈ લહિયાએ તેને નીતિશતકમાં સમાવી દીધો હશે. સંદર્ભ જોતાં એમ લાગે છે કે આ અને આવા બીજા શ્લોકો લોકકંઠે ચડેલા હશે તેમાંથી કાલિદાસ અને ભર્તૃહરિ બન્નેએ લીધા છે. શ્લોકમાં રહેલા કથયિતવ્યનો વ્યાપ નાટકના સંદર્ભથી તો ઘણો વધી જાય છે.

फलागमैः–आगतैः फलै । दूरविलम्बिनः–ખૂબ નીચે ઝૂકતા.

**विश्रब्धकार्याः**–વિશ્વાસ પ્રેરે એવા કાર્યવાળા.

**શ્લોક-૧૩ :** पाण्डुपत्राणा (मध्ये) किसलयम् इव, तपोवनाना मध्ये अवगुण्ठनवती न-अतिपरिस्फुटशरीरलावण्या (अत्रभवती) कास्वित् । (આર્યા)

(कास्वित् इति वितर्के ।) **અવગુણ્ઠનવતી**—આ વર્ણન ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનું છે. એમ જણાય છે કે ઊંચા કુટુંબની સ્ત્રીઓ મો આડે ઘુંઘટ રાખતી હશે. પ્રતિમા નાટકમાં ઉલ્લેખ છે કે યજ્ઞ, વિવાહ, દુઃખ અને વનગમન વખતે નારીનું મો જોવામાં દોષ નથી. (निर्दोषदृश्या हि भवन्ति नार्यो यज्ञे विवाहे व्यसने वने च ।) અહીં 'અવગુંઠન' સ્ત્રીત્વના અપમાનનું સૂચક નથી તેની પાછળ સ્ત્રીઓના સ્વભાવસહજ લજ્જા અને સ્વરૂપરક્ષણ મૂળમાં રહેલા જણાય છે. એટલે મુસલમાનો આવ્યા પછી પડદાપદ્ધતિ જે રીતે અખત્યાર થઈ, તેના કરતાં આ જુદું છે.

સૌન્દર્યદર્શી રાજાનું ધ્યાન તરત જ અવગુંઠનવતી નારી તરફ ગયું.

**कुतूहलगर्भः**—જેમાં કુતૂહલ છે તેવો. કેટલાક कुतूहलगर्भोरहित. કે कुतूहलगर्भ-प्रहितः વગેરે પાઠ વાંચે છે.

**अनिर्वर्णनीयं परकलत्रम्**--આ વાક્ય રાજાના ચારિત્ર્યનું સૂચક છે. પોતાની જ પત્નીને "परकलत्र" કહે છે તેમાં નાટ્યાત્મક વિધિવક્રતા છે, જે પ્રેક્ષકોના હૃદયમાં ચીરાડો પાડી દે. कलत्र=પત્ની. કન્યકા હોત તો જોવામાં વાંધો ન હતો. (कन्यका हि निर्दोषदर्शना भवन्ति । नागानन्द) રાજાના આ વર્તાવની સાથે સરખાવવા જેવા લક્ષ્મણના સીતા માટેના શબ્દો છે–नाहं जानामि केयूरं नाहं जानामि कुण्डलम् । नूपुरं चैव जानामि नित्यं पादाभिवन्दनात् ।

શ્લોક–૧૪ : त्वयि रक्षितरि सति सतां धर्मक्रियाविघ्नः कुतः । घर्मांशौ तपति (सति) तमः कथम् आविर्भविष्यति । (અનુષ્ટુપ્)

અહીં सताम् ने धर्मक्रियाविघ्नः ની સાથે લેવું જોઇએ; रक्षितरि સાથે લઈએ તો દુષ્યંત માત્ર સજ્જનોનો જ રક્ષણહાર હતો તેવો અર્થ થાય. બીજી લીટી સાથે સરખાવો रघु०–सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तमिस्रा ।

**अर्थवान्...राजशब्दः**--રાજા પણ શાર્ઙ્ગરવને અભિપ્રેત છે તે રીતે પોતાની કામગીરીને સ્વાભાવિકતાથી જ લે છે. આ ઉત્તરમાં અપાર સ્વાભાવિક ગૌરવ દેખાય છે.

राजा શબ્દ બે રીતે સમજાવાય : रञ्जयति (प्रजाः) असौ राजा । સરખાવો 'રંજે ધર્મીં પ્રજા રાજા' અને राजते (स्वधर्मेण प्रकाशते) असौ राजा । જુઓ : 'राजा प्रकृतिरञ्जनात्'–रघु०

कुशली–જુદા જુદા વર્ણના લોકોને કુશળ સમાચાર માટે જુદો જુદો પ્રશ્ન પૂછવામાં આવતો. ब्राह्मण ને કુશલ પુછાતું. જુઓ : ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् । वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥–મનુ.

**स्वाधीनकुशलाः०**–રાજાના ઔપચારિક પ્રશ્નને તોડી નાખે તેવો જવાબ છે. કાશ્યપનું કુશળ તો તેમને પોતાને જ અધીન છે. તેને પૂછવાનું તે હોય?

**यन्मिथः समयात्**०–કોઈ કાયદાના જાણકારે ગોઠવ્યા હોય તેવા શબ્દો છે. ટૂંકા ને ટચ વાક્યમાં એક પણ વાત બાકી રાખી નથી. અહીં 'સ્વીકારજો' એવી દયાયાચના નથી, પરંતુ કરેલા કૃત્ય માટેની અધિકારપૂર્વક આપેલી મંજૂરી છે. બોલનારની પ્રભાવકતા ધ્યાન ખેંચે તેવી છે.

उपायंस्त–उप+यम् નું અદ્યતન ભૂતકાળ ત્રીજો પુ. એક.

શ્લોક–૧૫ : त्वम् नः अर्हतां प्राग्रसरः स्मृतः असि । शकुन्तला च मूर्तिमती सत्क्रिया अस्ति । तुल्यगुणं वधूवरं समानयन् प्रजापतिः चिरस्य वाच्यं न गतः ।

દુષ્યંત લાયક વ્યક્તિઓમાં અગ્રણી હતો, તો શકુન્તલા મૂર્તિમતી સત્ક્રિયા–સત્કાર હતી. સત્કાર તો લાયક વ્યક્તિઓને જ મળે ને? બીજી રીતે सत्क्रिया=સારી

ક્રિયા-પ્રતિક્રિયા સત્કાર્યની તો કલ્પના જ ચૈતન્ય અને આસ્તિક્તા પ્રેરે, તો પછી સત્કાર્ય મૂર્તિ ધારણ કરીને આવે તો ? તો બરાબર શકુન્તલા જ થાય. પિતાએ પુત્રીની જેવી ઓળખ આપી છે તે જુઓ. તે બાહ્ય રૂપનું વર્ણન તો ન જ કરે, પણ તેમણે ગુણનું યે સીધું વર્ણન નથી કર્યું. પોતે વાત્સલ્યથી અનુભવેના તેના આખાય વ્યક્તિત્વને ધરી દીધું.

प्रजापति चिरस्य गच्छ न गत = પ્રજાપતિ લાંબા સમયે નિન્દા પામ્યા નથી. સામાન્ય રીતે પ્રજાપતિ સરખા જોડા બનાવી શકતો જ નથી એમ કહેવાય છે. જુઓ

य सुदरस्तद्वनिता कुरूपा या सुन्दरी सा पतिरूपहीना ।
यत्रोभय तत्र दरिद्रता च विधेर्विचित्राणि विचेष्टितानि ॥

प्रागसर अग्र सरति इति अग्रसर । प्रकृष्ट अग्रसर प्राग्रसर ।-જુઓ 'पुरोऽग्रतो ऽग्रेषु सर्तं' पा ३-२-१८.

**वधूधरम** वधूश्च वरश्च इति वधूवरम् । ६-८

**सहधर्मचरणाय**-લગ્ન વખતે પતિના બધા ધર્મોમાં સ્ત્રીને સાથે રાખવાનો આદેશ થતો. પુત્રીનો પિતા બોલે: धर्मे च अर्थे च कामे च त्वया इय नातिचरितव्या એટલે કન્યાનો પ્રતિગ્રહીતા બોલે नातिचरामि ।

**શ્લોક-૧૬** अनया गुरुजन न अपेक्षित त्वया अपि बन्धु न पृष्ट । एकैकस्य च चरिते एक एकस्य किं भणतु । (આર્યા)

એણે પોતાના ગુરુજનને પૂછ્યું નથી, તમે પણ સ્વજનોને પૂછવા રોકાયા નથી. હવે તમારા પરસ્પરના આચરણમાં કોઈ બીજો શું બોલે ? ગાંધર્વ વિવાહ અનુમત ધર્મ્ય અને સ્વીકાર્ય હતો. છતાં સમાજનું વલણ બ્રાહ્મવિવાહ પ્રત્યે વિશેષ હોય તેમ લાગે છે. ગાંધર્વવિવાહને પોતાના જોખમો છે જ.

એમ પછી એક ઉક્તિઓ આવ્યા રાજાને બોલવાની તક આપ્યા વગર જ. આ બધું બનાવટી, જ કરે છે. વિસ્મૃતિને પામેલા રાજાને બોગસમાગમના જેવું આ બધું બનાવટી, છતાં જેવું સાચું જ હોય તેમ રજૂ થતું લાગે ? તે તો કહે છે-किमिदमुपन्यस्तम् । અહીં શાપ વિષે કશું ન જાણતી આશાઘેલી શકુન્તલાના મનની સ્થિતિ ઉત્તરોત્તર જોવા જેવી થતી હશે. દુષ્યન્ત હમણાં જ મધની ગળ્યા શબ્દોથી તેને સત્કારશે એવા કોડવાળી શકુન્તલાને રાજાના किमिद० વચનો પાવક જેવા જ લાગે. તપોવનની આ બાળાને તો કોઈ માણસ પહેલાં મીઠું બોલીને પછી સાવ ફરી જાય તે જોવાનો પહેલો જ અનુભવ હશે.

**શ્લોક-૧૭** ज्ञातिकुलकस्थ्रया भर्तृमतीं सतीमपि जन अन्यथा विशङ्कते । अत स्वबन्धुभि प्रमदा तदप्रिया अपि परिणेतु समीप इष्यते ।

ज्ञातिकुल–પિતાનું કુળ અહીં 'પરણેલી' એમ કહેવાને બદલે भर्तुमती શબ્દ વધારે સારો છે એટલે કે પરણેલી અને પતિ હયાત હોય તેવી अन्यथा– વિશે અહીં ઔચિત્ય જાળવીને व्यभिचारिणी શબ્દ ટાળ્યો છે तदप्रिया ને બદલે प्रिताप्रिया એવો પણ પાઠ છે "દીકરી તો પારકી મૂડી સાસરે શોભે" એવો ભાવ અહીં છે કવિ ભારતીય સમાજરચનાના સૂક્ષ્મ અભ્યાસી છે

**साम्प्रतम्**–અવ્યય તેના બે અર્થો થાય છે (૧) ઉચિત, યોગ્ય, અને (૨) હવે બંને અહીં ચાલી શકે તેમ છે

**શ્લોક–૧૮** कृतकार्यद्वेष किम्, धर्म प्रति विमुखता (किम्), कृता अवज्ञा (किम्) ? अमी विकारा प्रायेग ऐश्वर्यमत्तेषु मूर्च्छन्ति । (આર્યા)

દુષ્યંતને લગ્નની જ શંકા કરતો જોઈને શાર્ઙ્ગરવ રાજાને આ સંભળાવે છે આ ક્રોધપૂર્ણ શબ્દોની સામે રાજાનો ધીર છતાં ચોક્કસ ઉત્તર છે આ ખોટી કલ્પના ઉપર રચાયેલો પ્રશ્ન જ કયાં છે ?'

**ऐश्वर्यमत्तेषु** યૌવન ધનસંપત્તિ, પ્રભુત્વ અને અવિવેકીપણું ઘણા અનર્થો લાવી શકે એટલે આવું દુષ્યન્તના પણ બની શકે

**विशापण**–રાજાનો ઉત્તર આક્રમક ન હોવા છતાં ખુલ્લો સ્પષ્ટ અને ગૌરવ યુક્ત છે !

विशेषण–૧ ગંભીર રીતે ૨ ખાસ કરીને, ૩ વધારે પડતો

**શ્લોક–૧૯** एवम् उपनतम् इदम् अक्लिष्टकान्ति रूप प्रथमपरिगृहीत स्यात न वा इति व्यवस्यन् (अहम्) भ्रमर इव विभाते अन्तस्तुषार कुन्दम्, सपदि (एतत्) भोक्तु नैव शक्नोमि, हातुम् (अपि) नैव (शक्नोमि) । (માલિની)

**एवम्**—રાઘવભટ્ટ મુજબ આનો અર્થ अनन्यप्राप्तम्, પરંતુ ખરેખર તે ગર્ભાવસ્થામાં રહેલી અને તેથી બીજાની સ્ત્રી બનેલીનું (રૂપ) એવું અર્થઘટન જ બરાબર છે

આ શ્લોકમાં રાજાના મનની વ્યાખ્યાનરૂપ દ્વિધા વ્યક્ત થઈ છે પોતે આ સ્ત્રીને પરણ્યો છે એમ યા જ આવતું ન હોય તો દ્વિધાનું કારણ શું ?

भ्रमर इव विभाते० આ વખતે સ્પષ્ટ કરે છે સવારમાં કુન્દ પુષ્પ ખીલ્યું હોય, પરંતુ તેમાં ઝાકળનું બિન્દુ હોય તેથી ભ્રમર તેના મધને ભોગવી શકતો નથી તો તેમાં મધ તો છે જ એટલે તે છોડી પણ શકતો નથી અહીં રાજા ભ્રમર જેવો છે, રૂપ એ મધ જેવું તુષાર ગર્ભને માટે છે

શકુન્તલા પરણી ન હોત, કન્યા હોત તો રાજાને જરૂર પરણવાનું મન થાત જ રાજા શકુન્તલાના રૂપથી એટલો આકર્ષાયો છે કે તેને છોડી દેવા પણ

શક્તિમાન નથી આ આર્યપુનુ કારણુ રાજાની રસિકતા જ ? રાજાના અમ પ્રજ્ઞાત અત કરણમાથી પેની અજાણી પ્રીતિનો ઊંડેનો સાદ નહિ ? એકવાર જે રૂપ તેને અવાડ પુણ્યના ધર્મચિ ગમ્યુ હતુ, જે રૂપે તેના અતર અને બાહ્યને ભરી દીધુ હતુ તેની પુન થયેલી અનુભૂતિ નહિ ? અનગત રાજા કેવળ સૌન્દર્યને પ્રીછી શકતો રસિક હોય તોપણ તે આપણા માનનો ઓછો અધિકારી નથી તેને માત્ર કામુક ગણીને છે- અવગણવો યોગ્ય નથી

**भो तपोधना**—ભારે દ્વિધામા હોવા છતા અને કાશ્યપ જેવા તપસ્વીની વાતને નકારવાનો પ્રસગ ઉપસ્થિત થયો હોવા છતા રાજા ખૂબ વ્યવસ્થિત રીતે પોતાની સ્થિતિ વર્ણવે છે.

**क्षेत्रिणम्**—ક્ષેત્રનો માલિક, પણ બીજાનો માલિક નહિ ક્ષેત્રનો અર્થ ખેતર પણ થાય છે એક માણસ પોતાનુ વાવેલુ ખેતર બીજાને આપી દે તો બીજો માણસ ક્ષેત્રી—ખેતરનો માલિક ગણાય પણ બીજનો નહિ. ક્ષેત્ર એટલે સ્ત્રી પણ થાય છે જો ગર્ભાધાન કરનાર બીજો હોય તો ક્ષેત્રી' માત્ર 'નામનો જ પતિ' ગણાય કેટલાક ક્ષત્રિય વાચે છે તેનો અર્થ વ્યભિચારી થાય

દુષ્યન્ત આ સ્થિતિમા શકુન્તલાને સ્વીકારી લે તો તે ગર્ભનો ક્ષેત્રી પિતા ગણાય ક્ષેત્રી પિતા બનવુ તે સન્માનપ્રદ ગણાતુ ન હતુ

**मा तावत्**—આને પાછળ આવતા શ્લોકના विमान्य સાથે જોડી પણ શકાય અથવા તો છૂટુ પણ લઈ શકાય છૂટુ લેવુ વધારે સારુ છે આ રીતે કેટલાય मा तावत् પછી प्रतिवचस्त्व एनाम् ને અધ્યાહાર્ય સમજે છે ઘણીવાર પાત્રના મનમા સામેના વિચારનો એકદમ વિરોધ ઉભરાઈ આવે અને તે જુસ્સાથી તેને ધુત્કારી કાઢતો હોય છે ત્યારે તે શરૂઆતમા मा तावत् જેવા શબ્દો બોલતો હોય છે. તેનો "નહિ નહિ" જેવો અર્થ થઈ શકે સરખાવો

"मा तावन्मम शरमार्गलक्षभूता सप्राप्ता चितिविषय सजीवशेषा । —कर्णभार ।

**શ્લોક–૨૦** कृताभिमर्शाम् सुताम् अनुमन्यमान मुनि त्वया विमान्य नाम, मुष्ट स्वम् अर्थ प्रतिग्राहयता येन दस्यु इव त्व पात्रीकृत असि ।

**अभिमर्श**—ગાઢ સયોગ અથવા સ્પર્શ

**कृताभिमर्शा**—જેના ઉપર આક્રમણ કરવામા આવ્યુ છે તેવી જેના ઉપર અત્યાચાર ગુજારવામા આવ્યો છે તેવી

પરસ્પર પ્રત્યે રોકી ન શકાય તેવી આસક્તિથી એકબીજાને મળેલા દુષ્યન્ત–શકુન્તલાના સબધ સામે આ ઉત્સાહયુક્ત સયમી શિષ્યને ભારે રોષ હોય તેમ

લાગે છે. આ સંબંધ સામે ગુસ્સે થવાને બદલે તેને માન્ય કરતા કાશ્યપ પ્રત્યે તેને અપાર આદર છે. જ્યારે રાજા તો એ આદરણીય વ્યક્તિનું અપમાન કરી રહ્યો હતો. આથી જ તેનો ગુસ્સો ભભૂકી ઊઠે છે. રાજા ઉપર કામ કરી રહેલા ગૂઢ બળથી શિષ્ય અજ્ઞાત છે.

दस्युः—આ શબ્દ दस्='વેરાન કરી મૂકવું' ઉપરથી આવ્યો છે. આ વેદકાલીન શબ્દ છે અને 'दास' શબ્દની જેમ ભારતના પ્રાચીન રહેવાસી–અનાર્યો માટે વપરાતો, કારણ કે તેઓ આર્યોના માલની ચોરી કરતા, તેમની ધાર્મિક ક્રિયાઓમાં વિઘ્ન નાખતા, અને તેમને હેરાન કરતા. આ રીતે આ શબ્દનો અર્થ 'ચોર' પણ થવા લાગ્યો. मुष्म् ને બદલે मुषितम् જોઈએ.

શાર્ઙ્ગરવે અતિ આવેશમાં આવીને રાજાને दस्युः इव કહી નાખ્યા પછી રાજાને માટે તેનો જવાબ આપવાની કે કદાચ મિજાજ ગુમાવવાની પરિસ્થિતિ ઊભી થઈ. આ સમયે કુશળ કલાકાર કાલિદાસે રંગભૂમિ ઉપર અત્યાર સુધી શાંત ઊભા રહેલા શારદ્વતને વચ્ચે પાડયો. શાંત રહીને તેણે જોયું છે કે શકુન્તલા સાથેના લગ્નની વાત દુષ્યન્તને ગળે ઊતારી શકાય તેમ નથી. પરંતુ આ બાબતમાં તેઓ શી જીભાજોડી કરી શકે તેમ હતા ? એટલે તેણે તો દુષ્યન્ત અને શકુન્તલાને જ સામસામા ખડા કરી દીધા. તેમની વચ્ચે શો સંબંધ બંધાયો તેની બીજાને કયાં ખબર હતી જે ?

आत्मा...पतत्—આવે વખતે શકુન્તલા કરી પણ શું શકે ? પોતાની જાતનો જ શોક કરવાનો, બીજું શું ? शोचनीयः ને બદલે शोषनीयः પાઠ પણ છે—એટલે કે શુદ્ધ કરવી જોઈએ—માથે આવેલું કલંક દૂર કરવું જોઈએ. પરંતુ માથા ઉપર અચાનક આવી પડેલી અકલ્પ્ય ઉપાધિ વખતે માણસ આમ સ્વસ્થપણે વિચાર કરી શકે તેમ મનાય નહિ.

**શ્લોક-૨૧** : इव (यथा) कूलंकषा सिन्धुः प्रसन्नम् अम्भः (आविलयति) तटतरुं च (पातयति) (तथा) किम् व्यपदेशम् आविलयितुम् इमं जनं च पातयितुम् ईहसे ? (आर्या)

અહીં શકુન્તલાને कूलंकषा-કિનારાને તોડતી सिन्धुः સાથે સરખાવી છે. નદી કિનારાને તોડે તેથી પોતાનું પાણી ડહોળાય અને કિનારા ઉપરના વૃક્ષો પડી જાય. તે જ રીતે સ્ત્રી સ્વચ્છંદચારિણી બને તો પિતૃકુળને કલંકિત કરે અને બીજા કોઈકનું પતન કરાવે. સરખાવો : नद्यश्च नार्यश्च सदृक्स्वभावा तुल्यानि कूलानि कुलानि तेषाम् ।

રાજા અહીં સ્પષ્ટ રીતે શકુન્તલાને ચારિત્ર્યહીન ગણિકા સ્ત્રી ગણે છે. આ આક્ષેપ કોઈપણ ચારિત્ર્યશીલ યુવતી માટે તરછોડાવા કરતા પણ વધારે અસહ્ય છે.

**कूलंकषा**—જુઓ : सर्वकूलप्रकरीषेषु कषः'—પા. ૩૨ : ૪૨

शक्रावताराभ्यन्तरे—શક્ર-ઇન્દ્રના અવતારમા, शक्रावतार અને शचीतीर्थ એ નામો ઉચિત રીતે જોડ્યા છે. અહીં વાંચો . "શકુન્તલાની સમીક્ષાનો ઉપેક્ષિત એક પ્રસંગ" એ નામનો પ્રો. વસંત પંડ્યાનો લેખ : સંસ્કૃતિ : વર્ષ ૧૮ : અંક ૮.

**प्रत्युत्पन्नमतिः**—तात्कालिकी प्रतिभा । હાજરજવાબી બુદ્ધિવાળું. રાજા કહેવા માગે છે કે વીંટી ન મળી એટલે ગૌતમીએ આ વાત જોડી કાઢી. રાજા આખી સ્ત્રીજાતિ ઉપર કાતિલ કટાક્ષ કરે છે. કઠોર અને આવા જ કટાક્ષ માટે સરખાવો : Frailty, thy name is woman, કે नारीजने धूर्तता કે स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः ।

પરંતુ અહીં ગૌતમી જેવી સાધ્વી સ્ત્રી ઉપર થયેલો આવો કટાક્ષ શાર્ઙ્ગરવને કેટલો અસહ્ય થતો હશે ? આપણા માટે તો રાજા જૂઠું બોલે છે અને ફરી ગયો છે તેમ કહી શકાય તેમ નથી, એટલે પોતાના રક્ષણ માટે તે વજ્રકઠોર બને તે પણ કલ્પી શકાય છે.

**श्रोतव्यम्**...રાજાને શકુન્તલા 'રાગી'નો પુરાવો બતાવી શકી નહિ એટલે હવે એક વાત યાદ કરીને સંભળાવે છે પણ રાજાને તો આ બહુ તરકટ લાગે છે. તે કહેવા માગતો લાગે છે :

"બતાવવાની વાત ઉપરથી હવે સંભળાવવાની વાત આવી. ચાલો થવા દો."

ननु एकस्मिन् दिवसे.. શકુન્તલા પોતાની સ્મૃતિમા સંઘરેલા એક મનગમતા પ્રસંગને બહાર કાઢીને રાજાને કહે છે. જેને કશું યાદ નથી તેવા રાજાને આ મામૂલી પ્રસંગમાં કેટી છોકરી પિંડી લાગે ! પણ શકુન્તલા માટે તો એ અને એવા બીજા પ્રસંગો પોતાના મનને છેડે પ્રેમથી વાળેલી મીઠી મૂડી હતા. એવા સ્મરણો ઉપર તો તેના દામ્પત્યજીવનના આશાભર્યા મહેલો ચણાયા હતા. રાજાના કરુ કટકા

છતાં મુગ્ધ નનનાનું આશાઘેલું મન પોતાને જે મીઠું લાગ્યું હતું તે દુષ્યતને પણ તેવું જ લાગ્યું હશે તેવી કલ્પના કરે તે અસ્વાભાવિક નથી, ઉ૦ને હચમચાવે તેવું જરૂર છે બિચારીએ કેટલી નમાલી લાગતી વાતને પકડી રાખી છે !

**उपच्छन्दित** –લલચાવ્યો હતો

**प्रहसित असि**—તે ઉપહાસ કરેનો

**पउमादिभि** અહીં દુષ્યંત પોતાની જાતને અવિષયી ગણાવે છે, અને શકુન્તલાને **आत्मकार्यनिवर्तिनी**=પોતાનું કામ કાઢી લેતી.

**શ્લોક-૨૨** स्त्रीणाम् अशिक्षितपटुत्वम् अमानुषीषु (અપિ स्त्रीषु) संदृश्यते, या प्रतिबोधवत्य (तासु) किमुत । परभृता स्वम् अपत्यजातम् अन्तरिक्षगमनात् प्राक् अन्यैः द्विजैः पोषयन्ति । (વસંતતિલકા)

**परभृता** —કોયલ લુચ્ચાઈથી પોતાના ઈંડાને કાગડીના માળામાં મૂકી આવે છે કાગડી તેને પોતાનું બચ્ચું માનીને સેવે છે અને ઉછેરે છે મોટું થતા કોયલનું બચ્ચું "કૂ કૂ" કરીને ઊડી જાય છે આથી કોયલને परभृत, अन्यपुष्ट કે परपुष्ट કહેવામાં આવે છે રાજાનું કહેવું એ છે કે અમાનુષી જાતિઓમાં પણ સ્ત્રીઓ આટલી હોશિયાર હોય છે, તો પછી સહજ બુદ્ધિવાળી માનુષી સ્ત્રીઓની તો વાત જ શી ? સરખાવો निसर्गनिपुणाः स्त्रियः (मालविका०) અને स्त्रियो हि नाम खल्वेता निसर्गादेव पण्डिताः । (मृच्छ०)

રાજા જે જવાબદાર જગ્યા ઉપર બેઠો હતો ત્યાંથી માણસમાત્રને સાચા જ માનીને ચાલે તો મૂર્ખ ગણાય પરંતુ અહીં તો તેનો ઘા નિર્દોષ વ્યક્તિઓને આરપાર વીંધી નાખે તેવો છે આ આક્ષેપથી પહેલા અત્યાર સુધી કેવળ મુગ્ધતાથી જ ભરી ભરી લાગતી, લાગણીની પોચી માનીની જ બનેલી હોય તેવી દેખાતી શકુન્તલા સફાળી ઊઠે છે અને બધી શેહશરમ બાજુએ મૂકી બોલી ઊઠે છે अनार्य વગેરે એમ પણ માનવામાં આવે છે અહીં રાજાના परभृता શબ્દમાં શકુન્તલાએ પોતાના જન્મ અને ઉછેર ઉપર કટાક્ષ જોયો હોય, તેને પણ જન્મ આપીને તેની માતા મેનકા ચાલી ગઈ હતી ઋષિના હાથ ઉછેર પામેલી શકુન્તલા परभृता જ હતી ને ? આ સાચું હોય તો રાજાને વિયોગને કયા ખબર હતી કે શકુન્તલાને તરછોડવાથી તેનો પોતાનો પુત્ર પણ परभृत બનવાનો હતો ?

**परभृता**— परैः भृता ।

**अनार्य**—જેને आर्यपुत्र કહેવો હતો, તેને ઊલટું કહીને નબોધવો પડ્યો, એટલું જ નહિ પણ તેને માટે अनार्य જેવો અપમાનવાચક શબ્દ વાપરવો પડ્યો !

ગજાએ શકુન્તલાના હૃદયદ્રાવક ભૂતકાળના કેવા ભુક્કા બોલાવી દીધા છે? तृणच्छन्नकूप०—તણખલાથી ઢાંકેલ કૂવો કે જેમાં અસાવધ પ્રાણીઓને પકડવામાં આવે છે.

सद्भिवबुद्धिं मा कुर्वन्—ગજાએ एतमादिभि० વગેરે શબ્દો શકુન્તલા તદ્દન ભોળપણું સ્ત્રી છે એવા પૂર્ણ વિશ્વાસ સાથે વાપર્યા હતા, પરંતુ હવે શકુન્તલાનો ખરેખરો ગુસ્સો જોઈને તેને શરમ પડે છે

ગજા તદ્દન જડતાથી નિર્ણય લઈને વર્તાવ કરતો નથી ડગલે ને પગલે પોતાના નિર્ણયને તપાસતો જાય છે એ એનું જીવનપણું છે શકુન્તલાને ગુસ્સો અનમસ્ત શોભાવ ખપનો નથી છે ને તો તેણે ગમ્ય પડે છે—સરખાવો 'Women's anger is like a diamond's glitter, it only shines but cannot burn"

શ્લોક ૨૩ :– रह वृत्त प्रणय अप्रतिपद्यमान विस्मरणदारुणचित्तवृत्तौ मयि एव अतिलोहिताक्ष्या (अनया) कुटिलयो भ्रुवो भेदात् स्मरस्य शरासनम् अतिरुषा भग्नम् इव । (વસંતતિલકા)

रह वृत्तम् प्रणयम्—ખાનગીમાં થયેલો પ્રેમ

विस्मरणदारुणचित्तवृत्तौ—વિસ્મરણથી દારુણ બનેલી ચિત્તવૃત્તિવાળા ગંધર્વ... અનુસાર विगत स्मरण यस्य तत्, अत एव दारुण यच्चित्त तेन वृत्त ज्ञान यस्य तस्मिन् ।= વિસ્મરણથી દારુણ બનેલા ચિત્ત વડે જેનું વર્તન થાય છે તેવો (હું) मयि एव પ્રો. ગજેન્દ્રગડકર કહે છે एव શબ્દ તું વર્ણન બનાવે છે કે પ્રણયનો એક પક્ષકાર એવો હું જ વિસ્મરણથી દારુણ ચિત્તવૃત્તિવાળો થઈ ગયો છું તો પછી બીજું તો તેને શું માને?

भेदाद्भ्रुवा० અમુક સાહિત્યકારો સુંદરીઓની ભ્રમરાને કામદેવનું ધનુષ્ય કહેતા અહીં અગાઉ સુધી શકુન્તલાની ભ્રમર પણ કામદેવના ધનુષ્ય જેવી જ હતી અને ગજા ઉપર અત્યાર સુધી તેમાંથી બાણ છૂટતા હતા પરંતુ ગજાએ જ્યારે ક્રૂર વર્તાવ બતાવ્યો ત્યારે શકુન્તલાએ ગુસ્સે થઈને ભ્રમર ન ઊંચી કરી ભ્રમરોની આકૃતિ આમ બદલાઈ ગઈ ને શકુન્તલાએ પણ ગજા પ્રત્યે ક્રોધ કર્યો. આને ગજા "વાંકી ભ્રમરનો ભંગ" કહે છે શ્રી ઉમાશંકર જોશી કહે છે તેમ શકુન્તલાએ કામ બાણ રોક્યા પણ "ધર્મપ્રવણ" ગજા ઘાયલ ન થયો તેની આગળ કામનું ધનુષ્ય તૂટી ગયું

भद्रे ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર આ ઉક્તિને પુરોહિતના મુખમાં મૂકે છે

ડૉ. પિશલ प्रथित दुष्यन्तचरित प्रजासु । नार्हति इदं ते ।—એમ ખંડ પાડીને આ વાક્યને ને છે શ્લોક ૨૪માં આ નાટકનો મધ્યવર્તી ઉદ્દેશ, ગાર્હસ્થ્ય નામ ચેતવણી, રહેલો છે એમ નાટક માને છે साम्प्रतम्=હાલથી.

**अतः...त्तरम्**—આ શ્લોકનું અર્થઘટન કરવું મુશ્કેલ છે. જુદા જુદા વિદ્વાનોએ પોતપોતાની રીતે આ વાક્યનો અર્થ કરવાનો પ્રયત્ન કર્યો છે. પહેલી ત્રણ સમજૂતીમા भवद्भिः બીજાઓને ઉદ્દેશીને છે એમ લઈ શકાય.

૧. राघव भट्ट अधरोत्तरम् નો અર્થ अधरं च तद् उत्तरं च–"હલકો જવાબ" એવો લે છે. પરંતુ અહીં જવાબ આપવાનો પ્રશ્ન હતો જ નહિ તેથી આ અર્થ સ્વીકાર્ય નથી.

૨. अधरं च तद् उत्तरं च । અહીં अधर–હલકો અને उत्तर–ઉન્નત. આ રીતે "આપ તો હલકાને ઉન્નત માનતા શીખ્યા છો" એવો આ વાક્યનો અર્થ થાય.

૩. अधरं च उत्तरं च । આ તથા ઉપરની સમજૂતીમા भवद्भिः લોકોને કે અગ્નિશાળામાં રહેલા રાજા સિવાયના બીજાઓને ઉદ્દેશીને બોલાયું હોય તેમ લાગે છે. અહીં તેનો અર્થ એમ થાય કે આપે अधर એટલે કે હલકા રાજાને અને उत्तर એટલે કે ઉન્નત એવી શકુન્તલાને સાંભળ્યા. અથવા કટાક્ષની ભાષા ગણીએ તો "આપે હલકી (?) શકુન્તલાને અને ઉન્નત (?) રાજાને સાંભળ્યા. અહીં पा. २. ૪. ૧૨. 'विभाषावृक्षमृग...पूर्वापराधरोत्तराणाम्' પ્રમાણે સમાહાર દ્વન્દ્વ લીધો છે. હવે भवद्भिः રાજાને ઉદ્દેશીને બોલાયું છે તેમ ગણીએ.

૪. "આપે તો મને ઊલટોસૂલટો જ સાંભળ્યો" એવો અર્થ થાય. એટલે કે જ્યારે હું अतः परीक्ष्य० એ શ્લોક બોલ્યો ત્યારે મારે તારો દોષ કાઢવો ન હતો. મારે તો માત્ર શકુન્તલાને જ ઠપકો આપવો હતો. તમને કંઈ કહેવાય ?

૫. श्रुतम्=अधीतम् । આપ તો ઊંધું–ચત્તું જ અથવા ઊલટુંસૂલટું જ શીખ્યા છો. એટલે કે આપે સારી વસ્તુને ખરાબ અને ખરાબ વસ્તુને સારી માનવાનું શીખ્યું છે. અથવા श्रुति એ શબ્દપ્રમાણ છે અને તેની વ્યાખ્યા आप्तवाक्य છે. પરંતુ આપની श्रुति ઊલટીસૂલટી છે એટલે કે આપની નજરમાં अनाप्तवाक्य પણ પ્રમાણ હોય તેમ લાગે છે. છેલ્લા બે અર્થોમાં अधरोत्तरम् નો અર્થ ઊલટુંસૂલટું થાય છે. પછીનો સંદર્ભ જોતાં છેલ્લી સમજૂતી વધારે બંધબેસતી હોય તેમ લાગે છે.

**શ્લોક ૨૫ :** यः आजन्मनः शाठ्यम् अशिक्षितः तस्य जनस्य वचनम् अप्रमाणम् । यैः परातिसंधानम् विद्या इति अधीयते ते आप्तवाचः सन्तु किल । (ઉક્તિ)

**परातिसंधान**—બીજાને છેતરવાની વિદ્યા. પ્રાચીન સમયમાં રાજાને શિખવવામા આવતી વિદ્યાઓમા આનો પણ સમાવેશ થતો.

**आप्तवाचः**—आप्ता वाक् येषां ते=પ્રમાણભૂત અથવા વિશ્વાસપાત્ર વાણીવાળા.

આ શ્લોકમા રાજાએ સ્ત્રીઓ ઉપર કરેલા કટાક્ષોનો તથા પોતે સાચો છે એવો ડોળ દેખાડવાનો ચોટદાર ઉત્તર અહીં શાર્ઙ્ગરવે આપી દીધો છે. રાજા

શાર્ઙ્ગરવને દલીલનો શો જવાબ આપી શકે ? છતાં તેને તો કંઈ સાંભળવું જ નથી, એટલે તે પોતે ખોટો છે એવી તેને જાણ નથી. આથી તે શાર્ઙ્ગરવને મો सत्यवादिन् કહીને કટાક્ષથી સંબોધે છે જ્યારે બે માણસોમાં દરેક પોતાને સાચા પાડવા અને સામેનાને ખોટા પાડવા મથી રહ્યો હોય ત્યારે સામસામે આક્ષેપ-પ્રતિઆક્ષેપની ઝડી વરસે જ શાર્ઙ્ગરવે રાજાને ऐश्वर्यमत्त ની પંક્તિમાં મૂક્યા, क परातिसंधान નું અધ્યયન કરનાર વગેરે કહ્યું તેમાં અને શકુન્તલા પ્રત્યે રોષ વ્યક્ત કરીને તે તેને પુરોભાગે કહે છે તેમાં તેનો ગુસ્સો સાફ સીધો અને નિર્મળ છે, જ્યારે રાજાના तापसवृद्ध, सत्यवादिन् વગેરે શબ્દોમાં નાગરિક વહીવટકર્તાને સહજ એવો રજોગુણ છે તે નોંધવું જોઈએ

**शारद्वत**—વળી પાછા રાજા અને શાર્ઙ્ગરવ વચ્ચે વાગ્યુદ્ધમાં અંટસ પડી એટલે શારદ્વત વચ્ચે પડે છે અને ઠંડે કલેજે સાફ શબ્દોમાં ગદ્યમાં શ્લોકમાં રાજાને પરિસ્થિતિની ચોખવટ કરી આપે છે

**करुणपरिदेविनी**—કરુણ વિલાપ કરતી. શાર્ઙ્ગરવ અને શારદ્વત પુરુષો હોઈને શકુન્તલાને વાસ્તવિકતાને સહારે મૂકી જવા જેટલા કઠણ બની શકે, પરંતુ આ વખતે બધું સમજતી હોવા છતાં ગૌતમી જેવી વાત્સલ્યસભર વૃદ્ધાને કંઈ ન થાય તે શોભે ? કાલિદાસે યોગ્ય રીતે જ તેના મુખમાં શકુન્તલા માટે સહાનુભૂતિ-સૂચક વાક્યો મૂક્યાં છે

**पुरोभागे**—पुरः भागः यस्याः सा । तत्संबोधनम् । આગળ પડતો ભાગ લેનાર, વિચાર કર્યા વગર, કોઈને પૂછ્યા વગર, દરેકે દરેક બાબતમાં પોતાની લાગણી પણ જોયા વગર માથું મારનાર વગેરેને પુરોભાગ કહી શકાય આવા માણસો ઇર્ષ્યા ખોર, તોછડાની દોષ દર્શી હોય છે, માટે આ શબ્દના એવા અર્થો પણ થાય છે સંદર્ભ જોતાં અહીં શાર્ઙ્ગરવ શકુન્તલાને દોષ દર્શી કહેવા માગતો હોય તેમ લાગતું નથી શકુન્તલાએ રાજાનો દોષ કાઢીને કોઈ દલીલ કરી હોય એવું દેખાતું નથી. અહીં કદાચ શાર્ઙ્ગરવ શકુન્તલાને આગળ પડતો ભાગ લેનાર, એટલે પૂછ્યા-ગાછ્યા વગર ઉતાવળિયું પગલું ભરનાર, વર્તનમાં સ્વાતંત્ર્ય બતાવનાર, કહેવા માગતો હોય તેમ લાગે છે

**શ્લોક ૨૭** यदि यथा वदति क्षितिपस्तथा त्वमसि, (नहि) उत्कुलया त्वया पितुः किम् । अथ तु वेत्सि शुचि व्रतमात्मनः, (नहि) पतिकुले तव दास्यम् अपि क्षमम् । (द्रुतविलम्बित)

**उत्कुला**—उत्क्रान्तं कुलं यया सा । यदि यथा वदति तथा=અહીં 'જ મકાર્ય-નિવર્તિની શાર્ઙ્ગરવ પોતે એ શબ્દો મુખમાં ધરતો નથી

આ શ્લોકમા ભારતીય સ્ત્રીની પતિપરાધીનતા તો છે જ, પણ એથીયે વિશાળ ભાવ છે માણસે પોતાના અવળા કૃત્યોની જવાબદારી પોતે જ ઉપાડવી જોઈએ. પોતે શુદ્ધ હોય એટલાથી ચાલતું નથી, એટલાથી માણસો પોતાને શુદ્ધ જ ગણે તેની અપેક્ષા રખાતી નથી પોતાની સાચી પરખ થાય ત્યા સુધી મુશ્કેલીઓ સહન કરવાની શક્તિ–તિતિક્ષા–પણ માણસમા જોઈએ

**तपस्विन्**—અહીં કટાક્ષમા વપરાયું હોય તેમ લાગે છે.

શ્લોક ૨૮ : शशाङ्क कुमुदानि एव बोधयति सविता पङ्कजानि एव । हि वशिना वृत्तिः परपरिग्रहसंश्लेषपराङ्मुखी (अस्ति) । (આર્યા)

**शशाङ्क** -शश अङ्के यस्य सः । ચંદ્રની ગ્હેલા કલંકને સસલુ પણ માનવામા આવે છે

રાજા આ શ્લોકમા પણ પોતાની પરસ્ત્રીવિમુખતારૂપી ચારિત્ર્યની જાહેરાત કરીને પોતાને સંયમી–વશી ગણાવી લે છે

**अन्यसङ्ग**—ટીકાકાર આના ત્રણ અર્થો લે છે :

१ अन्यस्य अलौकिकस्य शापस्य सङ्ग ।

२. अथ च अन्यस्या. वसुमत्या देव्या प्रसङ्गात् ।

३. अथवा अन्यस्या लोकोत्तराया राजलक्ष्म्याः सङ्गात् ।

**भवन्तमेव**—આ શબ્દ કાને ઉદ્દેશીને બોલાયો હશે ? વિલિયમ્સ આ શબ્દ પુરોહિત માટે વપરાયેલો માને છે, કારણ કે તે જ આનો જવાબ આપે છે. પ્રો૦ ગજેન્દ્રગડકર આ શબ્દ શાર્ઙ્ગરવને માટે વપરાયેલો માને છે. તેઓ જણાવે છે કે આમા શાર્ઙ્ગરવને ચૂપ કરવાનો આશય છે. રાજાના ઉપર તેણે अन्यसङ्गનો આક્ષેપ કર્યો એટલે રાજા તેને જ પૂછે છે. જો રાજા પુરોહિતને પૂછે તો રાજાએ શાર્ઙ્ગરવના હાથે હાર ખાધી ગણાય. વળી એ બાપુની વાતચીતમાથી ત્રીજા માણસને વચ્ચે બોલવાનો હોય ત્યારે એ માટેનું સૂચન પણ જોઈએ, અને भवन्तम् एवમાં एव શબ્દનું વજન પણ આક્ષેપ કરના શાર્ઙ્ગરવને માટે જ હોય એમ લાગે છે

પ્રો. ગજેન્દ્રગડકરની દલીલો પ્રતીતિકારક લાગતી નથી. રાજાનો આશય શાર્ઙ્ગરવને ચૂપ કરવાનો છે એવું જ શા માટે ? જો રાજાને પોતાના તરફે રહેલા સત્ય વિષે ખાતરી હતી તો શાર્ઙ્ગરવની આદિથી અંત સુધીની જુસ્સી ઉક્તિઓ જોતા તેને તો રાજા અન્યસંગથી શકુન્તલાને ભૂલી ગયો છે તે વિષેની પણ પાકી ખાતરી જ છે આ અંકના એ રીતે તો શાર્ઙ્ગરવ ક્યારેય 'રાજા પક્ષે પણ સત્ય હોય તો' એવી શંકાના પડીને ચૂપ થયો નથી. જ્યારે રાજાના મનમા દ્વિધા સદા રહી છે. રાજાને જે ધર્મસંકટ લાગે છે તેને ધર્મસંકટ તરીકે સ્વીકારતો જ ન હોય ત્યાં

શાર્ઙ્ગરવને પૂછવાનુ શુ હોય ? પુરોહિત સાથે વાત કરના વિશિષ્ટ રંગસૂચન મૂકયું નથી, તો 'શાર્ઙ્ગરવ ચૂપ થઈ ગયો' એવું પણ કયા છે ? રંગસૂચનોની બાબતમા સંસ્કૃત નાટકકારોમા બહુ ચોકસાઈ નથી. કદાચ મૂકયું હોય અને લુપ્ત પણ થયું હોય. एव શબ્દનું વજન પુરોહિત માટે પણ લાગુ પાડી શકાય "હું તો નક્કી કરી શકતો નથી, એટલે હૂં તો વિચારણા કરવામાથી નીકળી જાઉં છું, તો હવે આપને એકને જ પૂછું" અહીં एव એટલે બીજા—અમે નહિ, એવો ભાવ લઈ શકાય તેમ છે. અહી રાજાની હાર થઈ છે એમ માનવું બરાબર નથી. પરિસ્થિતિ જ ગૂચવાડાવાળી છે એટલે રાજાના મનમા સશય થયો છે. આ વખતે તે પુરોહિતને પૂછે તેમા વાંધો શું ? પુરોહિતનુ કામ જ આવે વખતે જવાબ આપવાનું છે શાર્ઙ્ગરવ કે રાજા એ બેમાથી કોઈ પણ એકબીજાને ઠગવવાનો પ્રયત્ન કરતા હતા તેવું પરિસ્થિતિનું આકલન ખોટું છે.

आजन्मनः शाठ्यम् બોલનાર માટે એક ક્ષણ પણ એવું માની શકાય કે તેનામા શકુન્તલાના ચારિત્ર્ય વિષે સશય જન્મ્યો છે। રાજાનો સશય પણ આ ગૂચમા પોતાનું કર્તૃત્વ શું તે સમજવા અંગેનો છે

સશય.—सम्+शी—સાથે રહેવું. જ્યારે એક કામ માટે બે વિકલ્પો એકસરખા જોરદાર રીતે શકય હોય ત્યારે સશય થાય છે.

**गुरुलाघवम्**—આનો અર્થ 'ભાર હલકુ' અને ત્યાર પછી 'સારુ ખોટુ', 'સારુ ખરાબ' વગેરે થઈ શકે ખરી રીતે गौरललाघवम् થાય, પણ પરંપરાથી આ શબ્દ આ રીતે પ્રચલિત થયો.

**શ્લોક ૨૯** · अहम् मूढ स्याम् एषा वा मिथ्या वदेत् इति सशये। (अह) दारत्यागी भवामि आहो परस्त्रीस्पर्शपांसुलः। (અનુષ્ટુપ્)

**परस्त्रीस्पर्शपांसुल**—पांसुल =ધૂળથી ખરડાયેલો, ધૂળેટાયેલો, એટલે કે મલિન. બીજાની સ્ત્રીના સ્પર્શથી મલિન.

आदिष्टपूर्व—पूर्वम् आदिष्ट । પૂર્વે જેનું ભવિષ્યકથન કરવામા આવેલું છે તેવો.

**उपस्थितमेव**—તેને માટે છે જ, નિશ્ચિત છે જ. कुत इदम् उच्यते इति चेत्—આમા શાસ્ત્ર પુરોહિતની 'અધિકરણ'ના જેવી શલી જોવા મળે છે આ વાકય જાણે પૂર્વપક્ષને રજૂ કરે છે. કાલિદાસની કલમ બધા પ્રકારની શૈલીમા એકસરખી આસાનીથી વિહરી શકે છે.

**देहि मे विवरम्**—મને માર્ગ આપ તપોવનમાથી નગરમા આવતા શકુન્તલાએ શુ ધાર્યું હશે અને શુ બની ગયુ ? એક ત્યક્તા, શંકાસ્પદ ચારિત્ર્યવાળી સ્ત્રી તરીકે જીવવું તે કરતા બુઝાઈ જવુ સારુ, પરંતુ એ કયા એમ સુલભ હોય છે.

**શ્લોક ૩૦ :** सा बाला स्वानि भाग्यानि निन्दन्ती बाहूत्क्षेपं क्रन्दितुं प्रवृत्ता च, स्त्रीसंस्थानम् एकं ज्योतिः आरात् एनाम् उत्क्षिप्य अप्सरस्तीर्थं जगाम च। (શાલિની)

**बाहूत्क्षेपम्**—હાથ ઊંચા કરીને, હાથ ઉછાળીને

उत्क्षेपम्–उद्+क्षिप् નું णमुल् છે જુઓ : 'स्वाङ्गे ध्रुवे' । स्त्रीसंस्थानम्–स्त्रियः संस्थानम् स्त्रीसंस्थानम् । तदिव संस्थानं यस्य ।

**एकं ज्योतिः**—આ શકુન્તલાની માતા મેનકા હોય.

आरात्–दूरसमीपयोः—અહીં દૂરથી.

સીમિત જ્ઞાનવાળા માનવોની પાસે શકુન્તલા પક્ષે રહેલું સત્ય ન સ્વીકારાયું, ત્યારે કવિએ અતિમાનવ તત્ત્વનો અહીં ઉપયોગ કર્યો શકુન્તલાના હૃદયની ઉત્તાનતા—સરળતા તથા અમાનવીય ઉદાત્તતા જોતાં તેનું એક ક્ષણ પણ અપમાનિત દશામાં રહેવું શે સાંખી શકાય ? રાજાને અને બીજાં પાત્રોને પણ વિમાસણમાં મૂકી દે અને વિહ્વળ બનાવી દે તેવો પ્રસંગ બની ગયો અવગત્ત રાજા તો किम् . अनिरूप्यते કહી પુરોહિતને શાંત પાડે છે, પણ તેના મનની સ્થિતિ बलवत् दूयमान બને છે

મહાભારતની મૂળ કથામાં આવતા આકાશવાણીના અતિપ્રાકૃત પ્રસંગને અહીં કલ્પનાગમ્ય સ્વરૂપ આપવામાં આવ્યું છે આ આખા પ્રસંગના સાક્ષીઓ એવા પુરોહિત આદિ પાત્રોના મનમાં રાજાને થયેલી દ્વિધા અંગે તથા શકુન્તલાના પાવિત્ર્ય અંગે સંદેહ ન જાગે તે ભવિષ્યની દૃષ્ટિએ-પુનર્મિલન પછીના સમયની દૃષ્ટિએ અગત્યનું હતું.

**શ્લોક ૩૧ :** कामम् प्रत्यादिष्टां मुनेः तनयां परिग्रहं न स्मरामि । बलवत् दूयमानं हृदयं तु (मां) प्रत्याययति इव ।

**तनयां परिग्रहं न स्मरामि**—જરા ક્લિષ્ટ રચના છે મુનિની પુત્રી (મારી) પત્ની હોય તેવું મને યાદ આવતું નથી.

પાંચમા અંક વિશેની ચર્ચા માટે જુઓ પ્રસ્તાવના.

## અંક છઠ્ઠો

પાંચમા અંકના નાટ્યકાર્ય બાદ ઘણા સમય પછી, કદાચ કેટલાક વર્ષો પછી છઠ્ઠા અંકનો પ્રસંગ આવે છે રાજાએ શકુન્તલાને ન સ્વીકારી અને તેને અપ્સરાતીર્થમાં લઈ જવામાં આવી ત્યાર બાદ વિરહના મહિનાઓમાં મહોર્યા હશે અને વર્ષો વીતી ગયા હશે, છતાં રાજાની સ્મૃતિ આડે આવેલો પડદો હટ્યો નથી. હવે છઠ્ઠા અંકના પ્રવેશકમાં રાજાની વિસ્મૃતિને અંત કરે તેવો પ્રસંગ બન્યો. સ્થળ નગરના 'ઈ માર્ગનું છે.

नागरिक-नगरे (रक्षाविवानार्थं) नियुक्त । अथवा नगर रक्षति असौ नागरिकः । નગરનું રક્ષણ કરવા માટે નિયુક્ત થયેલો પોલીસ અધિકારી. પહેલા આ જગ્યા ઉપર રાજાના શ્યાલ-સાળાને નીમવામા આવતો. આથી પછીથી રાજાનો કશોય સગો ન હોય તો પણ શ્યાલ કહેવામા આવતો.

कुम्भीरक-कुम्भिन हस्तिनम् ईरयति इति कुम्भीर. नक्र । મગર, कुम्भीरः एव कुम्भीरकः । મગરની, હાથીને ચોરીરૂપીથી ખેચી જવાની રીતને લીધે પછી ચોરી કરનાર બધાને માટે આ જ શબ્દ વાપરવામા આવતો તેની બીજી બે પ્રકારની સમજૂતી પણ આપવામા આવી છે :

१. कुम्भीम् (अल्पकुम्भ) धनपूर्णं राति चोरयति असौ कुम्भीरः । कुम्भीरः एव कुम्भीरक । પ્રો. ગજેન્દ્રગડકર २ कु (पृथ्वी)+भिद् (તોડવી) ઉપરથી અનિયમિત રીતે આ શબ્દ સાધી શકાય मणिबन्धनोत्कीर्णनामधेयम् । (१) मणे बन्धनम् यत्र तत् मणिबन्धनम् । तादृश च उत्कीर्णनामधेय च-જેના ઉપર મણિ જડાયેલો છે અને જેના ઉપર નામ કોતરાયેલું છે તેવી. (२) मणेः बन्धनं यत्र इति मणिबन्धनम् । मणिबन्धने उत्कीर्णं नामधेय यस्मिन् । જેના ઉપર મણિ જડાયેલો છે તે મણિબંધન ઉપર જેનું નામ કોતરાયેલું છે તેવી (३) मणीनाम् बन्धनम् मणिबन्धनम । तेन उत्कीर्णं नामधेय यस्मिन् ।

भावमिश्रा —'ભાવ એટલે ડાહ્યો માણસ', मिश्र માનવાચક પ્રત્યય છે આ બન્ને શબ્દોનો સામટો અર્થ 'આપસાહેબો' જેવો થાય. 'मान्यो भावेति वक्तव्य' પ્રમાણે માનનીય વ્યક્તિને ભાવ શબ્દથી સંબોધન કરવામા આવતુ. पाच्चर –पाच्यन् चरति ઉપરથી અનિયમિત રીતે पाच्यच्चरने બદલે पाच्चर थाय. જે દિવાલને તોડતો ફરે છે તે. આ શબ્દનો અર્થ 'ઘરફોડુ' કે એવો જ કઈક થાય मा एनमन्तरा प्रतिबन्धान– એને વચ્ચે અટકાવ નહિ. શ્યાલ આમ કહીને માત્ર ઉપરી તરીકેનો અધિકાર અજમાવે છે એટલું જ. માછીમાર પ્રત્યે તેને કોઈ સહાનુભૂતિ થઈ હોય તેમ નથી

आवुत्त –आवुत्तो भगिनीपति । મૂળ આનો અર્થ 'બનેવી' પરંતુ પછી ઉપરીને બોલાવવા માટેનું માનવાચક સંબોધન આપણા 'સાહેબ' જેવું.

विशुद्ध इदानीमामीयः–આ વાક્યમા અકારણ કરાયેલો કાતિલ કટાક્ષ છે પોલીસો તે વખતે પણ નિર્દોષ માણસો પ્રત્યે અથવા માણસે દોષ કર્યો છે કે નહિ તેની દરકાર રાખ્યા વગર નિષ્ઠુર વર્તન કરતા હતો.

શ્લોક-૧ : सद् हि विनिन्दितं कर्म सहजं तद् हि न विवर्जनीयम् किल । अनुकम्पामृदु अपि श्रोत्रियः पशुमारणकर्मदारुण भवति । (વંશસ્થ)

માણસે પોતાનું સહજ કામ કર્યા કરવું જોઈએ. પોતાનું કામ નિષ્ઠાપૂર્વક બજાવવાથી જ માણસ કલ્યાણ પ્રાપ્ત કરે છે. જુઓ ગીતા ૧૮ : ૪૮–सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।...વગેરે.

મો. વિલિયમ્સ अनुकम्पामृदुरपि ને બદલે अनुकम्पामृदुरेव श्रोत्रियः વાંચે છે. શ્રુતિને જાણનાર વિદ્વાન બ્રાહ્મણ. જન્મથી માણસ બ્રાહ્મણ હોય, પણ તેમાં સંસ્કાર અને વિદ્યા મળે ત્યારે તે શ્રોત્રિય કહેવાય છે. ધીવર એમ કહેવા માગે છે કે મારો ધંધો અમુક પ્રકારનો ક્રૂર હોય તેથી તે ધંધો કરનાર પણ એવો જ હોય તેમ માનવું તે યોગ્ય નથી. એમ લાગે છે કે કાલિદાસના જમાનામાં યજ્ઞમાં પશુહિંસાનો રિવાજ પ્રચલિત હશે. અલબત્ત આ શ્લોકમાં માછીમારે સૂચવ્યું છે તેમ લોકોમાં મનથી હિંસા પ્રત્યે નફરત પણ પેદા થતી જતી હોય. શ્રી રાય તો કહે છે કે આ શ્લોકમાં કાલિદાસ બૌદ્ધોને જવાબ આપે છે.

**रोहितमत्स्यः**–આ એક પ્રકારનું લાલ રંગનું માછલું છે. ગંગા કિનારાના પ્રદેશોમાં મળી આવે છે અને ત્રણેક ફૂટ સુધી લાંબું હોય છે. તેનું પેટ સોનેરી તથા પાંખો અને આંખો લાલ હોય છે. विस्रगन्धी–વિસ્ર એટલે કાચું માંસ. तस्य गन्धः । स विद्यते अस्य । અથવા જેના શરીરમાંથી કાચા માંસની ગંધ આવે છે તે.

**गोधाशी**—गोधाम् अत्तु शीलम् अस्य । ગોધા એટલે મગર. મગર ખાવાવાળો ગોધાશી. કેટલાક તેને "ઘોખાઉ" પણ કહે છે. સિપાઈઓ શરીરની ગંધ ઉપરથી માછીમારના ધંધા વિષે અભિપ્રાય બાંધે છે.

**मत्स्यबन्धः**—मत्स्यान् बध्नाति असौ । માછલાં પકડનાર. ग्रन्थिभेदक–ગાંઠને તોડનાર, ખીસાકાતરુ, ગઠિયો.

**गोपुरद्वारे**—નગરના બારણાને ગોપુર કહેવામાં આવે છે. गोपायति पुरम् । અને पुरद्वारं तु गोपुरम् । અહીં द्वार શબ્દ મૂકીને 'બારણા'ના અર્થને બેવડયો છે.

... नन्वनसरोपसर्पणीया राजानः—સામાન્ય રીતે ગુનેગારને રાજા પાસે લઈ જવાનો અમુક ચોક્કસ સમય હતો. એટલે એ રીતે સામાન્ય રીતે રાજાઓને ગમે ત્યારે મળી શકાતું નહિ. તપસ્વીઓ અલબત્ત અપવાદરૂપ હતા. यस्य सुमनसः विनद्धुम्– જેને ફાંસીની–મૃત્યુની સજા કરવામાં આવતી હોય તેના ગળામાં જાસૂદ, કણેર વગેરે લાલ પુષ્પોની માળા પહેરાવવામાં આવતી હશે. માછીમારના મૃત્યુદંડ અંગેની પુષ્પમાળા ગૂંથવા માટે સૂચકના હાથ સળવળી રહ્યા છે. તેનો રસ કેવો પ્રાકૃત છે! ચોરી જેવા ગુના માટે પણ ફાંસીની સજા થતી. જુઓ મનુ૰ ૮ : ૩૨૩ : 'पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः । मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥

**अकारणमारणः**— કારણ વગર મારનાર.

गृध्रबलि ...द्रक्ष्यसि– દેહાતદંડની સજાનો અમલ કરવા માટેના પ્રાચીન સમયના જુદા જુદા પ્રકારો. गृध्रबलि – હોમના દ્રવ્યને બલિ કહેવાય છે મૃત્યુની સજા પામેલા માણસને ગીધડા ખાઈ જતા હશે અને કૂતરા દ્વારા તેને ફાડી નાખવામા આવતો હશે.

**प्रविश्य**—આની પછી બંગાળી–કાશ્મીરી વાચના પ્રમાણે બે ઉક્તિઓ આવે છે **श्याल:**–शीघ्र शीघ्रमेनत् (अर्धोक्ते)

**पुरुष.**—हा हतोऽस्मि । (विषाद नाग्यति ।)

**श्याल** –मुञ्चत रे मुञ्चत जालोपजीविनम् । उपपन्नः खल्वङ्गुलीयकस्यागम ।

एष यमसदन—સિપાઈઓને ગળા સુધીની ખાતરી હતી કે માછીમારને દેહાતનો જ દંડ થશે, પણ બચી ગયો. એટલે તે કહે છે કે 'યમને ઘેર જઈને પાછો આવ્યો'

कीदृशो मे आजीवः—આગળ વિરુદ્ધ આજીવ મા સિપાઈઓએ કરેલા કટાક્ષનો વળતો ઉત્તર. માછીમારના ધધા ખરાબ ન હતા.

पारितोषिक्–कथयति परितोषः प्रयोजनम् अस्य इति पारितोषिकः । કેટલાક परितोष कथय પણ વાચે છે. એ બરાબર નથી સેવિન . आवुत्तेन–'આપે ખરેખર સેવા કરી', કરવુ કે આપની સેવાથી મહારાજ ખુશ થયા. અલબત્ત અહી તો વીટીએ રાજાનો વિસ્મૃતિનો પડદો હટાવવાનું કામ કર્યું હતું, એટલે સાચે જ સેવા બહુ ઊચા પ્રકારની હતી. સૂચક તો એટલું કહેવા માગે છે કે આપની જે સેવાથી માલિક ખુશ થયા અને માછીમારને ઇનામ મળ્યુ તે સેવાનું મૂલ્ય ઊંચુ જ ગણાય

ननु भग अस्य कृते० . જાનુકની જીભમાથી માછીમારને મળેલું ઇનામ જોતા પાણી છૂટતા લાગે છે. હમણા જ જેને ગૃધ્રબલિ વગેરે બનાવવાની ઇચ્છા હતી તેને એકાએક मात्स्विकभर्ता તરીકે સબોધવા માડ્યો. આ તેનું પરિવર્તન તેના વ્યક્તિત્વનું દ્યોતક છે.

**भट्टारक, इतोऽर्धं०**—માછીમાર જાનુકની ઇચ્છાને પારખી જઈને તેમને પોતાને મળેલી ભેટમાથી અર્ધી આપે છે.

सुमनोमूल्यम्–આ શબ્દમા ઘણા અર્થો રહેલા હોય તેમ લાગે છે.

सुमनोमूल्यम् इव मूल्यम् यस्य ।–પુષ્પના જેટલી કિંમત આ અર્થમા

(૧) सुमनसा मूल्यम् इव मूल्यम् यस्य ।–પુષ્પના જેટલી કિંમત આ અર્થમા નમ્રતા છે, "ફૂલ નહિ તો ફૂલની પાખડી"ના જેવી.

(૨) આપે મારા વધ માટે કપેલી ફૂલની માળાના ફૂલ માટેની કિંમત. અહીં કટાક્ષ છે તને તે હમણા મારા વધની તૈયારી કરતા હતા અને પાછા જેવા મારી પાસેથી લાભ પડાવવા તૈયાર થઈ ગયા !

(૩) મારા મનનુ મૂલ્ય તને રાજા પ્રત્યે જે સદ્ભાવ બતાવ્યો છે તેનું મૂલ્ય.

**कादम्बरी**–આ શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે સમજાવી શકાય :

૧. कुत्सितम् अम्बरम् कदम्बरम् । कदम्बरम् अस्य अस्ति इति कादम्बरी । कदम्बर =ગંદા વસ્ત્રવાળો, અને જેના સેવનથી વસ્ત્રો ગંદા રહે તેને કાદમ્બરી કહેવાય. આમ કાદમ્બરી=દારૂ. ૨. અથવા कदम्बर=नीलाम्बर –બલરામ. કૃષ્ણના મોટા ભાઈ બલરામ કાળાં વસ્ત્રો પહેરતા હતા. तस्य इयम् कादम्बरी–બલરામને દારૂ ઘણો જ પ્રિય હતો. આથી कादम्बरीનો અર્થ દારૂ થયો. शौण्डिकापण–शुण्डा એટલે सुरा અથવા દારૂ. शुण्डा पण्यम् अस्य सः शौण्डिकः–દારૂ વેચનાર. તેની (आपण=) દુકાન અથવા દારૂનું પીઠું.

૧. રાજાને વીંટીની પ્રાપ્તિ થતાં વિસ્મૃતિનો પડદો હઠી ગયો અને પુનર્મિલન માટેની દિશા ઊઘડી. શકુન્તલાની તાજી થયેલી સ્મૃતિ મુખ્ય દશ્યમાં આવતા દુષ્યન્તના પશ્ચાત્તાપની પુરોગામી બની રહે છે.

૨. પ્રવેશકમાં આવતું દશ્ય તદ્દન જુદા જ પ્રકારનું કંઈક અગંભીર પણ છે. તે નાટ્યક્રિયામાં વૈચિત્ર્ય સર્જે છે. આની સાથે સરખાવો હેમ્લેટનો Grave diggers' Scene અથવા મેકબેથનો Porter's Scene.

૩. પ્રવેશકમાં તત્કાલીન સમાજનું, શેરીના માણસોનું દર્શન થાય છે. પોલીસોની ગુન્હેગારો પ્રત્યેની રીતભાત, તેમની ભાષા, તેમનું લાંચિયાપણું, તે જમાનાના ચોરી માટેના દંડના નિયમો વગેરે બાબતોની આપણને જાણ થાય છે. તદ્દન નીચલા થરના માણસો આમાં આવતા હોવાથી આ દશ્ય બધા માણસોને અસરકારક છે.

## મુખ્ય દશ્ય

પ્રારંભમાં મેનકાની સખી સાનુમતી નામની અપ્સરા શકુન્તલાનું દુર્દૈવ હવે ક્યારે પૂરું થવામાં છે તે જાણવા રાજાની હાલત જોવા આવે છે. તે શકુન્તલાને સખી કહે છે. 'રાજાને શકુન્તલા યાદ આવી કે નહિ' તે તેને જોવું છે.

आकाशयान એટલે 'આકાશમાર્ગ' અથવા 'આકાશમાં ચાલી શકે તેવો રથ'. અહીં 'આકાશમાર્ગ' વિશેષ બંધ બેસે છે.

**पर्यायनिर्वर्तनीयम्**—વારા પ્રમાણે કરવાનું. સાધુજનોને સ્નાન કરવાનો સમય હોય ત્યાં સુધી અપ્સરસ્તીર્થમાં અપ્સરાઓને વારા પ્રમાણે હાજર રહેવું પડતું હતું.

**उदन्तम्**–સમાચાર, વૃત્તાન્ત. સાનુમતિને હસ્તિનાપુર જઈને રાજાનો વૃત્તાન્ત જાણી લાવવાની વિનંતી મેનકાએ થોડા સમય પહેલાં કરી હતી.

**प्रणिधानम्**—યોગની કેટલીક ક્રિયાઓમાની આ એક ક્રિયા છે. આમા કોઈ વસ્તુ ઉપર ઊંડુ ધ્યાન કરવાનું હોય છે આમ કરવાથી તે વિષય વિષે બધુ જ જાણી શકાય છે.

सख्या आदर.—અહી સખી એટલે શકુન્તલા હવે પછી આ અકમા દરેક જગાએ સાનુમતીએ 'સખી' શબ્દ દ્વારા શકુન્તલાને જ ઉલ્લેખી છે સાનુમતી પ્રણિધાન દ્વારા ગજ સબધી બધુ જાણવા સમર્થ છે આમ છતા સખીએ તેને ખાસ હસ્તિનાપુર જઈને સગી આખે રાજાને જોવા તથા મળવાનો આગ્રહ કર્યો છે

**तिरस्करिणी**–(૧) અદશ્ય થવાની એક પ્રકારની વિદ્યા (૨) કેટલાક આને 'અધારપછેડો' જેવો કોઈ પડદો પણ માને છે. પણ અહી પડદો અભિપ્રેત હોય તેમ લાગતુ નથી.

શ્લોક ૨ हे आताम्रहरितपाण्डुर वसन्तमासस्य जीवसर्वस्व श्रतुमङ्गल, चूतकोरक, दृष्टोऽसि । त्वा प्रसादयामि । (આર્યા)

**चूतकोरक**—આબાનો મોર ચેટીઓના નામ परभृतिका અને मधुकरिका છે. તે નામોનો અર્થ અનુક્રમે કોયલ અને ભમરી થાય ચેટીઓના નામ ઋતુઓની વિશિષ્ટ વસ્તુઓ ઉપરથી પાડવા તેની પર પરા હતી

**चूतकलिका**—આબાની કળી उन्मत्ता परभृतिका भवति–પરભૃતિકા અહી પોતાના નામ ઉપર શ્લેષ કરે છે, કારણ કે આબાની કળી જોઈને જ કોયલ પણ ઉન્મત્ત થઈ જાય છે અહી પોતે ઉન્મત્ત થઈ હતી.

સરખાવો चूताङ्कुरास्वादकषायकण्ठः पुंस्कोकिलो यन्मधुर चुकूज ।–कुमार०

मधुकरिके, तवेदानीं काल एष । પરભૃતિકા મધુકરિકા ઉપર શ્લેષ કરીને તેને કહે છે કે તારે હવે મદવિભ્રમ ગીતોનો સમય આવ્યો. પરભૃતિકા પ્રિયવદાની જેમ બોલકી અને મશ્કરીખોર લાગે છે. રગભૂમિ ઉપર આ બન્ને પાત્રોની વાતો જ સભળાય અને બીજો કોઈ સન્નિવેષ ન હોય તો પણ વસતઋતુની આહ્લાદકતાનુ વાતાવરણ ખડુ થઈ જાય.

**कपोतहस्तकम्**—હાથમા ખાડો પડે તેવી રીતે હાથની અજલિ બાધવાની રીતને શાસ્ત્રીય પરિભાષામા कपोतहस्त કહે છે ગુરુને પ્રણામ કરતા, તેમની સાથે વાતચીત કરતા, ડર લાગ્યો હોય ત્યારે, વિનતી કરતી વખતે અને વિનય બતાવતી વખતે હાથને આ રીતે રાખવો તેવો રિવાજ હતો. સરખાવો . कपोतोऽसौ करो यत्र श्लिष्टमूलाग्रपार्श्वक । प्रणामे गुरुसभाषे ।

શ્લોક ૩ · हे चूताङ्कुर, गृहीतधनुष कामाय त्व मया दत्तोऽसि । पथिकयुवति-जनलक्ष्य पञ्चाभ्यधिक शर भव । (આર્યા)

**गृहीतधनुषे**—જેણે ધનુષ્ય ધારણ કર્યું છે તેવા गृहीत धनु येन तस्मै । કામદેવને "પુષ્પધન્વા" કહેવામા આવે છે કામદેવ ધનુષ્ય સજ્જ કરીને ઊભો હતો તેને ચૂતાંકુર આપવામા આવ્યુ

**पञ्चाभ्यधिक**—પાચમા શ્રેષ્ઠ કામદેવની પાસે પાચ બાણ છે તેથી તેને पञ्चबाण પણ કહેવામા આવે છે તેના પાચ બાણ માટે જુઓ

अरविन्दमशोकं च चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पञ्चैते पञ्चबाणस्य सायका ॥

આ પાચેય બાણોમા તુ શ્રેષ્ઠ થા "તુ પાચથી અધિક એટલે કે છઠ્ઠુ બાણ થા" એવો અર્થ બરાબર નથી, કારણ કે चूत નો પ ચ બાણમા જ સમાવેશ કરવામા આવ્યો છે

ઉપરના શ્લોક ૨ અને ૩ એ બન્નેમા પ્રકૃતિ-તત્ત્વ પ્રત્યે નાજુક દ્રષ્ટિ પની કોમળ ભાવમ વાણી વહી છે એટલે તે હૃદયને એકદમ પકડી લે છે अनात्मज्ञ-ભાનભૂલી

**શ્લોક ૪** चूताना कलिका चिरनिर्गता अपि स्वं रजः न बध्नाति । यदपि कुरबकं सन्नद्धं ननु करस्थितं स्थितम् । शिशिरे गते अपि पुंस्कोकिलाना रुतं कण्ठेषु स्खलितम् । शङ्के स्मरः अपि चकितः तूणार्धकृष्टं शरं संहरति । (शार्दूलविक्रीडित)

**चिरनिर्गता अपि**— ઘણા વખતથી ફૂટેલી હોવા છતાં **स्खलितम्**-રોકાયેલ **तूणार्धकृष्टम्**-ભાથામાથી અર્ધું ખેંચેલ

૩ कौ पृथिव्याम् लीनम् प्रसृतम् भवति तत् कौलीनम्। જે પૃથ્વી ઉપર ખૂબ ફેલાય છે તે અફવાઓ પૃથ્વી ઉપર જલદીથી ફેલાઈ જાય છે

૪ कुले=जनसमूहे भवम् कौलीनम्। લોકસમૂહમા ઉત્પન્ન થયેલું કે લોકસમૂહમાથી આવેલુ

ऊढपूर्वा-पूर्वम् ऊढा। (સુપ્સુપ્ સમાસ) પહેલા પરણેલો

**શ્લો: ૫** रम्यम् द्वेष्टि। यथा पुरा (तथा अधुना) प्रकृतिभि प्रत्यह न सेव्यते। शय्याप्रान्तविवर्तन उन्निद्र एव क्षपा गमयति। यदा दाक्षिण्येन अन्त पुरेभ्य उचिता वाच ददाति तदा गोत्रेषु स्खलित (सन्) चिर व्रीडाविलक्ष भवति। (શાર્દૂલ)

શકુન્તલાની સ્મૃતિ જાગ્રત થયા પછી રાજા કેવો પશ્ચાત્તાપ કરતો હતો અને તે વખતે તેની સ્થિતિ કેવી હતી તેનુ અહીં ચિત્ર આપવામા આવ્યુ છે

**रम्य द्वेष्टि**—માણસને પોતે અપરાધી લાગે અને દુ ખ થાય ત્યારે રમ્ય બાબતો માટે પણ અણગમો પે। થાય તે મનોવજ્ઞાનિક સત્ય છે બીજાઓ માણસની નિન્દા કરે કે વાકુ બોલે તેનાથી એટલ ગભરાવાનુ નથી જેટલુ પોતે જ પોતાની સામે હતો પડે છે

**वैमनस्यम्**-विगत मन यस्य। तस्य भाव। अथवा विकृत मन यस्य। तस्य भाव।

**શ્લો: ૬** प्रत्यादिष्टविशेषमण्डनविधि वामप्रकोष्ठार्पित काञ्चनम् एकम् एव वलय बिभ्रत् श्वासापरक्तावर चिन्ताजागरणप्रताम्रनयन (देव) तीव अपि संस्कारोल्लिखित महामणि इव आत्मन तेजोगुणात् न आलक्ष्यते। (શાર્દૂલવિક્રીડિત)

**प्रत्यादिष्टविशेषमण्डनविधि** ખાસ પ્રકારના શણગારો જેણે તજ્યા છે

**वामप्रकोष्ठार्पितम्**—ડાબા હાથની કોણી કે (કાંડા) ઉપર ગમેલ असक्त-ढिलो संस्कारोल्लिखित० મણિને શુદ્ધ બનાવીને તેને સરાણ ઉપર ચડાવીને ઘસવામા આવે છે અને આ રીતે તેના ઉપર પહેલ પાડવામ આવે છે સરાણ ઉપર ચડેલો મણિ પહેલા કરતા વજનમા અને દેખાવમા ઘટ્યો હોય છે છતા વધારે તેજસ્વી લાગે છે વિરહવિવશ થયેલો માણસ શરીરથી થાકેલો દેખાય છતા તેનો દેખાવ રમણીય હોય છે એવા ભાવ ત્રીજા અ કમા પણ છે સરખાવો

शमोरा च पित्तशाना च मन्तव्या इयमास्तत ।

**શ્લો: ૭** प्रथम सारङ्गाक्ष्या प्रियया प्रतिबोध्यमानम् अपि सुप्तम् इद हतहृदय सम्प्रति अनुशयदु खाय विबुद्धम्। (આર્યા)

**अनुशयदुःखाय**-अनुशयस्य दु खम्। પહેલ હરિણાક્ષી પ્રિયતમાએ આ હૃદયને જગાડવા ચાહેલુ પણ તે ન જાગ્યુ પણ હવે જ્યારે તે ન જાગે તેવુ પ્રિયતમા તો છે નહિ એવા તેને તો પશ્ચાત્તાપ જ કરવાનો રહ્યા

**चिकित्सितव्यः**—कित् નું ઇચ્છાદર્શક કર્મણિ વિ. કૃ. પું. પ્ર. એ. વ. कित् નો અર્થ 'વ્યાધિનો ઇલાજ કરવો'. તેને ઇચ્છાદર્શક પ્રત્યય सन् 'સ્વાર્થે' લગાડવામાં આવે છે. કાલિદાસ અહીં આયુર્વેદની પરિભાષા વાપરે છે. એ જ પ્રમાણે शकुन्तला ને विदूषक વ્યાધિ કહે છે. કદાચ વિદૂષકના માનસકોષમાં ભોજન અને વ્યાધિ એ બે શબ્દો જ મુખ્ય હશે.

प्रमदवन–प्रमदार्थं प्रमदकारकं वा वनम्। આનંદ માટે કે આનંદજનક વન. આ અંતઃપુરની સાથે જોડાયેલો રાજાનો ખાનગી બાગ હોય છે અને રાજા તથા તેની પ્રિયતમાના ઉપભોગ માટે તે વપરાય છે. સંસ્કૃત નાટકોમાં વિરહાતુર બનેલો રાજા હમેશાં આવાં પ્રમદવનોમાં જઈ વિદૂષકની પાસે અંતર ઠાલવે છે.

चिरप्रबोधनात्—રાજા લાંબો વખત જાગ્યો છે અને નગરજનોનાં કાર્ય ઉપર પ્રત્યક્ષ ધ્યાન આપી શકતો નથી તોપણ તેની પૂરતી વ્યવસ્થા કરવાનું તે ચૂકતો નથી.

रन्ध्रोपनिपातिनः० સરખાવો : छिद्रेष्वनर्था बहुलीभवन्ति। अव्यभिचारी–व्यभिचार અહીં ન્યાયશાસ્ત્રનો શબ્દ છે અને તેનો અર્થ અશુદ્ધ હેતુ–fallacious proposition થાય છે. આ રીતે अव्यभिचारी=કદી ખોટું ન પડે તેવું.

શ્લોક ૮ : सभ्ये मुनिसुताप्रणयस्मृतिरोधिना हमसा मम हृद मनः मुक्तं च, प्रहरिता मनसिजेन धनुषि चूताशरश्च निवेशितः च। (દ્રુતવિલંબિત)

એક બાજુથી રાજાની સ્મૃતિ સળવળી અને બીજી બાજુથી વસંત આવી તથા કામદેવે ધનુષ ઉપર આમ્રમંજરીનું બાણ સાંધ્યું. આ બન્ને ક્રિયાઓ એક સાથે થઈ છે તે બતાવવા કવિએ च નો સૂચક ઉપયોગ કર્યો છે.

**सार्वयर्धमम**—अस, हस्ति, पाद અને गात પછી यर्सन् શબ્દ આવે તો यर्सन् ने अ લગાડવામાં આવે છે. જુઓ : 'महरसिम्पो यर्चमः', અને 'नन्ताश्मो घोरि गनरसन्'।–वार्तिक.

(૩) સ્વપ્નસમાગમ અને

(૪) પ્રિયાએ સ્પર્શેલી વસ્તુઓનો સ્પર્શ

ईदृश हृदयविनोदनस्थानम्—(૧) એ એવું હૃદયનું દુઃખ ભુલાવનારું સ્થાન છે ? (રાઘવભટ્ટ) (૨) એ એવું હૃદયનું દુઃખ ભુલાવનારું સ્થાન છે. આ સ્થાન એટલે માધવીમંડપ.

उपहाररमणीयता—પુષ્પગુચ્છ રૂપી ભેટની રમણીયતા.

कथितवानस्मि भवते च—રાજાએ અગાઉ શકુન્તલાવૃત્તાન્ત વિદૂષકને જણાવેલું, છતાં તેણે ત્યાર પછી ક્યારેય રાજાની સાથે તે વિષે વાત કેમ નહિ કરી હોય ? અથવા શકુન્તલાના પ્રત્યાખ્યાનના પ્રસંગ પછી પણ વિદૂષકે એ વિષેનું કુતૂહલ કેમ નહિ બતાવ્યું હોય. આનો સંશય રાજાને તો જાગે જ, પણ આપણને વાચકપ્રેક્ષકોને પણ જાગે. એટલે કાલિદાસે એ વાતનું સ્પષ્ટીકરણ અહીં કર્યું છે અને પોતે વસ્તુસંકલનના આયોજનમાં પણ આ બાબત વિષે જે ચીવટ રાખી છે તે તરફ આડકતરી રીતે અંગુલીનિર્દેશ કર્યો છે.

**अथवा भवितव्यता खलु बलवती**—શાકુન્તલમાં દૈવ જ મુખ્ય છે અને માનવોના કાંઈ પણ દોષ ન હોવા છતાં માત્ર દૈવયોગે જ બધી ઘટનાઓ બની છે એવું દર્શાવવા આવા વાક્યોને રજૂ કરી શકાય. ભવિતવ્યતાને બળવાન ગણાવતાં બીજા પણ ઉલ્લેખો ભારતીય ગ્રંથોમાં આવે છે.

સરખાવો : प्रायः शुभं च विसदृशं च जन्तोः सर्वंकषा भगवती भवितव्यतैव ।—માલતીમાધવ

शोकवाच्यमानः—એ પાઠ મો. વિલિયમ્સનો છે. રાઘવભટ્ટ વાંચે છે : शोकवक्तव्या = शोके जाते अन्येन वक्तव्या—શોક થાય ત્યારે બીજા વડે દિલાસો આપવા યોગ્ય. શ્રી રાય शोकवास्तव्या વાંચે છે તથા એ ઉપરાંત शोकवर्तव्या. અને शोकवासतव्याः એવા પણ પાઠો છે.

શ્લોક ૯ : (सा हि) इतः प्रत्यादेशात् स्वजनमनुगन्तुं व्यवसिता । गुरुसमे गुरुशिष्ये 'तिष्ठ' इति उच्चैः वदति (सति) स्थिता, बाष्पप्रसरकलुषा दृष्टिं क्रूरे मयि पुनः अर्पितवती (इति) यत् तत् सविषम् इव शल्यं मां दहति । (શિખરિણી)

बाष्पप्रसरकलुषाम्—આંસુના પ્રવાહથી ખરડાયેલી. પશ્ચાત્તાપ કરતા રાજાના ચિત્તમાં પ્રત્યાખ્યાન સમયનું દીન અને નિરાધાર શકુન્તલાનું કરુણ દૃશ્ય વારંવાર ઊભું થતું હશે અને તેના મનને મથી નાખતું હશે. આ શ્લોક અત્યંત કરુણ છે. આને સંગૃહનારિણના કરુણ શ્લોકોમાં પણ એક ગણવામાં આવે છે.

**स्वकार्यवरता**—સ્વ–અર્થ પરાયણતા.

**अस्य....रमे**–રાજા પશ્ચાત્તાપ કરે છે તેથી સાનુમતીને આનંદ આવે છે. સાનુમતી કહે છે કે કેવી સ્વ–અર્થપરાયણતા છે ! એને સંતાપ થાય છે, તેથી મને આનંદ થાય છે. સાનુમતીને આનંદ થાય છે, કારણ કે રાજા પશ્ચાત્તાપ કરે તે તેના શકુન્તલા પ્રત્યેના ઉત્કટ પ્રેમની નિશાની છે; અને એ પ્રેમનું દર્શન થતાં પોતાની સખી શકુન્તલાના દુઃખના દિવસો હવે પૂરા થવા આવ્યા છે તેવું સાનુમતીનો ભાન થાય છે. આ હતો સાનુમતીનો સ્વ–અર્થ.

न खलु मातापितरौ० વિદૂષકની આ ઉક્તિમાં સંસારવ્યવહારનું સચોટ દર્શન છે. દીકરી પ્રત્યેની ભારતીય માતાપિતાની મનોદશા અહીં બરાબર વ્યક્ત થઈ છે. વિદૂષકમાં માત્ર સ્થૂળ હાસ્ય કરાવવાની જ શક્તિ હોતી નથી. ક્યારેક તેનામાં સંસારની સામાન્ય રીતભાત વિષેની સાચી સૂઝ પણ જોવા મળે છે.

**શ્લોક ૧૦ :** स्वप्नः नु माया नु, मतिभ्रमः नु, तावत्फलमेव क्लिष्टं नु । तद् असंनिवृत्त्यै अतीतम् । एते मनोरथाः तटप्रपाताः नाम ॥ (ઉપજાતિ)

પૂર્વે રાજાએ થોડા દિવસો માટે શકુન્તલાનો અભૂતપૂર્વ અનુભવ લીધેલો અને તેનું હૃદય–મન ભરાઈ ગયેલું. પણ એ દિવસો વીતી ગયા, રાજાનો રથ તપોવનમાંથી નગર તરફ વળ્યો, અને એ બધો સુમધુર અનુભવ અદશ્ય થઈ ગયો. જાણે કોઈક અજાણ્યું સ્વપ્ન કે માયા કે મતિભ્રમ ! કે ભોગવી લીધેલું થોડાશા પુણ્યનું ફળ ! તે બધું ગયું જ. હવે તેના મનોરથ શા ? રાજા કહે છે : **मनोरथा नाम तटप्रपाताः**–આ વાક્યની સમજૂતી જુદા જુદા વિવેચકોએ જુદી જુદી રીતે આપેલી છે :

(૧) રાઘવભટ્ટ આ વાક્યમાં રહેલા નામ શબ્દનો અર્થ अलीक=ખોટું કરે છે. तत्=શકુન્તલા નામની વસ્તુ. આ રીતે मनोरथाः नाम=ખોટા મનોરથો. તે નદીના કિનારાની ભેખડના તૂટી પડવા જેવા છે. જેમ વહેની નદીના કિનારાની ભેખડની સ્થિતિ અનિશ્ચિત હોય છે, તેવું જ ખોટા મનોરથોનું હોય છે.

(૨) અભિરામ નામનો ટીકાકાર नाम નો અર્થ प्रसिद्धौ કરે છે. तत्–अनुभूत-दयितासमागमसुखम् ।

तटप्रपाताः=तटस्य नदीकूलस्य प्रपातः इव झटिति प्रपातः येषाम् ते तथा । प्रपातः= विनाशः नद्यां पतनं च । આ રીતે આવો અર્થ થાય છે કે 'એ પ્રસિદ્ધ છે કે મનોરથો નદીના કિનારાની જેમ નાશ પામતા જ હોય છે'.

(૩) શ્રી રાય तत्=પહેલાં અનુભવેલું શકુન્તલા સમાગમરૂપી સુખ, અને તે આ વાક્યની સંધિ આ રીતે છૂટી પાડે છે. मनोरथानाम् अतटप्रपाताः । अतट= ઊંચી જગ્યા. આગળના શ્લોકની ત્રીજી પંક્તિમાં આવતા एते ને આ વાક્યની સાથે

જોડી દઈએ તો એટલે-આ ગયા સ્વપ્ન, માયા, મતિભ્રમ કે પુણ્યનું ખર્ચાઈ જવું તે, મનોરથોના ખડક ઉપરથી પડવા જેવા છે જે વસ્તુ ખડક ઉપરથી નીચે પડે તે જેમ નાશ પામે અને પાછળથી શોક થાય તેમ આ બનાવનું થાય છે

(૪) પ્રો ગજેન્દ્રગડકર તટઃએ બધું જે રાજાએ શકુન્તલાનુ મિલન અનુભવેલું છે મનોરથ તો (તટ) ખરેખર તટ-ખડક ઉપરથી થતા પ્રપાત-પતન છે શકુન્તલા મળો તેવો મનોરથ રાખવો એ ખડક ઉપરથી પડવા જેવું છે એટલે કે મનરથ રાખવાથી શકુન્તલા મળે તો નહિ જ પણ મનોરથ ભાગી જતા તેનાથી ઊભું થતું દુઃખ નડતર રહેવાનું રહે માટે આ મનોરથ જ રાખવો ખોટો આ છેલ્લી સમજૂતી સ્વીકાર્ય છે એકવાર 'अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र' કહેનારો રાજા સાતમા અંકમા આવતા मनोरथाय नाशंसे કહે છે તેની પાછળની રાજાની મનોદશા અહીં વ્યક્ત થઈ છે 'શકુન્તલા મળશે' એવું આશ્વાસન વિદૂષક રાજાને આપે છે પણ રાજા એવો મનોરથ બાંધવા તૈયાર નથી મનોરથ બાંધે અને તેના સહારે જીવવા લાગે પણ તે મનોરથ તો તૂટી જ પડવાનો છે તે જ્યારે તૂટી પડે ત્યારે રાજાને તો ખડક ઉપરથી પડવા જેવું જ લાગે મનોરથનો અર્થ મનરૂપી રથ લઈએ તો આ કલ્પના બરાબર બંધબેસતી લાગે

नन्वङ्गुलीयकमेव०—વિદૂષક કહેવા માગે છે કે વીંટી મળી તો શકુન્તલા પણ મળશે જ

**શ્લોક ૧૧** (हे) अङ्गुलीयक, तव सुचरितं मम इव प्रतनु (आसीत्) इति फलेन विभाव्यते । यत् अरुणनखमनोहरासु तस्याः अङ्गुलीषु लब्धपदम् च्युतम् असि । (पुष्पिताग्रा)

રાજા વીંટીને ઉદ્દેશીને કહે છે स्वप्नवासवदत्तम्ના છઠ્ઠા અંકમા પણ રાજા ઉદયન વીણાને ઉદ્દેશીને આ જ રીતે વિલાપ કરતો હતો અહીં રાજા વીંટીની સાથે સમભાવ અનુભવે છે અને કહે છે કે મારું અને તારું બન્નેનું પુણ્ય સ્વલ્પ છે કે જેથી આપણને શકુન્તલાનો વિયોગ થયો

अङ्गुलीषु—અહીં આ બહુવચનના પ્રયોગનું કારણ રાઘવનના મત પ્રમાણે નીચે મુજબ છે

(૧) પુરુષના હાથની આંગળી માટે બનાવેલી વીંટી શકુન્તલાની આંગળીઓને મોટી પડે એવી શકુન્તલાએ વારાફરતી દરેક આંગળીમાં પહેરી જોઈ હશે।

(૨) અથવા તો વીંટી પ્રણયની ભેટ હતી એટલે શકુન્તલાએ દરેક આંગળીમાં વારાફરતી પહેરીને તેને દુષ્યન્તના આ પ્રણયપ્રતીકનો લાભ આપ્યો હશે

(૩) અથવા દુષ્યન્તના વિરહમાં દુબળી પડી જતી શકુન્તલાને એક આંગળીમાંથી બીજી આંગળીમાં વીંટી બદલતા જવી પડી હશે એમ લાગે છે કે 'અંગુલીયક'નો લાભ જે કોઈ અંગુલીઓને મળ્યો હોય તે બધાને માટે अङ्गुलीषु એવું બહુવચન વાપર્યું છે

केनोद्धातेन-કયા પ્રસંગે, आकारितः-પ્રેરાયો છે, प्रतिपत्तिः-સમાચાર.

શ્લોક ૧૨ : -अत्र दिवसे दिवसे एकैकं मदीय नामाक्षरं गणय । यावत् अन्तं गच्छसि, तावत् (हे) प्रिये मदवरोधगृहप्रवेश नेता जनः तव समीपम् उपैष्यति इति । (વસંતતિલકા)

રાજાના નામના ત્રણ અક્ષરો જોતાં ત્રણ દિવસમાં શકુન્તલાને પોતે લઈ જશે તેવું વચન રાજાએ તેને આપેલું.

अथवा ईदृशः अनुरागः० સાનુમતિને શંકા થાય છે કે આવો પ્રેમ છે અને છતાંય તેને અભિજ્ઞાનની અપેક્ષા રહે એ આશ્ચર્ય છે. સરખાવો : स्नेहश्च निमित्तसव्यपेक्षश्च इति विप्रतिषिद्धमेतत् ।-उत्तरराम० પરંતુ દુર્વાસાના શાપની વાત સાનુમતી કે દુષ્યંત બન્નેમાંથી કોઈને ખબર નથી.

गृहीतः अनेन पन्था उन्मत्तानाम्-પ્રણયરુગ્ણતાની દસ અવસ્થાઓ પૈકી આઠમી ઉન્માદાવસ્થાનો કદાચ અહીં સંદર્ભ છે. દસ અવસ્થાઓ માટે જુઓ :

चक्षूरागस्तदनुमनसः संगतिर्भावना च व्यावृत्तिः स्यात्तदनु विषयग्रामतश्चेतसोऽपि । निद्राच्छेदस्तदनु तनुता निस्त्रपत्वं ततोऽनून्मादो मूर्च्छा तदनु मरणं स्युर्दशाः प्रक्रमेण ॥'

वन्धुर=સુંદર.

कथं बुभुक्षया खादितव्यः अस्मि-પોતે અન્યાયી રીતે તિરસ્કૃત કરેલી શકુન્તલા માટે જ્યારે રાજા સક્ષમ સંવેદન અનુભવી રહ્યો હતો, ત્યારે વિદૂષકે પોતાની બુભુક્ષા વ્યક્ત કરીને સ્થૂળતા બતાવી, અને રાજા પોતાની વ્યથાનુભૂતિમાં કેવો એકલો હતો તે સૂચવ્યું. 'ભૂખ પોતાને ખાઈ જશે કે શું'. એ અભિવ્યક્તિમાં રહેલ બાલીશ સ્થૂલતા વૈચિત્ર્યથી હાસ્ય પણ નિષ્પન્ન કરી શકે તેમ છે.

मधुरावस्थानदर्शनीयः भावानुप्रवेशः (૧) જુદા જુદા ભાવોની અભિવ્યક્તિ મધુર વિન્યાસને લીધે સુંદર છે. अवस्थानम्=विन्यासः ।

(૨) मधुरावस्थानम्=મધુર ચિત્રણ-સ્થિતિ.

(૩) अवस्थानम्=आकृतिः, કન્યાઓના સુંદર લક્ષણો.

(૪) મે.નિયર વિલિયમ્સ (ચિત્રના) દરેક ભાગમાં મધુર રીતે રહેવાને લીધે મુખ્ય (ગતિ) મનોહર લાગે છે. એમ લાગે છે કે આ વાક્યનો સીધો અર્થ આમ થાય-મધુર રીતે ચિત્રિત કર્યું હોવાથી વસ્તુઓનું આલેખન દર્શનીય લાગે છે.

रेखया किंचित् अन्वितम्-દુષ્યંત કહેવા માગે છે : શકુન્તલાનું લાવણ્ય રેખા વડે કંઈક અનુસર્યું છે—દુષ્યંત ચિત્રકાર છે. તેણે રેખા દ્વારા શકુન્તલાના લાવણ્યનો કંઈક ઈશારો આવે એવું ચિત્ર દોર્યું છે. मेघदृष्टिः નિપુણ દૃષ્ટિવાળા. રાજાએ ચિત્રમાં દોરેલી ત્રણ યુવતીઓમાથી શકુન્તલા કઈ છે તેની વિદૂષકને ખબર

પડની નથી. આથી સાનુમતી કહે છે કે આવા સરસ રૂપને જે ન ઓળખી શકે તે માણસની દૃષ્ટિ વિકૃત છે.

**શ્લોક ૧૫** : मलिनः स्विन्नाङ्गुलिविनिवेशः रेखाप्रान्तेषु दृश्यते । इदं च कपोलपतितम् अश्रु वर्णिकोच्छ्वासात् दृश्यम् । (આર્યા)

**स्विन्नाङ्गुलिविनिवेशः**–પરસેવાવાળી આંગળાની છાપ.

**वर्णिकोच्छ्वासात्**–રંગ ઉપસી આવવાથી

वर्तिका–પીંછી. તેનો અર્થ રંગ પણ થાય છે. वर्तिकाने બદલે वर्णिका અને वर्णक એવાં પણ પાઠાન્તરો છે.

**શ્લોક ૧૬** : पूर्वं साक्षात् उपगतां प्रियाम् अपहाय पुनः चित्रार्पिताम् इमां बहु मन्यमानः (अहं हि) निकामजलां स्रोतोवहां पथि अतीत्य, सखे, मृगतृष्णिकायां प्रणयवान् जातः । (વસંતતિલકા)

પૂર્વે સદેહે શકુન્તલા આવી, ત્યારે તેને ન સ્વીકારી અને હવે ચિત્રમાં દોરેલી શકુન્તલા પાછળ ગાંડો બનેલો રાજા, પોતે જ કહે છે, તેમ જળથી ભરપૂર બનેલી નદીને ઓળંગી જઈને મૃગજળની પાછળ ઘેલો થઈ ગયો છે.

**શ્લોક ૧૭** : सैकतलीनहंसमिथुना स्रोतोवहा मालिनी कार्या । ताम् अभितः निषण्णहरिणा गौरीगुरोः पावनाः पादाः (कार्याः) । शाखालम्बितवल्कलस्य च तरोः अधः कृष्णमृगस्य शृङ्गे वामनयनं कण्डूयमानां मृगीं निर्मातुम् इच्छामि ।

એમ લાગે છે કે રાજાને જે ચિત્ર દોરવું હતું તેમાં સમસ્ત સંસ્કૃતિ પ્રણય સમાધિમાં લીન બની હોય તેવો ભાવ બતાવવો હતો. सैकतलीनहंसमिथुनाः–सिकताः सन्ति अस्मिन् देशे इति सैकतम् । तस्मिन् लीनानि हंसमिथुनानि यस्याः सा । જેના રેતાળ કિનારા પર હંસયુગલો આરામ કરે છે તેવી.

જુઓ : 'सिकताशर्कराभ्यां च । देशे लुबिलचौ ।' પા. ૫-૨-૧૦૪, ૧૦૫. निषण्णहरिणाः ને બદલે निषण्णचमराः એવો પાઠ પણ છે. कण्डूयमानाम्–कण्डू ઉપરથી નામધાતુનું વર્તમાન કૃ. સ્ત્રી. દ્વિ. એકવચન.

वनवासस्य सौकुमार्यस्य विनयस्य०...સાનુમતી કહે છે હવે રાજાને આગળ જે દોરવું છે તે શકુન્તલાના વનવાસ, તેની સુકુમારતા અને તેના વિનયને અનુરૂપ જ હશે. રાજા ઔચિત્યનો ભંગ નહિ જ કરે તેવી તેને શ્રદ્ધા છે.

**શ્લોક ૧૮** : हे सखे कर्णार्पितबन्धनम् आगण्डविलम्बिकेसरम् शिरीषं न कृतम् । स्तनान्तरे शारदचन्द्रमरीचिकोमलं मृणालसूत्रं वा न रचितम् ।

કાનમાં શિરીષપુષ્પનું આભૂષણ અને સ્તનો વચ્ચે મૃણાલસૂત્રના આભૂષણની પ્રથા હતી. સરખાવો : કુમારસમ્ભવમાં પાર્વતીનું વર્ણન : मध्ये यथा श्यामसुखस्य तस्य

मृणाल-सूत्रान्तरमप्यलब्ध्यम् ।

आगण्डविलम्बिकेसरम्-गण्डात् आ इति आगण्डम् । आगण्ड साधु विलम्बन्ते इति आगण्डविलम्बिनः । तादृशाः केसराः यस्य तत् ।-જેની કેસર ગાલ સુધી ઝુલે છે તે.

• શ્લોક ૧૯ : एषा भरन्तम् अनुरक्ता कुसुमनिषण्णा मधुकरी तृषिता अपि सती (भरन्तं) प्रतिपालयति । त्वया विना सा मधु न पिबति ।

અહીં દુષ્યંતે પોતાના ચિત્રમાં દોરેલી એક લતા ઉપરના ભ્રમરને ઉદ્દેશીને કહ્યું લાગે છે. લતાના ફૂલ ઉપર બેઠેલી ભમરીની વાત છે.

अभिजातम्-કુળવાનની રીતે, વિવેકપુરઃસર अद्य अभिजातम् માં अत्र બોલવાની ભાષાની લઢણમાં વપરાયું છે. તેનો અર્થ માત્ર 'આજ' એમ નહિ. વિલિયમ્સને આ વાક્યનો અર્થ અગમ્ય લાગે છે.

શ્લોક ૨૦ : अक्लिष्टबालतरुपल्लवलोभनीयं मया रतोत्सवेषु सदयमेव पीतं प्रियायाः बिम्बाधरं, हे भ्रमर, स्पृशसि चेत्, त्वा कमलोदरबन्धनस्थं कारयामि । (વસંતતિલકા)

પહેલા અંકમાં રાજાએ ભ્રમરબાધાનું જે દૃશ્ય જોયું હતું તે તેણે પોતાના ચિત્રમાં આલેખ્યું છે. આ સૂચક છે. જ્યારે ભમરે શકુન્તલાની આજુબાજુ ફરવા માડયું હતું ત્યારે રાજાનો શકુન્તલા પ્રત્યેનો ભાવ ખૂબ ઘેરો બન્યો હતો અને એટલે જ તેણે ભ્રમરમાં પોતાનો પ્રતિસ્પર્ધી જોયો હતો. ભાવની સઘનતાવાળો આ પ્રસંગ સ્વાભાવિક રીતે જ દુષ્યન્તની સ્મૃતિમાં વિશેષ સજીવ બનીને ચિત્રમાં ઊતર્યો હતો.

ભ્રમરને કમળની પાંખડીની કેદમાં પૂરવાની ધમકી આપતો રાજા સહેજ ઉન્માદમા છે છતાં પોતાનું રાજા તરીકેનું ગૌરવ ગુમાવ્યું નથી.; હવે તો તે માત્ર માનવોનો જ નહિ, સમસ્ત પ્રકૃતિનો જાણે રાજા બન્યો છે.

अक्लिष्टबालतरुपल्लवलोभनीयम्-નવા અને તાજા વૃક્ષના પલ્લવ જેવી આકર્ષક.

एष=રાજા. રાઘવભટ્ટના મત પ્રમાણે एष=વિદૂષક. આ અભિપ્રાય બરાબર લાગતો નથી.

वौरोभाग्यम्-ડખલ કર્યા કરવાની ટેવ, અથવા દોષદૃષ્ટિ. અહીં દોઢડાહ્યાપણું. पुरोभागिनः भावः वौरोभाग्यम् ।

• શ્લોક ૨૧ : तन्मयेन हृदयेन साक्षादिव दर्शनसुखमनुभवतः मे पान्ना स्मृतिकारिणा त्वया पुनरपि चित्रीकृता ।

पूर्वापरविरोध्यपूर्व एव विरहमार्गः-શકુન્તલાના ચિત્રને સાચું માનવા લાગેલા અને તે રીતે શકુન્તલાસાન્નિધ્યને અનુભવતા રાજાને આખરે વિદૂષકે યાદ દેવડાવ્યું કે 'આ તો ચિત્ર છે', અને રાજાની શકુન્તલા ચિત્ર બની ગઈ. સન્ના આ સાક્ષાત્કારથી

રાજા અત્યંત ઉદ્વિગ્ન બન્યો અને આંસુ સારવા લાગ્યો. આ જોઈને સાનુમતી આ વાક્ય બોલે છે પહેલી નજરે જ આ વાક્યનો ભાવાર્થ સ્પષ્ટ થતો નથી, એટલે વિદ્વાનોએ તેના અર્થો કાઢવા પ્રયત્ન કર્યા છે :

(૧) પૂર્વ એટલે પહેલાની અને અપર એટલે પછીની આ બન્ને સ્થિતિઓ જેમા વિરોધી છે તેવો વિરહમાર્ગ. પૂર્વે શકુન્તલા રાજા પાસે પાંચમા અંકમા આવે છે ત્યારે તેને યાદ કરતો નથી, ક્રૂર બનીને કાઢી મૂકે છે તે સ્થિતિ અને હમણાંની–પછીની તેની પાછળ ઉન્મત્ત બનીને આંસુ સારવાની સ્થિતિ પરસ્પર વિરોધી હોવાથી આ રાજાનો વિરહમાર્ગ અપૂર્વ છે જાતે જ ત્યાગ કર્યો હોય તો વિલાપ કઈ રીતે કરી શકાય ? સરખાવો :

स्वयं कृत्वा त्याग विलपनविनोदोऽप्यसुलभः ।–ઉત્ત-રામચરિત.

(૨) ગધવભટ્ટ આ રીતે સમજાવે છે. પ્રણયની દસ અવસ્થાઓમાથી, આઠમી ઉન્માદ, નવમી મૂર્છા અને દસમી મૃત્યુ છે. અહીં રાજાએ પ્રથમ ચિત્રને ચિત્ર માન્યું પછી ઉન્માદના આવેશમા ચિત્રને સત્ય ગણ્યું. હવે ઉન્માદની પછી મૂર્છા આવવી જોઈએ પરંતુ તેમ થયું નથી; અને ચિત્રને ચિત્ર માનવા લાગ્યો છે આમ રાજાના વિરહ-માર્ગનો ક્રમ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનો નથી, જુદો છે આથી અહીં अपूर्व કહ્યો છે.

(૩) પહેલા એક બાબતનો વિરોધ કરવો અને પછી બીજી બાબતનો એવું વિરહદશામા રહેલા રાજાનું વર્તન અપૂર્વ છે. સામાન્ય રીતે વિરહાકુલ પ્રણયીઓ પોતાના મનને કોઈને કોઈ પ્રવૃત્તિમા રોકી રાખે છે પરંતુ અહીં રાજાને તો કંઈ જ ગમતું નથી. આ રીતે તેનો વિરહમાર્ગ અપૂર્વ છે.

**શ્લોક ૨૨ :** निलीभूत.–નિલ એટલે વેરાન, ઉજ્જડ જગ્યા. આના ઉપરથી નિલ+ભૂનું ચિરૂપ निर्लभू=આદરવુ બનવું, અંતરાય બનવું.

सर्वथा प्रमार्जित०–સાનુમતીને હવે રાજાની શકુન્તલાનિષ્ઠા વિષે માત્ર ખાતરી જ થતી નથી, પણ તે કહે છે, શકુન્તલાને તરછોડીને રાજાએ જે અન્યાય કર્યો હતો, જે દુઃખ આપ્યું હતું તે હવે રાજાએ અનુભવેલા વિરહદુઃખ, પશ્ચાત્તાપ અને તેણે બતાવેલી નિષ્ઠાથી ધોવાઈ ગયું. આની સાથે સરખાવો : उत्तर० અંક ત્રીજામા સીતાનું વાક્ય अम्महे उत्खातमिदानीं मे परित्यागलज्जाशल्यम् ।

दिष्ट्या त्वं मुक्ता–ચતુરિકા પીંછીની પેટી લઈને આવતી હતી. માર્ગમાં વસુમતીએ તેને જોઈ અને તેની પાસેથી વસુમતીએ તે પેટી લઈ લીધી અને કહ્યું કે, 'હું જ આર્યપુત્રને મોકલી આપીશ'. વિદૂષક આ વખતે એવું અનુભવતો લાગે છે કે "આ છૂટી એ મારું થયું, નહિ તો તેનું આવી બનત" વિદૂષકને તો રાણીના ક્રોધની મોટી બીક રહેતી હતી. તેણે પચના અંકમાં નહોતું કહ્યું કે "नास्तीदानीं मे मोक्ष." ?

ચતુરિકાની ઉક્તિ निर्गोहित આમા પછી બંગાળી વાચના પ્રમાણે આટલું વધારે છે

(नेपथ्ये) एत्वेतु भट्टिनी ।

विदूषक –(कर्णं दत्त्वा) भो अभिवादयत्येषाऽन्तःपुरव्याघ्री मेधाविनी (चतुरिका !) मृगीमिव कर्तयितुमुपस्थिता ।

વિદૂષક ગણીને માટે અણછાજતા શબ્દો યોજે છે એ જોતા આ સવાદ પ્રક્ષિપ્ત હોવા સંભવ છે

अन्तःपुरकालकूटात्—અંતઃપુરના વિષથી વસુમતી–આદિ રાણીઓથી બનેના અંતઃપુર માટે આ શબ્દ યોજ્યો છે. कालकूटની જગ્યાએ वागुर=માયાજાળ એવો પણ શબ્દ છે शब्दापय–બોલાવજો अन्यसङ्क्रान्त एष –રાજાનુ મન શકુન્તલામા આસક્ત છે તેથી હવે વસુમતી પ્રત્યે તેનો પ્રેમ ઓછો થયો છે છતા તે તેના પ્રત્યે ઔપચારિક રીતે સારુ વર્તન રાખે છે આનું નામ દાક્ષિણ્ય. સરખાવો

अयि मुग्धे अन्यसङ्क्रान्तप्रमाणो नागरिका अधिक दक्षिणा भवन्ति ।–विक्रमो०

નાટયકાર આ નાટકમા એક પણ ઉપનાયિકાને રંગભૂમિ ઉપર લાવ્યો નથી, અને તે છતા હંસપદિકા અને વસુમતીનો ઉલ્લેખ કરીને રાજાનો દાક્ષિણ્ય ગુણ તેણે કુશળતાથી બતાવી દીધો છે

अर्थजातस्य=ધનનો જથ્થો, દ્રવ્યસમૂહ.

गणनाबहुलतया–ગણવાનુ કામ મોટુ હોઈ

समुद्रव्यवहारी–સમુદ્રનો વેપારી–सार्थवाह, सार्थं वाहयति–વેપારીઓના આખા સમૂહને દોરનાર. પ્રો ગજેન્દ્રગડકર सार्थवाहनो અર્થ "કોઈ મોટી કંપનીના બોર્ડ ઓફ ડિરેક્ટર્સના ચેરમેન" કરે છે આનો અર્થ વહાણવટાને દોરનાર વેપારી પણ થાય

राजगामी—બ્રાહ્મણ સિવાયની બીજી જાતિઓના નિઃસંતાન માણસનુ દ્રવ્ય રાજાને મળે તેવો કાયદો હતો જુઓ

"अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः ।
इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः ॥"–मनु ९ १८९

बहुपत्नीकस्य भवितव्यम्–એ સમયમા બહુ ધનવાન માણસો ઘણી પત્નીઓને પરણતા હતા

निर्वृत्तपुंसवना–જેનો પુંસવન સંસ્કાર કરી નાખવામા આવ્યો છે તેવી पुंसवनम्–पुमान् सूयते अनेन इति पुंसवनम्–સગર્ભા સ્ત્રીઓને કરવામા આવતા સંસ્કારોનો આ પહેલો સંસ્કાર હતો. ગર્ભ રહ્યા પછી બીજે કે ત્રીજે મહિને આ સંસ્કાર કરવામા આવે છે. તેનો હેતુ પુત્રનો જન્મ થાય એ હોય છે હવે આ સંસ્કાર મન કરવામા આવતો નથા ગણાતો

महेन्द्रजननी—ઇન્દ્રની માતા અદિતિ. તેઓ કશ્યપ અથવા મારીચના પત્ની હતા.

तद्युक्तमेनं कालम्‌ની જગ્યાએ तन्न युक्तं काल प्रतिपालयितुम् (હવે અહીં વધારે વખત ગાળવો યોગ્ય નથી) એ પાઠ બરાબર નથી

उद्भ्रान्तकम्–उद्भ्रान्तमेव ।—ઊંચો કૂદકો.

अब्रह्मण्यम्–ब्रह्मणि साधु ब्रह्मण्यम् । न ब्रह्मण्यम् अब्रह्मण्यम्—બ્રાહ્મણ પ્રત્યે અનાચાર, બ્રાહ્મણ પ્રત્યે ન શોભે તેવું વર્તન.

आत्तगन्धः–आत्तः गन्धः यस्य सः । જેનું ગંધ–અભિમાન આત્ત=હરી લેવામા આવ્યું છે તેવો.

माणवक –मनोः कुत्सितम् अपत्यम् । माणवः–કઢંગો–કદરૂપો માણસ. અનુકમ્પિત. माणवः माणवकः । क પ્રત્યય નિયાગપણુ બતાવવાને વાપર્યો છે.

मा तावत्–આ શબ્દોનો અર્થ પ્રો. ગજેન્દ્રગડકરે 'not certainly' કર્યો છે, એટલે કે પોતે પોતાના કાર્યમા એટલો જાગ્રત અને ધર્મનિષ્ઠ હતો કે પોતાના ઘરમા અનિષ્ટ તત્ત્વ પ્રવેશી શકે તે તેને અસંભવિત લાગે છે, એટલે તે વિદૂષક ઉપરના કોઈ અદષ્ટસત્ત્વના આક્રમણની વાતને નકારી કાઢે છે. પરંતુ પાચમા અંકમા આપણે જોયું હતું તેમ ખરેખર તો આ શબ્દોમા 'જોરદાર વિરોધ' છે, કોઈ વાતને ખંખેરી નાખવાનો ભાવ છે. રાજા દુષ્યંત અહીં પોતાના ઘરમા અદષ્ટ સત્ત્વનું આક્રમણ થઈ શકયું તેનો મનથી વિરોધ કરે છે. આનો અર્થ "આમ ન બનવું જોઈએ" એવો થાય. અંગ્રેજી "No, No" પાછળ ઘણીવાર જે ભાવ હોય છે તે અહીં છે

प्रत्यवनतशिरोधरम्—પાછળ નમાવેલી ડોકવાળો

इक्षुम् इव–આ સ્થિતિમા પણ વિદૂષક પોતાની જાતને ઉપમા આપે છે ખાદ્ય પદાર્થની જ. બાકી તો કયા ગંડેરીનું ગળપણ અને કયા આનું કઢંગુ વ્યક્તિત્વ ! हन्तावयम्–हन्तम् आवयति रक्षति ज्यावाधात इति हस्तावापम् । પણછનો ઘા ન પડે તે માટે વપરાતું ચામડાનું મોજું.

શ્લોક ૨૭ : एप अभिनवकण्ठशोणितार्थी (अहं) शार्दूल. पशुमिव त्वा हन्मि । आर्तानां भयमपनेतुम् आत्तधन्वा दुष्यन्तः इदानीं तव शरणं भवतु । (પ્રહર્ષિણી)

चेष्टमानम्—તરફડિયા મારતો. આ શ્લોકમા દુષ્યન્તના આર્ત લોકોના રક્ષણ-હારપણાને પડકાર ફેંકાયો છે. પહેલા અંકમાં ભ્રમરબાધાપ્રસંગ વખતે દુષ્યંતે પોતાની જાતને દુર્વિનીતાના શાસિતા તરીકે ઓળખાવ્યો હતો તે અહીં યાદ કરવા જેવું છે.

कुणपाशन—(कुणप-शब) શબને ખાનાર बिडालगृहीतः मूषकः इव–ફરીથી વિદૂષક પોતાની જાતને બિલાડીએ પકડેલા ઉંદર જોડે સરખાવે છે તે તેની આ સ્થિતિના પણ હાસ્ય પ્રેરે છે.

महेन्द्रजननी—ઇન્દ્રની માતા અદિતિ. તેઓ કશ્યપ અથવા મારીચના પત્ની હતા.

तद्युक्तमेतं कालम्‌ની જગ્યાએ तन्न युक्तं काल प्रतिपालयितुम् (હવે અહીં વધારે વખત રાહ જોવી યોગ્ય નથી) એ પાઠ બરાબર નથી.

उद्भ्रान्तकम–उद्भ्रान्तमेव ।—ઊંચો કૂદકો.

अब्रह्मण्यम्–ब्रह्मणि साधु ब्रह्मण्यम् । न ब्रह्मण्यम् अब्रह्मण्यम्—બ્રાહ્મણ પ્રત્યે અનાચાર, બ્રાહ્મણ પ્રત્યે ન શોભે તેવું વર્તન.

आत्तगन्धः–आत्तः गन्धः यस्य सः । જેનું ગંધ–અભિમાન आत्त=હરી લેવામા આવ્યું છે તેવો.

माणवकः–मनोः कुत्सितम् अपत्यम् । माणवः–કઢંગો–કદરૂપો માણસ. अनुकम्पितः माणवः माणवकः । क પ્રત્યય બિચારાપણું બતાવવાને વાપર્યો છે.

मा तावत्–આ શબ્દોનો અર્થ પ્રો. ગજેન્દ્રગડકરે 'not certainly' કર્યો છે, એટલે કે પોતે પોતાના કાર્યમાં એટલો જાગ્રત અને ધર્મનિષ્ઠ હતો કે પોતાના ઘરમાં અનિષ્ટ તત્ત્વ પ્રવેશી શકે તે તેને અસંભવિત લાગે છે, એટલે તે વિદૂષક ઉપરના કોઈ અદૃષ્ટસત્ત્વના આક્રમણની વાતને નકારી કાઢે છે. પરંતુ પાચમા અંકમા આપણે જોયું હતું તેમ ખરેખર તો આ શબ્દોમા 'જોરદાર વિરોધ' છે, કોઈ વાતને ખંખેરી નાખવાનો ભાવ છે. રાજા દુષ્યંત અહીં પોતાના ઘરમા અદૃષ્ટ સત્ત્વનું આક્રમણ થઈ શક્યું તેનો મનથી વિરોધ કરે છે. આનો અર્થ "આમ ન બનવું જોઈએ" એવો થાય. અંગ્રેજી "No, No" પાછળ ઘણીવાર જે ભાવ હોય છે તે અહીં છે

प्रत्यवनतशिरोधरम्—પાછળ નમાવેલી ડોકવાળો.

इक्षुम् इव–આ સ્થિતિમા પણ વિદૂષક પોતાની જાતને ઉપમા આપે છે ખાદ્ય પદાર્થની જ. બાકી તો ક્યા શેરડીનું ગળપણ અને ક્યા આનું કઢંગુ વ્યક્તિત્વ ! हस्तावापम्–हस्तम् आवपति रक्षति ज्याघातात् इति हस्तावापम् । પણછનો ઘા ન પડે તે માટે વપરાતું ચામડાનું મોજું.

શ્લોક ૨૭ : एष अभिनवकण्ठशोणितार्थी (अहं) शार्दूलः पशुमिव त्वा हन्मि । आर्तानां भयमपनेतुम् आत्तधन्वा दुष्यन्तः इदानीं तव शरणं भवतु । (પ્રહર્ષિણી)

चेष्टमानम्—તરફડિયા મારતો. આ શ્લોકમા દુષ્યન્તના आर्त લોકોના રક્ષણહારપણાને પડકાર ફેંકાયો છે. પહેલા અંકમાં ભ્રમરબાધાપ્રસંગ વખતે દુષ્યંતે પોતાની જાતને दुर्विनीतानां शासिता તરીકે ઓળખાવ્યો હતો તે અહીં યાદ કરવા જેવું છે.

कुणपाशन—(कुणप–શબ) શબને ખાનાર. बिडालगृहीतः मूषकः इव–બિલાડીએ પકડેલા ઉંદર જોડે સરખાવે છે તે તેની આ સ્થિતિના પણ હાસ્ય પ્રેરે છે.

**શ્લોક ૩૧ :** चलितैन्धनः अग्निः ज्वलति । विप्रकृतः पन्नगः फणा कुरुते । हि प्रायः जनः स्व महिमान क्षोभात् प्रतिपद्यते । (આર્યા)

દુષ્યંતના મહિમાને ક્ષોભથી જાગ્રત કરવાની મનોવૈજ્ઞાનિક રીતિનો કાલિદાસે ઉપયોગ કર્યો છે.

**શ્લોક ૩૨ :** (यावद्) इदम् अधिज्य धनुः अन्यस्मिन् कर्मणि व्यापृत तावत् केवला त्वन्मतिः प्रजा पालयतु । (અનુષ્ટુપ)

રાજા રાજ્યકારભારની જવાબદારી કેવળ અમાત્યની મતિને જ સોંપી જાય છે. આર્ય પિશુન રાજાનો અમાત્ય હતો. એ નામનો એક પ્રાચીન અર્થ-શાસ્ત્ર પણ હતો. કાલિદાસે દુષ્યંતના અમાત્યની રાજનીતિકુશળતાનો નિર્દેશ કરવા માટે તેનુ નામ હેતુપૂર્વક જ 'પિશુન' રાખ્યું હોય આ અંકના પ્રવેશક અને મુખ્ય દૃશ્ય વચ્ચે કેટલાક દિવસનો ગાળો હોય તેમ લાગે છે. બીજી ચર્ચા માટે જુઓ પ્રસ્તાવના.

## અંક સાતમો

છઠ્ઠા અંકમા જણાવાયું હતું તેમ રાજા દુર્જય નામના દાનવગણનો વિનાશ કરવા માટે સ્વર્ગમા ગયો હતો. રાજાએ દુર્જયોનો વિનાશ કરી નાખ્યો છે અને હવે તે ઇન્દ્રના રથમા બેસીને પૃથ્વી ઉપર અવતરણ કરી રહ્યો છે. રથમા તે ઇન્દ્રના સારથિ માતલિ સાથે વાતો કરી રહ્યો હોય છે. રાજાએ દેવોનું કાર્ય કર્યું. હવે "यज्ञभागोत्सुका देवा एव तथानुष्ठास्यन्ति यथाचिरण धर्मपत्नीं भर्तारमिनन्दिष्यतीति" એ છઠ્ઠા અંકમા મળેલા સધિયારાને સફળ થતો જોવાની અપેક્ષા રહી છે.

રાજા અતિ પ્રસન્ન છે. આ નાટકના સાતેય અંકમા રાજાનો મિજાજ બદલાતો— જુદો દેખાયા કરે છે આ જોતા આ અંકમાના રાજાને છઠ્ઠા અંકની તેની માનસિક સ્થિતિ સાથે સરખાવતા તરત જ મોટો ફેર પડેલો દેખાય છે. રાજાએ દાનવોનો નાશ કરીને ઇન્દ્ર ઉપર અને જગત ઉપર ઉપકાર કર્યો છે એટલો જ નવો અનુભવ રાજાને થયો હોત તોપણ તેની વિષાદગ્રસ્ત મનોદશાને બદલવા તે પૂરતો હતો. માણસે કરેલું એક સારું કામ, તેને થયેલો એક ઉજ્જ્વલ અનુભવ, તેના મનમા પ્રસન્નતા રોપી દે છે. અને તેના મનની ભૂમિને ફળદ્રુપ બનાવી દે છે. અહીં તો ઇન્દ્રનું કાર્ય પતી ગયા પછી ઇન્દ્રે રાજાને જે અપૂર્વ સન્માન આપ્યું તેથી પણ રાજાનું મન આનંદવિભોર બની ગયું છે. આ બન્ને અનુભવોએ રાજાના મન ઉપર કરેલી અસર જોતા છઠ્ઠા અંકમા તેણે કરેલી આત્મનિર્ભર્ત્સનાઓ સંપૂર્ણ રીતે વિલીન થઈ ગઈ હશે અને ફરીથી તેને તેના તેજોમય વ્યક્તિત્વનો અનુભવ થવા લાગ્યો હશે. આ બધું હવે પછી તેને થનાર શકુન્તલા-મિલનની આવશ્ય

**શ્લોક ૩૧ :** ચલિતેન્ધનઃ અગ્નિઃ જ્વલતિ । વિપ્રકૃતઃ પન્નગઃ ફણા કુરુતે । હિ પ્રાયઃ જનઃ સ્વ મહિમાન ક્ષોભાત્ પ્રતિપદ્યતે । (આર્યા)

દુષ્યંતના મહિમાને ક્ષોભથી જાગ્રત કરવાની મનોવૈજ્ઞાનિક રીતિનો કાલિદાસે ઉપયોગ કર્યો છે.

**શ્લોક ૩૨ :** (યાવદ્) ઇદમ્ અધિજ્ય ધનુઃ અન્યસ્મિન્ કર્મણિ વ્યાપૃત તાવત કેવલ ત્વન્મતિઃ પ્રજા પાલયતુ । (અનુષ્ટુપ)

રાજા રાજ્યકારભારની જવાબદારી કેવળ અમાત્યની મતિને જ સોપી જાય છે. આર્ય પિશુન રાજાનો અમાત્ય હતો. એ નામનો એક પ્રાચીન અર્થ-શાસ્ત્રી પણ હતો. કાલિદાસે દુષ્યંતના અમાત્યની રાજનીતિકુશળતાનો નિર્દેશ કરવા માટે તેનું નામ હેતુપૂર્વક જ 'પિશુન' રાખ્યું હોય આ અંકના પ્રવેશક અને મુખ્ય દૃશ્ય વચ્ચે કેટલાક દિવસનો ગાળો હોય તેમ લાગે છે. બીજી ચર્ચા માટે જુઓ પ્રસ્તાવના.

## અંક સાતમો

છઠ્ઠા અંકમા જણાવાયું હતું તેમ રાજા દુર્જય નામના દાનવગણનો વિનાશ કરવા માટે સ્વર્ગમા ગયો હતો. રાજાએ દુર્જયોનો વિનાશ કરી નાખ્યો છે અને હવે તે ઇન્દ્રના રથમા બેસીને પૃથ્વી ઉપર અવતરણ કરી રહ્યો છે. રથમા તે ઇન્દ્રના સારથિ માતલિ સાથે વાતો કરી રહ્યો હોય છે. રાજાએ દેવોનું કાર્ય કર્યું. હવે "યજ્ઞભાગોત્સુકા દેવા એવ તથાનુષ્ઠાસ્યન્તિ યથાચિરણ ધર્મપત્નીં મર્તામિનન્દિષ્યતીતિ" એ છઠ્ઠા અંકમા મળેલા સધિયારાને સફળ થતો જોવાની અપેક્ષા રહી છે.

રાજા અતિ પ્રસન્ન છે. આ નાટકના સાતેય અંકમા રાજાનો મિજાજ બદલાતો— જુદો દેખાય કરે છે. આ જોતા આ અંકમાના રાજાને છઠ્ઠા અંકની તેની માનસિક સ્થિતિ સાથે સરખાવતા તરત જ મોટો ફેર પડેલો દેખાય છે. રાજાએ દાનવોનો નાશ કરીને ઇન્દ્ર ઉપર અને જગત ઉપર ઉપકાર કર્યો છે એટલો જ નવો અનુભવ રાજાને થયો હોત તોપણ તેની વિષાદગ્રસ્ત મનોદશાને બદલવા તે પૂરતો હતો. આપણે કરેલું એક સારું કામ, તેને થયેલો એક ઉજ્જવલ અનુભવ, તેના મનમા આનન્દના રોપી દે છે. અને તેના મનના ભૂમિને કલ્પદ્રુપ બનાવી દે છે. અહીં તો ઇન્દ્રનું કાર્ય પતી ગયા પછી ઇન્દ્રે રાજાને જે અપૂર્વ સન્માન આપ્યું તેથી પણ રાજાનું મન આનંદવિભોર બની ગયું છે. આ બન્ને અનુભવોએ રાજાના મન ઉપર કરેલી અસર જોતા છઠ્ઠા અંકમાં તેણે કરેલી આત્મનિર્ભર્ત્સનાઓ સંપૂર્ણ રીતે વિલીન થઈ ગઈ હશે અને ફરીથી તેને તેના તેજોમય વ્યક્તિત્વનો અનુભવ થવા લાગ્યો હશે. આ બધું હવે પછી તેને થનાર શકુન્તલા-મિલનની આવશ્યક

આ શ્લોકમા ઇન્દ્રે છેલ્લા સમારંભમા રાજાને આપેલા સન્માનનુ સૂચક ચિત્ર દોરાઈ ગયું છે. ઇન્દ્રે રાજાને પુત્રથીયે વિશેષ ગણ્યો છે, તેને રાજા ભૂલી શકે ? આમ આ શ્લોકમા રહેલુ લાઘવ આકર્ષક છે તેમ જ સંગીતમય શબ્દોની લયચ્છટાને લીધે આ શ્લોક કાનને પણ આહ્લાદક લાગે છે.

मन्दार–मन्दते देवतया मन्दारः पारिजातक । सन्तानः कल्पवृक्षश्च पुंसि वा हरिचन्दनम् ॥ आमृष्ट-સહેજ ભૂંસવામા આવેલ.

**શ્લોક ૩** : सुतपस्य हरेः त्रिदिवम् उमयैः उद्धृतदानवकण्टकम् । अधुना नतपर्वभिः तव शरैः पुरा च पुरुष केसरिणः नखै । (દ્રુતવિલમ્બિત)

અહીં માનવિએ દુષ્યન્ત અને વિષ્ણુના નૃસિંહાવતારને એકસરખા ગણ્યા. त्रिदिवम् એટલે સ્વર્ગ આ શબ્દની વ્યુત્પત્તિ નીચે મુજબ માનવામાં આવે છે :

"त्रिसृषु अपि अवस्थासु, त्रयो ब्रह्मविष्णुरुद्रा वा, दीव्यन्ति अत्र । यद्वा ब्राह्मवैष्णव-रौद्रभेदेन सात्त्विकराजसतामसभेदेन वा त्रिविधं दीव्यन्ति व्यवहरन्ति प्रकाशते वा ।"—व्याख्यासुधा.

અહીં ત્રણ અવસ્થાઓમા, અગર બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર,–એ ત્રણ દેવો રહે છે, અથવા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રના જુદા જુદા સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણોથી અહીં વ્યવહાર ચાલે છે

नतपर्वभि –આ શબ્દ જેમ રાજાના બાણને, તે જ પ્રમાણે નૃસિંહના નખોને પણ લાગુ પડે છે

**શ્લોક ૪** : यत् नियोज्यः महत्सु अपि कर्मसु सिध्यन्ति तम् ईश्वराणां सभावना-गुणम् अवेहि । चेत् सहस्रकिरणः तम् (अरुण) धुरि नाकरिष्यत् तर्हि अरुणः तमसां विभेत्ता अभविष्यत् वा किम् ।

**સભાવના**–મોનિયર વિલિયમ્સ આદિ આ શબ્દનો અર્થ સન્માન લે છે. ઇન્દ્રે રાજાની શક્તિઓને પિછાણીને તેને સન્માની ન હોત, તેને આગળ આવવાની તક આપી ન હોત તો રાજાને સિદ્ધિ મળી ન હોત પ્રો ગજેન્દ્રગડકર સભાવનાનો અર્થ 'મહત્ત્વ' લે છે રાજા પોતાની નમ્રતા બતાવે છે અને ઇન્દ્ર જ મહાન છે તેથી તો તે મહાન થયો એમ સૂચવે છે

विक्रमोर्वशीय ના 'ननु वज्रिण एव वीर्यमेतद्विजयन्ते द्विषतो यदस्य पक्ष्याः । वसुधाधरकन्दराद्विसर्पी प्रतिशब्दोऽपि हरेर्भिनत्ति नागान् ॥' એ શ્લોકના ભાવાર્થને મળતો છે. આના બના અહીં આ શ્લોકની છેલી બે પંક્તિએના ભાવાર્થને

એંધાણી પૂરી પાડે છે. રજોગુણથી મુક્ત વાતાવરણમાં વિહરતા રાજાના મનમા એ સુંદર ભૂમિના અનુભવે આવનારા આનંદજનક પ્રસંગના ઓછાયા પાડયા હશે. આમ લગભગ અગિયાર શ્લોકો સુધી ચાલતી રથસ્થ રાજા અને માતલિની વાતચીત આવનાર પ્રસંગોનું પુરઃસંધાન પૂરું પાડતી હોઈ અનાવશ્યક નથી. આકાશમાર્ગમાં રથસંચાર અતિપ્રાકૃતતત્ત્વ જરૂર છે, છતાંયે આ રીતે તે રાજાના મનના બદલાયેલા સ્વરૂપને નિરૂપના પ્રતીકાત્મક વાતાવરણને સર્જે છે.

નાટકનો આ છેલ્લો અંક છે. કોઈ પણ કલાકૃતિના પહેલા અને છેલ્લા છેડાઓ આકર્ષક હોય છે. નાટકના છેલ્લા અંકમાં પહોંચતાં જ જાણે પહેલા અંકનું વાતાવરણ ફરીથી નિર્માયેલું લાગે છે. ફરીથી પાછા રથસ્થ રાજા અને સારથિ વચ્ચેના સંવાદો સંભળાય છે. પરંતુ અહીં પહેલા અંકની જેમ નગરમાથી બહાર રથની ગતિ નથી. અહીં નગર તરફ ગતિ છે. જાણે લાગે છે કે નગરમાથી નીકળેલો રાજાનો રથ હવે જ પાછો ફરી રહ્યો છે અને આમ નાટકની પરિસમાપ્તિનો ઇશારો આપણને–વાચકપ્રેક્ષકને પણ મળી જાય છે.

सत्क्रियाविशेषात्—વિશેષ પ્રકારના સન્માનને લીધે. રાજાને થાય છે કે પોતે ઇન્દ્ર માટે જે કાંઈ કર્યું તે ઇન્દ્રે વળતા કરેલા તેના અપૂર્વ સન્માનથી નહિવત્ બની ગયું છે. કામનો બદલો પામવાની અનિચ્છામા જે સૂક્ષ્મ મઝા હોય તે જાણે કે લૂંટાઈ ગઈ.

अपरितोषम्—न विद्यते परितोषः यस्य सः । तम् । પરિતોષ વગરના. ઉપકાર કરનાર અને સન્માનથી પ્રત્યુપકાર કરનાર બન્નેને પોતે ઓછા પડયા હોય તેમ લાગે છે એ કેટલું આકર્ષક છે ! માતલિને પણ સ્મિત આવી જાય છે.

**શ્લોક ૧ :** मघवान् मरुत्वतः प्रतिपत्त्या प्रथमोपकृत लघु मन्यते । सोऽपि भवतः अवदानविस्मितः (सन्) सत्क्रियागुणान् न गणयति । (વૈતાલીય)

**मरुत्वतः**—આ શબ્દ ઋગ્વેદકાળથી ઇન્દ્રના ઉપનામ તરીકે વપરાય છે. મરુત્ (પ્રવાત–ઝંઝાનિલો)ની સાથે ઇન્દ્રે સોમરસનું પાન કરીને વૃત્રને મારી નાખ્યો હતો તેનું ઋગ્વેદમા વર્ણન આવે છે. આથી मरुत् + वत्–પદનોની સાથે રહેલો= ઇન્દ્ર એવું નામ પડયું છે. अवदान શબ્દ अव+दै=શુદ્ધ કરવું ઉપરથી આવ્યો છે. અહીં તેનો અર્થ "વિશુદ્ધ, ગુણવાળાં કાર્યો, પરાક્રમ" એવો થાય છે. સરખાવો : 'पराक्रमोऽवदानं स्यात् । भागुरिः

**શ્લોક ૨ :** अभिरूपम् अन्तर्गतप्रार्थनं जयन्तम् उद्वीक्ष्य कृतस्मितेन हरिणा आमृष्टवक्षोहरिचन्दनाङ्का मन्दारमाला (मम) मिनद्धा । (ઉપજાતિ)

આ શ્લોકમાં ઇન્દ્રે છેલ્લા સમારંભમાં રાજાને આપેલા સન્માનનું સૂચક ચિત્ર દોરાઈ ગયું છે. ઇન્દ્રે રાજાને પુત્રથીયે વિશેષ ગણ્યો છે, તેને રાજા ભૂલી શકે? આમ આ શ્લોકમાં રહેલું લાઘવ આકર્ષક છે તેમ જ સંગીતમય શબ્દોની લયચ્છટાને લીધે આ શ્લોક કાનને પણ આહ્લાદક લાગે છે.

मन्दार–मन्यते देवतरवो मन्दारः पारिजातकः । सन्तानः कल्पवृक्षश्च पुंसि वा हरिचन्दनम् ॥

આમૃષ્ટ–સહેજ ભૂંસવામાં આવેલ.

**શ્લોક ૩ :** सुखपरस्य हरेः त्रिदिवम् उभयैः उद्धृतदानवकण्टकम् । अधुना नतपर्वभिः तव शरैः पुरा च पुरुष केसरिणः नखैः । (દ્રુતવિલમ્બિત)

અહીં માતલિએ દુષ્યન્ત અને વિષ્ણુના નૃસિંહાવતારને એકસરખા ગણ્યા. त्रिदिवम् એટલે સ્વર્ગ. આ શબ્દની વ્યુત્પત્તિ નીચે મુજબ માનવામાં આવે છે :

“तिसृषु अपि अवस्थासु, त्रयो ब्रह्मविष्णुरुद्रा वा, दीव्यन्ति अत्र । यद्वा ब्राह्मवैष्णवरौद्रभेदेन सात्त्विकराजसतामसभेदेन वा त्रिविधो दीव्यति व्यवहरति प्रकाशते वा ।”—व्याख्यासुधा.

અહીં ત્રણ અવસ્થાઓમાં, અથવા બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર,–એ ત્રણ દેવો રહે છે, અથવા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રના જુદા જુદા સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણોથી અહીં વ્યવહાર ચાલે છે.

नतपर्वभिः–આ શબ્દ જેમ રાજાનાં બાણને, તે જ પ્રમાણે નૃસિંહના નખોને પણ લાગુ પડે છે.

**શ્લોક ૪ :** यत् नियोज्याः महत्सु अपि कर्मसु सिध्यन्ति तम् ईश्वराणां संभावनागुणम् अवेहि । चेत् सहस्रकिरणः तम् (अरुणं) धुरि न अकरिष्यत् तर्हि अरुणः तमसां विभेत्ता अभविष्यत् वा किम् ।

**संभावना**–મોનિયર વિલિયમ્સ આદિ આ શબ્દનો અર્થ સન્માન લે છે. ઇન્દ્રે રાજાની શક્તિઓને પિછાણીને તેને સન્માની ન હોત, તેને આગળ આવવાની તક આપી ન હોત તો રાજાને સિદ્ધિ મળી ન હોત. પ્રો. ગજેન્દ્રગડકર संभावनाનો અર્થ ‘મહત્તા’ લે છે. રાજા પોતાની નમ્રતા બતાવે છે અને ઇન્દ્ર જ મહાન છે તથા તેથી તે સફળ થયો એમ સૂચવે છે.

विक्रमोर्वशीय ના ‘ननु वज्रिण एव वीर्यमेतद्विजयन्ते द्विषतो यदस्य पक्ष्याः । वसुधाधरकन्दराविसर्पी प्रतिशब्दोऽपि हरेर्भिनत्ति नागान् ॥’ એ શ્લોકના ભાવાર્થને અનુરૂપ છે. આમ છતાં અહીં આ શ્લોકની છેલ્લી બે પંક્તિઓના ભાવાર્થને

જોનાં પહેલો અર્થ વધારે અનુકૂળ લાગતો નથી ? आयुष्मन् इतः पश्य०...અહીંથી વાતચીતનો વિષય બદલાય છે. આમ માતલિ અને રાજા વચ્ચે ચાલતા આ લાંબા સંવાદમાં વિષયવૈવિધ્ય તો છે જ.

नाकम्–कम् એટલે सुखम् । अकम् એટલે कम्–સુખનું વિરોધી, દુઃખ. न+अकम् =नास्ति अकम् अत्र=જ્યાં દુઃખ નથી તે, એટલે કે સ્વર્ગ.

શ્લોક ૫ : अमी दिवौकसः गीतक्षमम् अर्थजातम् विचिन्त्य सुरसुन्दरीणां विच्छित्तिशेषैः त्वच्चरितं लिखन्ति ।

**अर्थजातम्**–१. अर्थानाम् जातम् समूहः यत्र–જ્યાં અર્થનો એટલે કે અર્થવાચક શબ્દોનો સમૂહ છે તે. એટલે કે સાહિત્ય અર્થવાળી રચના અથવા ૨. अर्थानां वस्तूनां त्वच्चरितवृत्तान्तानां जातं समूहः । तम् । રાજાનાં ચરિત્રોનાં વૃત્તાંતો. विच्छित्ति–૧. શરીરનું રંગોથી કરાયેલું સુશોભન, ૨. (શણગાર માટેનું) સુગંધી દ્રવ્ય. દેવાંગનાઓના સુશોભન કરતાં વધેલા રંગો વડે રાજાનું ચરિત્ર લખાયું તેથી રાજાના ચરિત્રને સવિશેષ સન્માન અને રંગીનતા મળ્યાં.

मरुतां पथि—પૃથ્વી સ્વર્ગ સુધી જુદા જુદા સાત પ્રકારના વાયુના માર્ગો છે એમ મનાતું. આ વાયુના માર્ગો અનુક્રમે ઉત્તરોત્તર આ પ્રમાણે છે. આવહ, પ્રવહ ઉદ્વહ, સંવહ, સુવહ, પરિવહ, પરાવહ.

શ્લોક ૬ : यः गगनप्रतिष्ठां त्रिस्रोतसं वहति, ज्योतींषि च प्रविभक्तरश्मिः वर्तयति, तस्य ध्वस्तरजसः प्रवहस्य वायोः एषः द्वितीयहरिविक्रमपूतः मार्गः । (વસંતતિલકા)

*गगनप्रतिष्ठाम्*—આકાશમાં રહેલી.

**त्रिस्रोतसम्**—(ત્રણ પ્રવાહવાળી) ગંગાને. આકાશ, પૃથ્વી અને પાતાળમાં ગંગા નદી અનુક્રમે મંદાકિની, ભાગીરથી અને ભોગવતીના નામે ત્રણ પ્રવાહે વહે છે માટે ગંગાને त्रिस्रोतस् કહેવાય છે.

ध्वस्तरजसः–रजस्=रजोगुण અથવા ધૂળથી મુક્ત.

द्वितीय...पूतः–આમાં વામનાવતારના એક પ્રસંગનો સંદર્ભ છે. વામનસ્વરૂપી વિષ્ણુએ દૈત્યરાજ બલિરાજા પાસેથી ત્રણ પગલાં ભૂમી માગી. પહેલા પગલે ધરાને વિરાટ સ્વરૂપ ધારણ કરીને જમીન બધી લઈ લીધી અને બીજા પગલે આકાશ માપી લીધું. આમ પ્રવહ વાયુ જ્યાં વહે છે તે આકાશનો માર્ગ વિષ્ણુના બીજા પગલાથી પવિત્ર થયો છે. આ શ્લોકની છેલ્લી બે પંક્તિઓ માટે अयं द्वितीयहरिविक्रमनिस्तमस्कं वायोरिमं परिवहस्य वदन्ति मार्गम् એવું પાઠાન્તર છે. જો તેનો સ્વીકાર કરીએ તો પરિવહનું વર્ણન છે જ્યારે આપણે લીધેલા પાઠ પ્રમાણે પ્રવહનું વર્ણન થાય

આ શ્લોકમાંનો વાયુ જ્યોતિઓને ઘુમાવે છે તથા તેમના કિરણોને વહેંચે છે, તથા તેનામાં રજસ્ નથી. સૂર્યસિદ્ધાંત, વિષ્ણુપુરાણ વગેરે ગ્રંથો પ્રમાણે આ વર્ણન પ્રવહ વાયુનું છે. આકાશ માર્ગે પૃથ્વી ઉપર આવતા પ્રવહ પછી આવહ વાયુનો માર્ગ આવે. આવહ ને ભૂવાયુ કહેવામાં આવે છે અને તેના પ્રદેશમાં વાદળાઓ અને વીજળી આવે છે. જુઓ : 'भूवायुरावह इह'०...અને 'भूवायुर-त्राम्बुदविद्युदाद्यम्'–सिद्धान्तशिरोमणि.

આ શ્લોકના વર્ણન પછી પણ 'મેઘપદવી'નું વર્ણન આવે છે એટલે આપણા છઠ્ઠા શ્લોક પછી તરત જ રથએ આવહના માર્ગમા પ્રવેશ કર્યો હોવો જોઇએ. આ બધુ જોતા છઠ્ઠા શ્લોકમા બંગાળી વાચના પ્રમાણે પ્રવહ વાયુનું વર્ણન છે તેમ માનવું જોઈએ.

सनाह्यान्तःकरणः–साख्य પ્રમાણે ઇન્દ્રિય અથવા કરણ બે પ્રકારની છે : બાહ્ય અને અંતઃ પાચ જ્ઞાનેન્દ્રિયો (કાન, ત્વચા, આખ, જિહ્વા, નાક) તથા પાચ કર્મેન્દ્રિયો (પાયુ, ઉપસ્થ, હાથ, પગ અને વાણી)એ બાહ્ય કરણો તથા મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણ અંતઃકરણો.

**શ્લોક ૭ :** अयं ते शीकरक्लिन्ननेमि. रथ आरविवरेभ्यः निष्पतद्भिः चातकैः, अचिरभासा तेजसा अनुलिप्तैः, हरिभिः च वारिगर्भोदराणा घनानाम् उपरिगत पिशुनयति । (માલિની)

ચાતક પક્ષીઓ પૃથ્વી ઉપર પડેલું પાણી પીતા નથી. તેઓ સીધું મેઘમાથી પડતું પાણી આકાશમાથી પીએ છે એવી માન્યતા છે.

**अचिरभासाम**—વીજળીના.

**वारिगर्भोदराणाम्**—वारि गर्भे येषा तानि वारिगर्भाणि । वारिगर्भाणि उदराणि येषा ते वारिगर्भोदराः । तेषाम् । (બ. વ્રી.) જેમની અંદરનો ભાગ પાણીથી ભરેલો છે.

**શ્લોક ૮ :** मेदिनी उन्मज्जता शैलाना शिखरात् अवरोहति इव । पादपा स्कन्धो-दयात् पर्णाभ्यन्तरलीनता विजहति । तनुभावनष्टसलिलाः आपगा. सन्तानात् व्यक्तिं भजन्ति । पश्य उत्क्षिप्ता केनापि भुवनम् मत्पार्श्वमानीयत इव । (શાર્દૂલવિક્રીડિત)

આ શ્લોકમા ઊંચે આકાશમાથી નીચે ઊતરતા દેખાતું અને બદલાતું જતું પૃથ્વીનું દૃશ્ય નિરૂપાયું છે કાલિદાસે આ નાટકના પહેલા અંકમા પૃથ્વી ઉપર વેગે ચાલતા રથમાથી પૃથ્વીનું વર્ણન કર્યું છે. विक्रमोर्वशीय मा આકાશમાર્ગમા ચાલતા રથનું વર્ણન આવે છે, જ્યારે અહીં આકાશમાથી ધરતી ઉપર આવતા ધરતીનું વર્ણન કરાયું છે. કાલિદાસે સ્વયમ્ આવો અનુભવ કર્યો હોય તે સંભવિત નથી. તે જોતા કાલિદાસના ભવ્ય કલ્પનાશક્તિ અને વર્ણનકૌશલની પ્રશંસા કરવી જોઇએ.

स्कन्धोदयात्–થડ દેખાવાને લીધે.

पर्णाभ्यन्तरलीनताम्–પાદડાની અંદર ઢંકાવાની દશા.

सन्तानात्–વિસ્તારને લીધે उदाररमणीया–ભવ્ય અને સુંદર. हेमकूटः–સુવર્ણના શિખરોવાળો. પર્વત સુવર્ણના શિખરોવાળો હોવાથી જ તેના ઉપરથી સુવર્ણનો રસ વહેતો હતો (कनकरसनिष्यन्दी) किंपुरुषपर्वत–પૌરાણિક ભૂગોળ પ્રમાણે પૃથ્વી ઉપર સાત દ્વીપો હતા : જમ્બુ, પ્લક્ષ, શાલ્મલ, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર. આ બધા દ્વીપો વળી ૯–૯ વર્ષ કે દેશમા વહેંચાયેલા હતા. તેમા जम्बुद्वीपના ૯ વર્ષ આ પ્રમાણે છે : कुरु, हिरण्मय, रम्यक, इलावृत्त, हरि, केतुमाल, भद्राश्व, किन्नर અથવા किंपुरुष અને भारत એ છે.

હેમકૂટ પર્વત ભારતની ઉત્તરે આવેલો છે અને भारत અને किंपुरुष વર્ષોનો સીમાડો બને છે. तपः संसिद्धिक्षेत्रम् તપની સિદ્ધિ માટેનું ક્ષેત્ર. કેટલીક ભૂમિ જ એવી પવિત્ર હોય છે કે જેના ઉપર કરવામા આવેલું તપ તરત જ ફળે છે.

**શ્લોક ૯** : स्वायंभुवात् मरीचेः यः प्रजापतिः प्रबभूव सुरासुरगुरुः सः सपत्नीकः अत्र तपस्यति ।

**स्वयंभू**–બ્રહ્મા. મરીચિ બ્રહ્માના પુત્ર હતા માટે સ્વાયંભુવ. મરીચિના પુત્રો પ્રજાપતિઓ કહેવાતા હતા. કાશ્યપપ્રજાપતિ મરીચિના પુત્ર હતા તેથી તેમને મારીચ પણ કહેવામા આવતા હતા. દેવો તેમના પત્ની અદિતિથી ઉત્પન્ન થયેલા પુત્રો હતા. આ કાશ્યપ અથવા મારીચમુનિ સપત્નીક જ્યાં તપ કરતા હતા તે પવિત્ર સ્થાનને વંદના કર્યા વગર જવાય નહિ. માટે રાજા કહે છે : अनतिक्रमणीयानि श्रेयांसि । પહેલા અંકમા કાશ્યપ અથવા કણ્વની ગેરહાજરીમાં પણ આ રાજા તેમના પ્રત્યે પોતાનો આદર વ્યક્ત કરવા તપોવનમાં ગયા વગર રહ્યો ન હતો એ યાદ કરવું જોઈએ.

प्रथमः कल्पः–ઉત્તમ વિચાર.

**શ્લોક ૧૦** : रथाङ्गनेमयः उपोढशब्दाः न, रजः प्रवर्तमानं न दृश्यते । अभूतल-स्पर्शतया निरुद्धतः तव रथः अवतीर्णः अपि न दृश्यते ।

**निरुद्धतः**—ક્ષોભ વિનાનો, આંચકા વિનાનો.

**શ્લોક ૧૧** : यत्र असौ वल्मीकार्धनिमग्नमूर्तिः, संदष्टसर्पत्वचा उरसा (उपलक्षितः) जीर्णलताप्रतानवलयेन कण्ठे अत्यर्थं संपीडितः अंसव्यापि शकुन्तनीडनिचितं जटामण्डलं बिभ्रत् मुनिः स्थाणुः इव अचलः अर्कबिम्बं स्थितः । (શાર્દૂલવિક્રીડિત)

અત્યંત વિકટ તપ કરનાર મુનિનું અહીં વર્ણન કરવામા આવ્યું છે. આ ઋષિ પોતાના ધ્યાનમાં એટલા તન્મય હતા કે તેમની આજુબાજુ રાફડો લાગી ગયો. તેની પણ તેમને ખબર પડી નહિ, તેમની છાતી ઉપર સર્પની કાંચળીઓ ચોંટી ગઈ,

કંઠમા જીર્ણ લતાઓના ગૂચળા વીંટળાઈ ગયા હતા અને ખભા ઉપર વ્યાપેલા જટાભાગમા પક્ષીઓએ માળા કર્યા હતા

**अभ्यर्कबिम्बम्**—સૂર્યબિંબની સામે (૧) अर्कबिम्बम् अभि । (અવ્યયીભાવ) "लक्षणेनाभिप्रती आभिमुख्ये।" પા ૨-૧-૧૪ અથવા (૨) अभि+अर्कबिम्बम्—અહીં अभि કર્મપ્રવચનીય છે

स्वर्गात् अधिकतर निर्वृतिस्थानम्—રાજાને આ સ્થાન સ્વર્ગ કરતા પણ વધારે શાન્તિપ્રદ લાગ્યુ તેનુ કારણ અહીં તપોમય, પવિત્ર વાતાવરણ હતુ એ તો ખરુ જ, પણ તે ઉપરાંત અહીં તેને પોતાની ઇષ્ટવ્યક્તિ પ્રાપ્ત થવાની હતી, તેના પણ સામા વિપ્રલંભની નિવૃત્તિનુ આ ક્ષેત્ર બનવાનુ હતુ તે પણ છે ભૂમિના વ્યક્તિત્વમા પણ માણસમા સૂચનો પેદા કરવાની શક્તિ હોય છે તેનુ દર્શન આ કવિ તથા ભવભૂતિમા દેખાય છે

**શ્લોક ૧૨** सकल्पवृक्षे वन उचिता प्राणाना वृत्ति अनिलेन, काञ्चनपद्मरेणु-कपिशे तोये धर्माभिषेकक्रिया, रत्नशिलातलेषु ध्यानम्, विबुधस्त्रीसंनिधौ सयम, यद् अन्य-मुनय तपोभि काङ्क्षन्ति तस्मिन् अमी तपस्यन्ति । (શાર્દૂલવિક્રીડિત)

હેમકૂટ પર્વત ઉપર સ્વર્ગીય વાતાવરણમા રહીને તપ કરી રહેલા તપસ્વીઓ કેવા નિસ્પૃહભાવે તપ કરી રહેલા હોય છે તેનુ વર્ણન આ શ્લોકમા છે સામાન્ય રીતે તપસ્વી તપ કરીને સ્વર્ગ પામવા ઇચ્છે સ્વર્ગમા કલ્પવૃક્ષ હોય જે ઇચ્છા પ્રમાણેનુ ફળ આપે, સુવર્ણ કમળોની રજથી ભૂખરા બનેલા જળાશયો હોય રત્નજડિત શિલાતલો અને દેવાંગનાઓ હોય આ બધી સુખોપભોગની વસ્તુઓની વચ્ચે રહીને જે તપસ્વીઓ તપ કરતા હોય તેની નિષ્કામબુદ્ધિને વંદન ઘટે. આ શ્લોકની ચતુર્થ પંક્તિમા "अन्यमुनय"—નો અર્થ મોક્ષની સાધના કરનારા નિષ્કામ મુનિઓ ન લેતા સામાન્ય અર્થમા માત્ર તપસ્વીઓ જ લઇશુ તો 'અત્યુક્તિ' લાગશે નહિ રૂઢ ભાષામા ઐહિક સુખ પ્રત્ય ઉદાસીન રહીને આમુષ્મિક સુખની ખેવના રાખનારાઓને 'મુનિ' કહેવાય છે જ રાઘવભટ્ટ यत् નો અર્થ स्थानम् કરે છે, પણ સંદર્ભ જોતા यत्નો અર્થ सुखम्—સ્વર્ગમા મળતુ સુખ લેવો જોઈએ

**उत्सर्पिणी**—ઊંચે ચઢનારી

**दाक्षायण्या॰** કાલિદાસે કેવી કળા કરી છે ! એક બાજુથી મારીચ અદિતિ અને મહર્ષિપત્નીઓને પતિવ્રતાધર્મ વિષે સમજાવી રહ્યા છે તે જ વખતે તેમની છાયામા દુષ્યન્ત–શકુન્તલા દંપતી તરીકે એક–બીજાને મળશે જાણે કે મારીચ ઉપદેશ આપવાનુ કામ પૂરુ કરે તે ગાળામા માતલિ રાજાને અશોકવૃક્ષના મૂળ પાસે ઊભા રહેવા કહે છે અને અહીં ઊભા રહીને જ રાજા પણ થોડી વારમા

જ અ-ગોક થવાનો હતો. अन्तरान्वेषी मनानि—નકની ગોધમા રહુ. માતલિ જાય છે રાજા એકલો પડે છે અને ત્યા જ તેનો જમણો હાથ ફરકે છે.

**શ્લોક ૧૩** : मनोरथाय न आशंसे । (हे) बाहो वृथा किं स्पन्दसे । श्रेयः पूर्वावधीरितम् । (अधुना) दुःखं हि परिवर्तते । (અનુષ્ટુભ્)

**मनोरथाय**–મનોરથને પામવા માટે.

પહેલા અંકમા કણ્વના તપોવનના દ્વારે પહોચેલા રાજાનો જમણો હાથ ફરકયો કે તરત જ રાજાએ તો પોતાને વામ્રીગમ થશે જ એવી પાકી આત્મશ્રદ્ધા સહજ રીતે રાખીને કહ્યુ હતુ કે अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र । ત્યારે રથના વેગને સહી ન શકતા ઘોડાઓની જેમ જ તેની આશાઓ પણ ઊછળી રહી હતી. હવે એનો એ રાજા સાતમા અંકમા એવો જ અનુભવ કરતા કેવો નિરાશામય ઉદ્ગાર કાઢે છે ! નાટકની પરિક્રમાએ રાજાની આશાના વેગને ભારે નિયંત્રિત કરી નાખ્યો છે—ઘર તરફ શાતિથી વળતા ઇન્દ્રના રથના વેગથીયે વિશેષ

**પૂર્વાવધીરિત૦**...આ વાકયને ત્રણ રીતે સમજાવવામા આવે છે :

(૧) કારણ કે, શ્રેયને પહેલા અવગણ્યુ હોય તો તે મુશ્કેલીથી પાછુ મળે છે

(૨) મોનિયર વિલિયમ્સ–પ્રથમ અવગણેલુ શ્રેય દુઃખમા પરિણમે છે.

(૩) પ્રો ગજેન્દ્રગડકર–પહેલા શ્રેયને અવગણેલુ છે. (હવે) દુઃખ જ ઘેરી વળે છે.

चापल्यम्–તોફાન

कथं गतः एव आत्मनः प्रकृतिम्–'શુ તારી જાત ઉપર ગયો જ કે ?' અહીથી 'સર્વદમન મુનિપુત્ર નથી, પણ કદાચ પોતાનો પુત્ર હોય' એવા સૂચનો દુષ્યન્તના મનમા નાખવાની તૈયારી કવિએ શરૂ કરી.

अबालसत्त्वः–બાળકમા ન હોય તેવા સત્ત્વવાળો

**શ્લોક ૧૪** · (य) आमर्दक्लिष्टकेसरम् अर्धपीतस्तनं सिंहशिशुं प्रक्रीडितुं बलात्कारेण मातुः कर्षति । (અનુષ્ટુભ્)

अर्धपीत०–अर्धं पीतः इति अर्धपीतः । (સુપ્સુપ્) अर्धपीतः स्तनः येन सः । तम्–સરખાવો : કુમાર૦ ૧:૪૪, ૪૫

अत्ययनिर्विशेषाणि–બાળકથી જુદા નહિ તેવા એટલે કે બાળક જેવા. निर्गतः विशेषः येभ्यः तानि निर्विशेषाणि ।

औरसः–उरसः जातः । મનુએ ગણાવેલા બાર પ્રકારના પુત્રોમા ધર્મપત્નીથી જન્મેલો સગો પુત્ર તે ઔરસ પુત્ર દુષ્યન્તને સર્વદમન જાણે પોતાનો સગો પુત્ર હોય તેવુ આકર્ષણ થાય છે. પણ હવે તો તે મનમાં મનોરથ બંધાવા દેતો જ નથી કારણ કે તેને કદાચ લાગતુ હશે : मनोरथा नाम तटप्रपाताः । એટલે તો તે એકદમ મનને વાળી લઈને કહે છે કે नूनं ..वत्सलयति–મારુ અપુત્રપણુ મને વત્સલ બનાવે છે.

यवीयः–ગુરુ ભારે (ક્રિયાવિશેષણ તરીકે).

**શ્લોક ૧૫ :** महतः तेजसः बीजम् अयं बालः एधापेक्षः स्फुलिङ्गावस्थया स्थितः वह्निः इव मे प्रतिभाति ॥ (અનુષ્ટુભ્)

**एधापेक्षः**—एधान् अपेक्षते असौ । ઇન્ધનની અપેક્ષાવાળો.

**શ્લોક ૧૬ :** (अन्व) प्रलोभ्यवस्तुप्रणयप्रसारितः जालग्रथिताङ्गुलिः करः इद्धरागया नवोषसा भिन्नम् अलक्ष्यपत्रान्तरम् एकपङ्कजम् इव विभाति ।

**प्रलोभ्य०**—લોભાવતી વસ્તુની માગણી માટે પ્રસારેલો.

जाल०—जालेन ग्रथिताः अङ्गुलयः यस्य सः । (બ. વ્રી.) જાળથી ગૂંથાયેલી આંગળીઓવાળો. રાઘવભટ્ટ સામુદ્રિક લક્ષણો બતાવતો નીચેનો શ્લોક નોંધે છે.

उक्तं च पुरुषलक्षणे सामुद्रे–अतिरिक्तः करो यस्य ग्रथिताङ्गुलिको मृदुः चापाङ्कुशाङ्कितः सोऽपि चक्रवर्ती भवेद्ध्रुवम् । एकपङ्कजम्–एकं मुख्यं पङ्कजमिव । तत्प्रथमविकसितत्वात् मुख्यत्वम् । મુખ્ય પંકજ–રાઘવ०

अलक्ष्यपत्रान्तरम्–જેની પાંખડીઓ વચ્ચેનું અંતર દેખાતું નથી તેવા.

इद्धरागया–(૧) જેનો લાલ રંગ ખીલી ઊઠયો છે તેવી (ઉષા) વડે.–રાઘવભટ્ટ. પણ આ રીતે આ વિશેષણ અપુષ્ટાર્થ બનશે, કારણ કે ઉષા ઇદ્ધરાગ ન હોય તોપણ કમળ તો ખીલે જ. (૨) એટલે આ શબ્દનો બીજો અર્થ સમૃદ્ધ કર્યો છે. (કમળનો) લાલરંગ જેણે તે (ઉષા) લઈ શકાય.

स्पृहयामि–જેની સ્પૃહા હોય તેની ચતુર્થી વિભક્તિ આવે છે. 'स्पृहेरीप्सितः' पा. १–४–३६ स्पृहयतेः प्रयोगे इष्टः सम्प्रदानं स्यात् । पुष्पेभ्यः स्पृहयति । दुर्ललिताय–दुष्टं ललितं यस्य । तस्मै । બ. વ્રી. તોફાની. તોફાનીના તોફાન પ્રત્યે સ્પૃહા જાગે તેને પણ પિતૃત્વનો અણસારો ગણવો જોઈએ

**શ્લોક ૧૭ :** अनिमित्तहासैः आलक्ष्यदन्तमुकुलान् अव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् अङ्काश्रयप्रणयिनः तनयान् वहन्तः धन्याः तदङ्गरजसा मलिनीभवन्ति । (વસંતતિલકા)

आलक्ष्य०–ईषद् लक्ष्यन्ते आलक्ष्याः । दन्ताः एव मुकुलाः दन्तमुकुलाः । (કર્મ.) आलक्ष्याः दन्तमुकुलाः येषां तान् । (બ. વ્રી.) જેમના દાતની કળીઓ સહેજ દેખાય છે એવા.

अव्यक्त०–अव्यक्ताः वर्णाः अव्यक्तवर्णाः । तैः रमणीयाः वचसः प्रवृत्तयः येषां तान् । (બ. વ્રી.) અસ્પષ્ટ વર્ણોચ્ચારથી જેમની બોલવાની પ્રવૃત્તિ રમણીય લાગે છે તેવા.

સરખાવો : "ને કાલી કાલી બોલી ના સમજાય તેરી તોતલી" –શ્રી યાજ્ઞિક.

છેલ્લી બે પંક્તિઓનું ભાષાન્તર જુઓ:–"અંકે ચઢીને બેસવા બહુ તલપતા સુત જે લિયે, થાયે મલિન વળી અંગ જેનાં ધન્ય તેને લેખિયે."–યાજ્ઞિક

આ શ્લોકમાં પિતાના મનમાં વસી જતી વિવિધ બાલચેષ્ટાઓનું સચોટ અને હૃદયંગમ આલેખન કરવામાં આવ્યું છે. દુષ્યંતના હૃદયની અહીં વ્યક્ત થયેલી બાલલાલસામાં કોઈ પણ પિતાનું પોતાના પુત્ર પ્રત્યેનું સનાતન વાત્સલ્ય વહી આવ્યું છે. એમ કહેવાય છે કે આ શ્લોકનું લેટિન ભાષાન્તર વાંચીને ગેટે માથા ઉપર શાકુન્તલ મૂકીને નાચ્યો હતો.

આની સાથે સરખાવો :– "अहेतुहासच्छुरिताननेन्दुर्दुर्हाङ्गणक्रीडनधूलिधूम्रः । मुहुर्रुदन् किंचिदलक्षितार्थं मुदं ततोरङ्कगतस्तनान ।–કુમાર૦ ૧૧:૪૩., અને અનિયતરુદિતસ્મિતં વિરાજત્કતિપયકોમલદન્તકુડ્મલાગ્રમ્ । વદનકમલકં શિશોઃ સ્મરામિ સ્ખલદસમઞ્જસમઞ્જુજલ્પિતં તે ॥ ઉત્તર૦ ૪:૪.

दुर्मोचहस्तग्रहेण–જેના હાથની પકડ છોડવી મુશ્કેલ છે તેનાથી.

डिम्भलीलया–બાળલીલાથી.

**શ્લોક ૧૮ :** आश्रमविरुद्धवृत्तिना त्वया सत्त्वसंश्रयसुखः अपि संयमः, कृष्णसर्पशिशुना चन्दनः इव, निर्मिति जन्मनः एव दूष्यते । (રથોદ્ધતા)

સર્વદમન આશ્રમવિરુદ્ધ વર્તીને સંયમને દૂષિત કરતો હતો, જેવી રીતે કાળા સર્પનું બચ્ચું જન્મથી ચંદનને દૂષિત કરે છે. આ શ્લોક પ્રમાણે સંયમને ચંદન સાથે સરખાવવામાં આવ્યો તથા સર્વદમનને કૃષ્ણસર્પશિશુ સાથે.

सत्त्वसंश्रयसुखः—૧. પ્રાણીઓ આશ્રય લેતાં હોવાથી સુખકારક-सत्त्वाना संश्रयेण सुखः । ૨. सत्त्वानां संश्रयाय सुखः । પ્રાણીઓને આશ્રય લેવા માટે સુખકારક અથવા ૩. सत्त्वानां संश्रयेण अधिरक्षणेन सुखं प्रीतिः यस्मात् । ઘણાં પ્રાણીઓ તેમાં આશ્રય લેતાં હોવાથી જે બધાને સુખકારક નીવડયો હતો.

વિલિયમ્સ जन्मनः संयमः–"જન્મથી પિતા પાસેથી પ્રાપ્ત થયેલો સંયમ" એમ વાંચે છે. પણ આ અર્થઘટન સ્વાભાવિક લાગતું નથી. जन्मनःને બદલે जन्मतः એવું પાઠાન્તર પણ છે.

શ્રી ગય सत्त्वसंश्रयसुखः ને બદલે सत्त्वसंश्रयगुणः એવો પાઠ સ્વીકારે છે.

स्थानप्रत्ययात्–સ્થાન ઉપરના વિશ્વાસને લીધે. આ સ્થાનમાં બધા ઋષિઓ જ હોય એવો અમારો વિશ્વાસ હોવાને લીધે.

**શ્લોક ૧૯ :** कस्यापि कुलाङ्कुरेण अनेन स्पृष्टस्य मम गात्रेषु एवं सुखम् । अथ यस्य कृतिनः अङ्गात् प्रसूतः तस्य चेतसि का निर्वृतिं कुर्यात् । (ઉપજાતિ)

સર્વદમનના શરીરસ્પર્શથી દુષ્યન્તને અપાર આહ્લાદ થયો.

સરખાવો : 'शिरोरालिङ्गन तस्माच्चन्दनादधिकं भवेत् ।' અને 'पुत्रस्पर्शात् सुखतरः स्पर्शो लोके न विद्यते ।'

**अप्रतिलोमः**—પ્રતિલોમ એટલે વાળની–રુંવાડાની વિરુદ્ધ, એટલે કે પ્રતિકૂળ. અપ્રતિલોમ એટલે અનુકૂળ.

एकान्वयः—એક જ વંશનો.

શ્લોક ૨૦ : पूर्वं ये रसाधिकेषु भवनेषु क्षितिरक्षार्थं निवासम् उशन्ति, पश्चात् तेषां नियतैकयतिव्रतानि तरुमूलानि गृहीभवन्ति । (ઔપચ્છંદસિક)

**रसाधिकेषु**—સ્પષ્ટ. (१) अधिकाः रसाः येषु तेषु । બ.વ્રી. (वाहिताग्न्यादिवत् રસ પછી અધિક મુકાયેલ છે.)

(२) रसाः अधिकाः (प्रधानाः) येषु तेषु ।

(३) रसैः अधिकानि (उत्तमानि) तेषु । नियतैकयतिव्रतानि—જેમાં યતિનું એક જ નિયમયુક્ત વ્રત છે. પાઠાન્તર : नियतैकपतिव्रतानि—જ્યાં નિયમયુક્ત એવી એક જ પતિવ્રતા સ્રી છે

हन्त, द्वितीयमिदमाशाजननम्—हन्त અહીં આનંદનો ઉદ્ગાર છે. બાળક પુરુવંશનો છે તે પહેલી આશાજનક બાબત, અને તેની માતા અપ્સરાની સંબંધી છે તે બીજી આશાજનક બાબત.

अनार्यः परदारव्यवहारः—अनिर्वर्णनीयं परकलत्रम् ના જેવી અહીં પણ નાટયાત્મક વિધિવક્રતા છે. अनार्यः-આર્યને શોભે નહિ તેવો.

**शकुन्तलावण्यं प्रेक्षस्व**—રાજા બાળકની માતાનું નામ ન પૂછીને પોતાનું આર્યત્વ ટકાવી રાખે છે ત્યાં જ કવિ બીજી રીતે 'શકુન્તલાનું' નામ જાહેર કરે છે. सउन्दलावण्ण એ પ્રાકૃત શબ્દનું સંસ્કૃત शकुन्त–लावण्यम् (પક્ષીનું સૌન્દર્ય) અને शकुन्तलावर्णम् એ બન્ને સર્વદમનને થાય. તાપસીને शकुन्तलावण्यम् અભિપ્રેત છે, જ્યારે માતૃવત્સલ शकुन्तलावर्णम् સમજાય છે.

अज्जुए=अत्तिके માતાને માટે વપરાતો વહાલસૂચક શબ્દ છે. બીજો પાઠ अत्तिए=अत्तिके છે. તેનો અર્થ 'બહેન' થાય.

अपि नाम—આશા અને અનિશ્ચય બન્ને સૂચવે છે. મૃગતૃષ્ણિકાની જેમ આ પ્રસંગ મને વિષાદ તો નહિ ઉપજાવે ને ।

नाममात्रप्रस्तावः પાઠ બરાબર નથી; કારણ કે આ પ્રસંગ માત્ર નામ ઉપર આધાર રાખતો નથી. जातकर्म—બાળકને બાર શુદ્ધિસંસ્કાર કરવામાં આવતા તેમાં

जातकर्मसंस्कार ચોથો અથવા જન્મ પછી કરવામા આવતો પહેલો સંસ્કાર છે તેમા નાભિની નાળને તોડના પહેલા યોગ્ય મંત્રોથી બાળકને સોનાના ચમચામા ઘી અને મધ આપવામા આવતા. ઘણું ખરું આ ક્રિયા પિતા પોતે કરતો જુઓ.

प्राङ्नाभिवर्धनात् पुंसो जातकर्म विधीयते ।
मन्त्रवत् प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् । मनु २-२९

विवाद.-विरुद्ध. वाद: । તે કર્ણનો વિવાદ કે 'મારા પિતા દુષ્યન્ત છે, તમે નહિ' એ જ ખાતરી કરાવે છે.

एकवेणीधरा—વિરહિણી સ્ત્રીઓ પોતાનો કેશકલાપને એકીસાથે એક ગાંઠ વાળીને પાછળ છૂટા રાખતી. તેમા પુષ્પ વગેરે શણગાર ન કરતી. શકુન્તલા 'એકવેણીધરા' હતી, કારણ કે તેને દુષ્યન્તનો વિરહ હતો કેટલાકના મત પ્રમાણે પતિની ઉપસ્થિતિમા છેલ્લીવાર જે વેણી સ્ત્રીએ બાંધી હોય તે જ સ્થિતિમા વિરહાવસ્થા દરમિયાન તે રહેતી. આ બરાબર લાગતુ નથી, કારણ કે એ રીતે તો સ્ત્રી ઘણી ગંદી લાગે.

न मे...भागधेयेषु—દુ ખના અનન્ત સમુદ્રને તળિયે ડૂબેલી શકુન્તલાને પોતાનું ભાગ્ય કદી સવળું બનશે તેવી આશા નથી. આ ભાવ અત્યંત સ્વાભાવિક છે અને દુષ્યતમા પણ આપણે તેવી નિરાશા જોઈએ છીએ જ કોઈ મનુષ્ય જન્મથી પોતાનુ ભાગ્ય સુન્દર બનશે તેવી આશાય શકુન્તલાને ક્યાથી હોય?

શ્લોક ૨૧ : परिधूसरे वसने वसाना नियमक्षाममुखी धृतैकवेणिः शुद्धशीला (या एषा) अतिनिष्करुणस्य मम दीर्घं विरहव्रतं बिभर्ति ।

આ શ્લોકમા રહેલા વિરહિણીના ચિત્ર સાથે સરખાવો कुमारसंभव ની તપસ્વિની પાર્વતીનુ ચિત્ર કે उत्तररामचरित ૩.૪ માનુ, આ ચિત્ર

परिपाण्डुदुर्बलकपोलसुन्दरं दधती विलोलकबरीकमाननम् ।
करुणस्य मूर्तिरथवा शरीरिणी विरहव्यथेव वनमेति जानकी ॥

ઉત્તરરામચરિતમાનુ વિરહિણી સીતાનુ આ ચિત્ર છે પહેલા અંકની યૌવનસુલભ શકુન્તલાના ચિત્ર સાથે છેલ્લા અંકની આ શકુન્તલાનુ ચિત્ર પણ સરખાવવા જેવું છે હવે તેની મુગ્ધતા ઉપર સમયરૂપી કલાકાર અજબ પહેલ પાડયા છે અને એક વિશિષ્ટ આકૃતિ ઊપસી આવી છે હવે તેનામા બાહ્ય સૌન્દર્યનુ ઉન્મત્ત ચાપલ્ય નથી, પણ જીવનની એક પૂરી કરેલી પરિક્રમાએ આપેલી ઊંડી સાધુતા છે.

न खलु आर्यपुत्र इव—વિરહવિવશ દુષ્યત પશ્ચાત્તાપમા તપી તપીને કેટલો દુર્બળ થઈ ગયો હતો એ કાલિદાસે અહી બતાવ્યુ છે જાણે એ દુષ્યન્ત જ નહિ! પાચમા અંકમા દુષ્યન્ત શકુન્તલાને ઓળખી શક્યો ન હતો એની જ જાણે સમતુલા સચવાતી હોય તેમ અહી શકુન્તલા દુષ્યન્તને પહેલા ઓળખી શકી નહિ પરંતુ

આ અપ્રત્યભિજ્ઞાન લાબું ચાલ્યું નહિ. થોડી વારમા જ પ્રિયે શબ્દ સાભળીને શકુન્તલાએ તો પોતાના બદલાયેલા નસીબને ઓળખી લીધુ.

**શ્લોક-૨૨ :** सुमुखि, दिष्ट्या स्मृतिभिन्नमोहतमस मे प्रमुखे स्थिता असि । उपरागान्ते रोहिणी शशिन. योग समुपगता । (આર્યા)

**स्मृति० .** જેનો મોહરૂપી અંધકાર સ્મૃતિથી ભેદાઈ ગયો છે-દૂર થયો છે તેવા.

उपराग-ગ્રહણ સત્તાવીસ નક્ષત્રો ચંદ્રની પત્નીઓ હતી તેમા રોહિણી ચંદ્રને અત્યંત પ્રિય હતી.

**શ્લોક-૨૩ :** *बाष्पेण जयशब्दे प्रतिषिद्धे अपि मया जितम् । यद् अस स्काररपाट-लोष्ठपुट ते मुख दृष्टम् ।* (અનુષ્ટુભ્ )

શકુન્તલા *जयतु जयतु आर्यपुत्र* કહેવા જતી હતી પણ *जयतु जयतु* શબ્દ બોલતા જ તેના કંઠે ડૂમો ભરાયો અને બાકીના શબ્દો તેના ગળામાથી નીકળી શકતા નથી. લાંબા સમયે, વિકટ માનસિક યાતના પછી શકુન્તલા ભાવવિવશ થઈ જાય તે સ્વાભાવિક હતું. આ ઉપરાત પાચમા અંકમા જેને 'आर्यपुत्र' કહી શકાયો નહોતો, તેને એકદમ 'आर्यपुत्र' કહેતા જીવ ન ચાલે તે પણ એટલુ જ સ્વાભાવિક છે ને? પરંતુ રાજા કહે છે : ભલે તું જયશબ્દ પૂરો ન બોલી શકી, છતા હું તો જીતી જ ગયો છુ; કારણ કે આટલો સમય તે તો મારું દીર્ઘ વિરહવ્રત કરતા કરતા ઝુરી ઝુરીને જ કાઢ્યો છે તે તારુ સુશોભન વગરનુ ફિક્કા હોઠવાળું મુખ જ કહી આપે છે.

**ते भागधेयानि पृच्छ**-હજુ સર્વદમનના "આ કોણ છે"? તેનો યોગ્ય જવાબ આપવા જેટલી શ્રદ્ધા શકુન્તલામા જન્મી નથી; આમ છતા તેનો જવાબ ખોટો તો નથી જ. ગૂઢ સૂચક વાકયમા શકુન્તલાએ તો દુષ્યન્તની જીભને જ બોલવા પ્રેરી છે, પરંતુ આટલુ બોલતા જ ક્રૂર વિધિએ આપેલ આઘાતોની કળ પામેલું તેનું મન ખુલી જાય છે અને તેમાથી લાગણીનો ભાગ આસુ બનીને વહેવા લાગે છે

**શ્લોક ૨૪.** सुतनु, प्रत्यादेशव्यलीक ते हृदयात् अपैतु । तदा मे मनसः बलवान् संमोह किमपि आसीत् । हि प्रबलतमसा शुभेषु एवं प्रायाः वृत्तय भवन्ति । अन्ध शिरसि क्षिप्ता स्रजम् अपि अहिशङ्कया धुनोति । (હરિણી)

રાજા શકુન્તલાના મનમાથી પ્રત્યાદેશનું શલ્ય કાઢી નંખાવવા પ્રયત્ન કરે છે. તે સમયે તેના મન ઉપર કોઈ બળવાન સંમોહ અંધકાર થઈ ગયો હતો એટલે આંધળો માણસ જેમ ફૂલની માળાને સર્પ માનીને તરછોડે તેમ તેણે શકુન્તલાને અનાદર કર્યો. આ શ્લોકની ઉપમા નગ્ન છે. મંદગતિથી ચાલતા આ છંદની મંદ સ્વરભંગીઓ હૃદયોમાથી ઊતરી જાય તેવી છે.

જુઓ વિષ્ણુપુરાણ ૧ : ૧૫ मारीचात् कश्यपाज्जातास्तेऽदित्या दक्षकन्यया । तत्र विष्णुश्च शक्रश्च जज्ञाते पुनरेव हि ॥ अर्यमा चैव धाता च त्वष्टा पूषा तथैव च । विवस्वान् सविता चैव मित्रो वरुण एव च । अंशो भगश्चादितिजा आदित्या द्वादश स्मृताः ॥ રાઘવભટ્ટ બાર આદિત્યોને સૂર્યની બાર કળાઓ ગણે છે.

आत्मभुवः अपि परः पुरुषः–વિષ્ણુ–પુરુષોત્તમ. તેમણે વામન તરીકે અદિતિને પેટે અવતાર લીધેલો, તેથી તમને उपेन्द्र–ઇન્દ્રના નાના ભાઈ કહેવાય છે.

दारकसहिता–શકુન્તલા भर्तृसहिता નથી કહેતી તેમા પણ તેની સ્વભાવસહજ લજ્જા છે, અલબત્ત दारकसहिता કહેવામા પતિનું અસ્તિત્વ નિર્દેશાઈ જાય છે જ.

શ્લોક ૨૮ : भर्ता आखण्डलसमः, सुतः जयन्तप्रतिमः ते अन्या आशीः न योग्या; पौलोमीसदृशी भव । (અનુષ્ટુભ્)

आखण्डयति इति आखण्डल । વેદમા કહ્યા પ્રમાણે ઇન્દ્રે અસુરના નગરોને તોડી નાખ્યા હતા તેથી તેને आखण्डल કહેવાય છે. पौलोमी–ઇન્દ્રાણી, શચી. તે पुलोमन् નામના દાનવની પુત્રી હતી, તેથી पौलोमी કહેવાય છે. શચી અખંડ સૌભાગ્યવતી ગણાય છે, માટે શકુન્તલાને માટે તેના જેવું સૌભાગ્ય ઇચ્છવામા આવ્યું છે અત્યારે પણ નવદમ્પતીને ઇન્દ્ર–ઇન્દ્રાણીનું સૌભાગ્ય ઇચ્છવામા આવે છે.

भर्तुः अभिमता–સ્ત્રીને માટે પતિને પ્રિય થવું તે મોટું સુખ ગણાતું. આવો જ આશીર્વાદ ચતુર્થ અંકમા પણ તાપસીઓએ શકુન્તલાને આપ્યો હતો.

શ્લોક ૨૯ : दिष्ट्या शकुन्तला साध्वी, इद सदपत्य, भवान् (च)–श्रद्धा वित्त विधिः च इति त्रितय समागतम् ।

અહીં સમુચિત રીતે જ યજ્ઞની ભાષામાં મારીચે આશીર્વાદ આપ્યો છે. ભારતીય આદર્શ પ્રમાણેના પ્રસન્ન દામ્પત્ય માટે આ આશીર્વાદ ઘણો યોગ્ય છે. પતિને યોગ્ય રીતે પામેલી સાચી સ્ત્રી–શ્રદ્ધા બને છે, આદર્શ કુટુમ્બનો અધિષ્ઠાતા પુરુષ વિધિ બને છે અને બાળક વિત્ત બને છે. આ ત્રણમાથી એક પણ અંગ પાંગળું હોય તો દામ્પત્યસંગત સ્યાતું નથી. પરિપૂર્ણ દામ્પત્ય પૂર્ણ યજ્ઞ બને છે અને જગતને માટે શ્રેયસ્કર નીવડે છે. આ રીતે કાલિદાસની ભાવના પ્રમાણે પ્રણય માત્ર સ્ત્રી અને પુરુષ એ બે વ્યક્તિઓના જ સુખ માટે નથી, તે તો સુંદર જીવનને ઘડનારાં બધાં જ તત્ત્વોનું કેન્દ્રવર્તી પરિબળ છે.

भवान्—આ સંબોધનની યોજના માટે જુઓ :

देवतान्तरे ये देवा महात्मानो महर्षयः ।
भवन्ति ते वाच्य सर्वेषां देविष्यवत् ॥—अमर

**શ્લોક ૩૦ :** पूर्वं कुसुमम् उदेति, ततः फलम्, प्राक् घनोदयः तदनन्तरं पयः । अथ निमित्तनैमित्तिकयोः क्रमः । तु संपदः तव प्रसादस्य पुरः । (વંશસ્થવિલ)

**नैमित्तिक**—કાર્ય. કારણ હમેશા કાર્યની પહેલા આવે, જ્યારે અહીં તો દુષ્યન્તને પુત્રપત્નીરૂપ સંપત્તિ પહેલા મળી અને તેના કારણરૂપ દર્શન–આશીર્વાદરૂપી પ્રસાદ પછી મળ્યો.

युष्मत्सगोत्रस्य कण्वस्य–તમારા સમાન ગોત્રવાળા કણ્વ. કણ્વને પણ કાશ્યપ કહેવાય છે. તે કદાચ આ ગોત્રસામ્યને લીધે પણ હોય, અથવા પ્રો. ગજેન્દ્રગડકર કહે છે તેમ गोत्र શબ્દનો અહીં લક્ષણામા 'સંબંધી' એવો પણ અર્થ લેવાતો હોય. समानं गोत्रं यस्य सः सगोत्रः । युष्माभिः सगोत्रः तस्य ।

**શ્લોક ૩૧ :** यथा समक्षरूपे गजो न इति, अपक्रामति तस्मिन् संशयः स्यात्, पदानि दृष्ट्वा तु प्रतीतिः भवेत्, तथाविधः मे मनसः विकारः (अस्ति) । (ઉપજાતિ)

અહીં પાચમા અંકથી માડીને દુષ્યન્તના મનમા જે વિચિત્ર વિકારો જન્મ્યા હતા, તેનું દિગ્દર્શન કરાવ્યું છે.

दिष्ट्या अकारणप्रत्यादेशी न आर्यपुत्रः—મારીચ પાસેથી દુર્વાસાના શાપ અંગેની હકીકતો જાણ્યા બાદ શકુન્તલા આનંદ અનુભવે છે પોતે મૂકેલી શ્રદ્ધાની બાબતમા પોતે કયારેય છેતરાઈ ન હતી તે જાણ્યાનો આનંદ જેવો તેવો ન હોય. પોતાનો દુષ્યન્ત કદીય અ–દુષ્યન્ત નહોતો બન્યો તે તેના પરમ સંતોષનો વિષય છે.

**શ્લોક ૩૨ :** शापात् भर्तरि स्मृतिरोधरूक्षे (सति त्व) प्रतिहता असि । (भर्तरि) अपेततमसि (तु सति) तव एव प्रभुता । मलोपहतप्रसादे दर्पणतले छाया न मूर्च्छति । शुद्धे तु (सा) सुलभावकाशा (भवति) । (વસંતતિલકા)

ભારતીય લગ્નજીવનમા દેખીતી રીતે પુરુષ મુખ્ય છે, પરંતુ સ્ત્રી પોતાના સદ્ગુણોથી ઉત્તમ ગૃહિણી બની શકે ત્યારે તો તેની જ પ્રભુતા પુરુષ ઉપર પણ રહે છે પરંતુ કોઈપણ સિદ્ધિ મેળવવા માટે જરૂરી વ્યક્તિવિકાસ કેળવવા થોડી તિતિક્ષા આવશ્યક છે. મારીચ શકુન્તલાને વચ્ચે બની ગયેલી શાપજન્ય હકીકતને તદ્દન ભૂલી જઈને દુષ્યન્ત તરફ પહેલાની નજરે જ જોવા, તેનો વિશ્વાસ રાખવા કહે છે.

शाकुन्तलेयः=શકુન્તલાનો પુત્ર.

**શ્લોક ૩૩ :** अनुद्घातस्तिमितगतिना रथेन तीर्णार्णवः अयम् अप्रतिरथः सप्तद्वीपा वसुधा पुरा जयति । सत्त्वानां प्रसभदमनात् इह अत्र सर्वदमनः (इति ख्यातः) । लोकस्य भरणात् पुनः भरत इति आख्यां यास्यति । (શિખરિણી)

**अनुद्घात०**—न उद्घातः यस्य सः अनुद्घातः । स्तिमिता गतिः यस्य सः स्तिमितगतिः अनुद्घातः अत एव स्तिमितगतिः । तेन । આંચકો ન આવતો હોવાથી સ્થિર ગતિવાળા.

**सप्तद्वीपां वसुधाम्**–પુરાણો પ્રમાણે સાત દ્વીપ તે જમ્બુ, પ્લક્ષ, શાલ્મલ, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર. ભારત જમ્બુદ્વીપમા આવેલો છે. દ્વીપની સંખ્યા ઘણીવાર ૪,૭,૯ કે ૧૮ની ગણવામા આવે છે.

पुरा जयति=नून जेष्यति । पुरा અને यावत् જ્યારે વર્તમાનકાળના ધાતુ સાથે વપરાય ત્યારે તે ધાતુ ભવિષ્યકાળનો અર્થ તથા અવ્યયો નિશ્ચય બતાવે. 'यावत्पुरानिपातयोर्लट् ।' पा. ३ : ३ : ४. (यावद् भुङ्क्ते । पुरा भुङ्क्ते । निपातावेतौ निश्चय द्योतयतः । सि. कौ )

अप्रतिरथः–જેની સામે કોઈનો રથ ઊભો રહી શકે તેમ નથી તેવો મહારથી.

श्रुतविस्तरः–જેણે વિગતો સાભળી છે તેવો. શકુન્તલાના પ્રતિકૂળ દેવનું શમન થયું છે, તેની જાણ કણ્વને કરવી જોઈએ એવી અદિતિની ઇચ્છા આદર્શ ગૃહિણીને ખૂબ શોભે તેવી છે. પોતાને લાધેલા સૌભાગ્યની 'તપશ્ચરણપીડિત' તાત કાશ્યપને જાણ કરવાનો મનોરથ શકુન્તલાને તો હોય જ ને ?

माम् अनभिक्रुद्धः–क्रुध् અને द्रुह् આગળ अभि ઉપસર્ગ આવતા તે જેના ઉપર ગુસ્સો કરવાનો હોય તેની દ્વિતીય વિભક્તિ લે છે જુઓ: 'क्रुध् द्रुहोरुपसृष्टयो. कर्म' । पा. १ : ४ : ३८ अनतिक्रुद्ध. એ પાઠાન્તર બરાબર નથી.

**શ્લોક ૩૪ :** विडौजाः तव प्रजासु प्राज्यवृष्टिः भवतु । वितयज्ञः त्वमपि स्वर्गिणः प्रीणयस्व । एवम् उभयलोकानुग्रहश्लाघनीयैः अन्योन्यकृत्यैः युगशतपरिवर्तान् नयथ । (માલિની)

આ શ્લોક આમ તો દુષ્યન્તને ઉદ્દેશીને બોલવામા આવ્યો છે, છતા તેનો ભાવાર્થ માનવમાત્રને માટે છે. દેવો આપણને વૃષ્ટિ અને પરિણામે ધાન્ય આપે, તો માનવોએ પણ સામેથી સતત યજ્ઞો કર્યા કરીને દેવોને પ્રસન્ન કરવા જોઈએ. યુગો માટે માનવ અને દેવોની સુખાકારી આવા સ્વર્ગ અને પૃથ્વીના પરસ્પરાશ્રય ઉપર રહેલી છે. આ જ થઈ આપણી યજ્ઞભાવના. સરખાવો: ગીતા ૩:૧૧–देवान्भावयतानेन ते देवा भावयन्तु वः । परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥

ભારતીય ગ્રંથોમા સર્વત્ર દેખાતી 'वैराग्यो भवति वैराग्यादी'ના [illegible] ઘણી યજ્ઞભાવના કાલિદાસની જીવન દૃષ્ટિનો પણ મુખ્ય સૂર બની છે

સરખાવો:—'त्वत्कार्ये वासवः कुर्यात् त्वं च तस्येष्टमाचरेः । सूर्यः समेधयत्यग्निमग्निः सूर्यं च तेजसा ॥ વિક્રમો० ૫ : ૨૩. તથા રઘુવંશ ૧ : ૨૬ અને ૪:૧૬. યુગશત—ચાર યુગ ગણાય છે. सत्य, त्रेता, द्वापर અને कलियुग. તે દરેકમા ઉત્તરોત્તર ધર્મ-ભાવનાનો હ્રાસ થતો ચાલે છે. विडौजाः–ઇન્દ્ર. તેની વ્યુત્પત્તિ નીચે મુજબ આપી શકાય છેઃ (૧) विड् એટલે દુશ્મનોનો નાશ કરનારું તેજ. विड् भेदकम् ओजः यस्य सः विडौजाः । દુશ્મનોને ભેદનાર તેજવાળો (૨) विश्=મનુષ્યો અગર પ્રજા. विड्सु मनुष्येषु तेजः यस्य सः । પ્રજામા જેનું તેજ ફેલાયેલું છે. (૩) वेवेष्टि इति विट् । विट् व्यापक तेजः यस्य सः । જેનું તેજ વ્યાપક છે તે આમ विडौजाः શબ્દ બને. वशयोः अभेदः ગણાય છે એટલે એ રીતે विडौजाः શબ્દ બન્યો.

भरतवाक्य–સંસ્કૃત નાટકમા આવતો આ છેલ્લો શ્લોક છે આ શ્લોક પાસે આવતાં નાટક પૂરું થયું હોય છે એટલે જુદા જુદા નટો તેમણે ધારણ કરેલાં પાત્રો મટી જાય છે અને કેવળ નટો તરીકે જ રંગભૂમિ ઉપર આ શ્લોક સાથે મળીને બોલે છે. અહીં નટોને ભરતો કહેવામા આવ્યા છે, કારણ કે રાઘવભટ્ટ બતાવે છે કે પ્રસ્તાવનાની પછી નટોનું વાક્ય આવતું નથી. જુઓઃ भरतवाक्य नटवाक्यम् । नाटकाभिनयसमाप्तौ सामाजिकेभ्यो नटेनाशीर्दीयत इत्यर्थः । प्रस्तावनानन्तरं नटवाक्याभावादत्र भरतवाक्यमित्युक्तिः । રાઘવભટ્ટના મત અનુસાર ભરતવાકયમા સામાજિકોને આશીર્વાદ આપ્યા હોય છે.

**શ્લોક ૩૫** : पार्थिवः प्रकृतिहिताय प्रवर्तताम् । श्रुतमहता सरस्वती महीयताम् । परिगतशक्तिः आत्मभूः नीललोहितः मम अपि च पुनर्भवं क्षपयतु । (રુચિરા)

આ શ્લોકમા કવિએ પોતાની છેલ્લી ઇચ્છાઓ રજૂ કરી છે. પહેલા તેણે રાજાના કાર્ય માટેનો પોતાનો આદર્શ વ્યક્ત કર્યો છે. 'રાજા પોતાની પ્રજાના હિત માટે પ્રવૃત્ત રહ્યા કરો.' પ્રજાની બાબતમા તેની ભાવના એ છે કે પ્રજામા વિદ્વાનોની વિદ્યા મહત્તાને પામે. કવિનું એ દર્શન છે કે જે સમાજમા સરસ્વતીનું ગૌરવ થતું નથી, સારસ્વતો પૂજાતા નથી તે સમાજ મૂઢ બની જાય છે, તેની પ્રગતિ અને આબાદી થતાં નથી. કેટલાકને લાગે છે કે બીજી પંક્તિમા કવિએ પોતાના વર્ગના માણસો–લેખકોની આબાદી ઇચ્છી છે. છેલ્લી પંક્તિમાં કવિએ 'ભગવાન નીલલોહિત પોતાના પુનર્જન્મનો નાશ કરે. પોતાને મોક્ષ આપે તેવી શુભેચ્છા વ્યક્ત કરી છે. આની સાથે કવિના બીજાં બે નાટકોના ભરતવાકયો સરખાવવા સ્પષ્ટ થઈ પડશે.

આ નાટકનો પ્રારંભ શંકરની સ્તુતિથી થયો તો શિવને જ સ્મરવામા આવેલી પ્રાર્થનામા તે સંપૂર્ણ થયું. અને એક શિવતત્ત્વમાથી નીકળેલી આખી નાટ્યસૃષ્ટિએ કરાવેલી શૃંગારપ્રધાન રસવૃત્તિની અનુભૂતિ પેદા કરી અધ્યમૂર્તિની જ અનુભૂતિમાં પરિસમાપ્ત થઈ, અને મહાકવિએ કરેલું જુદા જુદા વિભાવાદિનું નિરૂપણ છેલ્લે રસો રૂપે મન, એકત્વ પામ્યું, અને કોઈ સાથે છેડેલા વાદી સંવાદી સ્વરો એકત્વને પામી એક સુમધુર સંગીત બન્યા.

•

## अभिज्ञानशाकुन्तलम् નાં કેટલાંક સુભાષિતો

१. अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ।
२. अचेतनं नाम गुणं न लक्षयेत् ।
३. अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम ।
४. अतिस्नेहः पापशङ्की ।
५. अतः परीक्ष्य कर्तव्यं विशेषात्संगतं रहः ।
६. अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ।
७. अथवाऽनार्यः परदारव्यवहारः ।
८. अथवा भवितव्यता खलु बलवती ।
९. अथवाऽविश्रमोऽयं लोकतन्त्राधिकारः ।
१०. अनियन्त्रणानुयोगस्तपस्विजनो नाम ।
११. अनिर्वर्णनीयं परकलत्रम् ।
१२. अर्थो हि कन्या परकीय एव ।
१३. अहो कामी स्वतां पश्यति ।
१४. अहो चेष्टाप्रतिरूपिका कामिजनमनोवृत्तिः ।
१५. अहो सर्वास्ववस्थासु रमणीयत्वमाकृतिविशेषाणाम् ।
१६. आपन्नाभयसत्रेषु दीक्षिताः खलु पौरवाः ।
१७. आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि ।
१८. उत्सर्पिणी खलु महतां प्रार्थना ।
१९. उत्सवप्रियाः खलु मनुष्याः ।
२०. उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ।
२१. औत्सुक्यमात्रमवसाययति प्रतिष्ठा ।
२२. किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ।
२३. कदापि सत्पुरुषाः शोकपात्रात्मानो न भवन्ति ।
२४. गुर्वपि विरहदुःखमाशाबन्धः साहयति ।
२५. छाया न मूर्छति मलोपहतप्रसादे शुद्धे तु दर्पणतले सुलभावकाशा ।
२६. तमस्तपति घर्मांशौ कथमाविर्भविष्यति ।
२७. न खलु धीमतां कश्चिदविषयो नाम ।
२८. न तादृशा आकृतिविशेषाश्चिरं दुःखभागिनो भवन्ति ।

२९. ननु प्रवातेऽपि निष्कम्पा गिरयः ।

३०. न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ।

३१. पतिकुले तव दास्यमपि क्षमम् ।

३२. परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः ।

३३. पूर्वावधीरितं श्रेयो दुःखं हि परिवर्तते ।

३४. प्रायः स्वं महिमानं क्षोभात्प्रतिपद्यते हि जनः ।

३५. बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ।

३६. भगवन् वरः खल्वेषः । नाशीः ।

३७. मनोरथा नाम तटप्रपाताः ।

३८. यदिच्छामि ते तदस्तु ।

३९. रन्ध्रोपनिपातिनोऽनर्था इति यदुच्यते तदव्यभिचारि वचः ।

४०. राजरक्षितव्यानि तपोवनानि नाम ।

४१. लभेत वा प्रार्थयिता न वा श्रियं ।
श्रिया दुरापः कथमीप्सितो भवेत् ॥

४२. विरक्षितं ह्यनुक्तमनुतापं जनयति ।

४३. विकारं खलु परमार्थतोऽज्ञात्वाऽनारम्भः प्रतीकारस्य ।

४४. शमप्रधानेषु तपोधनेषु गूढं हि दाहात्मकमस्ति तेजः ।

४५. शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ।

४६. शिवास्ते पन्थानः सन्तु ।

४७. श्रद्धा वित्तं विधिश्चेति त्रितयं तत्समागतम् ।

४८. सता हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।

४९. सतीमपि ज्ञातिकुलैकसंश्रया जनोऽन्यथा भर्तृमतीं विशङ्कते ।

५०. सरस्वती श्रुतमहतां महीयताम् ।

५१. सूत, विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम ।

५२. सर्वः कान्तमात्मीयं पश्यति ।

५३. सर्वः सगन्धेषु विश्वसिति ।

५४. सागरमुज्झित्वा कुत्र वा महानदी अवतरति ।

५५. स्त्रीणामशिक्षितपटुत्वममानुषीषु संदृश्यते किमुत याः प्रतिबोधवत्यः ।

५६. स्निग्धजनसंविभक्तं हि दुःखं सह्यवेदनं भवति ।

५७. स्नेहप्रवृत्तिरेवंदर्शिनी ।

५८. स्वपिति शिरस्त्वचः शिखां धुनेत्यहिशङ्कया ।

५९. स्वभाव एवैष परोपकारिणाम् ।
६०. स्वाधीनकुशलाः सिद्धिमन्तः ।
६१. हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः ।
६२. सहजं किल यद्विनिन्दितं न खलु तत्कर्म विवर्जनीयम् ।

## પરિશિષ્ટ–૨

## કાલિદાસ વિશે કેટલાક ઉલ્લેખો

१. अनघा गुणसंपूर्णा समुचितविच्छित्तिवृत्तिरीतिरसौ ।
प्रस्तुतरसस्रदोहा सरस्वती जयति कालिदासस्य ॥ —અભિરામ

२. अपशब्दशतं माघे भारवौ च शतत्रयम् ।
कालिदासे न गण्यन्ते कविरेको धनञ्जयः ॥

३. अस्पृष्टदोषा नलिनीव दृष्टा
हारावलीव ग्रथिता गुणौघैः ।
प्रियाङ्कपालीव विमर्दहृद्या
न कालिदासादपरस्य वाणी ॥ —શ્રીકૃષ્ણ કવિ

४. उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥

५. उपमा कालिदासस्य नोत्कृष्टेति मतं मम ।
अर्थान्तरस्य विन्यासे कालिदासो विशिष्यते ॥

६. एकोऽपि जीयते हन्त कालिदासो न केनचित् ।
शृंगारे ललितोद्गारे कालिदासत्रयी किमु ॥

७. कवयः कालिदासाद्याः कवयो वयमप्यमी ।
पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् ॥

८. कालिदासगिरां सारं कालिदासः सरस्वती ।
चतुर्मुखोऽथवा साक्षाद् विदुर्नान्ये तु मादृशाः ॥ —મલ્લિનાથ

९. कालिदासस्य सर्वस्वमभिज्ञानशाकुन्तलम् ।
तत्रापि च चतुर्थोऽङ्को यत्र याति शकुन्तला ॥

१०. काव्येषु नाटकं रम्यं तत्रापि च शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥

११. कालिदासकविता नवं वयो
माहिषं दधि सशर्करं पयः ।
शारदेन्दुरबला च कोमला
स्वर्गसौख्यमुपभुञ्जते नराः ॥

१२ ख्यातः कृती सोऽपि च कालिदासः
शुद्धा सुधा स्वादुमती च यस्य ।
वाणीमिषाच्चण्डमरीचिगोत्र
सिन्धोः परं पारमवाप कीर्तिः ॥ —सोड्ढल

१३. धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशङ्कु-
वेतालभट्टघटकर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

१४. निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ —बाण

१५. पुरा कवीनां गणनाप्रसङ्गे
कनिष्ठिकाधिष्ठितकालिदासाः ।
अद्यापि तत्तुल्यकवेरभावा-
दनामिका सार्थवती बभूव ॥

१६. यस्याश्चोरश्चिकुरनिकरः कर्णपूरो मयूरो
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः ।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तु बाणः
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ॥ —जयदेव

१७. लिप्ता मधुद्रवेणासन् यस्य निर्विषया गिरः ।
तेनेदं वर्त्म वैदर्भं कालिदासेन शोधितम् ॥

१८. वदन्ति कवयः काव्येऽपि च कालिदासाद्याः ।
हृदयं मदयन्ति हृदयभिन्नगतायोऽपि हा हृदयः ॥

१९. वाल्मीकेरजनि प्रकाशितगुणा व्यासेन लीलावती ।
वैदर्भी कविता स्वयं वृतवती श्रीकालिदासं वरम् ॥

२०. वैदर्भीरीतिसन्दर्भे कालिदासः प्रगल्भते ॥

२१. श्रीकालिदासस्य वचो विचार्य
नैवान्य काव्ये रमते मतिर्मे ।
किं पारिजातं परिहृत्य हन्त
भृङ्गालिरानन्दति सिन्धुवारे ॥
२२. साकूतमधुरकोकिलविलासिनीकण्ठकूजितप्राये ।
शिक्षासमयेऽपि मुदे रतलीलाकालिदासोक्तिः ॥
२३. सुवशा कालिदासस्य मन्दाक्रान्ता प्रवल्गति ।
सदश्वदमकस्येव काम्बोजतुरगाङ्गना ॥
२४. माघश्चोरो मयूरो मुररिपुरपरो भारविः सारविद्यः
श्रीहर्षः कालिदासः कविरथ भवभूत्याह्वयो भोजराजः ।
श्रीदण्डी डिण्डिमाख्यः श्रुतिमुकुटगुरुर्भल्लटो भट्टबाण.
ख्यातश्चान्ये सुबन्ध्वादय इह कृतिभिर्विश्वमाह्लादयन्ति ॥
२५. येनायोजि न वेश्म स्थिरमर्थविधौ विवेकिना जिनवेश्म ।
स जयता रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः ॥

ઐહોળનો પુલકેશીરાજાનો શિલાલેખ

## પરિશિષ્ટ-૩

## अभिज्ञानशाकुन्तलमાં પ્રયોજાયેલા કેટલાક અલંકારો

(અકારાદિ ક્રમ મુજબ)

[ વ્યાખ્યા મમ્મટને આધારે છે. ]

**अतिशयोक्तिः—**

निगीर्याध्यवसानं तु प्रकृतस्य परेण यत् ।
प्रस्तुतस्य यदन्यत्वं यद्यर्थोक्तौ च कल्पनम् ॥
कार्यकारणयोर्यश्च पौर्वापर्यविपर्ययः ।
विज्ञेयातिशयोक्तिः सा.......

**૨-૬, ૯; ૬-૩, ૧૯; ૭-૩૦.**

**अनुमानम्**—अनुमानं तदुक्तं यत्साध्यसाधनयोर्वचः ।

**૩-૭, ૮, ૧૫; ૫-૬, ૩૧; ૬-૧૧, ૧૫.**

**अप्रस्तुतप्रशंसा**:-अप्रस्तुतप्रशंसा सा या सैव प्रस्तुताश्रया ।

**૧-૨૩, ૨૪, ૨૫, ૩૧, ૩૨; ૩-૨; ૫-૨, ૪, ૧૨, ૨૨, ૨૪, ૨૫, ૨૮; ૬-૨૯, ૩૧; ૭-૧૭, ૩૦.**

आक्षेप–निषेधो वस्तुमिष्टस्य यो विशेषाभिधित्सया ।
वक्ष्यमाणोक्तविषय स आक्षेपो द्विधा मत ॥
५–७

उत्प्रेक्षा–सभावनमथोत्प्रेक्षा प्रकृतस्य समेन यत् ।
१–६, ८, ३१, २–३, १०, ३–१, ४–२, १२, २२, ५–१०, २३, ६–४, २१, ७–८.

उदात्तम्–उदात्त वस्तुन सपद् महता चोपलक्षणम् ।
७–१, ६, २७

उपमा–साधर्म्यमुपमा भेदे
१–५, १०, १८, ३१, ३३, २–४, ७, ८, १७, ३–९, २३, ४–१, ४७, १९, ५–११, १३, १९, २१, ६–६, ८, ९, १८, २४, २७, ७–३, ११, १५, १६, १८.

काव्यलिङ्ग— काव्यलिङ्ग हेतोर्वाक्यपदार्थता ।
१–८, ११, १२, २३, २७, २८, २–१, ३, ५, ६, ९, ३–१०, १७, २१, ५–२३, ६–४, ५, ११, १२, २४, २५, ७–३, १६, २१, २४, २८, ३३

दृष्टान्त —दृष्टान्त पुनरतेषा सर्वेषा प्रतिबिम्बनम् ।
३–१६, ५–७, १४, २८, ६–१, २८, ३०, ३१, ७–४, २२, ३२

निदर्शना–अभवन्वस्तुसबन्ध उपमापरिकल्पक ।
१–१७, १८, ६–१६, ७–२२, २९, ३१

परिकर—विशेषणैर्यत्साकूतैरुक्ति परिकरस्तु स ।
१–३, २–४, ८–८, ७–११.

परिणाम—परिणाम क्रियार्थश्चेद् विषयी विषयात्मना ।
३–२०, ४–१०, ७–५

पर्यायोक्तम्–पर्यायेण विना वाच्यवाचकत्वेन यद् वच ।
१–३०, ६–५

प्रतिवस्तूपमा–सामान्यस्य द्विरेकस्य यत्र वाक्यद्वये स्थिति ।
५–४, १२.

भाविकम्–प्रत्यक्षा इव यद् भावा क्रियन्ते भूतभाविन ।
तद्भाविकम्
२–१२,

**भ्रान्तिमान्**...भ्रान्तिमानन्यसंवित्तत्तुल्यदर्शने ।

६–२०.

**मालादीपकम्**—मालादीपकमाद्यं चेद्यथोत्तरगुणावहम् ।

४–२०.

**रूपकम्**–तद्रूपकमभेदो य उपमानोपमेययोः ।

२–१०, १६, ३–२१; ५–२५; ६–२, ७; ७–२०, २६.

**विभावना**–क्रियायाः प्रतिषेधेऽपि फलव्यक्तिर्विभावना ।

३–२५, ५–१०, ३१.

**विरोधः**–विरोधः सोऽविरोधेऽपि विरुद्धत्वेन यद्वचः ।

१–३०; २–१; ५–४, १२.

**विशेषोक्तिः**—विशेषोक्तिरखण्डेषु कारणेषु फलावचः ।

३–२५; ५–१०; ६–४, ७; ७–१, १०, १२, २५.

**विषम**–क्वचिद् यदतिवैधर्म्यान्न श्लेषो घटनामियात् ।
कर्तुः क्रियाफलावाप्तिर्नैवानर्थश्च यद् भवेत् ॥
क्रमेण च विरुद्धे यत् स एव विषमो मतः ॥

१–१०; २–१८; ५–२०.

**व्यतिरेकः**—उपमानाद् यदन्यस्य व्यतिरेकः स एव सः ।

२–१४; ५–८, २२; ६–३०; ७–२५.

**श्लेषः**–श्लेषः स वाक्ये एकस्मिन् यत्रानेकार्थता भवेत् ।

२–४, १४; ७–११.

**समम्**–समं योग्यतया योगो यदि संभावितः क्वचित् ।

४–१३, ५–१५; ६–२८; ७–२८.

**समासोक्तिः**–परोक्तिर्भेदकैः श्लिष्टैः समासोक्तिः ।

**समुच्चयः**-–तत्सिद्धिहेतावेकस्मिन् यत्राऽन्यत् तत्करं भवेत् ।
समुच्चयोऽसौ, स त्वन्यो युगपद् या गुणक्रियाः ॥

६–८.

**स्वभावोक्तिः**—स्वभावोक्तिस्तु डिम्भादेः स्वक्रियारूपवर्णनम् ।

१–७, ८, ९, १४, १५, २१, २९; २–२, ६; ३–१२ २४; ४–१४; ५–२०; ६–१७; ७–१४, २१.

---

(औ)



(क)



(ग)



(च)



(ज)



(त)



(द)